

# તરૂણ તપસ્વિની.

## ભાગ ૨ જો.




લેખકઃ—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર, વડવાળી પોળ—અમદાવાદ.





પ્રકાશકઃ—

સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.

શાહપુર, વડવાળી પોળ—અમદાવાદ.





આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સોલ એજન્ટઃ—

અમૃતલાલ ચુનીલાલ શાહ.

C/O. સત્યેન્દ્રપ્રસાદ.

શાહપુર, મહેતા પોળ—અમદાવાદ.

સંવત ૧૯૭૩. • સને ૧૯૧૭.





કીંમત રૂ. ૧—૮—૦.

---

**वसन्ततिलकावृत्त.**

पद्माकरं दिनकरो विकची करोति ।
चन्द्रो विकाशयति कैरवचक्र वालम् ॥
नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति ।
सन्तः स्वयं परहितेषु कृताभियोगाः ॥

भर्तृहरिशतक.

સૂર્ય પ્રાર્થના વિનાજ કમળના સમુદાયને પ્રફુલ્લિત કરે છે, ચંદ્ર કોઈની પણ પ્રાર્થના વિના પોયણી (કુમુદિની) ને પ્રફુલ્લિત કરે છે અને મેઘ પણ કોઈની પ્રાર્થના વિના જળ આપે છે; તેમજ સત્પુરૂષો કોઈના પણ કહ્યા વિના બીજાના કલ્યાણ માટે ઉત્સાહથી પ્રયાસ કરે છે.

---

અમદાવાદ શાહાપુર વનમાળીવાંકાની પોળમાં "અંબિકા વિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ. લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું.

## ઉત્સર્ગ.

સાહિત્ય વિલાસી પરમાર્થ પરાયણ

**સદ્ગત શ્રીમાન સરદાર સર ચિનુભાઇ માધવલાલ**

બેરોનેટ સી. આઇ. ઇ.

ના

શુભ સ્મરણ પૂર્વક આ ગ્રંથ ત્હેનો ઉપકૃતાવન્ત રંક લેખક એ ધર્મ મૂર્તિ સ્વ૦ સત્પુરૂષને સમર્પણ કરી પોતાના અલ્પ પ્રયાસની સફળતા સમજે છે. **કેમકે**

જે સત્પુરૂષે જીવન પર્યંત સદ્ભાવથી ઉત્સાહ અને ઉત્તેજનનું જળ સીંચી આ લખનારના બાળ યત્નો તરફ પ્રેમ, કૃપા અને મમતા ભરી દૃષ્ટિ રાખી છે, તેમ આ લેખક જેવા અનેક સાહિત્ય સેવકોને સાદર સંતોષ્યા છે; વળી શ્રી શારદા અને સત્કીર્તિનો વિરલયોગ પ્રાપ્ત કરી જેમણે આ અસાર સંસારનો પ્રવાસ સુખરૂપ પરિપૂર્ણ કરી, પોતાની પાછળ સંપત્તિ, સંતતિ અને સત્કીર્તિનાં ઉજળાં લ્હાણાં આ જગતને આપેલાં છે. એવા મહત્પુરૂષના મહદાત્માનો સ્વરૂપાનંદમાં સર્વદા આત્મ વિલાસ અખંડ રહો એવી શુભેચ્છા પૂર્વક આ અલ્પ વસ્તુ અર્પણ કરતી વખતે પુષ્પ સંસર્ગે કીટ પણ શ્રી ઇષ્ટ ચરણનો અધિકારી થઇ શકે છે; એ ન્યાયે આશ્વાસન મેળવ્યા સિવાય અત્ર અન્ય શું વક્તવ્ય અવશેષ હોય ?

સદ્ગતનો સ્નેહ-કૃપા ઋણી

**લેખક**

**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**

જ્ઞાનમન્દિર પ્રેસ, અમદાવાદ.

# લેખકના બે બોલ.

**रक्तत्वं कमलानां सत्पुरुषाणां परोपकारित्वम् ।**
**असतांच निर्दयत्वं स्वभावसिद्धं त्रिषु त्रितयम् ॥**

કમળની રતાશ, સત્પુરૂષોનું પરોપકારી પણું અને દુષ્ટ માણસોની દુષ્ટતા એ ત્રણે વસ્તુઓ ત્રણ જાતના પુરૂષોને વિષે કુદરતથીજ ઉત્પન્ન થએલી છે.

આજે ઘણા લાંબા સમયે આ 'તરૂણ તપસ્વિની'નો દ્વિતીય ભાગ મારા માનવંતા ગ્રાહકોના કર કમળમાં સમર્પણ કરવાને હું ભાગ્યશાળી થયો છું. સદર્હુ પુસ્તકનો પ્રથમ ભાગ બહાર પડયા પછી તરતજ દ્વિતીય ભાગ બહાર પાડવાની માગણી થયેલી અને મારી પણ તેમ કરવાની ઇચ્છા હતી પરંતુ હાલમાં ચાલતા મહાન્ યુદ્ધના લીધે કાગળોની થએલી બેહદ મોંઘવારી અને તેની સાથે મારી પ્રકૃત્તિની અવ્યવસ્થાને લેઈ વધુ વિલંબ થયો છે. તેને માટે મારા માનવંતા ગ્રાહકો દરગુજર કરશે.

આ નવલકથાના પહેલા ભાગમાં અપૂર્ણ રહેલી કથાને આ ભાગમાં પૂર્ણ કરવામાં આવી છે. ભગવાં ધારી સાધુ ગિરિનંદ સ્વાર્થાંધ થઈ ભયંકર પાપકર્મોમાં તદ્રુપ બને છે પરંતુ તે દુષ્ટાત્મા આખરે કુદરતના ગયબી ફટકાથી તેનાં કરેલાં કુકર્મોનાં ફળ આ ભવમાંજ ભોગવી દારૂણ કષ્ટ સહન કરીને મરે છે. પૈસાના લાલચુ મિત્રો શ્રીમંતોના ભોળા પુત્રોને પોતાની સ્વાર્થી જાળમાં ફસાવી તેમને કેવીરીતે પાયમાલ કરે છે તે "ભદ્રેશરાય" ના દ્રષ્ટાંતથી પૂર્ણ રીતે સમજાશે.

તે ઉપરાંત પતિ પરાયણ પ્રેમદા દિવ્યપ્રભા પાપીના પંજામાં સપડાઇ અસહ્ય ત્રાસ સહન કરવા છતાં તેના અમૂલ્ય શીયળનું કેવી રીતે રક્ષણ કરે છે; અને તપસ્વિનીદેવી તથા ભગવતિ–નિરંજની–કૈલાસ વગેરે પાપીઓનો વિધ્વંસ કરવાને કેવી અજબ યુક્તિયો કરી નિર્દોષ જનોનું રક્ષણ કરે છે વગેરે બાબતોનો આબેહુબ ચિતાર ચિતરવામાં આવ્યો છે.

"આપણા આ પવિત્ર આર્યાવર્તમાં ગિરિનંદના જેવા અનેક સ્વાર્થી સાધુઓ જ્યાં–ત્યાં જોવામાં આવે છે. જ્યાં સુધી એ સાધુ મહાત્માઓ પોતાના સ્વાર્થને અળગો કરી જન સમાજને ખરા રસ્તે ચડાવશે નહિ ત્યાં સુધી કોઇનું કલ્યાણ થવાનું નથી. આધુનિક સમયમાં એવા અનેક બગ ઉપદેશકો અને સાહિત્ય સેવકો જોવામાં આવે છે, કે જેઓ જ્યારે ઉપદેશ આપે છે અને વિદ્વતા ભર્યા લેખો લખે છે ત્યારે આપણને તો એમજ અનુમાન થાય છે કે તેઓનું જીવન ઘણુંજ સુખમય અને પ્રસંસા પાત્ર હોવું જોઇએ, પરંતુ જ્યારે તેઓનો પૂરે પૂરો પરિચય થાય છે, ત્યારે તેઓ જે ઉપદેશ અને લેખ જન સમાજ સમક્ષ આપે છે, તેમાં "પોથામાંનાં રીંગણાં" જેવો તાત્પર્ય માલમ પડે છે. હર, હર, વિશ્વંભરા! આ કેટલી અનીતિ? શું તેઓ ઇશ્વરના અને મનુષ્યોના ગુન્હેગાર નથી ગણાતા? હા! જેઓના ઉપર આધાર રહેલો હોય છે તેઓજ જ્યારે આવું વર્તન રાખશે ત્યારે પછી તેઓના બોધની અને લેખની ઉત્તમ છાપ જગતને તેઓ કેવી રીતે પાડી શકશે! "લક્ષ્મી અને લેખકને આદ્ય વૈર હોય છે" એવું ઘણા ઘરડા માણસોનું કહેવું હોય છે, તે વાત ખરેખર સાચીજ છે. જ્યારે તેઓનાં વર્તન આવાં વિચિત્ર હોય ત્યારે લક્ષ્મી ક્યાંથી સાંપડે? કેટલાકને મારા આ કથનથી ખોટું તો લાગશે પરંતુ આમાં ખોટું લગાડવા જેવું કાંઇજ નથી.

"જન સમાજને નીતિ અને જ્ઞાનને પંથે પ્રેરનાર ઉત્તમ લેખો અને વિદ્વાન ઉપદેશકોજ છે. લેખકો (વિદ્વાનો) ભલે ગમે એવું ગાંડુ-ઘેલું લખે પણ તેમના પુસ્તક લખવાના સારાંશમાં એક જાતનું અલૌકિક જ્ઞાનદાયક તત્વ સમાએલું હોય છે. તે સારા તત્વને ગુણગ્રહણ કરી લઈ બાકીના લખાણ તરફ લક્ષ આપવા નથી અને તે સાહિત્ય સેવકને ભવિષ્યમાં અન્ય સારાં પુસ્તકો લખવાને ઉત્તેજીત કરે છે. જ્યારે ગુણવાન મનુષ્યો આવી રીતે વર્તે છે ત્યારે આજકાલના અર્ધદગ્ધ ઉછૃંખલ યુવાનીયા સ્વતંત્ર લખીતો ન શકે પણ ટીકાઓ કરી આનંદ માને છે અને જનસમાજને જણાવે છે કે અમે વિદ્વાન છીએ. ફલાણું ખોટું છે અને ફલાણું સારૂં છે, એમ દુનીયાને ખોટું સમજાવે છે; પરંતુ તેથી શું? ગાંડુ ઘેલું જેવું આવડે તેવું પોતાના સ્વતંત્ર મગજથીજ દરેકે લખતાં શીખવું જોઇએ. પર ભાષાનાં ખોળીયાં બદલી યાતો માસીક ચોપાનીયાંમાંથી ઉતારા કરી દુનિયાંને છેતરવા કરતાં પોતાના પગ ઉપરજ ઉભા રહેવાં શીખવું એ દરેક માણસની ફરજ છે. એવાઓ કરતાં સ્વતંત્ર મગજથી લખનાર હજાર દરજ્જે ઉત્તમ કહેવાય છે: પછી ભલેને તેની ભાષામાં અને વાક્યોમાં દોષ હોય! પણ તેનું લખાણ તો નીતિમયજ હોય છે. એવા રત્ન દેશી મિથ્યા ટિકાકારો માટે એક વિદ્વાને કહ્યું છે કેઃ—

"હશે જે હંશ વૃત્તિના, અમિમય પાન તો કરશે,<br>
કુટિલ જન કાગડા જેવા, જઇ વિષ્ટા પરે ઠરશે.<br>
હશે જે શુક પંડિતો, ટીકાકારો થઇ ભમશે,<br>
ઉન્હાળાના પ્રખર તાપે, જવાસા ખીલીને રમશે.<br>
વિહારી વ્રજ ભૂમીના નહિ ગલીયો વિશે ફરશે,<br>
હરાયા ઢોરની માફક, જહિં તહિં ચારો નવ ચરશે.

જગત્ જન જાણતા સરવે, કરે બકવાદ વળશે શું!
લખારાનું નથી કંઇ નુર, કૂટે કંઇ પેટ વળશે શું?
પડી જે ટેવ ના ટળશે, ભુંડા ભુંડાઇમાં સડશે,
હશે જો તત્વ એનામાં, નહિ નિંદા જરી અડશે.
ભરી કચરા તણું ગાડું, રવી સામે ભલે નાખો,
થશે શું જાંખો દિનકર એ? નકામી મૂર્ખતા દાખો."

માટે એવા તુચ્છ વિચારના ટીકાકારોની મિથ્યા ટીકાના પરવાહ નહિ કરતાં પ્રિય સાહિત્ય સેવકોએ નીતિમય જીવન ધારણ કરી પોતાનું કાર્ય વગર સંકોચે આગળ વધારી જનસમાજનું શ્રેય કરવું જોઇએ. નીતિવાનનો જય છે અને અનીતિવાનનો પરાજય છે એ સ્મરણમાં રાખવું.

આ પુસ્તકને જલ્દીથી બહાર પાડવાનું માન મારા પરમ હિતેષી મિત્રવર્ય રા. રા. અમૃતલાલ ચુનીલાલ શાહને ઘટે છે. હું તેમનો તથા મારા કાર્યમાં ઉત્સાહ આપનાર મિત્રવર્ય રા. ચંદુલાલ હરીલાલ દવેનો ઉપકારી છું.

અંતે કહેવાનું એજ કેઃ—નવલકથાના દોષોને નહિ જોતાં ગુણ ગ્રહણ કરી સદાચારી થશો તો શ્રમ સફળ થયો સમજાશે.

| | |
|---|---|
| વિક્રમાર્ક. ૧૯૭૩.<br>ચૈત્ર પૂર્ણિમા.<br>શાહપુર, વડવાળીપોળ.<br>**અમદાવાદ.** | **લી.**<br>**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.** |

## ગજલ.

સુણો જગદીશ વિનંતીને, તમારી આશ ભારી છે,
કૃપા કરીને સુધારો આ, દશા બગડી અમારી જે;
અમારા દેશના વૈશ્યો, મહાજન બ્રાહ્મણો રાજા,
જરા એ સીકલો ઝાંખો, ખરી આશા તમારી છે.
નથી કંઇ દેશની મમતા, કોઇ ભારત નિવાસીને,
હવે શું યત્નને કરવો, શિરે બહુ દુઃખ ભારી છે.
વધારો માતૃ ભાષાને, ડુબી ગઇ હાય ખાડીમાં,
વિના વૈદિક વિદ્યાસુ, બુરી હાલત અમારી છે.
સુણો શિક્ષા અમારી આ, અરે ભારત તણા વાસી,
નહિતો દીન પ્રતિ દિનમાં, જરૂર સૌની ખુવારી છે.
કરો શુભ એકતા દીલથી, કપટ છળને દૂરે ત્યાગી.
મળે સૌ પ્રેમથી સજ્જન, વિનંતી એ અમારી છે.

ભારતોદ્ધાર ભજનામૃત.

## ગરબો.

આવો! આર્ય તનુજા, આજ અમારે આંગણે રે;
નીતિ સદ્દવર્તનથી જેનું શીયળ સમજાય,
તેવી પુન્યવતિનું વંદન પૂજન થાય છેરે.

### સાખી.

વિદ્યા જેનું વ્યસન છે, પતિવ્રત જેનો ટેક,
દાન દયા દીનતા અને, વ્હાલો હોય વિવેક;
સોબત પ્રીતિ સ્તુતિ પતિ વણ ગણુતી વ્યર્થ
તેવી પુણ્યવતિનું વંદન પુજન થાય છે રે.

અસત્ય નવ અંતર ધરે, વ્યર્થ ન વેણુ વદાય;
પતિ હિત અર્થે પ્રાણુને, તૃણુ સમ ત્યજી દેવાય;
એવા શુભ સંકલ્પે તન ધન યૌવન ધારતી રે,
પતિનું પ્રતિ પ્રભાતે પૂન્ય વધાર્યા જાય.—તેવી.

રીસામણી શુભ રીતથી, રીસાય પણુ રીત માંહ્ય,
સ્વામીના સ્વભાવને, પામી જઇ પળ માંહ્ય;
સત્વર રીસ સમેટી પ્રસન્ન વદન પતિ પેખતીરે,
ઘરનાં છીદ્રો સ્વપ્ને પરમે ના સંભળાય—તેવી.

# શીયળ મહિમા.

શીયળ શ્રૃંગાર જે સજશે,
અવિદ્યા ઉરની તજશે;
પતિવૃત પ્રેમથી પાળે,
પ્રભુજી પાસમાં ભાળે;
સતિને દેવ પણ ભજશે—શીયળ૦

ભકતી ભરથારની કરીએ,
મહા જળ સ્હેલથી તરીએ;
દીવ્ય એ દંપતી દીપશે—શીયળ૦

સતિ દમયંતી ને સીતા,
ગણાએ અવની ગુણ ગીતા;
કલ્પતરૂ ઉર નીપજશે—શીયળ૦

# અનુક્રમણિકા.

---


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | યોગિની કે વિયોગિની? ... ... | ૧ |
| ૨ | તપસ્વિની દેવીના આશ્રમમાં શૈલેશ કુમાર. ... | ૧૪ |
| ૩ | યોગેન્દ્ર. ... ... ... | ૨૫ |
| ૪ | ભદ્રેશનું ભાગ્યચક્ર. ... ... ... | ૩૧ |
| ૫ | પાપનો પશ્ચાતાપ. ... ... ... | ૪૧ |
| ૬ | ભદ્રેશ અને ભગવતિ... ... ... | ૪૮ |
| ૭ | ગયબી ખંડીએર. ... ... ... | ૫૭ |
| ૮ | ભયંકર પ્રસંગ. ... ... ... | ૬૫ |
| ૯ | ચડતી પડતીના ચમત્કાર. ... ... | ૭૪ |
| ૧૦ | વિધાતાની વિચિત્રતા.... ... ... | ૮૫ |
| ૧૧ | કાળો નાગ.. ... ... ... | ૯૫ |
| ૧૨ | અજીત અને મધુમુખી... ... ... | ૧૦૮ |
| ૧૩ | વિશ્વેશની વ્યાકુળતા.... ... ... | ૧૧૪ |
| ૧૪ | ગુરૂ દર્શન. ... ... ... | ૧૧૯ |
| ૧૫ | આખરે ફસાયો. ... ... ... | ૧૨૫ |
| ૧૬-૧૭ | કાળ કોટડીમાં કેદી શૈલેશ. ... ... | ૧૩૨ |
| ૧૮ | માનવ કે રાક્ષસ? ... ... ... | ૧૪૦ |
| ૧૯ | દુઃખીયારી દિવ્યપ્રભા.... ... ... | ૧૫૩ |
| ૨૦ | દયાની દેવી... ... ... ... | ૧૬૫ |
| ૨૧ | મ્હોતની ખીણ... ... ... ... | ૧૭૬ |
| ૨૨ | મિત્રનો ઉદ્ધાર... ... ... ... | ૧૮૪ |

૨૩ ગુરૂનો ક્રોધ અને નિર્દોષનો ભયંકર ભોગ... ... ૧૯૩
૨૪ રાક્ષસ અને રાક્ષસી ... ... ... ૨૦૪
૨૫ રાજા વીરભદ્રની છાવણી. ... ... ૨૧૨
૨૬ મિલન મંદિર... ... ... ... ૨૨૨
૨૭ અચાનક મેળાપ. ... ... ... ૨૩૧
૨૮ મધુમુખીનું પૂર્વ વ્રતાંત... ... ... ૨૪૫
૨૯ ભગવતિનો સદ્બોધ..... ... ... ૨૫૭
૩૦ નિર્દોષની વ્હારે... ... ... ... ૨૭૨
૩૧ જુલ્મીનો જુલમ... ... ... ... ૨૭૯
૩૨ અરે આ શું? આતે શો ચમત્કાર! ... ... ૨૮૬
૩૩ સંકટના સપાટામાં...... ... ... ૩૦૪
૩૪ પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી. ... ... ... ૩૧૭
૩૫ જેવી કરણી તેવી પાર ઉતરણી. ... ... ૩૩૦
૩૬ પવિત્ર પ્રેમનો વિજય... ... ... ૩૩૯
૩૭ પાપનો પશ્ચાતાપ અને ગિરિનંદની ઓળખાણ. ... ૩૫૭
૩૮ પૂર્વ કથા. ... ... ... ૩૭૨
૩૯ પૂર્વ કથાની પૂર્ણાહુતી અને વૈરીસિંહના જીવનની સમાપ્તિ. ૩૮૨
૪૦ રાજ્યાભિષેક. ... ... ... ૩૯૧
ઉપસંહાર. ... ... ... ૩૯૮





# " તરૂણતપસ્વિની."

—:o:—

## ભાગ ૨ જો.

—:o:—

## પ્રકરણ ૧ લું.

—:o:—

### " યોગિની કે વિયોગિની ? "

* કદી આકાશ શિર તૂટે, છતાં એ પ્રેમ નહિ છૂટે,
કદી જો વજ્રમાં કૂટે, છતાં એ પ્રેમ નહિ છૂટે;
સુરત જાગી લગન લાગી, અગન આ અંગમાં વ્યાપી,
ન માપી જાય ઉર ઇચ્છા, કદીએ પ્રેમ નહિ છૂટે.

સૃષ્ટિ શાન્ત હતી. નભ મંડળમાં શશીકાન્ત દેવ પૃથ્વી પર્યટન કરી રહ્યા હતા. તેજોમય શાન્ત ચંદ્રિકા સર્વત્ર પથરાઈ રહી હતી. રાત્રિના

* બહારે વસંત.

ચોથા પ્રહરનો સમય હતો. વિંધગિરિનાં શિખરો સ્ફટિક સમ ઉજ્વળ જણાતાં હતાં. આવા સુખમય સમયે જ્યારે સંસારીજનો નિદ્રાની મોહક મઝામાં મશગુલ થઇ રહ્યાં હતાં, ત્યારે આપણી પરિચીત પવિત્ર "તપસ્વિની દેવી" કુમારનીએ જાગૃત થઇ પ્રભુના ધ્યાનમાં નિમગ્ન થઇ હતી. તેની પાસે ભગવાં વસ્ત્રથી મહાદેવી સમાન શોભતી "ભગવતી" નામક યોગિની હાથમાં માળા પકડી એકાગ્રતાથી પ્રભુનું રટણ કરતી હતી. કૈલાસ ટેકરીપર આવેલા શિવાલયના ઓટલાપર પણ ત્રણ–ચાર ભગવાંધારી સાધુઓ બેઠા બેઠા પ્રભાતિયાંના સૂર લલકારતા હતા. તપસ્વિની દેવીના અન્ય ધર્માનુરાગી સેવકો પણ આ પાછલી રાત્રિએ જાગૃત થઇ પ્રાતઃકર્મમાં ગુંથાયા હતા. જ્યારે કૈલાસ-ટેકરીનું ભક્તમંડળ જાગૃત થયું હતું ત્યારે આપણી પરિચીત સુકુમારી "કૈલાસ" હજી સુધી જાગૃત થઇ નહોતી. તે દુષ્ટ મંડળમાંથી મધ્યરાત્રે આવેલી હતી; અને ત્યાંથી કંઇક અગત્યના સમાચાર લાવી હતી. ખાનગી સમાચાર તપસ્વિનીને જણાવી તે પવિત્ર બાળા પર્ણકુટિમાં નિદ્રાવશ થએલી હતી. તેની પાસે પાથરેલા મૃગચર્મ પર "નિરંજની" નામક લાવણ્યમયી રમણી ભગવી કામળી ઓઢી નિદ્રાધિન થએલી હતી. પર્ણકુટિના ઉપરના ભાગમાંથી ચંદ્રકિરણ અંદર પ્રવેશી કૈલાસના ગોળ અને ગૌર મુખને પ્રકાશિત કરી રહ્યું હતું. સરળ બાળા કૈલાસમાં થોડા સમયથી કંઇક વિચિત્ર ફેરફાર થએલો હતો. તે પવિત્ર અને નિર્દોષ બાલિકાએ યૌવનમાં પ્રવેશ કર્યો હતો, તેથી તે સરોવરમાં પ્રફુલ્લ થએલા કમળ પુષ્પની માફક રૂપ સૌન્દર્યથી શોભી રહી હતી. પૂર્ણિમાના ચંદ્ર સમાન ગોળ તેજોમય મુખપર વારંવાર શરમના શેરડા પડતા હતા. તે વાત કરતાં શરમાતી અને હાષ્ય વખતે તેના ગુલાબી ગાલમાં ખાડા પડી જતા. તેના મુખપર પવિત્રતાની છાયા પ્રત્યક્ષ જણાતી. જોનારને

તેની પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન થતો. નિદ્રાવસ્થામાં અર્ધબિડાએલા પ્રવાલસમ અધરોષ્ટમાંથી જણાતી દંત પંક્તિઓ ચંદ્રના કિરણથી મોતીની માફક ચળકતી હતી. આવી સુસ્વરૂપા કૈલાસ ખરેખર કુદરત કર્ત્તાની કારીગરીના નમુના રૂપજ હતી. કૈલાસ ટેકરીપર નિવાસ કરતું મંડળ અને શયતાન સાધુનું દુષ્ટ મંડળ કૈલાસને કલ્યાણકારી દેવી સ્વરૂપ સમજતું હતું. આવી મનોહર કૈલાસ આજે દૈવયોગે નિદ્રાવસ્થામાં અલૌકિક સ્વપ્ન દર્શન કરી રહી હતી. ઘણા દિવસથી અદૃશ્ય થએલી તેની પ્રેમમૂર્તિનાં સ્વપ્નમાં તેણે દર્શન કર્યાં હતાં. તેની સાથે કૈલાસ અપૂર્વ આનંદથી વાર્તાલાપ કરતી હોય એમ એના મુખપર થતાં અવનવાં ચિહ્નોથી જણાતું હતું. કૈલાસનો સ્થુલ દેહ જોકે નિદ્રાને શરણ હતો, પરંતુ તેનો સુક્ષ્મ દેહ તો તેના પ્રિયજન સાથે વાર્તાવિનોદ કરતો દિવ્ય લોકમાં વિહાર કરી અપૂર્વ આનંદનો લાભ મેળવવા લાગ્યો. દિવ્યલોકમાંથી ફરતાં-ફરતાં તેઓ મનુષ્ય લોકમાં પાછાં આવ્યાં અને વિંધ્યગિરિના એક ઉંચા શિખરપર ઉભાં રહી આસપાસની રમણિયતા અવલોકવા લાગ્યાં. એવામાં તેમની નજરે લોકોનું એક મોટું ટોળું આક્રંદ કરતું ચાલી જતું જણાયું. તેમાં કેટલાક રોગી-અપંગ હતા, કેટલાક શરીરે સાજા પણ દુઃખથી કૃશ થઇ ગએલા જણાતા. તેમાં કેટલીક સ્ત્રીઓ હતી. તેમનાં શરીર પર પૂરતાં વસ્ત્ર નહોતાં. તેમનાં દુઃખી બાળકો ભૂખ-ભૂખની બૂમો મારતાં કાલાવાલા કરતાં હતાં. આવું દૃશ્ય જોતાંજ કૈલાસનું હૃદય કંપી ઉઠ્યું. તે સજળ નયને ટોળા સામે જોઇ રહી. ટોળું જોત જોતામાં અદૃશ્ય થઇ ગયું. કૈલાસે ગાઢ નિઃશ્વાસ નાખ્યો. તેનો નિઃશ્વાસ સાંભળી પાસે ઉભેલો તેનો પ્રિયજન બોલ્યોઃ-પ્રિય બાળા! આ આપણા આર્યાવર્તના ભાઇઓનો ચડતી પડતીનો ચમત્કાર જોયોને? પ્રિય કૈલાસ! જે ભૂમીનાં બાળકો અત્યુત્તમ સુખમાં સુવર્ણના હિંચોળે હિંચી આનંદ

કરતાં હતાં; હા ! તેજ પવિત્ર વીર વસુધાનાં બાળકો એક રોટલાના ટુકડા માટે કલ્પાંત કરે છે. હા, પવિત્ર ભૂમીમાંથી દયા, ધર્મ, નીતિ અને બ્રહ્મચર્યનો નાશ થતાં આવી શોચનિય સ્થિતિ થઇ રહી છે. આ સ્વર્ગભૂમીનો સુવર્ણ સૂર્ય હાલ અન્ય ભૂમીમાં પ્રકાશી રહ્યો છે અને ત્યાંના જનો ધર્મ-નીતિ અને બ્રહ્મચર્ય સંભાળી સ્વર્ગ સુખ ભોગવી રહ્યાં છે. કૈલાસ ! આ સઘળામાં પ્રભુની લીલા સમાએલી છે. તું તે દયાળુ દેવને પ્રણામ કર કે જેથી આ ભૂમીમાંથી ગએલાં ધર્મ—નીતિ અને શૌર્ય પાછાં આવે અને પુનઃ સુવર્ણ સૂર્ય પ્રકાશિત્ થઇ આ ભૂમીને ઉજવળ કરે.

“ કૈલાસે બે હાથ જોડીને પ્રણામ કર્યા. પ્રણામની સાથેજ આકાશમાંથી દિવ્ય તેજ ઉતરતું જણાયું. કૈલાસે પુઃન પ્રણામ કર્યા. એ તેજમાંથી એક દિવ્ય પુરૂષ પ્રકટ થયો અને અદ્ધર ઉભો રહી કહેવા લાગ્યોઃ—પવિત્ર બાળકો ! મનમાં દુઃખી થશો નહિ. તમારા દેશમાં ફરીથી સુખ સૂર્યનો ઉદય થશે. જે દેશમાં સત્ય—દયા—ધર્મ—બ્રહ્મચર્ય અને હિંમત છે તેજ દેશમાં સુખ સૂર્ય ચાલ્યો જાય છે. તમારા દેશમાંથી સત્ય—દયા—બ્રહ્મચર્ય વગેરે આજ કેટલાક સમયથી નાશ પામ્યું છે. નિરંતર ક્લેશ—કંકાશ અને ઇર્ષ્યાથી જનસમાજ દુઃખી થાય છે, માટે તેમને પ્રથમ સુધારો. તેમને સત્ય સ્વરૂપ સમજાવો; પરસ્પરમાં ભ્રાતૃભાવ વધારો. આવી રીતે કરવાથીજ તમારી સ્મશાન ભૂમી પુનઃ સ્વર્ગ ભૂમી થશે અને દુઃખથી પીડાએલાં જનો સુખની પરિસીમાએ પહોંચશે. કલ્યાણ—કલ્યાણ. કહી તે દિવ્ય પુરૂષ અદૃશ્ય થયો. બન્ને જણાં હાથ જોડી ઉંચે જોઇ રહ્યાં. દિવ્ય પુરૂષની વાત સત્ય સમજાઇ. કૈલાસ તેના પ્રિયજનનો હાથ પકડી પ્હાડ પરથી નીચે ઉતરવા લાગી. એવામાંજ તેમની નજરે દુષ્ટ ગિરિનંદ સાધુરામ ક્રોધાક્રાન્ત બની દોડી આવતો જણાયો. તેની પાછળ રાજ્યદ્રોહિ અજીતસિંહ અને બીજા બે સરદારો એક સુકોમળ સુંદરીને માર મારવા

ઘસડી જવા જણાયા. સાધુરામને જોઈ કૈલાસની સાથે નીચે ઉતરતો તેનો પ્રિયજન ઉભો રહ્યો અને ઘોર–ગંભિર અવાજે કહેવા લાગ્યો:–પ્રિય કૈલાસ ! પેલો જોયો કે દુષ્ટ સાધુરામ ! એના જેવા નરપિશાચોએજ આ પવિત્ર ભૂમીની અવદશા કરી છે. ખરૂં ખોટું સમજાવી દુનિયાંને અવળે રસ્તે દોરી છે. એ પાપી પિશાચોએ સત્ય સ્વરૂપ સમજાવનારા મહાત્માઓને દુનિયાંમાંથી અદ્રસ્ય કર્યા છે. ઢોંગી–ધૂર્ત સાધુરામોના સબબે સારો મહાત્મા પણ ઢોંગી સમજાય છે. સાંપ્રત સમયમાં મહેનત–મજુરીમાં ત્રાસ પડવાથી તેમજ બાલ્યકાળમાં ગ્રહસ્થાશ્રમી થઈ યુવાવસ્થામાં સ્ત્રી–પુત્રોનું પાલન કરી નહિ શકાવાથી અનેક મનુષ્યો મફતનું ખાવાને સાધુરામ બની જાય છે. તેમાં કેટલાક અભણ અને શુદ્રજાતીના લોકો મોટા મહાત્મા તરીકે પૂજાય છે અને કોમળ હૃદયની સ્ત્રીઓને ધર્મોપદેશ દેઈ મોટા મહંત બની જાય છે. કૈલાસ ! તુંજ કહે કે આવા પેટભરા સાધુરામોથી અપાત્રે દાન જાય છે કે નહિ ? તેમજ એવાઓથી દેશની દારિદ્રતામાં વધારો થાય છે કે નહિ ?

પ્રિયનાં વચન સાંભળી કૈલાસે કહ્યું:—આપનું કહેવું સત્ય છે. એવા વેશધારીઓને લીધેજ ઘણી વખતે બિચારા પવિત્ર મહાત્માઓને સહન કરવું પડે છે. અરે ! જુઓ ! જુઓ ! પેલો શયતાન ગિરિનંદ પેલી સુકોમળ અબળાની પર જુલ્મ ગુજારવા તત્પર થયો !

“ હા, હું હવે જાઉં છું, તું પણ જા. હું એ વેશધારી શયતાનના પંજામાંથી એ અબળાનો બચાવ કરૂં છું. કૈલાસ ! આપણું મિલન હવે ટુંકમાં છે. હું એ પૃથ્વીના ભાર રૂપ પ્રેતને જડમૂળથી ઉખેડી નાખી સત્વરે તને આવી મળીશ. પ્રિયે પ્રણામ. કહી તે પુરૂષ રૌદ્રરૂપ ધરી સાધુરામ તરફ જવા દોડી ગયો, કૈલાસની નજરમાંથી અદ્રસ્ય થયો.

તેની સાથેજ ભ્રમણ કરતો આત્મા નિદ્રાને શરણે પડેલા સ્થુલ શરીરમાં પેઠો. શરીરમાં ચૈતન્ય આવ્યું. એ સાથેજ સ્વપ્ન સમાપ્ત થયું.

કૈલાસ સફાળી જાગી ઉઠી, અને ન જશો! પ્રભુ! ન જશો. કહેતી બેઠી થઈ આસપાસ જોવા લાગી. ત્યાં કોઈ જણાયું નહિ. પ્રિયજનને બદલે પાસે સૂતેલી નિરંજની જણાઇ. હા! શું જતા રહ્યા? ઘણે દિવસે મળેલા પ્રિયતમ! એટલામાં આવ્યા શું અને જતા શું રહ્યા? હા! ભાગ્ય! તું પણ આગળનું આગળ ચાલતું જણાય છે! સ્વપ્નામાં પણ આ દુઃખીણીને તું સુખીણી જોવાને ઇચ્છતું નથી! હા, ગયા; પ્રભુ દયાહિન્ થઇ ચાલ્યા ગયા. આમ શોચ કરતી કૈલાસ નીચું નિહાળી રડવા લાગી. સઘળાં દુઃખ નજર સામે તરી આવ્યાં. હૃદય દુઃખ સહન નહિ થવાથી તે મોટેથી રડી પડી. તેના રડવાના અવાજથી નિદ્રાવશ થએલી નિરંજની જાગી ઉઠી; અને બેબાકળી બની પૂછવા લાગીઃ—કૈલાસ બ્હેન! શું છે? શું થાય છે? શા માટે રૂદન કરોછો? તેના શબ્દો સાંભળી કૈલાસ સ્વસ્થ થઈ. તેણે અશ્રુ લ્હોઈ નિરંજની સામે જોઇ કહ્યુંઃ—કાંઇ નહિ બ્હેન એતો મનની ભ્રમણા, આજે મને એક સ્વપ્ન આવ્યું. મ્હેં સ્વપ્નમાં દિવ્ય તેજ દીઠું. દૈવયોગે એ દિવ્ય સ્વપ્ન ટુંકમાં પૂરૂં થયું એ કારણ મારૂં હૃદય શોકાતુર થયું અને મારાથી રડી જવાયું; બીજું કાંઈ નથી.

"ત્યારે એમ કહોને! મને તો ફાળ પડી કે એકદમ શું થયું! બ્હેન માતાજી ક્યારનાંએ જાગૃત થએલાં લાગે છે. આપણે તો હજી હવે જાગૃત થઇએ છીએ. નિરંજનીએ કહ્યું.

"હા હવે આપણે તેમની પાસે ચાલો. કહી કૈલાસ પાસે પડેલું કમંડળ લઇ ઉભી થઇ; અને નિરંજની સાથે પર્ણકુટિની બ્હાર નીકળી ચાલવા લાગી. આ સમયે મોટું પરોઢ થયું હતું. પ્રભાતનો ઝાંખો—

જોખો પ્રકાશ સૃષ્ટિપર ધીમે ધીમે છવાતો હતો. આકાશમાં ઉગેલા તારા એક પછી એક અદૃશ્ય થતા જણાતા હતા. વસંતનો મધુરો પવન વ્હાતો હતો. કુન્જવનમાં કોકિલા મધુર કંઠે ટહુકાર કરી રહી હતી. કૈલાસ અને નિરંજનીએ દેવીની પાસે આવી નમન કર્યું. તપસ્વિની દેવી ધ્યાન મૂક્ત થઈ સવિતા નારાયણને પ્રણામ કરતાં હતાં. પ્રણામ કાર્ય પૂરૂં કરી દેવીએ હસ્તે વદને બન્નેને માથે હાથ મૂકી કહ્યું:—જાઓ, આજે સંગમ સ્નાનનો મહિમા છે, માટે પુષ્પભદ્રાના પવિત્ર સંગમ જળમાં સ્નાન કરી આવો; અને કુન્જવનમાંથી થોડાંક પુષ્પ વિણતાં આવો. પુત્રીઓ! જાઓ અને જલ્દી પાછાં આવો.

"કૈલાસ અને નિરંજની પ્રણામ કરી ચાલવા લાગ્યાં. નિરંજનીએ કુટિરમાંથી બે કફનીયો લઇ લીધી. બન્ને રમણીયો પ્રાતઃસમયની રમણિયતા અવલોકતી કૈલાસ ટેકરીપરથી નીચે ઉતરવા લાગી. તેઓ ઉતાવળથી ચાલતાં નીચે ઉતરી આવ્યાં. સંગમ સ્થળ ત્યાંથી દૂર આવેલું હતું. સૂર્યનારાયંણના ઉદય સાથે તેઓ પુષ્પભદ્રાના સંગમ સ્થળ સમિપ આવી પહોંચ્યાં. ત્યાં અનેક પ્રકારનાં રંગબેરંગી પુષ્પોનાં વૃક્ષોમાંથી મધુરી સુવાસ આવતી હતી. પુષ્પોનાં અનેક વૃક્ષો ત્યાં ખીલી રહ્યાં હતાં. તપસ્વિની દેવીએ એ સ્થળનું નામ કુન્જવન પાડયું હતું. પુષ્પભદ્રાનો પ્રવાહ ત્યાંથી સામે જણાતો હતો. સર્વ ભૂમી રમણિય જણાતી હતી. અનેક જાતનાં પક્ષીઓ અને હરણો આમતેમ ફરતાં નજરે પડતાં હતાં. આવા આનંદ દાયક કુન્જવન પાસે આવી નિરંજનીએ કૈલાસને કહ્યું:—બ્હેન! તમે આ પત્થરપર બેસી થોડીવાર વિશ્રામ કરો, હું માતાજીને માટે થોડાંક પુષ્પો લઈ આવું.

"હા, એમજ કરીએ. પ્રથમ પુષ્પ એકઠાં કરી પછી સ્નાન કરીએ. બ્હેન! કહોતો હું સાથે આવું? કૈલાસે કહ્યું.

"ના, તમારી જરૂર નથી, હું તો આ આવી. કહી નિરંજની કુન્જ વનમાં પ્રવેશી.

"કૈલાસે પત્થર પર બેસી ઘણીવાર સુધી પુષ્પભદ્રાના જળ સામે જોયા કર્યું.

ભરતી આવવાથી સરિતાનો દેખાવ સાગર સમાન જણાતો હતો. જળનાં પ્રચંડ મોજાં ઉંચે ઉછળી ઘુઘવાટ કરતાં હતાં. પાણીની છાલકો પત્થરો સાથે અથડાતી અને અંદરથી શંખ-છીંપો વગેરે વસ્તુઓ બહાર ફેંકતી. સરિતા સામે જોઈ રહેલી કૈલાસને રાત્રિના રહષ્યયુક્ત સ્વપ્નનું સ્મરણ થયું. પ્રિયજન સાથે અનુભવેલો આનંદ યાદ આવતાં તેના મુખ-પર અવનવા ફેરફાર થવા લાગ્યા. તેના મુખપર શોકની છાયા છવાવા લાગી. મન વ્યાકુળ બન્યું. પ્રેમિ બાળા મનથી પ્રિયતમને ઠપકો આપવા લાગી. હા, એકાએક જતું રહેવું હતું તો સ્વપ્નમાં શામાટે દર્શન આપ્યું? હા, પ્રભો! સ્વપ્ને મારા મનની ભ્રમણા ભાગી છે. મારા પ્રિયની સત્ય ઓળખાણ હવેજ મને પડી છે. મારા મનના માનીતા! તું હવે વધારે વાર મારાથી દૂર રહી શકીશ નહિ. મારા મનમંદિરના દેવ! તું ગમે એવી સ્થિતિમાં હશે પણ આ કૈલાસ તને અવશ્ય ઓળખી કાઢશે. આ હૃદયને ખરેખરી ખાત્રી થઇ ગઇ છે કે તે......તુંજ છે. મારા હૃદયનો વિસામો! આ નેત્રનો તારો! જે કહું તે તુંજ છે. હા, પ્રિય-તમ! આપણા વિયોગને વર્ષોનાં વર્ષો વિતી ગયાં છે. શું તને હજી સુધી મારૂં સ્મરણ રહ્યું હશે? મારા મનમોહન! શું આપણે પાછાં મળીશું? શું આપણે પ્રથમની માફક એક બીજાની સાથે સુખમાં રહી શકીશું? કહો! મારા દિલના દેવ કહો કેઃ—

"તૂટેલા તાર પ્રિતીના, ફરી પાછા શું સંધાશે?
ચૂલેથી ઉતર્યું જે ખાજ, રહ્યું કાચું શું રંધાશે?

થયા ચીરા જીગરના તે, ફરી પાછા શું સંધાશે?
વણાયું સૂતરે કાપડ, ફરી પાછું શું કંતાશે?
તૂટેલી પાંખ પંખીથી, કદી ઉડી શું જીવાશે?
સૂકાઇ સ્નેહ સરિતા ત્યાં, કદી શું નાવ ખેડાશે?

આમ આત્મગત્ બોલતી કૈલાસે આંખ્યો બંધ કરી દીધી. બાદ થોડીવારે ઉઘાડી મન સાથે બોલવા લાગી:—સત્ય છે, મારો અંતરાત્મા સાક્ષિ પૂરે છે કે રાત્રિનું સ્વપ્ન સત્ય છે; તારો પ્રિયજન તને હવે થોડા સમયમાંજ મળશે. પ્રિયતમ! વ્હાલા સૌભાગ્યચંદ્ર! સ્વપ્નમાં દર્શન દેઇ એકાએક શામાટે ચાલ્યા જવું પડયું? આ વિયોગથી ઝુરતી કૈલાસની લગીર તો દયા ખાવી હતી? અરેરે! મારી સ્થિતિ તો જો!

"ચંદ્ર વિરહે વમળમાં, વામા ચકોરી ટળવળે,
આરાધતાં ચંદ્ર અંતરે, પ્રેમ વિરહાશ્રુ જળે.
એવી લગન લાગી મુને, ન્હાતાં સ્નેહ સરોવરે,
મેલી કુમુદને ક્યાં ગયા, ચંદ્ર વિરહાગ્નિ બળે."

મારા હૃદયના વિસામા! આપને આવું અઘટિત કરવું નહોતું જોઇતું. તમારા વિના મારી શું દશા થઈ છે અને થાય છે તે તો નિહાળો! હા! પ્રભુએ પ્રત્યક્ષ નિહાળી છે છતાં હજી અમિદષ્ટિ છૂપાવી છે; તેનું કારણ મારાથી કળાતું નથી. શું તે પ્રેમ પરિક્ષક મારા પ્રેમની પરિક્ષા તો નહિ કરતા હોય? ગમે તેમ હોય પણ હુંતો મારા પ્રિયતમના પ્રેમનાજ ભૂખી છું. તેની પ્રેમ ભક્તિમાંજ આ દેહનું બળિદાન આપ્યું છે અને આપું છું. શરીરનો આત્મા પ્રેમ સ્વરૂપ પ્રભુને પોકાર પાડી રહ્યો છે. મારાં અંતર ચક્ષુઓ પ્રિયતમને હરઘડી અવલોકે છે. મારો આ ભગવો વેશ મારા દિલારામને માટેજ છે.

*પ્રીતની ભીખારણ પ્રેમ પીયુથી માગવા ચાલી,
પીયુ પ્રેમનો લઇ ભેખ લઇ પીયુ પ્રેમકર પ્યાલી. પીયુથી.
પીયુ પ્રેમ ચીપીઓ હાથ, ઝોળી પ્રેમની ઝાલી,
પીયુ પ્રેમ પ્હેરી પાવડી, પીયુ પ્રેમધુન વાળી. પીયુથી.
પીયુ પ્રેમ કરમાળા કમંડળ, પ્રેમ સંભાળી,
પીયુ પ્રેમમય જગ દેખતી, પીયુ પ્રેમ વીણ ખાલી. પીયુથી.
પીયુ પ્રેમનું મૃગચર્મ, તુંબડી પ્રેમની વ્હાલી,
પીયુ જાપ પીયુ પીયુ જાપતી, પીયુ પ્રેમ મતવાલી. પીયુથી.

* * *

ખરેખર પ્રિયતમનો પ્રેમ તો અલૌકિકજ હોય છે?

×" આ પ્રેમ એવી વસ્તુ છે, જે સ્વાર્થને નથી માનતી.
લજ્જા તથા જન માનને, પણ તે કદા ન પિછાનતી.
જો જો પતંગ બળી મરે, દિપક પરે નિઃસ્વાર્થ તે,
ને પ્રાણ અર્પે છે ચકોરો, ચંદ્ર પર નહિં સ્વાર્થે તે.
હે પ્રાણ વલ્લભ! પ્રેમદા આ પ્રેમની છે ભોગિની,
તે ઇચ્છતી ના વૈભવોને, પ્રેમની છે યોગિની.

× × ×

મમનેત્ર આ આતુર રહે છે તવ વદનના દર્શને,
ને ઇચ્છતું આ હૃદય નિશદિન તવ તનુના સ્પર્શને;
સૌભાગ્ય હેતો જીવનના આધાર સત્વર આવને,
તું સ્નેહ જળ સિંચન કરી આ વિરહવાહ્નિ સમાવને.

પ્રેમમાં કેટલું પ્રભુત્વ સમાએલું છે; તે તો ફક્ત અનુભવીજ જાણે છે. આવી રીતના ઉદ્‌ગાર કાઢતી કૈલાસ મનમાં દુઃખી થવા લાગી.

---

* સત્યનારાયણ નાટક. × રા. ના. વિ. ઠક્કુર.

ક ૯૨૮



એવામાંજ તેણે સામેથી નિરંજનીને આવતી જોઈ. કૈલાસ ઉભી થઈ અને હૃદયની વાત જણાય નહિ ધારીને સ્વસ્થ થઈ. નિરંજની પાસે આવી બોલીઃ—કૈલાસ બ્હેન! ચાલો આપણે સ્નાન કરી લઇએ.

"હા, ચાલો. કહી બન્ને સખીઓ સ્નાનાર્થે કિનારા પર આવી. સાથે રાખેલી કફનીયો કિનારે પડેલા પત્થર પર મૂકી પુષ્પભદ્રાના પ્રવાહમાં સ્નાન કરવા લાગી. કૈલાસ તરવામાં નિપુણ હતી. તે તરતી તરતી દૂર નીકળી ગઇ. નિરંજનીને તરવાં આવડતું નહોતું. તે કિનારામાં સ્નાન કરવા લાગી. કૈલાસે ગમ્મતને માટે દૂરથી ડુબકી મારી; અને નિરંજની જાણે નહિ એવી રીતે તેની પાછળ નીકળી. નિરંજનીએ તેના સ્પર્શથી ચમકી પાછળ જોયું. કૈલાસ નિરંજનીનો હાથ પકડી પાણીમાં ખેંચી જવા લાગી. નિરંજનીએ ખેંચતાણ કરવા માંડી. તેને ગભરાતી જોઇ કૈલાસે કહ્યુંઃ—નિરંજની બ્હેન! ભય પામશો નહિ હોંકે! હું તમને ડુબાવી નહિ દઉં. નિરંજનીએ કૈલાસનો હાથ મૂકી યુક્તિથી પગ પકડી લીધો. તરવામાં કુશળ કૈલાસ તેને ઘણે દૂર લઈ ગઈ અને ઘણીવાર આમ તેમ ફેરવી કિનારે પાછી લાવી. નિરંજની તેની કળાથી પ્રસન્ન થઇ. બાદ બન્નેએ બહાર નીકળી કિનારે પત્થર પર મૂકેલી કંથાઓ ધારણ કરી લીધી. નિરંજની ભીંજાએલાં વસ્ત્રો નિચોવવાને બીજી બાજુએ આવેલા એક પત્થર તરફ ગઇ. કૈલાસ કમંડળમાં જળ ભરી સૂર્યને હાથવતી *અર્ઘ્ય આપવા લાગી. તે પછી તેણે બે હાથ જોડી પ્રભાકર પ્રભુને પ્રણામ કર્યા. એ અરસ્સામાંજ કંથા ધોવા ગએલી

* અર્ઘ્યઃ—ખોબામાં માતો પાત્રમાં જળ ભરી સૂર્યને અંજળીઓ આપવી.

નિરંજનીએ ગભરાએલી હાલતે ત્યાં દોડી આવીને કહ્યું:—બ્હેન ! બ્હેન ! મારી સાથે ચાલો, હું કંઇક દેખાડું !

“ શું છે બ્હેન ? કૈલાસે પૂછ્યું.

“ પેલી તરફ એક તાજું મુડદું પડેલું છે. નિરંજનીએ હાથ લાંબો કરી કહ્યું.

“ શું મડદું ! કોનું મુડદું ? કૈલાસે આશ્ચર્ય પામીને પૂછ્યું.

“ હા, કોઇ રાજવંશી કુમારનું મુડદું જણાય છે. હું ભય પામવાથી તેને બરાબર જોઇ શકી નથી. તમે મારી સાથે આવો, આપણે જોઇએ કે તે કોનું મુડદું છે. ”

“ ચાલો—ચાલો; આપણે તેને તપાસીએ. કહી કૈલાસ કમંડળ ઉપાડી તેની સાથે ચાલવા લાગી. પુષ્પભદ્રાના કિનારે પડેલા એક મોટા પત્થરની પાસે કોઇ યુવાનનું શબ પડેલું હતું. કૈલાસ અને નિરંજની વાંકાં વળી મુડદાને અવલોકવા લાગ્યાં. એવામાંજ નિરંજની કારમી ચીસ નાખી બોલી ઉઠી:—ઓ બ્હેન ! આતો ગજબ થઇ ગયો ! તમે આ મુડદું ઓળખ્યું ?

“ ના, શું તમે ઓળખો છો ? કૈલાસે પૂછ્યું.

“ હા, આ મુડદું અમરાવતીના પાટવી કુમાર શૈલેશનું છે. હાય ! અમરાવતીના સૌભાગ્ય સૂર્યનો હવે સદાને માટે અસ્ત થયો છે. કહી નિરંજનીએ કપાળપર કર પ્રહાર કર્યો. કૈલાસે પણ ચમકીને મુડદા સામે જોયું. કુમારની વિપરીત દશા જોઈ તેનું હૃદય કંપી ઉઠયું. કૈલાસ નીચે બેસી કુમારનું મુખ ધ્યાન પૂર્વક જોવા લાગી. નિરંજની પણ મુડદા પાસે બેસી માથાપર હાથ ફેરવવા લાગી. માથાપર હાથ ફેરવતાં તેને સ્હેજ ઉષ્ણતા માલૂમ પડી. તેણે ખુશાની બુમ મારી કહ્યું:—બ્હેન !

જુઓ—જુઓ ! આ તાળવામાં ઉષ્ણતા જણાય છે; સારવાર કરતાં કુમારને સારા થવાનો સંભવ સમજાય છે.

"જો સ્હેજ પણ ઉષ્ણતા હશે તો પ્રભુ કૃપાએ કુમાર થોડા વખતમાં સારા થઈ જશે; આવો બ્હેન ! આપણે આને સાવધ કરવાનો પ્રયત્ન કરીએ. ઇશ્વર યશ આપશે ને આપણી સારવારથી શૈલેશ કુમાર જીવશે. કહી કૈલાસ તે મુડદાને માથે જોરથી હાથ ઘસવા લાગી. પરોપકારી રમણીઓએ મુડદાને જીવતું કરવાનો પ્રયત્ન આરંભ્યો.



# પ્રકરણ ૨ જું.

---*---

## તપસ્વિની દેવીના આશ્રમમાં શૈલેશકુમાર.

"જળ વિનાની માછલી, મરતાં ન લાગે વાર,
પ્રેમ તણા પરિણામમાં, આખર એ છે સાર.
પ્રેમિ પાગલ સમ બની, હૃદયે બહુ અકળાય,
પ્રેમ તણા પરિણામમાં, કષ્ટ અંગે સ્હેવાય.

* * *

×મહામાયા પ્રતાપી છે, સકળ બ્રહ્માંડ વ્યાપી છે,
હૃદય વિણા પ્રલાપીને, નજર તું આવશે ક્યારે ?
ત્હને હું ખેલતી દેખું, રસીલી પુષ્પ ક્યારીમાં,
ધરીને રૂપ કલિયોનું, નજર તું આવશે ક્યારે ?

પ્રિય પાઠકો ! તે શબ શૈલેશ કુમારનુંજ હતું. દિવ્યપ્રભાના વિયોગથી તે પ્રેમોન્મત્ બની પુષ્પભદ્રાના જળમાં કુદી પડયો હતો. તેની પાછળ વીર વિશ્વેશ કુદી પડયો. એક આમ ગયો તો બીજો બીજી તરફ ગયો. શૈલેશ તરવામાં કુશળ હતો. તેણે ઘણા સમય સુધી બાથોડીઆં ભરી જળ યુદ્ધ કર્યા કર્યું; પણ અંતે તે થાક્યો.—શ્વાસ ચઢયો. તેનું સમસ્ત શરીર શિથીલ થઈ ગયું. પાણીનાં પ્રચંડ મોજાં તેને ઉંચે નીચે લઈ જવા લાગ્યાં. શૈલેશ ભાન ભૂલવા લાગ્યો. બચવાની કંઇ આશા જણાઈ નહિ. જીવનની પૂર્ણાહુતિ થઈ ચૂકી ધારીને તેણે નિરાશ વદને આંખ્યો ઉંચી કરી સૃષ્ટિ સૌન્દર્ય જોઇ લીધું; તેની સાથેજ એક પ્રચંડ મોજું તેને ઉંચે ઉંચકી ગયું. શૈલેશ બચવાને માટે તરફડીયાં

---

× વસંત.

મારવા લાગ્યો. હાથ થાકી ગયા, આંખે અંધારાં વળવા લાગ્યાં, એવામાં દૈવયોગે તણાઇ આવતું એક મોટું લાકડું તેને અથડાયું. શૈલેશે તેને મજબૂત પકડી લીધું. લાકડા સાથે તેના હાથ સજ્જડ ચોંટી ગયા. શૈલેશ શુદ્ધ વિહીન્ થઈ લાકડાની સાથે જવા લાગ્યો. તેના મુખમાં પાણી પેસી ગયું. તેનો પ્રાણ બ્રહ્માંડમાં ભ્રમણ કરવા લાગ્યો. તે તણાતો તણાતો દૂર નીકળી ગયો. અંતે તે દુઃખના પ્રથમ અનુભવીની પ્રભુને દયા આવી. જળના એક મોટા મોજાંએ શૈલેશને લાકડા સાથે બહાર કિનારે ફેંક્યો. કિનારા પર પડેલા પત્થરની સાથે લાકડું અથડાયું. શૈલેશના હાથ છૂટી ગયા. તે જમીનપર ચતોપાટ પડયો અને શબ તુલ્ય જણાવા લાગ્યો, બાદ નિરંજનીના જોવામાં આવ્યો. બન્ને રમણીઓ તેની સંભાળ પૂર્વક સારવાર કરવા લાગી.

" પ્રભાકરે જગતને ક્યારનુંએ પ્રકાશિત કરી દીધું હતું. કુન્જવનમાં ઉગેલાં પુષ્પોની સુવાસ પથરાઈ રહી હતી. બુલબુલ—કોકિલા વગેરે પંખીઓ કોમળ સૂરના ટહુકારથી પ્રભાત સમયની રમણિયતામાં વધારો કરવા લાગ્યાં. કૈલાસ અને નિરંજનીએ શૈલેશકુમારને સાવધ કરવા ઘણી મહેનત કરી, પણ તે શુદ્ધિમાં આવ્યો નહિ; આથી તેને આશ્રમમાં લઇ જવાનો નિશ્ચય કરી કૈલાસે નિરંજનીને બે ત્રણ માણસોને બોલાવી લાવવાનું સૂચવ્યું. નિરંજની આશ્રમ તરફ જવાને ઉતાવળા પગલે ચાલવા લાગી અને થોડા વખતમાં ચાર મજબૂત માણસોને સાથે લઇ કૈલાસ પાસે આવી. ચારે માણસો શૈલેશને સંભાળ પૂર્વક ઉંચકી આશ્રમમાં આવ્યા; અને શિવાલયના ઓટલાપર સુવારી તેનાં ભીંજાએલાં કપડાં કાઢી ભગવા રંગની ગરમ કફની પહેરાવી. નિરંજનીએ બાજુમાં એક કામળી પાથરી તેના પર મૃગચર્મ બીછાવ્યું. શૈલેશને ઓટલા પરથી ઉપાડી તેની પર સુવાર્યો. શરીર પર કાળી કામળી ઓરાઢી. તપસ્વિની-

દેવીને નિરંજનીએ સર્વ સમાચાર જણાવ્યા હતા. તેથી તે ભગવતી સાથે ત્યાં આવ્યાં અને સજળ નયને શૈલેશની દુર્દશા નિહાળી નિઃશ્વાસ નાખવા લાગ્યાં. એ અનુભવી માણસોએ થોડીવાર શૈલેશને સૂવા દઇ પાસાભર કર્યો અને યુક્તિસર આમ તેમ ફેરવી તેના પેટમાંથી પાણી કાઢી નાખ્યું. પેટ પોચું થયું. તત્કાળ અગ્નિ લાવી શેક શરૂ કર્યો. સારવારમાં મધ્યાન્હ થયા. પ્રભુ કૃપાએ શૈલેશમાં ધીમે–ધીમે ચૈતન્ય આવવા લાગ્યું. તેણે મુખ પહોળું કર્યું. તપસ્વિનીએ કૈલાસને તેના મુખમાં દુધ રેડવાનું કહ્યું. કૈલાસે ગરમ કરેલું દુધ તેના મુખમાં રેડયું. અસ્વસ્થ કુમારે પાસુ ફેરવ્યું. તપસ્વિનીએ તેને થોડીવાર પડયો રહેવા દેવાનું સઘળાંને સમજાવ્યુ. સારવારમાં રોકાએલા માણસો ભોજનને માટે ચાલ્યા ગયા. તપસ્વિની દેવી પણ કૈલાસ અને નિરંજનીને ત્યાં બેસી રહેવાનું કહી ભગવતી સાથે પર્ણકુટિમાં આવ્યાં. અંદર આવી બન્નેએ ફળાહાર કર્યો. કૈલાસ અને નિરંજનીને માટે એક માણસ ભોજનના બે થાળ પીરસી લાવ્યો. બન્નેએ ત્યાંજ બેસી ભોજન કર્યું. ખાલી થાળ ઉપાડી આવેલો માણસ ચાલતો થયો. પેલી તરફ ફળાહારથી નિવૃત્ત થઈ દેવીએ સિતાર હાથમાં લીધો; અને સૂર મળતાં એક સુંદર અને બોધક ગાન શરૂ કર્યું. ભગવતી સામે બેસી ધ્યાન પૂર્વક જ્ઞાનામૃતનું પાન કરવા લાગી. બહાર બેઠેલાં કૈલાસ અને નિરંજની પણ સ્વસ્થ ચિત્તે શ્રવણ કરવા લાગ્યાં.

×" સમજ લે ચિત્તમાં હરખી, ખરેખર ધર્મને પરખી,
મળ્યું આ ધર્મનું ટાણું, મળ્યું આ ધર્મનું નાણું;
ભણીને જીવ શું ભૂલે, ભણીને જીવ શું ઝુલે?
વિચારી વાત લે વીરા, ધરી લે ધર્મને ધીરા;

× મુનીશ્રી બુદ્ધિસાગરજી.

જગતમાં મોહની બાજી, રહ્યો શું તેહમાં રાજી ?
કાયરરે મન કયમ કંપે ? કાયરના વેણ શું જંપે ?
જગતમાં ચેતજે વ્હેલો, સમય તો જાય છે છેલ્લો.
ધરીને જન્મ શું ધાર્યું, ધરીને જન્મ શું વાર્યું ?
વિવેકે વાત પરખાશે, તદાનો સત્ય સુખ થાશે,
બુધ્ધ્યબ્ધિ ધર્મની વારે, ચલોને ભવ્ય શિર સાટે.

જય શ્રી કૃષ્ણ કૃપાળુ આપનો જય થાઓ; કહી દેવીએ ભજન સમાપ્ત કર્યું; અને એકાએક કંઇક યાદ આવતાં ભગવતી સાથે પર્ણકુટિમાંથી બહાર નીકળી શિખરની બીજી બાજુએ પ્રયાણ કર્યું. ભજન પૂરૂં થયા પછી કૈલાસ અને નિરંજની બની ગએલા બનાવોની વાતો કરવા લાગ્યાં. બાદ છેક સમી સાંજે શૈલેશે સાવધ થઇ આંખો ઉઘાડી. બંધ રહેલી આંખોને રમ્ય પ્રદેશ જણાતાં આનંદ થયો. શૈલેશે પાસુ બદલી બીજી બાજુએ જોયું. પોતાની પાસે બે સ્વરૂપા યોગિનીઓને બેઠેલી જોઇ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે આળસ મરડી બેઠો થયો. તેણે પોતાના શરીર સામે જોયું. આખું શરીર ભગવી કફનીથી ઢંકાએલું જોઇ તે મન સાથે બોલી ઉઠયો:—અરે આ શું ! હું આ ભગવા વેશમાં કયાંથી ? તેમજ આ સામે જણાતી દેવકન્યાઓ કોણ ? આમ તર્ક—વિતર્ક કરતો શૈલેશ સાનંદાશ્ચર્યથી બન્ને યોગિનીયોને નિહાળી રહ્યો.

" કૈલાસે તેના સામે જોઇ મૃદુ અવાજે પૂછ્યું:—કુમાર ! શરીરે આરામ છેને ?

" તેનો મધુર—મોહક અવાજ સાંભળી શૈલેશે ક્ષીણ સ્વરે કહ્યું:—દેવકન્યા ! શરીર પૂર્ણ સ્વસ્થ છે, સ્હેજ અશક્તિ માલુમ પડે છે. તમારી કૃપાથી આ નાશ પામતું શરીર હાલ તો બચ્યું છે. હા ! પણ ભાવિ પ્રાબલ્યી

છે. દયાની દેવીઓ ! મને જણાવો કે હું હાલ આ કયા સ્થળમાં છું ? આ દેવલોક છે કે મનુષ્યલોક છે ?

" કુમાર ! આ દેવલોક નથી પણ પવિત્ર આશ્રમ છે. આ સ્થળે દુઃખ ક્લેશનું નામ નથી. આ પવિત્ર પ્રદેશ કૈલાશ શિખરના નામથી ઓળખાય છે. કૈલાસે જણાવ્યું.

" હેં ! શું હું કૈલાસ શિખર પર છું ! શૈલેશ આસપાસ દૃષ્ટિ કરી કહેવા લાગ્યોઃ—દેવકન્યાઓ ! તમારો ઉપકાર હું જન્મપર્યંત ભુલનાર નથી. હા, હવેજ મને સઘળું યાદ આવે છે. હું મારી પ્રિયતમાના વિયોગે સરિતામાં પડ્યો હતો. હા, તે ક્રૂર સરિતાએ મારી દુર્દશા કરી કિનારે ફેંક્યો હશે અને ત્યાંથીજ તમે મારૂં રક્ષણ કર્યું હશે. બ્હેનો ! મારૂં ધારવું સત્ય છે કે નહિ ?

" ખરેખર એમજ હતું. અમે સ્નાનાર્થે આવેલાં હતાં અને તમને કિનારા પર શબ તુલ્ય પડેલા જોવાને પામ્યાં હતાં. નીચું જોઈ બેઠેલી નિરંજનાએ જણાવ્યું.

" શૈલેશ નિરંજનીના સામે જોઇ રહ્યો. એવામાં એકાએક તેને કંઈક થઇ આવતાં બોલી ઉઠયોઃ—અરે ! હું આ શું જોઉં છું ? આ પવિત્ર દેવકન્યાને ઓળખું છું. મ્હેં...મ્હેં તેને ક્યાંક જોએલી છે ! આમ બોલતો શૈલેશ શ્વાસ ચઢતાં પુનઃ બેશુદ્ધ બન્યો. કૈલાસ અને નિરંજની તેને વાયુ ઢોળવા લાગ્યાં. બન્નેના પ્રયાસે પુનઃ શૈલેશ સાવધ થયો. સાવધ થતાં કૈલાસે પૂછ્યુંઃ—કુમાર ! થોડુંક દુધ પીશો કે ?

" એવો કોણ અભાગી હશે કે તમારો પ્રસાદ પાછો ઠેલશે ? દિવ્ય બાળા ! લાવો. કહી શૈલેશે દુધનું પાત્ર લેવાને હાથ લંબાવ્યો. કૈલાસે દુધનું પાત્ર તેના હાથમાં આપ્યું. શૈલેશ દુધ પી ગયો. દુધ પી તે નિરં-

જનીના સામે જોઇ રહ્યા. એવું જોઇ નિરંજનીએ હસતા વદને પૂછયું:-કુમાર ! મારી સામે શું જોઈ રહ્યા છો ?

" બ્હેન ! અવિનયની ક્ષમા આપશો. આપની આકૃત્તિને મળતીજ મારે એક પવિત્ર બ્હેન હતી. તેનું નામ......શૈલેશને આગળ બોલતો અટકાવી નિરંજની બોલી ઉઠી:-કુમાર ! આ સંસારમાં મળતી આકૃતિનાં મનુષ્યો ઘણે સ્થળે જોવામાં આવે છે. માટે એપર ઝાઝું લક્ષ રાખવું નહિ. હાલ તમારે વિશ્રાન્તિની ઘણી જરૂર છે. ચિંતા અને શોકથી બુદ્ધિ બ્હેર મારી જાય છે.

" દેવાંશી દિવ્યપ્રભાના વિયોગથી આ બુદ્ધિ ક્યારનીએ બ્હેર મારી ગઈ છે. જો તેમ નહોત તો હું સાહસ કરીને શા માટે સરિતામાં કુદી પડત ? બ્હેન ! તમારૂં નામ ? શૈલેશે પૂછયું.

" મારૂં નામ નિરંજની છે."

" વારૂ બ્હેને તમારૂં નામ ? શૈલેશે કૈલાસને પૂછ્યું.

" કૈલાસે કંઇક વિચાર કરીને કહ્યું:-મારૂં નામ વનવાસિની છે."

" પવિત્ર બ્હેનો ! તમે આજે અતિશય પરિશ્રમ લઇ મને જીવન આપ્યું છે, એ ઉપકારનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ! શૈલેશે કહ્યું.

" કુમારશ્રી ! અમે ઉપકારના બદલાની ઇચ્છા રાખતાં નથી. આ શિખર પર નિવાસ કરનારા તમામ જનોએ દુ:ખીનાં દુ:ખ હરવાની દિક્ષા ગ્રુહણ કરેલી છે. **" પરોપકાર એ મોટામાં મોટું ભુષણ છે."** વાચાવિહીન્ વસ્તુઓ પરોપકાર કરે છે તો મનુષ્યની શું નવાઈ! કુમાર સાંભળો:—

१ परोपकाराय फलन्ति वृक्षाः ।
परोपकाराय वहन्ति नद्यः ॥
परोपकाराय दुहन्ति गावः ।
परोपकारार्थ मिदं शरीरम् ॥

કુમાર ! અમે પરોપકારમાંજ મોટું પુણ્ય સમજીએ છીએ અને પારકાને પીડા થાય એમાં મહાન્ પાપ સમજીએ છીએ. કૈલાસે જણાવ્યું.

"ધન્ય છે, આર્ય રમણીઓ ! તમને લાખો ધન્યવાદ છે. કહી શૈલેશ નીચું જોઈ વિચારમાં પડ્યો. વિચારમાં દિવ્યપ્રભા તેની નજર સમિપે તરી આવી. તેનું નિર્દોષ અને દયામણું મુખ જોતાં શૈલેશ કંપ્યો. તે એકદમ ઉભો થયો અને પાસે બેઠેલી યોગિનીયોને કહેવા લાગ્યો:-બ્હેનો ! આ શરીર હવે સ્વસ્થ થયું છે; માટે હવે કૃપા કરી મારા કાર્યની પૂર્ણાહુતી કરવાની રજા આપો.

"આપને ક્યાં જવું છે ? કૈલાસે ચમકીને પૂછ્યું.

"અદૃશ્ય થએલી દિવ્યમૂર્તિને ખોળવા અને ગુમ થએલા રત્નને મેળવવા મારી તિવ્ર ઇચ્છા છે. તેની આશાએજ આ પ્રાણ હજી દેહ-પિંજરમાં નિવાસ કરી રહ્યો છે. બ્હેનો ! મારા ભાગ્યચક્રનો અદ્ભૂત ભેદ એમાંજ સમાએલો છે. શૈલેશે જણાવ્યું.

"કુમાર ! શરીરે પૂર્ણ આરામ થતાં સુધી અત્રે નિવાસ કરવો ઉચિત છે. હું જાતેજ તમારી દિવ્યપ્રભાને ખોળી લાવીશ. જો તે પાતાળમાં હશે તો ત્યાંથી પણ લઇ આવીશ. સમુદ્રમાં હશે તો હું અંદર

---

૧ પરોપકારને માટે વૃક્ષો સુંદર ફળ આપે છે, પરોપકારને માટે સરિતા વહન કરે છે. પરોપકારને માટે ગાયો દુધ આપે છે. આપણું શરીર પણ પરોપકારાર્થેજ છે.

પ્રવેશીશ. પાપીઓના પંજામાં હશે તો તેમનો પરાજય કરી તમારી મનોરમાને તમારી પાસે લઈ આવીશ. કૈલાસે હિંમત દર્શાવી કહ્યું.

"વનવાસિની બ્હેન! આપનો મારી ઉપર અત્યંત અનુગ્રહ થયો છે. હું તમને પરિશ્રમ આપવાને નથી ઇચ્છતો. તે જીવનસુધાને શોધવા આ શરીર રાનેરાન રઝળાશે, ભયંકર ગુફાઓને ખોળશે અને જો કદાપિ પાપીઓના પંજામાં સપડાએલી હશે તો આ રાજપૂત વીર પાપીઓને જમીનદોસ્ત કરી દિવ્યપ્રભાને છોડાવી લાવશે. શૈલેશે વીર શબ્દોનો ઉચ્ચાર કરી જણાવ્યું.

"શૈલેશ કુમાર! અમે આપની ઇચ્છામાં અંતરાય નાખવા નથી ઇચ્છતાં; પણ આપની તબીયત તંદુરસ્ત થતાં સુધી અત્રે આરામ લેવાનું સૂચન કરીએ છીએ. આ સ્થળે અત્યંત સુવાસિક પુષ્પો ઉપરાંત ચમત્કારિક વનસ્પતિ ઉગેલી છે. તેની શુદ્ધ હવાથી તમે ત્રણ—ચાર દિવસમાં તો પૂર્ણ તંદુરસ્ત બની જશો. પછી તો જેવી તમારા હૃદયની ઇચ્છા! નિરંજનીએ જણાવ્યું.

"પ્રિયતમાનો વિયોગાગ્નિ આ હૃદયમાં ભડભડાટ સળગી રહ્યો છે. જે એક પળ જાય છે તે એક કલ્પ સમાન સમજાય છે. બ્હેનો! આ રમણિય પુષ્પો:—

§ "ચંપો ચંએલી મોગરો, ગુલબાસને ગુલદાવદી,<br>
પંકજમુખીના પુષ્પ વણ, હું શું કરૂં? હું શું કરૂં?<br>
ખારા મીઠા—ખારા તીખા, કડવા તુરા મન માનતા.<br>
રસ સામટા તેમાં રહ્યા, છૂટા—છવાયા હું શું કરૂં?<br>
કલ્યાણદાયી કોટિદા, વળી મોક્ષદાયી મનુષ્યની,<br>
રામા વિના આરામની, ભક્તિ ભલી પણ શું કરૂં?

§ સ્વર્ગસ્થ કવિ મુળજીભાઈ કાસરવાળા.

કહો બ્હેન! હું શું કરૂં? કહી પ્રેમઘેલો શૈલેશ તેમની સામે જોઇ રહ્યો.

"નિરંજની વિચારમાં પડી. કૈલાસ આત્મગત્ બોલીઃ—ખરેખર! મારી દશા પણ આના જેવીજ છે. હું અને તે સમાન છીએ. અમારો રસ્તો પણ એક છે. અમે પ્રેમ પંથનાં વટેમાર્ગુ છીએ. તે તેની પ્રિયતમાને શોધે છે, હું મારા પ્રિયતમને ખોળું છું. હા, પ્રેમની પીડા કેવી અવર્ણિય છે તે હું સમજુ છું; કે આ કુમાર સમજે છે. લાવ લગીર હું પણ કુમારના પ્રેમની પરિક્ષા જોઉં. આમ વિચારી કૈલાસ કૃત્રિમ ક્રોધ-યુક્ત વદને શૈલેશ સામે નિહાળી કહેવા લાગીઃ—અરે વાહરે શૈલેશ કુમાર! તમે પણ ખુબ કરોછો! મ્હેં ઘણા માણસોને જોયા પણ તમારા જેવો પ્રેમ ઘેલો માણસ એક પણ જોવામાં આવ્યો નથી. શું સંસારમાં કોઇની સ્ત્રીઓ મરી નહિ જતી હોય? તમે જેટલીવાર તમારી પ્રિયાનું નામ જીભપર લ્યોછો, તેનાથી એક અલ્પાંશ જો પ્રભુનું નામ લ્યો તો તમારી મૂક્તિ થઇ જાય. સમજ્યા?

"વનવાસિની બ્હેન! તમારાં વચન સાંભળી મને હર્ષ અને શોક ઉત્પન્ન થાય છે. આ સમયનાં તમારાં વચનો અગ્નિમાં ×ઘ્રતની ગરજ સારે છે. મારી ભક્તિ અને મૂક્તિ મારી મનમોહિનીમાંજ સમાએલી છે. સ્વર્ગ અને નર્ક તે સ્વર્ગિય—સુંદરીના સ્નેહમાં સમાએલું છે. બ્હેન! હું તમારા કહેવાનો ભાવાર્થ પણ પૂરેપૂરો સમજુંછું. તેની સાથે આ પણ યાદ રાખવાનું છે કે ભક્તિ કરવાં પ્રેમ ભક્તિ ચઢે છે. સત્ય પ્રેમ ભક્તિમાંજ મનુષ્ય માત્રની મૂક્તિ છે. હું વિષયનો કીડો નથી. નાશ પામનાર સ્થુલ શરીરપર મોહાંધ થયો નથી; પણ—પણ મારી હૃદય દેવીના સુક્ષ્મ શરીરમાં રહેલો નિષ્કામ પ્રેમે મને પાગલ બનાવ્યો

× ઘ્રત—ઘી.

છે. તે પ્રેમ સ્વરૂપ આત્મા સાથેજ મારી પ્રેમભક્તિ લાગેલી છે. હું તેને લઇનેજ તે પ્રેમ મૂર્તિની શોધમાં રખડુંછું. તે સુંદરીમાંજ મારૂં સર્વ-સ્વ સમાએલું છે.

" દિવ્યપ્રભા દેવી હૃદયની, એ નામ હિરાનો હાર છે,
એ પ્રેમની પ્રતિમા વિના, વ્યર્થ આ સંસાર છે.

સમજ્યાં વનવાસિની બ્હેન ? કહી શૈલેશ કૈલાસની સામે જોઇ રહ્યો.

" ધન્ય છે કુમાર તારા પવિત્ર પ્રેમને ! પ્રભુ કૃપાએ તારી દિવ્યપ્રભા અવસ્ય તને મળશે એવી મારી અંતરની આશીશ છે. કૈલાસે આશીશ આપી. શૈલેશે પ્રણામ કરી કહ્યું:—અસ્તુ! પવિત્ર બ્હેનની આશીશ હું માથે ચઢાવુંછું.

" કુમાર ! હવે આપણે થોડીકવાર આસપાસના પ્રદેશમાં ફરી આ-વીશું ? નિરંજનીએ પૂછ્યું.

" શું આજે મને નહિ જવા દ્યો ! શૈલેશે પૂછ્યું.

" ના, આજે નહિ પણ એ દિવસ પછી જ્યાં જવું હોય ત્યાં ચાલ્યા જજો. અમે તમને અટકાવીશું નહિ. કૈલાસે જણાવ્યું.

" આપની ઇચ્છાને આધિનછું. કહી શૈલેશ તેમની સાથે જવાને ઉભો થયો. કૈલાસ અને નિરંજનીએ તેને આસપાસના રમણિય સ્થળમાં ઘણીવાર ફેરવ્યો. રાત્રિ પડી. આકાશમાં ચંદ્રનો ઉદય થયો. કૈલાસ–નિરંજની તેને લઇ આશ્રમમાં આવ્યાં. તપસ્વિની દેવી તેમની રાહ જોઇ રહ્યાં હતાં. સઘળાંએ સાથે ભોજન લીધું. ભોજનકાર્યથી પરવારી દેવીએ શૈલેશનું કુશળ પૂછ્યું. કુમારે માથું નમાવી દેવીનું આશીશ વ-ચન મેળવ્યું.

તે પછી મોડી રાત સુધી ભગવત્ ભજન ચાલ્યું, ભજનને અંતે સર્વે નિદ્રાવશ થયાં. આવી રીતે શૈલેશ કુમાર સાધુજનના સમાગમમાં

ત્રણ દિવસ રહ્યો. પર્વત પ્રદેશની તાજી અને ખુલ્લી હવાથી તેને પૂર્ણ આરામ થઈ ગયો. બાદ ચોથા દિવસની રાત્રે જ્યારે સર્વ નિદ્રાને શરણે પડેલાં હતાં ત્યારે શૈલેશને કંઈક વિચાર થઇ આવતાં જાગૃત થયો. તેણે આસપાસ નજર ફેંકી શાન્ત સૃષ્ટિનું અવલોકન કર્યું. તેણે થોડીકવાર મન સાથે કંઈક વિચાર કર્યો અને વિચારને અંતે જવાનો નિર્ણય કરી બોલ્યોઃ—ચાલ જીવ! હવે પ્રિયાની શોધમાં જવાને તત્પર થા. હૃદય! તું હિંમતવાન થા. મારે અત્યારેજ આ આશ્રમમાંથી ચાલ્યા જવું યોગ્ય છે, કારણ કે દયાળુ હૃદયનાં સાધુજનો જાણશે તો મને જવા દેવામાં આનાકાની કરશે. હું અત્રે રહેવાથી તે દયાળુજનોના બોજારૂપ થઈ પડું છું. પવિત્ર જનો આખો દિવસ મારી પાસે બેસી રહે છે અને મને આનંદ ઉપજાવવા અનેક પ્રયત્નો કરે છે, પણ વ્હાલી દિવ્યપ્રભાના દેદારનાં દર્શન વિના મને સર્વ આનંદ–સુખ નકામું લાગે છે. હું આશ્રમનાં પવિત્રજનોનો જીંદગી પર્યંત ઉપકારીછું, અને સુખ સમય પ્રાપ્ત થતાં ઉપકારનો બદલો વાળવા ઇચ્છુંછું. આમ નિર્ણય કરી શૈલેશ ઉભો થયો અને આશ્રમમાં આવી આસપાસ નજર ફેરવવા લાગ્યો. તેણે સઘળાંને નિદ્રાવશ થએલાં જોયાં. ત્યાંથી ફરીને પર્ણકુટિમાં આવ્યો. ત્યાં કૈલાસ–નિરંજની અને ભગવતી ગાઢ નિદ્રામાં પડેલાં હતાં. પર્ણકુટિના ખૂણામાં તેનાં જીર્ણ વસ્ત્ર અને શસ્ત્રમાં તલવાર પડેલી હતી. તેણે વસ્ત્રમાંથી કમરપટો કાઢી કફનીપર પહેર્યો અને તલવાર કમ્મરે લટકાવી દીધી. તે પછી નિદ્રાધિન થએલી પવિત્ર યોગિનીયોને વંદન કરી શૈલેશ પર્ણકુટિમાંથી બહાર નીકળ્યો અને મધ્યરાત્ર થતાં પહેલાં તો નીચે ઉતરી પ્હાડી પ્રદેશમાં અદૃશ્ય થઈ ગયો. પ્રાતઃકાળ થતાં સર્વને ખબર પડી કે શૈલેશ ચાલ્યો ગયો છે. કૈલાસ અને નિરંજની તેના એકાએક ચાલ્યા જવાથી શોકાતુર થયાં. પ્રારબ્ધવશાત્ સૌ કાંઇ થયા કરે છે. કહી તપસ્વિની દેવી સઘળાંની સાથે સ્નાનાર્થે જવા સરિતા તરફ ચાલ્યા ગયાં.

—*—

# પ્રકરણ ૩ જું.

—*—

## યોગેન્દ્ર.

असित गिरि समंस्यात्कज्जलं सिंधुपात्रे ।
सुर तरु वर शाखा लेखिनी पत्रमूर्वी ॥
लिखती यदि गृहीत्वा शारदा सर्वकालं ।
तदपि तव गुणानामिश पारं न याति ॥

—*—

**આ** પ્રમાણે પ્રભુ સ્તુતિ કરનાર એક તેજોમય "યોગેન્દ્ર" વિંધ્યાચળ પર્વતમાં આવેલી એક અગમ્ય ખીણમાં પદ્માસને **બેસી** પ્રભુનું રટણ કરતા હતા. જે ખીણમાં એ યોગેન્દ્ર બેઠા હતા તે સ્થળે અઢારે ભારની વનસ્પતિ ખીલી રહી હતી. રંગ બેરંગી પુષ્પોની પરાગ ચારે તરફ પથરાઇ રહી હતી. ત્યાં ઉગેલાં વૃક્ષોને કુદરત કર્તાએ એવી તો કારીગરીથી ઉત્પન્ન કર્યા હતાં કે જોનાર જો એકજ વાર એ સ્થળે આવી દૃષ્ટિ કરે તો તમામ દુઃખ સુખ ભૂલી જઇ શાન્તિનું સામ્રાજ્ય પ્રાપ્ત કરે. સ્વર્ગના નંદનવન કરતાં પણ આ ઉપવન અધિક આનંદકારક ભાસતું હતું.

આ રમ્ય પ્રદેશ દેવ, ગંધર્વ, અપ્સરા, વગેરેનું વિહાર સ્થાન હતું. આવા આનંદકારક વનનું નામ તે યોગેન્દ્ર મહાત્માએ "**દિવ્યધામ**" રાખેલું હતું. કોઇ પણ માણસ તે સ્થળે આવતું નહિ. આવા એકાન્ત રમણિય આનંદકારક વનમાં યોગેન્દ્ર નિવાસ કરતા હતા.

વાંચકો! આ યોગેન્દ્ર બીજા કોઇ નહિ, પણ "વિશ્વેશ"નું

પાલન કરી, તેને મોટો કરનાર મહાત્મા હતા. વિશ્વેશને અમરાવતિ તરફ જવાનું કહી તે અદૃશ્ય થઈ ગયા હતા. વિશ્વેશ જો કે તેમનાથી દૂર ગયો હતો, પરંતુ યોગેન્દ્ર તેને પોતાની પાસેને પાસેજ જોતા. તેમણે તેને ભૂલી જવાને ઘણાયે પ્રયત્નો કર્યા, પણ તે વિશ્વેશને મનથી ભૂલી શક્યા નહિ. આથી યોગેન્દ્ર મહાત્માએ ઘણા દિવસ સુધી પૃથ્વી પર્યટન કરી યાત્રાનો લાભ લીધો, અને છેવટે ઉપર વર્ણવેલી ખીણના ઉપવનનો આશ્રય લઈ નિવાસ કર્યો. તે હમેશાં પ્રભુનું ધ્યાન ધરતા અને મળી આવતાં ફળ ફળાદિનું પ્રાસન કરી દિવસ નિર્ગમન કરતા. ઘણો લાંબો સમય થવા આવ્યો છતાં આ દયાળુ મહાત્મા કોઇ કોઇ વખત ધ્યાનભંગ થઇ વિશ્વેશના વિચારે ચડી અશ્રુશ્રાવ કરતા હતા.

"આજે પાછલી રાત્રે યોગેન્દ્ર જાગૃત થઇ, સ્નાન કાર્યથી પરવારી, વ્યાઘ્રચર્મ પાથરી પદ્માસને પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થવાને બેઠા હતા. તેમણે ઘણીવાર સુધી પ્રભુ સંબંધી વિચારો કર્યા, અંતે ચિત્ત સ્વસ્થ કરવાને પ્રાણાયામ કર્યો, પણ આજે કોણ જાણે કે કેમ તેઓ તેમનું કાર્ય યથાર્થ રીતે કરી શકતા નહોતા. પ્રભુના ધ્યાનમાં પ્રભુના તેજોમય દર્શન કરવાને બદલે ઘણા સમયથી દૂર થયેલા વિશ્વેશની મૂર્તિ ઉપસ્થિત થવા લાગી. તેનું દયામણું મુખ અને જળથી ભરેલાં નયનો નિરખતાં યોગેન્દ્ર ધ્યાનભંગ થઇ ગયા. છેવટે તેને ભૂલવાને તેમણે પુનઃ પ્રાણાયામ ખેંચ્યો. નાશીકાવાટે અંદર જતા વાયુની સાથે વિશ્વેશ પણ અંદર પ્રવેસ્યો, યોગેન્દ્રે તેને હૃદયમાં જોયો. ધ્યાન છુટી ગયું. અરે આજે આ શું ? કહી યોગેન્દ્રે ઉપર પ્રમાણે ઉદ્ગાર કાઢી પરમાત્માને પ્રણામ કર્યા. મોટું મળસકું થયું હતું. યોગેન્દ્ર આસપાસ જોવા લાગ્યા, ઉંચે જોયું તો આકાશમાં નક્ષત્રો ઝગઝગી રહ્યાં હતાં. ચંદ્રદેવનું તેજ ધીમે ધીમે વિલુપ્ત થતું હતું. પૂર્વ દિશામાં કુસુંબી રંગ પથરાતો હતો, પ્રભા-

તનો પ્રકાશ ધીમે ધીમે પૃથ્વીપર છવાતો હતો. વૃક્ષોના ઝુંડમાં બુલબુલ પક્ષી સુંદર સ્વરે પ્રભાતના પ્રભાવનું સુંદર ગાન ગાઈ રહ્યું હતું. આ સર્વ રચના જોયા પછી યોગેન્દ્ર નિઃશ્વાસ નાખી આત્મગત્ બોલ્યાઃ—અરેરે! આ કેવું ધર્મ સંકટ! હું તો એમજ સમજતો હતો કે હું વિશ્વેશાને ભૂલી જઈશ, પણ કોણ જાણે કે શાથી તેનું નિર્દોષ મુખ મારી નજરે વારંવાર જણાઇ આવે છે! સંસારની સાંકળને તોડી હું અહિં આવ્યો, છતાં માયાએ મને ન છોડ્યો! હા! મોહમયી માયા! તારો અજબ ચમત્કાર છે! તને પણ આ રંક યોગીના નમસ્કાર છે. હે! યોગમાયા! હવે મને વધારે વાર ન સતાવો! સંસારના ત્રાસમાંથી છૂટી આવેલાને શામાટે પાછો તમારા મોહમાં ફસાવો છો? દેવી જાઓ, મને છોડી દયો, હું પ્રભુનું ધ્યાનજ ધરૂં છું. માયાદેવી:—

"મને તું ત્યાગ આ માયા, હવે અલખ જગાવા દે,<br>
તજી સંસાર હું આવ્યો, અલખથી લે લગાવા દે.<br>
ધરૂં છું ધ્યાન હરીનું રે, ફરે સદ્બુદ્ધિ થાવા દે,<br>
હવે તો જા, મને છોડી, પ્રભુના ગુણ ગાવા દે,<br>
સ્નેહે સંસારને છોડી, હવે તો ધ્યાન ધરવા દે,<br>
તજી આ દેહને અંતે, પ્રભુની પાસ જાવા દે."

માટે હવે મારી ઉપર દયા કરો અને આ યોગીને પ્રભુના ધ્યાનમાં મસ્ત રહેવા દ્યો. કહી પુનઃ યોગેન્દ્રે આંખ્યો બંધ કરી, પણ અલ્પ સમયમાંજ આંખ્યો ઉઘાડી યોગેન્દ્ર એકાએક ઉભા થઈને બોલી ઉઠ્યાઃ—હા, હજુ પણ એનું એજ મુખ! હે! વિભો! આ દુઃખ હું કોને કહું? પ્રભો! હવે તો કૃપા કરી આ દુઃખી દેહનો નાશ કરી તમારા ધામમાં આશ્રય આપો...હું...યોગી આગળ બોલે એવામાંજ મધ્યથી અવાજ

થયોઃ—માયાની મોહજાળમાં ફસાએલા યોગી! શાન્ત થા શાન્ત થા.

"યોગેન્દ્ર" ચમકીને આસપાસ જોઇ બોલી ઉઠયાઃ—અરે! આ શું! આ અવાજ શાનો? આ સ્થળે કોઇ પણ આવવાની હિંમત કરી શકે નહિ, એવા સ્થાનમાં મને શાન્તિ સૂચક શબ્દો સંભળાવનાર કોણ હશે?

"પુનઃ અવાજ થયોઃ—યોગી! ગભરા નહિ, હું તારા કલ્યાણમાં રાજી છું. તું જેનું નિશદિન ધ્યાન ધરે છે, તેજ હું છું. તું હજી મને જોવાને અધિકારી થયો નથી. તારૂં મન સંસારનાં કાર્યો તરફ આકર્ષાય છે, છતાં હું તારી ઉપર પ્રસન્ન થઇ, દિવ્ય શબ્દના રૂપે તારો ભ્રમ દૂર કરવાને ઇચ્છું છું. તારી ઇચ્છા જણાવ?

"યોગેન્દ્ર" સ્તબ્ધ બની ગયા અને અંતે સ્વસ્થ થઇ હાથ જોડી બોલ્યાઃ—શબ્દ રૂપ પરમાત્મા! આપને મારા પ્રણામ છે. આ ભ્રમિત મન અત્યારે અસ્વસ્થ થઇ માયાને આધિન થયું છે. દેવ! દયા કરી મને માયાના પાસમાંથી છોડાવી ચિરકાળની શાન્તિ આપો.

પુનઃ દિવ્ય નાદ થયોઃ—યોગી! શાન્ત થા. તારાં કર્મ શુદ્ધ છે, એથીજ હું તારી પાસે તારા મનની ભ્રમણાઓ મટાડવાને આવ્યો છું. તું કહે છે કે હું શાન્તિ શોધું છું, તે શાન્તિ તને મળશે. ધૈર્ય ધર. સંસારના ઋણથી તું હજી છૂટયો નથી. તારે હજી ઘણાં કામ કરવાનાં છે. તું જ્ઞાની છે, સર્વ જાણે છે, છતાં માયાથી ઘેરાય છે એજ તને સૂચવે છે કે તારાં કર્મ અધુરાં છે તે પૂર્ણ થએ તું નિવૃત્ત થઇશ. તારા પૂર્વના સંસ્કારથીજ તું માયાની મોહજાળમાં ફસાય છે.

યોગી! તું અવશ્ય જીવન મૂક્ત થઇ ચિરકાળની શાન્તિ સંપાદન કરીશ. હાલમાં તું તારા મનની ઇચ્છા પૂર્ણ કર. તારો જય થાઓ. શબ્દ બંધ થયો. યોગેન્દ્રે ફરીથી પ્રણામ કર્યા. સર્વત્ર શાન્તિ છવાઇ ગઇ.

પૂર્વમાં ભાસ્કર ભગવાનના પધારવાની તૈયારી થઈ રહી. પ્રકાશ પૃથ્વીપર પથરાઈ ગયો. યોગેન્દ્ર સ્વસ્થ થઇ પદ્માસને બેસી ધ્યાનસ્થ થઈ વિશ્વેશની સ્થિતિ તપાસવા લાગ્યા. તેમને ધ્યાનમાં શૈલેશ અને વિશ્વેશ સરિતામાં પડયા ત્યાં સુધી જણાયું. પારકાના દુઃખે દાઝતા યોગેન્દ્ર ઉભા થયા અને એકવાર આસપાસ દૃષ્ટિ કરી પ્રભુનું દિવ્ય ગાન ગાતા–ગાતા વિશ્વેશની પાસે જવા ત્યાંથી ગમન કરવા લાગ્યા. ચાલતાં ચાલતાં તેમનું મન બોલતું હતું કેઃ—

## હરિગીત.

§ "નિકટ ભુમા નિકટ માયા સંગમે શક્તિ રહી,<br>
તે વિષે મહાતત્વમાંથી ત્રિગુણની રચના થઈ;<br>
રજો એ બ્રહ્મ સ્વરૂપે તન્માત્રા પાંચે કરી,<br>
શબ્દ સ્પર્શ રસરૂપ ગંધે પ્રબળ શક્તિને ધરી.<br>
સત્વ તે વિષ્ણુ સ્વરૂપે યગપાતા યશમાં રહી,<br>
મન બુદ્ધિ અહંકાર ચિત્ત અંતઃકરણ યુક્તિ ગ્રહી.<br>
તમોગુણ હરી રૂદ્રરૂપે પંચભૂત મમતા ધરી,<br>
ત્રિગુણ દેવ ૐમકાર રૂપે સૃષ્ટિની રચના કરી.<br>
અંતઃકરણ પરિછિન્ન ચેતન પ્રમાપદ ધારણ કરી,<br>
પ્રમાણ રૂપ પરિછિન્ન વૃત્તિ કરણ કારણતા ધરી.<br>
મલિન સત્વ પરિછિન્ન ચેતન જીવપદ અજ્ઞાનથી,<br>
ધર્મ સુખ અધર્મ દુઃખને પામે નિજ અભિમાનથી,<br>
અંતર ગંગા, અંતર યમુના, અંતર માંહે સરસ્વતિ,<br>
અંતર કાશી, અંતર ગોકુળ, અંતરમાં દ્વારામતી.

§ સદુપદેશમાળા.

અંતર સિંધુ અંતર રેવા અંતર માંહિ ગોદાવરી,
બ્રહ્માંડની અનહદ રચના, પુરી રહી સોહંપુરી.
દૂર નહી સમિપ નહી પણ સ્વયંભુ નિજરૂપ છે,
કલ્પવૃક્ષ પુરણ આનંદ સર્વરૂપ નિરૂપતે;
ઉપદેષ્ટાને વિશ્વકારણ પુરૂષોત્તમ ઉત્તમ સદા,
ધર્મરૂપ અનંત જ્યોતિ પરમ આનંદ સર્વદા,"

આમ બોલતા યોગેન્દ્ર મહાત્મા હૃદયમાં રહેલા પ્રભુને વારંવાર પ્રણામ કરતા ઘણે દૂર નીકળી ગયા. તેમના ગમન પછી દિવ્યધામ દિવ્ય-તેજમાં મળી અદસ્ય થયું હોય એમ જણાવા લાગ્યું. ગાનમાં ગુલતાન થઇ, અંતરાત્મા સાથે વિવિધ વાર્તાલાપ કરતા મહાનુભાવ મહાત્મા વૃક્ષોની ઘાડી ઝાડીમાં અદસ્ય થઇ ગયા. તેમના અદસ્ય થવાની સાથેજ અરૂણ સારથીએ તૈયાર રાખેલા સુવર્ણ રથમાં રવીદેવે વિરાજી જગતને દર્શન દીધું.

વાંચકો ! ચાલો હવે આપણે પણ જંગલમાંથી નગરમાં જઇએ અને ઘણા દિવસથી વિસારી મૂકેલા "ભદ્રેશરાય"ને તપાસીએ.

---

# પ્રકરણ ૪ થું.

## "ભદ્રેશનું ભાગ્યચક્ર."

"વેશ્યા કાળી નાગણી, આખર કરે હેરાન,
લુંટી લક્ષ્મી લાલની, બનાવતી બેહાલ.
× × × ×
વેશ્યાના વિલાસથી, જાયે સુખને સાજ,
વેશ્યાના વિલાસથી, રંક મોટા મહારાજ;
વેશ્યા જીવતી ડાકિની, સર્વ મનુષ્યને ખાય,
જીવતાં ખાયે કાળજું, મુએ નર્ક લઈ જાય."

—*—

સતી ભારતીને મરણ પામેલી માની "ભદ્રેશરાય" તેની તમામ સ્થાવર મિલ્કતનાં રોકંડ નાણાં કરી, મધુમુખીનેજ જીવનની સહચારિણી સમજી સદાને માટે તેને ત્યાંજ નિવાસ કરવા લાગ્યો. જ્યાં સુધી ભદ્રેશનું દ્રવ્ય ખૂટ્યું નહિ ત્યાં સુધી એ કપટકળામાં નિપુણ ગણીકાએ તેને અત્યંત પ્રેમ દેખાડવા માંડયો. તેના મુખમાંથી એક શબ્દ નીકળતાં તો તે તેની આજ્ઞા ઉઠાવવાને તત્પર રહેવા લાગી. ભોળો ભદ્રેશ પ્રપંચી ગુણકાના કૃત્રિમ પ્યાર ભરેલાં વાક્યોથી મોહ મુગ્ધ થઈ તેનેજ દેખા રહ્યો, અને તેનાથી લગીર પણ દૂર જતો નહિ. તે મધુમુખાનેજ તેનું સર્વસ્વ માનવા લાગ્યો; પરંતુ તે મૂર્ખને ખબર નથી કે આ પ્રપંચી પ્રેમદાનો પ્યાર મૃગજળ જેવો છે. "**ગુણકા કોઇની થઇ નથી, અને થવાની પણ નથી.**" ભદ્રેશરાય આનંદ અને એશઆરામમાં અઢળક દ્રવ્યનો દુરૂપયોગ કરવા

લાગ્યો. એવી રીતે આમોદ-પ્રમોદ અને મોજ-મઝામાં ઘણા દિવસ ચાલ્યા ગયા અને નાણાંનાં પણ ઠેકાણાં થઇ ગયાં. રાયજી સાહેબની પાસે હવે કાંઇ રહ્યું નથી. તેમજ **"અતિશય સહવાસથી આખરે તિરસ્કારને પાત્ર થવાય છે."** એ અનુસાર દ્રવ્ય ખુટતાં અને ઘણા વખતના સહવાસથી મધુમુખીને પણ હવે એ ખાલી થયેલા ભદ્રેશ પ્રતિ કંટાળો આવવા લાગ્યો. આથી તે દ્રવ્યની લાલચુ લલનાએ આખરે ભદ્રેશરાયને દૂર કરવાનો નિશ્ચય કર્યો; અને તેને માટે પ્રસંગ ખોળવા લાગી.

"એશઆરામમાં અને મોજ-મઝામાં ઘણા દિવસ નીકળી ગયા. સમય સમયનું કામ કરવા લાગ્યો. એવામાં એક રાત્રિના સમયે ભદ્રેશ દારૂના નિશાથી બેભાન થઇ પલંગમાં પડ્યો હતો. પલંગની પાસે એક આરામ ખુરશીમાં મધુમુખી તેને શી રીતે દૂર કરવો એવા વિચાર કરતી બેઠી હતી. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. ફક્ત ભીંતે લટકાવેલું ઘડીયાળ ટકટક અવાજ કરી શાન્તિનો ભંગ કરતું હતું. ઘડીયાળમાં દસના ટકોરા થયા. મધુમુખી ચમકી; અને વિચારનો ત્યાગ કરી બોલી:-અરે ! હજી કેમ કોઇ આવ્યું નહિ હોય ! તે હજી આગળ કંઇ બોલવા જાય એટલામાં તો ત્યાં કોઇકના આવવાનો પદધ્વનિ સંભળાયો. તે આતુરતાથી આવનારના માર્ગની નિરીક્ષા કરી રહી. અલ્પ સમયમાં "અજીતસિંહે" ત્યાં પ્રવેશ કર્યો. તેને જોતાંજ મધુમુખી આનંદ પામી અને તેની પાસે દોડી જઇ તેને કંઠે વળગી સ્હેજ ઉદાસ ચ્હેરે પૂછવા લાગી;—વ્હાલા ! આજે એકલા કેમ આવ્યા ? ગુરૂમહારાજ ક્યાં ગયા ? અરેરે ! આજકાલ કરતાં ગુરૂશ્રીનાં દર્શન કરે પાંચ છ દિવસ થઇ ગયા છે છતાં ગુરૂ મહારાજે આ તેમની કિંકરીને દર્શનનો લાભ નહિ આપ્યો હોય તેનું શું કારણ હશે ? વ્હાલા ! આરાથ તેમનો કંઇ અપરાધ તો નહિ થયો હોય ને ?

દિલદાર! તેમાં આટલી બધી ગભરાય છે શાને? તારાથી ગુરુ-શ્રીનો કદાપિ અપરાધ થાયજ નહિ, કારણ કે તેમને તો તું ઘણીજ વ્હાલી છે. સુંદરી! હમણાં–હમણામાં ગુરૂ મહારાજનું ચિત્ત ઘણુંજ વ્યગ્ર રહે છે. તેનું કારણ એ કે આપણા પંજામાં ફસાયેલો વિશ્વેશ, કે જેને પેલા...ભોંયરામાં કેદ કર્યો હતો; તે તેના સોબતી "કનક"ની સાથે અંદરની દિવાલમાં બાકોરૂં પાડી પલાયન કરી ગયો છે. તેમની ઘણી શોધ કરી, પરંતુ પત્તો મળતો નથી. તેમજ આપણે તે દિવસે કોટડીમાં કેદ કરેલો પેલો "મ્હેરો મુંડ઼ો" પણ અજાયબ રીતે ગુમ થઈ ગયો છે. મહામહેનતે ફસાવેલા શત્રુઓ આવી અજબ રીતે ગુમ થઈ જાય છે તેનું શું કારણ હશે? દિલારામ! આપણા મંડળમાં કોઇક વિશ્વાસઘાતી થયું હોય એમ ગુરૂજી માને છે. તેથી તે બેવફા થનારને ખોળી કાઢવા અને નાશી ગયેલા શત્રુઓને ફરીથી ફસાવવાના પ્રયત્નમાં ગુરૂજી હાલ વિશેષ ધ્યાન રાખે છે. તેજ કારણથી તેઓ અહિં આવી શકતા નથી. પણ...તું આજે આમ ઉદાશ કેમ જણાય છે? અજીતે સર્વ વાત જણાવીને પૂછ્યું.

"અજીતનાં વચન શ્રવણ કરી ભોળાને ભોળવી પાયમાલ કરનારી કાળી નાગણ મધુમુખી મ્હો ઉપર સ્હેજ મ્રદુતા લાવી, અજીતના સામે કટાક્ષ યુક્ત નિહાળી બોલીઃ—વ્હાલા! કાંઈ નહિ, એ તો સ્હેજ."

"અરે સ્હેજ તે હોય? કહી અજીતે તેના કપોલ પ્રદેશપર ચુંબન લઈ પૂછ્યુંઃ—કહો, જીગરજાન! કહો, કે આજે ઉદાસ કેમ છો? રસીલી! માનમાં વધારે ના રહો. કહી વળી પાછું તેણે તેના અધરોષ્ઠનું પાન કર્યું."

તેનું મુખ દૂર કરતાં મધુમુખી મ્હોપર સ્હેજ રોષ દર્શાવી બોલીઃ—જાઓ, જાઓ. વારંવાર શું પૂછો છો? હું કેટલાએ દિવસથી કહું છું કે પેલા ખાલી થએલા ખોખાને મારાથી દૂર કરી મને નિરાંતે

રહેવા દ્યો; પણ તમારા ધ્યાનમાં તો કંઇએ ઉતરતું નથી. કહી મધુમુખી દૂર ખસીને ઉભી રહી.

"અહોહો! શું મોટું કામ! તેમાં આમ રિસાય છે શાને?" કહી અજીતે તેની પાસે જઇ હૃદયદાન દીધું.

"મને મૂકી દ્યો."

"અરે એમ તે થાય!"

"ત્યારે પેલા ભદ્રેશને અહિંથી કાઢો તો સારૂં, હું તો તેનાથી હવે કંટાળી ગઇ."

"બહુ સારૂં. પણ વારૂ હવે તેની પાસે કંઇ રહ્યું તો નથીને?"

"તેની પાસે રહેવામાં હવે ધુળ રહી છે."

"ત્યારે ક્યારની કહેતી શું નથી? હવે જોઇ લે કે હું તેને વિદાય કરી દઉં છું કે નહિ!"

"તેને ક્યાં વિદાય કરી દેશો?"

"પરમેશ્વરના દરબારમાં."

"એમ! ત્યારે તો હવે હું ઘણી ખુશી થઇ. કહી મધુમુખી ફરીથી અજીતને કંઠે વળગી પડી. બાદ આડીઅવળી વાતો કરી અંતે અજીત ત્યાંથી જવાને તૈયાર થયો, અને જતાં પહેલાં એક મીઠું ચુંબન લઇ બોલ્યોઃ—દિલદાર! કાલે બપોરે ભદ્રેશનો ફેંસલો થઇ જશે. કહી તે ત્યાંથી ચાલતો થયો."

× × × ×

બીજા દિવસનો મધ્યાન્હકાળ થયો. ભદ્રેશરાય જમી પરવારી તેની વ્હાલી પ્રિયતમાના ગળામાં હાથ નાખી પાન ખાતો એક સુંદર પલંગમાં બેઠા હસ્તે મુખે વાર્તાલાપ કરી રહ્યો હતો. મધુમુખી પણ તેને છેલ્લીવારને માટે અત્યંત આનંદ કરાવી રહી હતી. એટલામાંજ અજીતે

ધરૂણસિંહ અને કપટસેનની સાથે ત્યાં પ્રવેશ કર્યો, તેમને જોઇ મધુમુખી પલંગમાંથી ઉતરી નીચે બેઠી. ભદ્રેશરાયે પણ નીચે ઉતરી મિત્રો સાથે હાથ મેળવી પૂછ્યું:—અજીતસિંહ! તમારૂં કામ પૂર્ણ થયું ?

" કયું કામ ? " અજીતે પૂછ્યું.

" રાજ્યકુટુંબનો વિનાશ કરવાનું કામ. " ભદ્રેશે જણાવ્યું.

અરે નારે ના. એ કામ તે કંઈ સહેલું છે ? જ્યારે એક શત્રુને સપડાવીએ છીએ ત્યારે બીજો છટકી જાય છે; બીજાને પકડીએ છીએ ત્યારે પ્રથમનો પલાયન કરી જાય છે.

" ત્યારે હવે શું કરવું નિર્ધાર્યું છે ? "

ધારવામાં હવે એજ કે તમે રૂપિયા દસ હજારની મદદ કરો, કે જેનાવડે બીજાં માણસો વધારી યુદ્ધનો આરંભ કરીએ.

ભલે ! તેની હું ક્યાં ના પાડુંછું ?

" ત્યારે લાવો રૂપિયા. "

" શું અત્યારે ? "

" હાજી. "

એમ તો લ્યો હું અત્યારે આપું. કહી ભદ્રેશ મધુમુખી સામે જોઇ કહેવા લાગ્યો:—વ્હાલી ! આ મારા મિત્રોને રૂપિયા આપો.

રૂપીયાનું નામ સાંભળતાંજ મધુમુખી ચમકી અને છેડાએલી વાઘણની માફક તેની તરફ તિરસ્કાર સૂચક દૃષ્ટિ ફેંકી બોલી:—અરે! આતે તમે બોલોછો કે બકો છો ?

કેમ પ્યારી એમ ? ભદ્રેશે આશ્ચર્ય પામીને પૂછ્યું.

રૂપિયા શાના માગોછો ? તમે ભાનમાં છોકે નહિ ?

હું ભાનમાંછું. રૂપિયા મારા મિત્રોને આપવા છે તેથી હું માગું

છું. માટે આપણી સિલીકમાંથી તેમને રૂપિયા દસ હજારની ગીનીયો ગણી આપો.

" કઈ સિલીકમાંથી ગણી આપું ? "

" આપણી તિજોરીમાં જે ગીનીયોની થેલી મૂકેલી છે તેમાંથી."

" કોની તિજોરીને શું વાત ! હુંતો આમાં કંઇ પણ સમજતી નથી. "

અરે ગાંડી ! પેલી તારી તિજોરીમાં જે મ્હેં ગીનીયોની થેલી મૂકી છે તેમાંથી આપ. હવે તો સમજણ પડીને ? ભદ્રેશે હસીને પૂછ્યું.

એમાંતો મારી ગીનીયો છે, તેમાં તમારૂં શું લાગે-વળગે છે ? મધુમુખી છેડાઇને બોલી ઉઠી.

" તું આમ ક્રોધમુખી શાને થઈ જાય છે ? વ્હાલી ! શું હજી તું તારૂં અને મારૂં જુદું સમજે છે ? " રાયજીએ પ્રશ્ન કર્યો.

" હા જી. સત્તરવાર જુદું; સમજ્યા ? " મધુમુખીએ સ્પષ્ટ જણાવી દીધું.

" અરે ! શું તું આ ખરૂં કહે છે ? "

" ત્યારે શું ખોટું ? "

" ભદ્રેશને ધ્રાળ પડી. તે સફાળો કોચમાં બેસી ગયો. તેનો નીસો ઉતરી ગયો. સઘળે અંધકાર બાસવા લાગ્યો. મુખ ગરીબડું રાંક થઇ ગયું; અને એક પળવારમાં તેના હૃદયમાં હજારો તર્કવિતર્ક થઇ ગયા. ત્યાં બેઠેલું મંડળ શાન્તતાથી તેના મુખનું અવલોકન કરવા લાગ્યું. છેવટે ભદ્રેશ દયાર્દ્ર મુખે ઉભો થઈ મધુમુખીની પાસે જઈ કહેવા લાગ્યોઃ— પ્યારી મધુમુખી ! મને જણાવ-ખરેખર જણાવ કે તું શું સત્ય વદે છે ? "

અરે મૂર્ખ ! વારંવાર આવું પૂછી શામાટે મારૂં માથું દુખાવે છે ? મધુમુખીએ નાગણની માફક ફુંફાડીને કહ્યું.

સુંદરી! આવાં કઠોર વાક્ય બોલી તું મને શા માટે સંતાપે છે? શું તું મારી પ્રિયા નહિ? બદ્રેશે તેની પાસે જઇ પૂછ્યું.

"પ્રિયા તારી મા." મધુમુખીએ તેને ધક્કો મારી કહ્યું.

"ત્યારે તું કોણ?" બદ્રેશે બધાનક બૂમ મારીને પૂછ્યું.

"ગણીકા."

હાય! અફસોસ! બદ્રેશ બે હાથે માથું દબાવી નીચે બેસી ગયો. પણ પછી થોડીવારે કંઇક વિચાર આવતાં કહેવા લાગ્યો:—મધુમુખી! શું તું મારો માલ હજમ કરીશ—હરામનું ખાઈ જઈશ?

હાજી, પહેલાં વિચાર નહોતો થયો કે આટલા બધા દિવસ મોજ-મઝા ભોગવી તે શું મફતની? ગધેડા! જાણતો નહોતો કે ગણીકા કોઈની થઇ છે તે તારી થશે? તું તો સમજતો હોઇશ કે આ મધુ-મુખી સદાય તારી રહેશે, પણ ના, ના, તું આજ અહિંથી જઈશ કે તરત તારો ભાઈ બીજો કોઇ અહિં આવી તેની પાસે પૈસા હશે ત્યાં સુધી મોજમઝા ભોગવશે. મારે તો જે આપે દામ તેનુંજ કામ. સમ-જ્યો હેવાન?

ચૂપકર નાદાન. કહી બદ્રેશ ઉશ્કેરાઈ તેને મારવા દોડયો; કે તર-તજ અગાઉથી શીખવી રાખેલા કપટ અને વરૂણે ઉભા થઈ તેને અધ-વચથીજ બાથમાં પકડી લીધો. બદ્રેશ બીજી બૂમ મારે તે પહેલાં તો તે દુષ્ટોએ તેના મુખમાં લુગડાનો ડુચો મારી દીધો. અલ્પ સમયમાં સઘળાએ મળી તેને દોરડાથી મજબૂત બાંધી એક અંધારી કોટડીમાં પૂરી દીધો. ભોળા બદ્રેશને માથે દુઃખનું વાદળ તૂટી પડયું. સઘળો પ્રપંચ સમજવાં તે વ્યાકુળ બની ગયો. તેને કોટડીમાં પૂરી સઘળા પાછા આવ્યા. અંધારી કોટડીમાં બદ્રેશ દિઙ્મુઢ જેવો બની આસપાસ જોવા લાગ્યો. તેના મનમાં હજારો વિચાર આવવા લાગ્યા. તે મનમાંજ

બોલતો હતો કે:—અરે! આતે સ્વપ્ન કે સત્ય? ના, ના, સઘળું સત્ય છે. મધુમુખીએ મને દગો દીધો છે. તેણે હાલ હવાલ બનાવી મને સંસારમાં રઝળતો કર્યો છે. હાય, હવે શું થશે? સંસાર સઘળો અંધકારમય ભાસે છે. હાય! ક્યાં જાઉં? શું કરૂં? કહી દુઃખી ભદ્રેશ જમીનપર માથુ પટકી એફાટ કલ્પાંત કરવા લાગ્યો. સગાં સ્નેહિયો તેની આંખ્યો આગળ તરી આવ્યાં. સતી ભારતીના મુખનો ભાસ થતાં ભદ્રેશ અત્યંત કરૂણ કંઠે બોલવા લાગ્યો:—સતી! મને ક્ષમા કર. હું દુનિયાની પાર થયોછું. તું મારાથી છૂટી થઇ સ્વર્ગમાં જઈ સુખી થઇ છે; અને આ વિષયાંધ ભદ્રેશ હાલ હવાલ થઇ રસ્તાનો ભટકતો ભીખારી થઇ ગયો છે. દેવી! મને ક્ષમા કરજે. આ પાતકીને ધિક્કારજે. હા, દૈવ! આ શું થઈ ગયું? અરેરે!

" તજી વ્હાલી સતી પ્યારી, કરી વેષ્યા થકી યારી;
ન જોયું આંખ ઉઘાડી, હવે રોવું તે ખોટું છે;
કનકની થાળને ત્યાગી, લીધી લોહ થાળ મેં માગી,
બન્યો હું પૂર્ણ સ્વચ્છંદી, હવે રોવું તે ખોટું છે.
ભર્યું અમૃત હતું પ્યાલે, દીધું ઢોળી અરે શાને!
મનાવ્યું મન ના માને, હવે રોવું તે ખોટું છે.
જાણ્યું ઝેર છે એમાં, મોહ્યો હું દુષ્ટ વેષ્યામાં;
અરે પસ્તાયો અવનિમાં, હવે રોવું તે ખોટું છે. "

ખોટું હો યા ખરૂં હો, પણ હવે સદાકાળ રડવાનુંજ છે. આંખ્યોમાંથી અશ્રુધારા સુકાવાની નથી, અને સતી ભારતીનાં અમૂલ્ય વચનામૃતો આ જીંદગીમાં પણ ભુલાવાનાં નથી. હાય! જીંદગી હાલ હવાલ થઈ. ઓ વિભુ! મારી આ શું દશા થઈ? આમ મનમાં બોલતો ભદ્રેશ માથુ કુટવા લાગ્યો.

આવી રીતે તેને અંધારી કોટડીમાં કેદ થયે મધ્યરાત્રિ થવા આવી. પ્રાતઃકાળમાં તો તેના પ્રાણનું વિસર્જન થવાનું નિર્માણ થઇ ચૂક્યું હતું. ભદ્રેશ વારંવાર મુખથી નિઃશ્વાસ નાખતો સતી ભારતીના સુબોધક શબ્દોને યાદ કરી અશ્રુ વર્ષાવવા લાગ્યો. જેણે સ્વપ્નમાં પણ દુઃખનો અનુભવ નથી અનુભવ્યો તે ગર્ભ શ્રીમંત દિવાન પુત્ર ભદ્રેશ દુઃખદરીયામાં ડુબી ભાગ્યને નિંદતો વાળ પીંખવા લાગ્યો. તે દિવાના જેવો બની થયેલી દુર્દશાને માટે પશ્ચાતાપનો પોકાર પાડતો કરૂણાજનક કલ્પાંત કરવા લાગ્યો. એવામાં તેને એકાએક કોઇક તેની કોટડીનું બારણું ઉઘાડતું હોય એવો ભાસ થયો. ખરેખર! મૃત્યુ નિકટ આવી પહોંચ્યું, એમ સમજી તે કરૂણાજનક ચીસ પાડી બેશુદ્ધ જેવો બની જમીનપર પછડાઈ પડયો. તે શુદ્ધ વિહીન જેવો જણાવા લાગ્યો. એવામાંજ તેની ચીસ સાંભળી બે કાળાંવસ્ત્ર ધારી પુરૂષોની સાથે એક સુંદર બાળા ત્વરિત ગતિએ ત્યાં દોડી આવી; અને આસપાસ નજર કરી તે સુંદર બાળા ભદ્રેશને સાવધ કરવા તેના કાનમાં બૂમ મારી કેહેવા લાગીઃ—ભદ્રેશ! ઉઠ. સાવધ થા—હિંમત રાખ. હું તને અહિંથી મૂક્ત કરવા આવીછું. માટે ઉઠ અને જલ્દીથી મારી સાથે આવવા તૈયાર થા.

અર્ધશુદ્ધિમાં પડેલો ભદ્રેશ તેના કોમળ સૂર શ્રવણ કરતાંજ ઉઠી બેઠો થઈ નમ્ર વચને બોલ્યોઃ—દેવી! હું તમને ઓળખુંછું. તમે દયાળુ છો. તમારી દયાથી દુષ્ટ જનોનાં ભોગ થતાં નિર્દોષ જનો બચી જાય છે. દિવ્ય દેવી! આ હતભાગ્યની ઉપર દયા કરો અને આ નર્ક સ્થાનમાંથી મારો ઉદ્ધાર કરો, કહી ભદ્રેશ લાંબો થઈ તેને પગે પડયો.

વાચકો! તે બાળા બીજી કોઈ નહિ પણ આપણી પરિચીત દયાળુ "કૈલાસ" હતી. જે સમયે ભદ્રશની દુર્દશા થઇ તે સમયે તે તપસ્વિની દેવીના આશ્રમે હતી. ત્યાં તેના વફાદાર માણસોથી ભદ્રેશની

થએલી સ્થિતિની ખબર પડી હતી. તેથી તે તત્કાળ છૂપી બાતમી મેળવી મધ્યરાતે ભદ્રેશની કોટડીમાં આવી.

ભદ્રેશના હાલ હવાલ જોઈ કૈલાસનું હૃદય દયાથી દ્રવવા લાગ્યું. તેણે તેને આશ્વાસન આપી કહ્યું:—ભદ્રેશ ! શાન્ત થા; અને મારી પાછળ ચાલ્યો આવ. કહી કૈલાસ તેના માણસો સાથે આગળ ચાલવા લાગી. ભદ્રેશ તરત ઉભો થયો અને દિવાનાની માફક તેની પાછળ જવા લાગ્યો. છદ્મના વેશથી સપડાએલા વિશ્વેશને તેણે જે રસ્તેથી બહાર કાઢયો હતો તેજ રસ્તે થઈને તે ભદ્રેશને લઈ બહાર નીકળી. બહાર નીકળતાંજ દુઃખથી ઉન્મત્ દશાને અનુભવતો ભદ્રેશ આગળ પાછળ જોયા વિના મુઠીયો વાળીને ત્યાંથી દોડવા લાગ્યો. કૈલાસે તેને રોકવાને ઘણોએ યત્ન કર્યો પણ તે રોકાયો નહિ. અરેરે ! એક ગૃહસ્થ પુત્રની કેવી દુર્દશા ! હા, વિધાતા તારા પણ અજબ તમાસા છે! આમ મનમાં બોલતી અને ભદ્રેશની દયા લાવતી કૈલાસ તેના માણસો સાથે તપસ્વિની દેવીના આશ્રમ પ્રતી પ્રયાણ કરી ગઈ.

દેવીના આશ્રમમાં આ સમયે શાન્તિ ફેલાઈ રહી હતી. સાધુઓ-સરદારો અને અન્ય અનુચરો નિદ્રાને શરણે પડેલા હતા. ફક્ત તપસ્વિની દેવી આંખ્યો બંધ કરી પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થઈ બેઠેલાં હતાં. એવામાં કૈલાસ ત્યાં આવી પહોંચી. તેમનાં પગલાંના અવાજથી ધ્યાનસ્થ દેવીએ આંખ્યો ઉઘાડી. કૈલાસ અને સાથે ગયેલા બે માણસોએ તેમને પ્રણામ કરી બનેલા સમાચાર વિદીત્ કર્યા. તેના સાહસથી પ્રસન્ન થઇ તપસ્વિની દેવી તેને હૃદય સાથે ચાંપી આશીશ દીધી. બાદ સર્વને નિદ્રા લેવાનું સૂચવી પોતે પણ સર્વને માટે પ્રભુની મંગળમય પ્રાર્થના કરી ત્યાં પડેલા મૃગચર્મ પર નિદ્રા લેવા આડાં થયાં.

———*———

# પ્રકરણ ૫ મું.

—:o:—

## પાપનો પશ્ચાતાપ.

" મલીન મનના મિત્રમાં, જન ભોળા ભરમાય છે;
જાતાં દ્રવ્ય દુઃખી થઇ, અંતે બહુ પસ્તાય છે.
ખાવા પીવાના મિત્ર સૌ, મળે ન દાનો એક,
કરી પરિક્ષા મિત્રની, કરો પ્રેમ જે નેક. "

× × × ×

* ભરૂસો કોઇનો ના કરો, ભલે ભલો દેખાય;
કેદાર કંકણુ કોટચમાં, તોએ બીલ્લી ઉંદર ખાય.
દુર્જનની સંગત થકી, અંગે લાગે પાસ;
ફુલની સાથે હીંગ ભળતાં, પુષ્પની જાય સુવાસ.

કૈલાસની પાસેથી નાશી છૂટેલો ભદ્રેશ-પૂર વેગથી દોડતો ભયંકર અરણ્યમાં આવી પહોંચ્યો. તે અત્યંત થાકી ગયો હતો. પગમાં કાંટા ભોકાયા હતા છતાં દુઃખ નહિ ગણુકારતા જેને જીંદગીમાં દુઃખનો પ્રથમજ અનુભવ થયો છે, એવો તે પડતો—આથડતો—રઝળતો—રખડતો એક પાણીના ધોધના કુંડ આગળ આવી પહોંચ્યો. અંધકારમયી રાતે જંગલમાં ભૂતના ઓળા માફક ભદ્રેશ નજીકમાં આવેલા એક વૃક્ષ નીચે પછાડ ખાઇ પડયો. જમીનપર પછડાવાથી તે ભાનમાં આવ્યો, અને કંઇક વિચાર કરી આસપાસ જોઇ લાંબો થઇ સુતો. તે ગર્ભ શ્રીમંતનો પુત્ર પૃથ્વીની પથારી બનાવી—આકાશનો ઓછાડ ઓઢી હાથનું ઓશીકું કરી ભયંકર કાળીરાતે એકલો અઘોર અરણ્યમાં ટાઢે

---

* કવિ કાસરવાળા.

હુંઠવાતો ટુંટીયુ વાળીને સૂતો અને દુઃખના દર્દથી અલ્પ સમયમાં તો તે નિદ્રાવશ થઇ ગયો. થોડીવારને માટે તે તેનું તમામ દુઃખ ભૂલી ગયો.

અંતે પ્રાતઃકાળ થયો, પક્ષીયો મધુરા નાદથી ટહુકાર કરવા લાગ્યાં. હેમંતરૂતુ હોવાથી સખ્ત ટાઢ પડી હતી. ધીમે ધીમે પ્રભાકર પ્રકાશવા લાગ્યો; અને સાથે પવન પણ સુસવાટા બંધ વાવા લાગ્યો. ભર નિદ્રામાં ટુંટીયુ વાળી પડેલો ભદ્રેશ પણ જાગૃત થયો. તેનું મન અત્યારે સ્વસ્થ હતું. તે આંખ્યો ચોળતો આસપાસ જોવા લાગ્યો. ભર જંગલમાં પ્રભાતનો પ્રથમ પ્રભાવ અવલોકી આત્મા પ્રસન્ન થયો, પણ ઉદ્ધત મન મુંઝાયું. તેની આગળ એક પછી એક બનેલા બનાવો તરવરવા લાગ્યા. દયાળુ કૈલાસે મને ભયંકર મૃત્યુમાંથી બચાવ્યો; એમ સ્મરણ થતાં તેનું મુખ દયામણું થઈ ગયું. તે મનમાંજ કૈલાસનો ઉપકાર માનવા લાગ્યો, અને પોતે ઉન્મત્તની માફક સાહસ કરીને નાશી આવ્યો તેને માટે પસ્તાવા લાગ્યો. છેવટે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી પાસેના ધોધના કુંડમાં હાથ મુખ ધોઇ પુનઃ પ્રથમના વૃક્ષ નીચે આવી બેઠો અને હવે જીવનને કયે રસ્તે દોરવું તેના વિચારમાં પડયો. વિચારને અંતે તેને ભારતી યાદ આવી. શું મારી ગરીબડી મનોરમા હજી જીવતી હશે ? ના, ના, ભયંકર ખૂનીયોના હાથથી તે કદાપિ જીવતી રહી શકેજ નહિ. તેને તો ક્યારનીએ તે કર્મ ચંડાળોએ કોઈ ભયંકર ભોંયરામાં ભંડારી દીધી હશે. હા, ગુણજ્ઞ ભારતી! આ પાપીના પ્રસંગથી તારી પણ દુર્દશાં થઇ. ક્ષમા કરજે, સ્વર્ગમાં વસેલી સુંદરી! આ નરાધમને ક્ષમા કરજે. હાય ! તારાં હિત વાક્યો મ્હેં શ્રવણ કર્યા નહિ. પ્રિયતમે ! તારા કહેવા પ્રમાણેજ થયું. તું આવ, નહિ તો અદ્રશ્ય રહિને જો કે તે સ્વાર્થાંધોના સહવાસથી આ તારા ભદ્રેશની કેવી સ્થિતિ થઈ છે ! આમ પશ્ચાતાપ કરતો તે પુનઃ ટંઇક વિચારમાં પડી આખરે બોલ્યો:—બસ હવે એજ વિચાર ! આ

ભદ્રેશ થશે હવે દુનિયાની પાર: કારણ કે જીવવામાં હવે કંઈ મઝા રહી નથી. સુખનો નાશ થયો છે—દુઃખનો દાવાનળ ચારે તરફ સળગ્યો છે. શું મારે આ સૃષ્ટિમાં જીવન ગુજારી એક ભીખ માગતા ભીખારીની માફક ભટકવું ? ના, ના, એ ત્રાસદાયક જીંદગી ભોગવવા કરતાં મારે આ હાથેજ મારો જીવન દિપક બુઝાવવો. બસ આ વિચાર ઉત્તમ છે. ચાલ—ચાલ એ મલિન દેહ ! હવે તૈયાર થા. ત્હેં વિષ સમાન વિષય વૃત્તિયોમાં પડી અનહદ્ સુખ ભોગવ્યું છે. તને તે સમયે ખબર પડી નહિ કે આ સુખ ક્ષણીક છે—મૃગજળ સમાન છે, તેને માટે તારે હવે શિક્ષા સહન કરવીજ જોઇએ. પણ—અરે ! આ જીવનને હું કેવા પ્રકારે નષ્ટ કરૂં ? પુનઃ થોડીકવાર વિચાર કરી તે બોલ્યોઃ—જીવન ધારણ કરી ભીખ માગતાં જનસમાજના તિરસ્કારને પાત્ર થવા કરતાં આ પાસે આવેલા ઉંડા ધોધના કુંડમાં કુદી પડી પ્રાણનો નાશ કરવો ઉચિત છે. વિચાર નક્કી થયો. મન દૃઢ થઇ ઉશ્કેરાયું. ભદ્રેશ પાણીના કુંડની નજીક આવેલા વૃક્ષ પાસે ચાલ્યો. તેણે ઝાંડ ઉપર ચઢી કુંડમાં કુદી પડવાનો નિશ્ચય કરી દીધો અને થોડીવારમાં વૃક્ષ નીચે આવી આસપાસ જોવા લાગ્યો; પણ મરવાની ધુનમાં તે કોઇને જોઇ શક્યો નહિ.

તે જે વૃક્ષ નીચે ઉભો હતો તેનાથી થોડેક દૂર એક બીજા વૃક્ષની તળે પડેલા પત્થર પર એક યુવાન યોગિની બેઠેલી હતી. તે આકાશપ્રતિ જોઇ મન સાથે કંઇક બોલતી હોય એમ એના મુખ સામે જોવાથી જણાતું હતું. ભગવી કંથાથી ઢંકાયેલી યોગિની બાવીસેક વર્ષની અનુપમ રમ્ય રમણી જણાતી હતી. ભદ્રેશ તેને જોઇ શક્યો નહિ. તે તો ઝાડપર ચઢી કુંડમાં કુદી પડવાના વિચારમાં હતો. તે વૃક્ષ ઉપર ચઢવાની તૈયારી કરે છે, એવામાં દૂર બેઠેલી યોગિનીએ એક સુંદર ગાન આરંભ્યું. ભદ્રેશ ચમક્યો. તેણે આસપાસ જોવા માંડયું, પણ ગજ-

રાટમાં જોતાં તેને વૃક્ષના ઓઠાથી યોગિનીનાં દર્શન થયાં નહિ તેને બદલે તેના કંઠમાંથી નીકળતા સુકોમળ સૂરનું સંગિત સંભળાયું. ભદ્રેશ નીચું જોઈ ગાન સાંભળવા લાગ્યો. તેના ગાનનો ગુંજાર હવાની સાથે મળી ચારે તરફ પથરાતો હતો. તેનું ગાન મધુર ને ભક્તિ જ્ઞાનથી ભરપૂર હતું:—

* હવે ફાંફાં તું જાવા દે, હરિનું ધાર્યું થાવા દે;
ભજન જળ માંહિ નાહવા દે, કરમનો મેલ મીટાવા દે.
લાલચની લ્હાય ઓલાવા દે, સદા સંતોષ સિંચાવા દે;
નશીબને જોર જમાવા દે. ... ... હરી૦
ગમે ત્યાં ઘડો ડુબાવા દે. કુવે કે સમુદ્રે જાવા દે;
ઘડા જેટલુંજ ઘડો તે લે, હરીનું ધાર્યું થાવાદે. હવે.

હા, હવે મારે માટે તો એજ ઉત્તમ છે. આમ કહી તે યોગિનીએ આંખ્યો બંધ કરી થોડીવાર પ્રભુનું ધ્યાન ધર્યું અને પછી આસપાસ જોયું. એકાએક તેની નજર પાણીના ધોધના કુંડની પાસે ઉભેલા ભદ્રેશપર પડી. તે ચમકી અને ધ્યાન પૂર્વક તે માણસ શું કરે છે તે જોવા લાગી. ભદ્રેશ તેનું ગાન સાંભળી વિચારમાં પડયો હતો. તે હવે વિચારનો ત્યાગ કરી મન સાથે બોલ્યો કે:—હા, આ ઘડો હવે આ ધોધમાંજ ડુબાવાનો. કહી તે ધીમે ધીમે ઝાડ ઉપર ચઢવા લાગ્યો. તેને વૃક્ષ ઉપર બળાત્કારે ચઢતો જોઇ પેલી તરફ જોઈ રહેલી યોગિની આ:-ત્મગત બોલવા લાગી કે:—અરે ! આવા ઘોર અરણ્યમાં કોઈ આવી શકે નહિ, એવા નિર્જન સ્થાનમાં આ ઝાડ ઉપર ચઢનાર કોણ હશે અને તેને આવી રીતે વૃક્ષ ઉપર ચઢવાની શી મતલબ હશે ! તેના મુખનું અવ-

* સ્વ. ડા. ધો. ઝવેરી.

લોકન કરવાં તે કોઇ શ્રીમાન્ પુત્ર દુઃખી હોય એમ જણાય છે. હરી, હરી, આ જગતમાં કેવા–કેવા અવનવા બનાવો બને છે કે જેનો વિચાર કરતાં ઘડીકમાં શોક તો ઘડીકમાં હર્ષ ઉત્પન્ન થાય છે. હા, પ્રભો! તમારી માયા અગમ્ય છે. આમ બોલી તે પુનઃ ભદ્રેશનું કાર્ય જોવા લાગી.

ભદ્રેશ ઝાડપર ચઢી સ્તબ્ધ બની ઉભો રહ્યો હતો. આત્મહત્યા કરવા તૈયાર થયેલા મનને અંતરાત્મા અટકાવતો હતો, પણ અંતે મરણને મળવા ઉશ્કેરાયેલા મનનું પ્રબળ વધ્યું. આ જીંદગીનો આવી રીતે અંત આવશે! એ વિચાર આવતાં ભદ્રેશ કંપ્યો–ધ્રુજ્યો! તેનું હૃદય રડી પડયું. આંખ્યોમાંથી અસ્ખલિત્ અશ્રુધારા નીકળવા લાગી. ધુધુ અવાજ કરતો પાણીનો પ્રચંડ પ્રવાહ પહાડ ઉપરથી નીચે બાંધેલા કુંડમાં પડતો હતો. તે જે વૃક્ષપર ચઢયો હતો, તે ઝાડની નીચેજ પાણીનો ઉંડો–પહોળો કુંડ આવેલો હતો. તેની અંદર પડવાનો તેનો નિશ્ચય હતો. થોડો સમય હૃદયને રડવા દઇ, તે આંખ્યો લ્હોઇ તૈયાર થયો. તેણે એક પગલું આંગળ ભર્યું, પુનઃ આત્માએ અટકાવ્યો. તેણે આંખ્યો બંધ કરી પ્રભુનું ધ્યાન ધર્યું. ધ્યાનને અંતે તે આસપાસ જોઇ છેલ્લીવારને માટે આત્મગત્ બોલવા લાગ્યોઃ–ખરેખર! આવી સજાને હું લાયકજ છું. ઓ સંસારમાં સપડાએલા યુવાનો! તમે ચેતજો. યુવાની દિવાની છે. તે તમને આખરે રઝળાવશે–રડાવશે–ને રીબાવશે. માટે જે જે પગલાં ભરો તે વિચારીને ભરજો, નહિ તો મારી માફક નીચ મિત્રોમાં ફસાઇ, ગણીકાથી ગમ્મત મેળવી રસ્તાના રખડતા ભીખારી થશો. જુઓ, જુઓ, એકવાર મારી આ દુઃખદ સ્થિતિ નિહાળો, ને તેનો શું અંજામ આવે છે તે જોઇ ચેતજો. હા, ભાગ્ય! ત્હેં પણ મને ભૂલાવ્યો છે–ભમાવ્યો છે અને તેથીજ આ સંસારને છેવટના પ્રણામ કરવાનો સમય સમિપ આવ્યો છે. હા, આ સંસાર સાગરમાંઃ—

" થઇ દુઃખી દશા મારી, ન પામ્યો શાન્તિ હું ક્યાંઇ;
અરેરે દુઃખ મ્હેં જોયું, જીવન મારૂં વૃથા ખોયું.
અહા ! નીચ સોબતથી, ન દીઠું કો સુખી થાતું;
કરી જર જીંદગી ખ્વારી, પછી મુજ પેર પીડાતું.

અરેરે મારાં કેવાં નીચ કર્મો:—

કૃતઘ્નિને વ્યભિચારી, ઘણાં નીચ કામ મ્હેં કીધાં;
સુકોમળ કન્યકાઓનાં, પતિવ્રત મ્હેં લુંટી લીધાં.

હા પસ્તાઉંછું, હવે પૂરેપૂરો પસ્તાઉંછું. હાય ! ત સઘળું આ સમયેઃ—

નજર સામે બધું તે તો, તરીને આજ આવે છે;
કુકર્મો ક્રૂર જે કરીયાં, દુઃખ દરીએ ડુબાવે છે.
હતા મિત્રો ઘણા મારા, પ્રપંચી પાપીઆ જેઓ;
ડુબાવી દુઃખ સિંધુમાં, પળ્યા પંથે ખરે તેઓ.
કરી નીચ નારીની યારી, કટારી પ્રેમની મારી;
અરે આ નીચ નેત્રોએ, દીધું છે દુઃખતો ભારી.
કરૂંછું બંધ તેઓને, હવે ચીરકાળને માટે;
ધરૂં હું આત્મ સંયમતા, અરે આ શિરને સાટે.
હવે બસ આજ રસ્તો છે, ખરેખર સુખી થાવાનો;
પ્રપંચી ખોળીયું ત્યાગી, સતીની પાસ જાવાનો."

ભદ્રેશે દઢ નિશ્ચય કરી દીધો, હાથમાં વૃક્ષનું ડાળ પકડી અર્ધું શરીર નીચે ઝુકાવી પુનઃ તે છેલ્લીવારને માટે સૃષ્ટિ સૌંદર્ય નિહાળી આવેશ યુક્ત થઈ બોલી ઉઠયો કેઃ—

" હે ભાગ્ય ભાનુ માહરા, અસ્ત તુજ આજે થયો;
ભૂલી ભમી ભદ્રેશ આ, અંતે ભીખારી હા ! થયો.

બન્યા મિત્રો સહુ શત્રુ, ખાતા-પીતા જે ખંતથી;
તેમણે ત્યાગી દયા, શત્રુ દીસે મુજ અંતથી.
લલના લલીતા દીસતી, પણ ઉરથી તે ડાકિની;
ગણીકા થઈ ગુણહિનને, અંતે ડસી તે નાગણી.

× × × ×

નીચ મિત્રો અને ગણીકા મહી, મદિરા થકી મદમસ્ત થઇ;
મૃગજળ સમુ સુખ ભોગવ્યું, અંતે ખુવારી આ થઇ.

* * * *

બસ આજ આ ભદ્રેશ તો, સંસાર ત્યાગી જાય છે.
કરો ન નીચનો સંગ કો, સતી શબ્દ હા સમજાય છે.
ગઈ જીંદગી મારી વૃથા, મન ત્યાગ મોહ મમતા હવે;
બસ આશ રાખી રામની, ઝટ પળ પથે તું હવે.
ઓ દીનના સહાયક સદા, રાખો તમારા ચરણમાં;
ભૂલી ભમીને ભવ વિષે, હું આવું છું દરબારમાં."
જય શ્રી રામ! શ્રી કૃષ્ણ. કહી ભદ્રેશ નીચેના કુંડમાં કુદી પડ્યો.

———:o:———

# પ્રકરણ ૬ ઠું.

—o:—

## " ભદ્રેશ અને ભગવતી. "

× કલ્પવૃક્ષ તજી કોણ અભાગી, બાવળ પાસે જાય;
ફળની આશે જળ સિંચે તો, ભાગે કંટક પાય.—અભાગી.
સંપત રૂપ મધ ટીપાં પાસે, બહુ કીડીઓ ઉભરાય;
સ્વજન મિત્રની ખરી કસોટી, વિપત સમયમાં થાય.—અભાગી.

ભદ્રેશ કુંડમાં કુદી પડ્યો. તેના પડવાના પ્રત્યાઘાતથી પત્થરપર બેઠલી યોગિની ચમકી અને એકાએક ચિત્કાર કરી ઉભી થઇ બોલી ઉઠીઃ—હર, હર, એ નિર્ભાગી માણસે આપઘાત કર્યો! આટલું બોલી તે યોગિની કુંડમાં પડેલા ભદ્રેશને બચાવવા તત્કાળ ત્યાં દોડી આવી; અને એક પળવારનો પણ વિલંબ નહિ કરતાં તે કુંડમાં કુદી પડી. જે સમયે ભદ્રેશ અંદર પડયો તેવોજ તે છેક તળીએ ગયો ને તુરત પાછો ઉપર આવ્યો. તરવામાં નિપુણ યોગિનીએ તરફ-ડીયાં મારતા ભદ્રેશને કમ્મરેથી પકડી લીધો. આ કોમળ યોગિનીમાં જાણે પ્રભુએ દેવબળ ના મૂક્યું હોય એમ પ્રબળ વેગથી ભદ્રેશને એક હાથે મજબુત પકડી રાખી બીજા હાથે ઝાડનાં મુળીયાં પકડી તે બહાર નીકળી. જો કે તેને બચાવતાં તે યોગિનીના મુખમાં પણ થોડું ઘણું પાણી પેસી ગયું હતું છતાં તેની દરકાર નહિ કરતાં તે ભદ્રેશને નિર્વિઘ્ને લેઇ થોડીવારમાં બહાર નીકળી.

"ભદ્રેશ હજી સાવધ હતો, તેના પેટમાં બહુ પાણી ગયું નહોતું. તે મનમાં બબડ્યોઃ—મને આ યોગિનીએ શામાટે બચાવ્યો હશે?

× સુકન્યા સાવિત્રી.

મારે મરણને મળવું હતું તેમાં તેણે શામાટે અંતરાય નાખ્યો હશે! આમ બડબડતો તે સ્હેજ રોષયુક્ત નજરે યોગિની સામે જોઈ રહ્યો. હજી સુધી યોગિનીએ તેના મુખનું બરાબર અવલોકન કર્યું નહોતું. તેને પોતાની સામે જોઈ રહેલો જોઇ તેણે પણ તેના સામે જોયું. ભદ્રેશના મુખને બરોબર નીરખતાં એકાએક તેના મુખમાંથી એક ઝીણી ચીસ નીકળી ગઇ, હૃદય ધબકવા લાગ્યું; આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. તેણે તેનું મ્હો બીજી બાજુએ ફેરવી દીધું; અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી અશ્રુ સાફ કરી મનને સ્વસ્થ કર્યું. તે પછી યોગિની ભદ્રેશ સામે ફરી પૂછવા લાગીઃ—દુઃખથી ઘેરાયેલા પ્રાણી! હું ધારૂંછું કે તમે કોઈ સુજ્ઞ માણસ છો છતાં આવું અધમ કાર્ય કરવાનું શું કારણ છે?

" તેનો કોમળ અવાજ સાંભળી ભદ્રેશ કપાળે કર સ્પર્શ કરી ગળગળે સાદે બોલ્યો:—યોગિની દેવી! તમારા હૃદયમાં દયાનો નિવાસ છે. તમે તમારી ફરજ બજાવી એ એક ઉત્તમ કામ કર્યું છે; પણ મારા માનવામાં તમારૂં ઉત્તમ કામ ઘણુંજ અઘટિત જણાયું છે. દેવી! હું સંસારથી કંટાળેલો છું, તેમજ તમારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાને હું અશક્તછું.

" કારણ?" યોગિનીએ મોહક સ્વરે પૂછ્યું.

" મારા મનની ઇચ્છા." ભદ્રેશે જણાવ્યું.

" તમે દુઃખથી ઘણાજ ગભરાયેલા હો એમ જણાય છે; પણ તમે જાણુતા તો હશો કે આત્મઘાત કરવામાં મહાન્ પાપ સમાયેલું છે?"

" હા, તે જાણીનેજ મેં એ રસ્તો લીધો હતો."

" તમારૂં આવું ખેદ યુક્ત બોલવું સાંભળી હું ઘણીજ અજબ થાઉંછું; પણ તમારૂં પાપ કર્મ યાદ કરતાં પુનઃ હૃદયમાં કંપુછું. દુઃખી

માણુસ! આવી સુકુમાર અવસ્થામાં તમને એવું તે શું સંકટ આવી પડયું કે જેથી મહાન્ અઘોર કાર્ય કરવાને મન ઉશ્કેરાયું?"

"ન પૂછો! યોગિની દેવી! તે વાત ન પૂછો! હું દુઃખના દાવાનળથી બળું છું ને દુનિયાંની પાર થઇ આમ ભટકું છું."

"તમારી આવી સ્થિતિ થવાનું શું કારણ છે?"

"દુષ્ટ મિત્રોના સહવાસમાં—વિષ સમાન વેષ્યાના વિલાસમાં અને દુનિયાનું નિકંદન કાઢનાર ઝળકતા લાલ પ્રવાહિ દારૂમાં મ્હેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું છે." ભદ્રેશે કપાળપર કર પ્રહાર કરીને જણાવ્યું.

"તમને તે સમયે હીત્ શિખામણ આપનાર કોઈ નહોતું?"

"તેનો પ્રશ્ન સાંભળી ભદ્રેશ વિચારમાં પડયો. ભારતી યાદ આવતાં કંપ્યો. તેની આંખ્યોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તેણે બોલવાનો યત્ન કર્યો પણ તેનો કંઠ રૂંધાવાથી બોલી શક્યો નહિ. આથી તે યોગિની તેની છેક નજીક જઈ પૂછવા લાગીઃ—તમે શા માટે રડોછો? મને લાગે છે કે બની ગયેલી કોઇક વાત તમને અત્યારે યાદ આવતાં દુઃખ લાગતું હશે; પણ ધિરજ ધરો—શાન્ત થાઓ. થનાર વસ્તુ થયાજ કરે છે. થઇ ગયેલી વાતને યાદ કરી કલ્પાંત કરવાથી કંઇ વળનાર નથી, માટે સ્વસ્થ થાઓ અને જણાવો કે તમને તે વખતે શુભ ઉપદેશ આપનાર કોઇ હતું કે નહિ?"

યોગિની દેવી! શું કહું? મારાં પાપ અમાપ છે. હું દુરાચારીછું. દેવી! તે સમયે મને શુભ શિખામણ આપનારી, પરમ પવિત્ર પતિવ્રતા—મારા દુઃખની ભાગિની ફક્ત મારી પત્નીજ હતી. તેણે આ હીનભાગ્યને કંઈ પણ કહેવામાં બાકી રાખ્યું નહોતું. કહી ભદ્રેશ નીચું જોઈ રડવા લાગ્યો. તેને વાંસે હાથ ફેરવી આશ્વાસન આપતી પુનઃ યોગિની પૂછવા લાગીઃ—તમારી પત્નીનું શું નામ હતું?

"દેવી! જેનું નામ દેવાથી સર્વ પાતક પલાયન થાય છે, એવું તેનુ પવિત્ર નામ "સતી ભારતી" હતું."

"હાં......વારૂ તમારૂ નામ?"

"આ અભાગી ભદ્રેશના નામથી ઓળખાય છે. દેવી! હું શુદ્ધ કુળમાં એક કુલાંગાર પાક્યો—ન કરવાનાં કૃત્ય કરવાં શીખ્યો અને તેથી છેવટે આ અધમ દશાએ પહોંચ્યો." કહી ભદ્રેશ અત્યંત શોક કરવા લાગ્યો.

"તમારો શોક અત્યારે અસ્થાને છે, માટે શોક કરો નહિ. ભાવી મિથ્યા થતું નથી. તે ભલભલાને ભૂલાવી ભમાવે છે. પૂર્વજન્મના કુસંસ્કારે કરીને આ જન્મમાં અવળી મતી સૂઝે છે; પણ તે સંસ્કાર પૂરા થતાંજ પુનઃ પાછી શુભ મતી પ્રાપ્ત થાય છે, તમે હવે શાન્ત થાઓ. તમારા ખરા પશ્ચાતાપથી તમારાં પાપ કર્મની ભગવાન શ્રીહરી ક્ષમા આપશે અને તેજ દયાળુ તમને પાછા સારી સ્થિતિએ પહોંચાડશે. પણ...વારૂ—હાલ તમારી ભારતી ક્યાં નિવાસ કરે છે?"

"દેવી! તે કહેતાં આ હૃદય ચીરાઇ જાય છે. તે દયાળુ રમણી અકાળે મરણને શરણ થઇ હાલ સ્વર્ગમાં નિવાસ કરે છે; આ હીન-ભાગ્યની દુષ્ટ લાલસાથીજ તે રમ્ય રમણીનો ઘાત થયો છે."

"અરેરે! તમે ઘણાજ દુઃખી છો. તમારૂં કષ્ટ સાંભળી હું પણ કંપુછું."

"ખરેખર! સાધુજનનાં હૃદય ઘણાંજ દયાળુ હોય છે. કહી ભદ્રેશે નિઃશ્વાસ નાખ્યો.

પુનઃ યોગિની દેવી કંઇક વિચાર કરી પૂછવા લાગીઃ—હવે તમારી શું ઇચ્છા છે?

"આ પાણીના કુંડમાં પડી આત્મ વિસર્જન કરી—સ્વર્ગમાં ગ-મન કરી સતીને મળવાનીજ હવે મારી ઇચ્છા છે."

" અરે ! તમે આ શું બોલો છો ? વિચાર કરો, પ્રભુની આજ્ઞાનું સ્મરણ કરો કેઃ—જે " **આત્મઘાતી છે તે મહાન્ પાપી છે.** "

શું તમે પણ હાથે કરીને પ્રભુનો કોપ માથે લેવાને ઇચ્છોછો ?

" ગમે તેમ થાઓ, હવે આ ભદ્રેશ આ સૃષ્ટિમાં તેની ભારતીના સિવાય એક ક્ષણ પણ જીવન ધારણું કરવાને ઇચ્છતો નથી. "

" જો તમારી ભારતી કદાપિ જીવતી હોય તો તમે મરવાને ઇચ્છો ? " યોગિનીએ વિચિત્ર પ્રશ્ન પૂછયો.

" દેવી ! તમારો પ્રશ્ન સાંભળી હું ઘણો આશ્ચર્ય પામુંછું. તમે મારી મશ્કરી તો કરતાં નથી ને ? "

" મારો પ્રશ્ન સત્ય છે. તમે જણાવો કે જો કદાચ ભારતી જીવતી હોય તો તમે હવે કેવી રીતે વર્તો ? "

" મારી ભારતી અદ્યાપિ પર્યંત જીવતી હોયજ નહિ, એટલે તમારા પ્રશ્નનો જવાબ દેવો હાલ નકામો છે. તે પવિત્ર બાળાને આ જીંદગીમાં હું કદાપિ કાળે જોઈ શકનાર નથી. હાય ! તે પરમપવિત્ર પતિવ્રતા પ્રેમદા ! મારૂંજ નામ સ્મરતી સદાકાળને માટે આ સમુદ્રરૂપ સંસારમાંથી અદશ્ય થઇ ગઇ છે. આ અભાગી નેત્રો હવે તેનાં દર્શન કરી શકવાનાં નથી. હા, ભારતી ! મારી નેત્રમણિ ! તું કયાં છે ? જો તું સ્વર્ગમાં હોય તો ત્યાં થોભજે, હું તારી ક્ષમા યાચવા ત્યાં આવુંછું. મારી હૃદયેશ્વરી દયાળુ છે. તે અવશ્ય તેના આ કૃતઘ્નિ ભર્તારને ક્ષમા આપશે." આમ બોલતો ભદ્રેશ દિવાના જેવો બની યોગિનીના મુખ સામે જોઇ રહ્યો.

" ભદ્રેશરાય ! શામાટે દુઃખી થાઓ છો ? તમારી આંખ્યોમાં અશ્રુ જોઇ મારૂં હૃદય ઘણુંજ દુઃખી થાય છે. તમે શાન્ત થાઓ અને મારી સાથે ચાલો. "

" મને ક્યાં લઈ જવા ઇચ્છો છો ? દેવી ! મને મરવા દો—આ પાણીના કુંડમાં પડવા દો. મારી ભારતીને મળવા હું ઘણોજ ઉત્સુક છું."

" ભદ્રેશરાય ! સાહસ કર્મથી પસ્તાવું પડે છે, માટે સ્વસ્થ થાઓ. આ સામે જે પર્વતનું શિખર જણાય છે, તે કૈલાસ ટેકરીના નામથી ઓળખાય છે. ત્યાં મારાં પરમપૂજ્ય માતા " તપસ્વિની દેવી " નિવાસ કરે છે. હું તમને ત્યાં લઈ જવા ચાહુંછું. ત્યાં સદા—સર્વદા આનંદ છે, દુઃખી જન સુખી થાય છે. હું તમારૂં દુઃખ તેમને જણાવીશ, તે દયાળુ છે. તમારી ભારતી જો સ્વર્ગલોકમાં હશે તો ત્યાંથી પણ તેમના યોગબળથી બોલાવી તમારો અને તેનો મેળાપ કરાવી આપશે. "

" તે આશા આકાશ કુસુમવત્ છે. મારી ભારતીને આ જીવનમાં જોવાની આશાજ નથી." ભદ્રેશે નિરાશા દર્શાવી.

" ભદ્રેશરાય ! કુદરત કર્તાની કારીગરીને જાણવા કોણ સમર્થ છે ? તેની કૃપાથી સર્વ સિદ્ધ થાય છે, તેમજ રાજા ઋતુધ્વજના સાચા પ્રેમથી સતી મદાલસા જીવતી થઇ તેને મળી હતી તે વાત યાદ છે કે ?" પુનઃ યોગિનીએ પૂછ્યું.

" હા જાણું છું; પણ રાજા રૂતુધ્વજ તેના દેવ મિત્રોની સહાયથીજ મદાલશાને મળવા ભાગ્યશાળી થયો હતો."

" મારાં તપસ્વિની માતા પણ ઇશ્વર કૃપાથી દુઃખીને સુખી કરવા સમર્થ છે. માટે હવે ત્યાં ચાલો. "

" ધન્ય છે, પરોપકારી દેવી ! તમારો કરેલો ઉપકાર હું કોટી જન્મ પર્યંત પણ વાળી શકવાને સમર્થ નથી. અહા ! આજે તમે આ મૃત હૃદયમાં અમૃતનો સંચાર કર્યો છે અને તમારીજ કૃપાથી આ ઘોર—ઘાતકી—પાતકી ભદ્રેશ આત્મત્યાગનું મહાન્ ભયંકર કર્મ કરતાં અટક્યો છે."

આમ કહી ભદ્રેશ તેના ચરણમાં પડવા ગયો; પણ તે પહેલાં તો તે દયાળુ યોગિનીએ તેને એમ કરતો અટકાવ્યો. ભદ્રેશ! તેને એક દેવી સમાન માનવા લાગ્યો; પછી તેણે કંઈક વિચાર કરી પૂછ્યું:--મહાદેવી! તમારૂં નામ શ્રવણ કરાવી આ પતિતને પાવન કરશો કે?

"હજુ પણ તમે નિરાશા સુચક શબ્દો બોલોછો. ભદ્રેશ! મારૂં નામ "**ભગવતી**" છે.

"દેવી ભગવતી! નિરાશા આ નાશવંત દેહની સાથેજ જોડાએલી છે. મારાં પાપ અથાગ છે, તેનો નાશ થનાર નથી. કરેલાં પાપ કર્મો યાદ કરતાં આ હૃદય પશ્ચાતાપના અગ્નિથી બળીને ભષ્મ થાય છે. મારૂં મન આકળ–વિકળ થાય છે. મરણ પછી થનારી ભયંકર શીક્ષાનું ભાન થાય છે. કહો! ભગવતી દેવી! કહો, કે દીનદયાળ પ્રભુ મારા અક્ષમ્ય અપરાધની ક્ષમા આપશે કે નહિ? ભદ્રેશે દીન મુખે પૂછ્યું."

"ઇશ્વર અવસ્ય તમારા પાપની ક્ષમા આપશે. તમે હવે હૃદયમાં શોકને સ્થાન આપશો નહિ. તમારા ખરા પશ્ચાતાપથી તમારાં અર્ધા-પાપ બળી ગયાં છે અને હજી જે બાકી હશે તે પણ બળી જશે. મનમાં એમ ન લાવો કે હું પતિત છું. તમે જો ધારશો તો પુનઃ પાછા એક ધર્મિષ્ટ મહાન્ પુરૂષ થઇ શકશો. શાસ્ત્રનો સિદ્ધાંત છે કેઃ—"માણુસ જેવું મનન કરે એવુંજ થાય." હમેશાં શુભ વિચાર રાખી દુષ્ટ વિચા-રોનો ત્યાગ કરો; અને હું એક સદાચરણી માણુસ છું એમ મનમાં ધારી નિરંતર સદ્‌ગુણી થવાના પ્રયત્ન કરો."

"તમારો અમૂલ્ય ઉપદેશ આજથી હું અંગિકાર કરૂં છું. દેવી! હવે આપણે ચાલી શું?" ભદ્રેશે પૂછ્યું.

" હા, ચાલો." કહી ભગવતી ભદ્રેશની સાથે ત્યાંથી આશ્રમ પ્રતિ પ્રયાણ કરવા લાગી. તપસ્વિની દેવીનો આશ્રમ ત્યાંથી બહુ દૂર નહોતો. ભદ્રેશ અને ભગવતી કૈલાસ ટેકરી પર આવ્યાં અને ભીંજાએલાં વસ્ત્ર બદલી પર્ણકુટિમાં મૃગચર્મ પર બેઠેલાં દેવીના ચરણમાં પ્રણામ કર્યા. દેવીએ તેમને માથે હાથ મૂકી ભદ્રેશ સામે જોઈ પૂછ્યું:—ભગવતી બૈયા ! આ પુરૂષ કોણ છે ?

" માતા ! નીચ કર્મોના પ્રતાપથી પસ્તાઈ આત્મહત્યા કરી મરણને ઇચ્છિનાર આ એક દુઃખી માણસ છે."

" તેનો સમાગમ ક્યાંથી થયો ?" પુનઃ દેવીએ પૂછ્યું.

" માતા ! આ પુરૂષે પ્રાણ કાઢવાની ઇચ્છાથી પાણીના કુંડમાં ઝીંપલાવ્યું હતું અને ત્યાંથી ઇશ્વિરની કૃપાએ બહાર નીકળી અત્રે આવવું થયું છે. કહી ભગવતીએ તમામ હકીકત કહી સંભળાવી. સર્વ વાત શ્રવણ કરી તપસ્વીની દેવીએ ભદ્રેશ સામે જોઈ પૂછ્યું:—ભાઈ ! તમારૂં નામ ?

" માતા ! મારૂં નામ ભદ્રેશ છે."

એમ........ભાઈ ! દુઃખી થઇશ નહિ, થનાર .વસ્તુ થયાજ કરે છે. તું આ ભગવતીની સાથે સુખરૂપ નિવાસ કર, અને તે જે કહે તેનું ધ્યાન પૂર્વક મનન કરજે; કે જેથી તું આખરે સુખની પરિસીમાએ પહોંચીશ.

" માતા ! હું હવે એમજ વર્તીશ, પણ કૃપા કરીને કહો કે મારી ભારતી આ જીવનમાં મને મળશે કે નહિ ?" પુનઃ ભદ્રેશે પૂછ્યું.

" ઇશ્વિર ઇચ્છાનુસાર થશે." માટે ધીરજ રાખ, દયાળુ પ્રભુ કોઇના અનિષ્ટમાં રાજી રહેતા નથી. તારા પૂર્વ જન્મના કંઇક કુસં-

સ્કારથીજ તારે આ જન્મમાં તેનાં ફળ ભોગવવાં પડે છે. ભદ્રેશ ! હું તારા સુખને અર્થે તે દયાળુની પ્રાર્થના કરીશ. તું હવે આ તારાં સંસારી વસ્ત્રનો ત્યાગ કરી ભગવી કંથા ધારણ કર. કહી તપસ્વિની દેવી ભગવતીને કહેવા લાગ્યાં:—ભગવતી ! આને ભગવી કફની ધારણ કરાવો. જેવી માતાની આજ્ઞા. કહી ભગવતીએ કફની લાવી તેને પહેરવાનું સૂચવ્યું.

" ભદ્રેશ અશ્રુ પૂર્ણ નયને સફેત વસ્ત્રો દૂર કરી કફની પહેરવા લાગ્યો. તેની આંખ્યોમાં અશ્રુ જોઇ તપસ્વિની દેવી કહેવા લાગ્યાં:—

" ભદ્રેશ ! આ કફનીથીજ તારા સુખનું મંગળાચરણ થાય છે. તું આજથી સમજજે કે તારો આ બીજો અવતાર થાય છે."

" માતા ! તે સઘળું આપની કૃપાનુંજ ફળ છે." ભદ્રેશે માથુ નમાવી કહ્યું. ભગવી કફનીથી ગૌરવર્ણ ભદ્રેશ અત્યંત મનોહર દેખાવા લાગ્યો. ભગવતી એકાગ્ર દ્રષ્ટે તેના સામે જોઇ રહી. એવામાંજ તપસ્વિની દેવીએ કહ્યું:—બેટા ભગવતી ! આ ભદ્રેશને અહિંથી લઈ જાઓ અને શિવાલયમાં મૂકેલાં તાજાં મિષ્ટ ફળનું પ્રાસન્ન કરાવો.

જેવી આજ્ઞા. કહી ભગવતી ભદ્રેશને લઈ ત્યાંથી ચાલતી થઇ. તેમના ગયા પછી તપસ્વિના દેવી પણ ઘણીવાર સુધી કંઇક વિચાર કરી અંતે મનને સ્વસ્થ કરી પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ થઇ.

# પ્રકરણ ૭ મું.

—:o:—

## "ગયબી ખંડીએર."

" સત્ય દયાને દીનતા, ત્યાગો નહિ મનથી કદા;
પરોપકાર તેમાં વળી, સ્વર્ગ પમાડે સર્વદા. "

શૈલેશની પાછળ સરિતાના જળમાં કુદી પડેલો વિશ્વેશ ઉછળતા મોજામાં પાણી કાપતો-તરતો આખરે મહાપ્રયાસે સામા કિનારે નીકળ્યો. જે સમયે તે બહાર નીકળ્યો તે સમયે રાત્રિ પડી ચૂકી હતી. પૃથ્વીપર શશીની શ્વેત ચંદ્રિકા પથરાઈ રહી હતી. શિયાળાની રૂતુ હોવાથી ટાઢ કકડીને પડી હતી, સર્વાંગે ભીંજાએલો વિશ્વેશ ઠંડીથી ધ્રુજતો કિનારે ઉભો રહી આસપાસ જોવા લાગ્યો. તેનાં કપડાં પલળેલાં હતાં. તેણે માથે બાંધેલો ફેંટો તો કયારનોએ પાણીમાં તણાઇ ગયો હતો. તેનું મુખ ગંભીર અને ઉદાસ જણાતું હતું. ભીંજાએલાં કપડાં ઉપર તેની કમ્મરે લાંબી તરવાર લટકતી હતી. વિશ્વેશ ચળકતી ચાંદનીમાં આગળ ચાલવા લાગ્યો. તેની નજરે લાંબી પથરાયેલી વિંધાચળ પર્વતની હારો સિવાય બીજું કાંઈ જણાતું નહતું. પર્વતની ઉંડી ગુફાઓમાં હિંસક પ્રાણીઓના ભયકારક અવાજ વારેઘડીએ સંભળાતા હતા. તે ઉપરાંત સાપના ડચકારા અને નિશાચર જાનવરોના કર્કશ ધ્વનિ કર્ણગોચર થતા હતા. આવા વિકટ પ્રસંગે જેને ઇશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ છે, અને ઇશ્વર મારાથી લગીર પણ દૂર નથી તેમજ ભય તે શું ચીજ છે તે જાણતોજ નથી એવો વીર વિશ્વેશ આગળ ચાલતાં-ચાલતાં વિંધાચળની એક ઉંડી ખીણમાં ઉતરી આગળ જવા લાગ્યો. એ ખીણમાં ઘણે દૂર જતાં તે એકાએક અટકીને

ઉભો રહ્યો; કારણ કે તેની નજરે ત્યાં આગળ એક ભાંગી પડેલું ખંડીએર જણાયું. તે ખંડીએરને જોતાં એમ અનુમાન થતું હતું કે આ સ્થળે અગાઉના વખતમાં કોઇક ભવ્ય મહેલ હોવો જોઇએ; પણ અત્યારે તો તે ભવ્ય મહેલના પત્થરો છૂટા છવાયા આમતેમ પડેલા નજરે પડતા હતા. જે થોડોક ભાગ હજી બાકી રહ્યો હતો, તે પણ પડી જાય એવી સ્થિતિમાં હતો. ખંડીએરની બન્ને બાજુએ વિંધ્યગિરિની ગગન ચુંબીત લાંબી હારો આવી રહી હતી. મોટાં વૃક્ષોનાં ઝુંડ ત્યાં ઉગેલાં હતાં. તેથી ખંડીએરનો કેટલોક ભાગ ઢંકાઇ ગયો હતો. તેની કેટલીક દિવાલો હજી ઉભેલી હતી; પણ તેની પર હાથનો સ્પર્શ થતાંજ તેની ઉપરનો ચુનો ખરી પડતો. આ ખંડીએરના મકાનો જે સમયે હશે તે વખતે ઘણી સારી સ્થિતિમાં હશે, એમ જો જોનાર હોય તો કબુલ કર્યા સિવાય રહે નહિ. ત્યાં પડેલા પત્થરો અને ઇંટો કાળા રંગની જણાતી હતી, તેથી એમ અનુમાન બાંધી શકાતું હતું કે અગાઉના વખતના આ મકાનનો આગથી નાશ થયેલો હોવો જોઇએ. પત્થરો અને લાકડાના નાના નાના કટકાઓ અર્ધા બળી ઓલવાઇ કાળા થઇ પડેલા જણાતા હતા. આ પડી ભાગેલા ખંડીએરમાં બે ત્રણ ગુફાઓ પણ નજરે પડતી હતી. ત્યાં આગળ આ સમયે હાડકાં તો કોઇ જાનવરોનાં હાડ પીંજરો આમતેમ પડેલાં દૃષ્ટિગોચર થતાં હતાં.

આવા ભયાનક ખંડીએરમાં આસપાસ જોતો વિશ્વેશ ટાઢથી બચવાને ત્યાં આગળ આવેલા એક નાના પોલાણમાં ટુંટીયુ વાળી બેઠો. તેણે ઘણીવાર સુધી ત્યાં બેસી રહી એ ખંડીએરના અને તેના વ્હાલા મિત્ર શૈલેશના વિચાર કર્યા. એવામાં અચાનક તેની નજર વૃક્ષોથી ઢંકાએલા ખંડીએરના એક એકાન્ત ભાગ તરફ ગઇ, તો તેની નજરે કોઇક શ્યામ આકૃતિ જાણે જમીનમાં સમાઇ ન જતી હોય અ-

થવા તો હવામાં પીંગળી ન જતી હોય, એવો દેખાવ દેખાયો. વિશ્વેશ ચમક્યો અને અંતે સાવધ થઇ જોવાના ઇરાદે એ તરફ ચાલ્યો. વૃક્ષોથી ઢંકાએલા ખંડીએરના જે ભાગમાં શ્યામ આકૃતિ અદૃશ્ય થવાનો વિશ્વેશને ભાસ થયો હતો, તે સ્થળે સમચોરસ પત્થરનો એક ચોતરો આવેલો હતો. એ ચોતરાની નજીકમાંજ શ્યામ આકૃતિ અદૃશ્ય થઈ ગઇ હતી. વિશ્વેશ ત્યાં આવી જોવા લાગ્યો, પણ તેની નજરે કાંઈ જણાયું નહિ. ખરેખર! મારા ભ્રમીત મનની આ ભ્રમણાજ હોવી જોઇએ. એમ મનમાં બડબડી તે ત્યાં આવેલા પત્થરના ચોતરા ઉપર બેઠો. ચંદ્ર માથે આવ્યો હતો, તેની તેજોમય ચંદ્રિકા વિશેષ પ્રકાશી રહી હતી. વિશ્વેશ ઘડીકમાં ચંદ્ર સામે તો ઘડીકમાં પડી ભાગેલા ખંડીએર સામે જોવા લાગ્યો. ટાઢતો એટલી બધી પડી હતી કે પાણીથી પલળેલા વિશ્વેશના દાંત કકડતા હતા. તે મહા મુશ્કેલીએ રાત્રિ ગુજારવા લાગ્યો. બાદ પાછલી રાતના શાન્ત સમયે તેના કાને કોઇક ડુસકાં ભરી રડતું ન હોય એવો અવાજ સંભળાયો. તે ચોગરદમ દૃષ્ટિ ફેરવી જોવા લાગ્યો, પણ તેને કાંઇએ જણાયું નહિ; આથી તેણે વિચાર્યું કે નક્કી લોકો જેને ભૂત–પ્રેત માને છે તેઓજ મને ભય ઉપજાવવાને આમ કરતાં હશે; પરંતુ આ વિશ્વેશ તેમનાથી કદી પણ ભય પામનાર નથી. હવે તો ગમે એમ થશે, આ શરીરપર લાખો બલકે કરોડો સંકટો તૂટી પડશે અને તેનાથી કદાચ આ પ્રાણ પણ નીકળી જશે તદપિ આ વીર વિશ્વેશ શૈલેશની શોધનો ત્યાગ નહિ કરશે. ભૂત–પ્રેતો યા બ્રહ્મરાક્ષસો ગમે એટલો ભય ઉપજાવશે પણ આ વીર તેના વ્હાલા બંધુને લીધા વિના કદાપિ પાછો નહિ ફરશે. આવી રીતે જુસ્સાથી બોલતો વિશ્વેશ ચોતરાપરથી નીચે ઉતર્યો, અને ત્યાં આવેલા ખાડામાં ઉતરી રાત ગુજારવાનો વિચાર કરે છે એટલામાં તેની નજર એ ચોતરાની

બાજુમાં આવેલા એક નાના ગોખલા ઉપર પડી. તે એ ગોખલાને જોઈ વિચારવા લાગ્યો કેઃ—એ ગોખલો ત્યાં શામાટે કરેલો હશે? ત્યાં આગળજ પેલી શ્યામ આકૃતિ અદૃસ્ય થવાનો મને ભાસ થયો હતો. માટે નક્કી મારા ધારવા પ્રમાણે એ નાનકડા ગોખલામાંજ કંઇક રહસ્ય સમાએલું હોવું જોઇએ. આમ વિચારી તે ત્યાં જઈ ગોખલામાં હાથ ફેરવવા લાગ્યો. ખરેખર! ત્યાં અજબ ભેદ સમાએલો હતો. તેને માલૂમ પડયું કે એ નાના ગોખલામાં ચાર આંગળ લાંબુ એક નાનું ત્રીશુળ ગોઠવેલું છે. તેણે એ ત્રીશુળને ઘણા જોરથી હલાવવા માંડયું પણ તે લગીરે હાલ્યું નહિ. જ્યારે ઘણું જોર કરવાં તે હાલ્યું નહિ ત્યારે તેણે તેને ગોળ ફેરવવા માંડયું. તેના એક—બે અને ત્રણ આંટા ફરતાંજ ત્યાં મોટો ધડાકો થયો. વિશ્વેશ ભયભીત થઈ એક છલંગ મારી બે હાથ પાછળ હઠયો. એ ધડાકાની સાથેજ તે ચોતરાના બે ભાગ થઈ ગયા અને તેની વચમાં જગ્યા થએલી જણાઇ. આવું આશ્ચય જોતાં તેની જીજ્ઞાસા વધી અને પુનઃ ત્યાં જઈ વાંકો વળી જોવા લાગ્યો; તો તેની નજર જમીન પર ઢાંકેલા એક ગોળ લાકડાના ઢાંકણાપર પડી. એ ઢાંકણુ તરતનુંજ ઢાંકેલું હોય એમ માલૂમ પડતું હતું. તેણે તરત તે લાકડાનું ઢાંકણુ ઉઘાડી નાખ્યું. ઢાંકણુ દૂર થતાં તેને જમીનમાં ઉતરવાનાં પગથીયાં જણાંયાં. હવેજ તેને ખબર પડી કે આ જગ્યાએ કોઇક સ્થળે જવાની સુરંગ આવેલી છે. તે ઇશ્વિરનું નામ લઈ સુરંગમાં ઉતરવા તૈયાર થયો. તેનું હૃદય ધડકવા લાગ્યું; પગ પાછા પડવા લાગ્યા. આથી તે મનમાં બોલી ઉઠયો કેઃ—હા, જો હું જીંદગીમાં કદી પણ ભય પામ્યો હોઉં તો તે આજેજ, બસ હવે મને ભય નથી. પ્રભુ મારો મદદગાર છે. કહી તેણે પગથીયાં ઉતરવાં શરૂ કર્યાં. અંદર ચંદ્રનું સ્હેજ—સાજ અજવાળું

પડતું હતું. જો કે તેણે હિંમતથી અંદર ઉતરવું શરૂ કર્યું હતું પરંતુ તેનું હૃદય ધડકતું હતું. વિશ્વેશ પગથીયાં ઉતરી સુરંગની સાંકડા નેળમાં ચાલ્યો, અંદર ચાલતાં રસ્તામાં પડેલા પત્થરોની તેને વારંવાર ઠોકરો વાગતી હતી. એવા રીતે ચાલતો–ચાલતો તે આઠેક ફુટ લાંબા પહોળા રસ્તામાં આવીને ઉભો રહ્યો. તે ઠેકાણે ચારે તરફ પત્થરોની નાની બેઠકો બનાવેલા હતી; અને પ્રકાશ પડવાને ઉપર નાનાં--નાનાં ગુપ્ત જાળીયાં મૂકેલાં હતાં. આવી અનહદ કારીગરીના વખાણ કરતો વિશ્વેશ પત્થરની બેઠક પર થોડીવાર વિશ્રાંતિ લઈ ઉભો થયો, અને આસપાસ આવી રહેલી દિવાલમાં આગળ જવાનો માર્ગ ખોળવા લાગ્યો. તેણે ચારે તરફ ફરી તપાસ કરી પણ તેને આગળ જવાનો રસ્તો માલૂમ પડયો નહિ. ત્યારે આ સુરંગ શું અહિંજ પૂરી થતી હશે ! ના. ના, આગળ જવાનો માર્ગ આટલામાંજ હોવો જોઇએ. આમ વિચાર કરતો વિશ્વેશ તરવારની અણીથી દિવાલની નીચે ખોતરવા લાગ્યો. ઘણીવાર આમ તેમ ખોતરતાં એક જગ્યાએ તેની તરવારને લાકડાનો સ્પર્શ થયો. તરવાર મ્યાન કરી વિશ્વેશ દિવાલની નીચેના ભાગમાં હાથ ફેરવવા લાગ્યો. જે જગાએ તેની તરવારને લાકડાનો સ્પર્શ થયો હતો, તે જગ્યાએ તેને એક ખીલો ઠોકેલો માલમ પડયો. આ ખીલામાંજ ભેદ છે, આમ સમજીને તેણે એ ખીલાને જોરથી દબાવ્યો. ખીલો દબાવતાંની સાથેજ સરરર અવાજ કરતું એક લાકડાનું બારણું જમીનમાં ઉતરી પડયું. બારણું અલગ થતાંજ તેની નજરે આગળ જવાનો એક કમાનદાર દરવાજો જણાયો. તે સ્તબ્ધ બની વિચારવા લાગ્યો કેઃ—ખરેખર ! અગાઉના વખતમાં આ સ્થળે નિવાસ કરનાર દેવ લોકો હશે, મનુષ્યનું ગજું આ સ્થાને રહેવાનું હોય નહિ. આમ મનમાં ગડભાંગ કરતા વિશ્વેશે એ દરવાજાની પાસે આવી તેનાં

બારણાંને જોરથી ધક્કો મારી ઉઘાડી નાખ્યાં. અલ્પ સમયમાં દર- વાજો ઉઘડી ગયો. અંદર જતાં તેને અત્યંત અજાયબીની અંદર માલૂમ પડયું કે વળી પાછાં જમીનમાં ઉતરવાનાં બીજાં પત્થરના પગથીયાં આવેલાં છે. તે આશ્ચર્ય પામી વિચારવા લાગ્યો કેઃ— શું પાતાલમાં જવાનો તો આ રસ્તો નહિ હોય? શું ખબર પડે! હવેતો ગમે એમ થાય પણ આનો ભેદતો મારે ખોળી કાઢવો જોઇએ. આમ વિચારી વિશ્વેશ પત્થરની નાની પગથીઓ ઉતરવા લાગ્યો. પગથીઓની પર ધૂળનાં પડ બાઝેલાં હતાં. અંદર ઉતર- તાં ખરાબ વાસ આવતી હતી, તેને નહિ ગણકારતાં આખરે તે નીચે ઉતર્યો. છેક નીચે ઉતરતાં તેણે ત્યાંની સામી દિવાલમાં એક નાનકડી બારી જોઈ; અને આશ્ચર્ય જેવું તો એ હતુકે તે બારીની પાસેના ગો- ખલામાં આ સમયે એક બળતા દિપકનું કોડીયું ગોઠવેલું હતું. દિવાને જોઇ તે ગભરાયો, અને નક્કી આ સ્થળે માણસો હોવાં જોઇએ, એમ ધારીને તેણે તરત એ સળગતા કોડીયાને ઉપાડી પાસે આવેલી નાની બારીમાં ડોકું કાઢી જોયું તો તેને અંદરની બાજુએ વળી પાછો એક બીજો દરવાજો જણાયો. તે કંઇપણ વિલંબ કર્યા વિના સળગતા કોડીયાને હાથમાં પકડી બારી વાટે અંદર કુદી પડયો. અંદરનો દરવાજો પણ તેણે ઉઘાડયો. એ દરવાજો ખુલ્લો થતાં તેને એક મોટું મેદાન જણાયું. એ મેદાનમાં પુષ્કળ વૃક્ષો ઉગેલાં હતાં. વૃક્ષના ઝુંડમાં વિશ્વેશને એક ખુલ્લો પત્થરનો ઓરડો જણાયો. તરત તેણે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તેને તે ઓરડામાંની દિવાલ ઉપર અનેક પ્રકારનાં જીવલેણ શસ્ત્રો ગોઠવેલાં જણાયાં. ત્યાં હજારો હથીઆર લટકાવેલાં જોઈ તે આશ્ચર્ય પામ્યો, અને મનમાં વિચારવા લાગ્યો કે નક્કી આ સ્થળે દુષ્ટ માણસોની છાવણી હોવી જોઇએ. તે હજી આમ વિચાર કરે છે એટલામાં તો તેની નજર

સામેના દિવાલપર પડી. તે દિવાલમાં વળી પાછું એક બીજું બારણું આવેલું હતું. તેણે ત્યાં જઇ તે બારણું ઉઘાડી નાખ્યું, તો તેને માલમ પડયું કે આમાંથી બીજા ઓરડામાં જવાય છે. તેણે તે બીજા ઓરડામાં પ્રવેશી જોયું તો ત્યાં સ્ત્રી-પુરૂષોનાં મૂલ્યવાન વસ્ત્રો ગડીયો વાળીને ગોઠવી મૂકેલાં જણાયાં. તેનાં કપડાં હજી સુકાયાં નહોતાં. તેથી નવાં કપડાં જોતાં તેણે આનંદ પામી મન પસંદ કપડાં પહેરી લીધાં. નવાં વસ્ત્રપર કમ્મરે તરવાર લટકાવી તે આસપાસ જોવા લાગ્યો, તો તેની અજબ અજાયબીની અંદર એક ત્રીજા ઓરડાનું બંધ બારણું જણાયું. અરે! અહિં આવા કેટલા ઓરડા હશે? આમ તર્ક--વિતર્ક કરતો તે ત્રીજા ઓરડામાં પ્રવેશ્યો. પણ અરે! આ ઓરડામાં તેને શું દેખાયું! એ ઓરડામાં પત્થરની નાની-નાની સમચોરસ ઓટલીઓ ચણેલી હતી, અને અજબ જેવું તો એ હતું કે એ નાનકડી પત્થરની ઓટલીઓ ઉપર મૃત માણસોનાં દશેક મુડદાં બેસાડેલાં હતાં. પવનથી યા બીજા કશાથી એ મૃતદેહ પડી જાય નહિ તેને માટે શબને દિવાલની લગોલગ ગોઠવી છાતીમાં લાંબા ખીલા ભોંકી ભીંત સાથે સજ્જડ કરેલાં હતાં. ઘણા દિવસનાં એ મુડદાંમાં અત્યંત કીડા ખદબદી રહ્યા અને તેમાંથી ઘણીજ ખરાબ વાસ ઉડતી હતી. વિશ્વેશ આવો દેખાવ જોઈ કંપ્યો અને નાકે રૂમાલ દબાવી આસપાસ જોવા લાગ્યો. તે ઓરડામાં મુડદાં ઉપરાંત કેટલીક દવાઓના સીસા અને મૃત મનુષ્યોનાં ખાલી હાડ પીંજરો ગોઠવેલાં હતાં. વિશ્વેશ આવો હૃદય ભેદક દેખાવ જોઈ ધ્રુજવા લાગ્યો. તેણે હાથમાંનું કોડીયું એક ગોખલામાં ગોઠવી વિચાર્યું કેઃ-ખરેખર! આ ઓરડો ઘણોજ ભયંકર છે અને આમાં ઘણાંજ ભયંકર કર્મો થતાં હોવાં જોઇએ. આવો વિચાર કરતાંજ તે એકાએક ચોંકયો અને ત્વરીત ગતીએ મ્યાનમાંથી તરવાર ખેંચી

એક બાજુએ ઉભો રહ્યો. તેને આટલું બધું ચમકવાનું કારણ એ હતું કે તેને ત્યાં કોઇકના આવવાનો પગરવ સંભળાયો. હજી તો ત્યાં કોઇ આવ્યું નથી એટલામાં તો હૃદયને ચીરી નાંખે એવો ભયંકર અવાજ સંભળાયો કેઃ—ચાલો. આગળ થાઓ. આજે તમને ભીંત સાથે જડી દેવાનો ગુરૂ મહારાજનો હુકમ થયો છે. આવો કઠોર અવાજ સાંભળતાં વિશ્વેશ ભયથી ધ્રુજ્યો. તેને ઓટલીઓ પર જડેલાં મુડદાંની હવે સમજ પડી. તેણે જાણી લીધું કે કમનસીબ માણસોનેજ આ ઓટલીઓપર બેસાડી જીવતાંજ જડી દેવામાં આવે છે અને એ કમનશીબ માણસો આખરે ઘણુંજ રીબાઇ—રીબાઇને મરણ પામે છે. આજે અવશ્ય કોઇ દુર્ભાગી માણસનું મૃત્યુ થવાનું છે, અને તેથીજ કોઇ દુષ્ટો તેમને આ તરફ લાવતા હશે. હાય ! આ કેવું કમકમાટી ઉપજાવે એવું મ્હોત ! ઓ પ્રભુ ! તું મારો મદદગાર છે. આ તારો બાળક તારી હિમ્મતથી દુષ્ટોનાં ભોગ થતાં નિર્દોષ જનોને બચાવવા ઇચ્છે છે. દયાળુ દેવ ! મને સાચું શરણ તમારૂંજ છે. આમ બોલી વીર વિશ્વેશ તરવારને મજબુત પકડી ત્યાં આવેલા એક ખુણામાં છૂપાઇને ઉભો રહ્યો.



# પ્રકરણ ૮ મું.

---

## " ભયંકર પ્રસંગ. "

" સંસારમાં કોની દશા, જે સ્થિર રહેતી સર્વદા ?
રાત્રિ દિવસ વત્ ઘૂમતી, સર્વત્ર શાન્તિ આપદા.
જે આજ રાજા થઈ રહ્યા, કાલે ભીખારી થાય છે;
જે આજ ઉત્સવ મગ્ન, આશા ભંગ કાલ જણાય છે. "

વિશ્વેશને છૂપાઈ રહે ઘણીવાર નહિ થઇ હોય એટલામાં તો ચાર કદાવર બાંધાના અને શ્યામ રંગના વિકાળ દેખાવ વાળા માણસો એક સ્ત્રી અને એક સુકુમાર છોકરાને લઈ ગુપ્ત દ્વાર ઉઘાડી એ ભયંકર ઓરડામાં ચાલી આવ્યા. તે સ્ત્રી અને છોકરાની વચમાં એક રાક્ષસ જેવો માણસ. તેમના હાથ પકડીને ચાલતો હતો. બીજો માણસ તેના એક હાથમાં હથોડો અને બીજા હાથમાં બે લાંબા ખીલા લઇ આગળ ચાલતો હતો. બાકીના બે માણસો તેમના એક હાથમાં ખુલ્લી તરવારો અને બીજા હાથમાં સળગતી મશાલો પકડી તે સ્ત્રી અને છોકરાની આગળ પાછળ ચાલતા હતા. તેઓની વચમાં ચાલતી સ્ત્રીની આંખ્યોમાંથી અસ્ખલિત્ અશ્રુપ્રવાહ વહેતો હતો. તે સુકુમાર છોકરો પણ ઘણાજ કરૂણા જનક શબ્દોથી એ દુષ્ટ માણસોને કરગરતો હતો. તેના કરૂણામય શબ્દો વજ્ર હૃદયનાને દયા ઉપજાવવાને પુરતા હતા, પણ આ ક્રૂર અને પાષાણ હૃદયના પાપીઓને તેના શબ્દોની કાંઈપણ અસર થતી નહોતી. આવો હૃદય–ભેદક દેખાવ વિશ્વેશથી વધારે વાર જોઈ શકાયો નહિ. તે તત્કાળ એક છલંગ મારી દુષ્ટોની

સમક્ષ આવીને ઉભો રહ્યો. ભૂતની માફક તેને એકાએક નીકળી આવેલો જોઈ તેમજ તેનો ભરાવાદાર મજબુત બાંધો જોઇ તે ચારે જણા ગભરાઈ ગયા; અને મનમાં વિચારવા લાગ્યા કે આ આવનાર કોણ હશે! અને તે કેવી રીતે અહિં આવ્યો હશે ? આવા ગભરાટના સમયે સ્ત્રી અને છોકરાને પકડી ઉભેલા દુષ્ટ માણસના હાથ ઢીલા થઇ ગયા. એ તકનો લાભ લઈ તરત તેના હાથને એક ઝાટક મારી પોતાનો હાથ ખેંચી લઈ તેને કરગરનાર છોકરો વિશ્વેશની પાસે દોડી ગયો; અને તેના ચરણમાં પડી ગળગળે અવાજે કહેવા લાગ્યોઃ—દયાળુ દેવ! હું તમારે શરણે છું, અને આ ચંડાળોના હાથમાંથી મારી નિર્દોષ માતાને બચાવવાની વિનંતી કરૂં છું.

નિર્ભય રહે. મારા શરણમાં તને અને આ સામે જણાતી તારી માતાને આ દુષ્ટોમાંથી કોઇપણ ઈજા કરવાને શક્તીવાન થશે નહિ. કહી વિશ્વેશે તેને ઉભો કરી પોતાની પાસે ઉભો રાખ્યો. એવામાં તેની નજરે એક બીજા ખુણામાં એક લાંબો ભાલો જણાયો. તરત તે છોકરો એ ખુણા તરફ દોડી જઈ ત્યાંથી ભાલો લઈ પાછો આવ્યો અને વિશ્વેશના મુખ સામે જોવા લાગ્યો. તેના મુખને ધ્યાન પૂર્વક જોતાંજ તે છોકરો એક આશ્ચર્યની બુમ મારી બોલી ઉઠયો. દયાળુબંધુ ! આપ મને ઓળખો છો કે ?

" ના. " કહી વિશ્વેશ તેના સામે જોઈ રહ્યો.

" પુષ્પભદ્રા નદીમાં તણાઈ જતી પેટીમાંથી આપે જેને બચાવ્યો હતો તેજ આ રણધીરકુમાર ફરીથી તમારી દયાની યાચના કરે છે. ભાઇ! પેલી મારી દુઃખીયારી માતા છે. આ દુષ્ટોના ત્રાસથી અમારૂં રક્ષણ કરો." કહી પુનઃ રણધીર તેના ચરણમાં પડયો.

"રણધીર! ઉભો થા. ક્ષત્રિય પુત્ર થઇ આમ નાહિંમત કેમ બની જાય છે?" આમ કહી રણધીરને ઉભો કરી વિશ્વેશ સામે ઉભેલા દુષ્ટ લોકોને જાણે આજ્ઞા ન કરતો હોય એવા અવાજે કહેવા લાગ્યો:–આ બાઇને છોડી દયો.

અત્યાર સુધી સ્તબ્ધ બની ઉભા રહેલા માણસો ચમકયા અને તેમણે જાણે કંઇજ સાંભળ્યું નથી એમ ડોળ કરી શાન્ત ઉભા રહ્યા. આથી વિશ્વેશને ગુસ્સો ચઢયો. તે ભયંકર બૂમ મારી સુલોચનાને પકડી ઉભા રહેલા માણસ તરફ ધસી ગયો, અને જે હાથથી તેણે સુલોચનાને પકડી હતી; તે હાથને એકજ ઝટકે કાપી નાખ્યો. જેમ ઝાડપરથી ડાળ છૂટું થઈ તૂટી પડે એમ તેનો હાથ નીચે તૂટી પડયો. તેની સાથેજ દુઃખથી કારમી ચીસ નાખી તે માણસ જમીનપર પડી તરફડવા લાગ્યો. સુલોચના વિશ્વેશની પીઠ પાછળ આવીને ઉભી રહી. પોતાના સાથીની દુઃખ–દાયક સ્થિતિ નિહાળી બાકીના ત્રણ માણસો ઉગ્ર ક્રોધથી વિશ્વેશની સામે ધસી આવ્યા. તેમને પોતાની લાંબી તરવારથી અટકાવી વિશ્વેશ ભયંકર અવાજથી કહેવા લાગ્યો–લુચ્ચાઓ! દૂર રહો. જો સામે થશો તો સમજજો કે મરણને શરણ થશો. ચંડાળો! મને તમારી હાલતને માટે દયા આવે છે, તમે એક પેટને માટે નીચ કર્મમાં જોડાયા છો, તેથી હું તમને મારી નાખવા નથી ચાહતો; માટે જો જીવવું હોય તો મને બતાવો કે અહિંથી બહાર નીકળવાનો ટુંકો રસ્તો કયાં થઇને છે?

"ચાલ, ચાલ, માર્ગ પૂછવા વાળા! હવે મરવાને તૈયાર થઇજા. તને અમે માર્ગ બતલાવનાર નથી તેમ જીવતો જવા દેનાર પણ નથી. એક માણસ પહાડી અવાજે બોલી ઉઠયો. વિશ્વેશ કંઇ પણ સાહસ

કરે એ પહેલાં રણધીર બોલી ઉઠયોઃ—મોટાભાઈ ! તમે જલ્દીથી આ દુષ્ટોને પૂરા કરી નાખો; અહિંથી નીકળવાનો ટુંકો રસ્તો હું જાણું છું અને... તે હજી પૂરૂં બોલી રહ્યો નથી એટલામાં તો ત્રણે દુષ્ટોએ કારમી કીકીયારી કરી તેમની પર હુમલો કર્યો. વીર વિશ્વેશ તેઓને જવાબ આપવાને તૈયાર હતો. તેણે તરવાર ફેરવવા માંડી, થોડીવારમાંજ તેણે તેની લાંબી તરવારથી એક જણને જખમી કરી જમીન ઉપર સૂવાડયો. તેની નજીકમાં ઉભેલો રણધીરકુમાર તેના હાથમાં રહેલા લાંબા ભાલાથી ધસી આવતા દુશ્મનોને અટકાવવા લાગ્યો. એવામાંજ એક દુષ્ટ તેની ઉપર ધસી આવ્યો. કુમારે તેને પાસે આવવા દેઈ ભાલાથી પરોવી નાખ્યો. હવે બાકી રહ્યો એક માણસ, તે પણ છેવટે લડતાં—લડતાં મરણને શરણ થયો. હવે કોઈ બાકી રહ્યો નથી જોઇને વિશ્વેશે રણધીરને કહ્યુંઃ—કુમાર ! અહિંથી નીકળવાનો જે ટુંકો રસ્તો હોય એ તરફ ચાલો.

એ માર્ગની મને માહિતી છે, મારી પાછળ ચાલ્યાં આવો. કહી રણધીર કુમાર આગળ ચાલવા લાગ્યો. તેને ચાલતો જોઈ વિશ્વેશે સુલોચનાને પૂછ્યુંઃ—માતા ! હવે આપણે ચાલીશું ?

“હા ભાઈ, ચાલો.” કહી સુલોચનાએ તેના સામે દયામણે મુખે જોયું. બન્ને જણાં ત્યાંથી ચાલવા લાગ્યાં. તેઓ હજી થોડેક દૂર ચાલ્યાં હશે એ અરસામાં તો તેમને અંદરના ઓરડામાંથી દુશ્મનોના અવાજ સંભળાયા કેઃ—તેમને બાંધો, પકડો, યાતો મારી નાખો. તેમના શબ્દોથી વિશ્વેશ સમજી ગયો કે દુષ્ટ દુશ્મનો નજદીક આવી પહોંચ્યા છે; હવે બચવું મુશ્કેલ છે. આમ વિચારતો તે ગભરાટથી ચારે તરફ જોવા લાગ્યો. એવામાં એકાએક તેને કંઈક વિચાર સ્ફુરી આવ્યો.

તે તત્કાળ ત્યાંથી દોડી જે ઓરડામાંથી અવાજ સંભળાતા હતા એ તરફ ગયો; અને શત્રુઓને આવવાના ઓરડાને બહારથી બંધ કરી દીધો. ઓરડાનાં બારણાં ઉપર સાંકળ ચઢાવી વિશ્વેશ, રાણી અને રણધીરને લઈ ઝપાટાબંધ ત્યાંથી ચાલવા લાગ્યો. આગળ ચાલતો રણધીર કેટલાક ઓરડા વટાવી એક સાંકડી ચાલમાંથી પસાર થવા લાગ્યો. તેની પાછળ વિશ્વેશ અને સુલોચના ત્વરીત્ ગતિએ ચાલતાં હતાં. થોડીવારમાંતો તેઓ એ સાંકડી ચાલ પૂરી કરી પગથીઆં ચઢી નિર્વિઘ્ને બહાર નીકળી એક મોટા મેદાનમાં આવીને ઉભાં. જે સમયે તેઓ બહાર નીકળ્યાં તે સમયે મોટું પરોઢ થયું હતું. પ્રભાતનો આછો-આછો પ્રકાશ પૃથ્વી પર પથરાયો હતો. થોડાંક નક્ષત્રો હજી આકાશમાં ઝાંખાં-ઝાંખાં પ્રકાશી રહ્યાં હતાં. દૂર પ્હાડી કૂકડાઓના કૂકડે કૂકના અવાજ સંભળાતા હતા. આવા સુરમ્ય પ્રભાતના પ્રથમ પ્રહરમાં વિશ્વેશ ! રાણી અને રણધીરને સાથે લઇ આગળ ગમન કરવા લાગ્યો. તેને દહેસત લાગતી હતી કે રખેને દુષ્ટ દુષ્મનો પાછળ આવતા ન હોય, તેથી તે કોઈ નિર્ભય સ્થાને પહોંચવાને ઇચ્છતો હતો. પણ એવામાં થોડેક દૂર જતાંક તેને એકાએક અટકીને ઉભા રહેવાની જરૂર પડી. તેનું કારણ એ હતું કે તેની નજરે ત્યાંથી થોડેક દૂર પાંચ હથીયારબંધ માણસો એક વૃક્ષ નીચે કંઇકિ ગુપચૂપ વાતો કરતા બેઠેલા જણાયા. તે આંખ્યો ખેંચી તેમને જોવા લાગ્યો, તો વળી પાછાં બીજાં ત્રણ ભગવાં વસ્ત્ર ધારી માણસો તે હથીયાર બંધ માણસોથી થોડેક દૂર એક પાણીના ઝરા આગળ બેઠેલાં જણાયાં. વિશ્વેશ ચમકયો. તેના વ્હેમમાં વૃદ્ધિ થઈ. તેના મનમાં ઠસી ગયું કે નક્કી પેલો દુષ્ટ સાધુ તેના માણસો સાથે અમને પકડવાને કોઇકિ ગુપ્ત રસ્તેથી અહિં નીકળી આવ્યો છે. તે મનમાં બોલી ઉઠયો કે હવે મારે કરવું શું ? તેને પોતાની દરકાર નહોતી

પણ રાણી અને રણધીરના અમંગળની તેને શંકા થતી હતી. એવા-માંજ તે વૃક્ષ નીચે બેઠેલા સશસ્ત્ર માણસોની નજર દૂર ઉભા રહેલા વિશ્વેશ પર પડી, તરત તેમણે ઉભા થઈ સંજ્ઞા દર્શક સીટી વગાડી. સીટીનો અવાજ સાંભળી ઝરા પાસે બેઠેલાં ત્રણ ભગવાં ધારીઓમાંથી એક નવયુવાન યોગી ઉભો થઈ તે શસ્ત્રધારી પાંચ માણસોની પાસે દોડી આવ્યો. તેને પાસે આવવા દઇ એક માણસ દૂર ઉભેલા વિશ્વેશની તરફ હાથ લંબાવી કંઇક કહેવા લાગ્યો. તે યુવાન યોગીએ તેનું કહેવું સાંભળી તેમને કંઇક ખાનગી સૂચના કરી આગળ ચાલવા માંડયું. પાંચે હથીયાર બંધ માણસો પણ તેની પાછળ ચાલવા લાગ્યા. તેઓને પોતાની તરફ આવતા જોઈ રાણી અને રણધીરને પાછળ ઉભા રહેવાનું સૂચન કરી વિશ્વેશ હાથમાં તરવાર પકડી તેમની ભેટ લેવાને તૈયાર થઇ ઉભો. તે માણસો થોડીવારમાં તેની સમક્ષ આવીને ઉભા રહ્યા. તેમને જોતાંજ તે ભયાનક બૂમ મારી કહેવા લાગ્યોઃ—હરામ ખોરો! હું તમને અને તમારા લુચ્ચા પાપીષ્ઠ સાધુરામને સારી રીતે ઓળખુંછું પણ યાદ રાખજોકે તમારી સામે આ વખતે એક વિકાળ યમરાજ ઉભો છે, તેમ છતાં જો એક પગલું આગળ ભરશો, તો આ તરવારના ભોગ થઈ મરણને શરણ થશો.

" અમે એક ઇશ્વિરના સિવાય બીજા કોઈથી ડરતા નથી. મરણ શું ચીજ છે તે અમે જાણતા નથી. અમને જવાબ આપો કે તમે કોણ છો? અને આ પરોઢના સમયે આ સ્ત્રી અને બાળકની સાથે ક્યાંથી આવો છો અને ક્યાં જાઓ છો?" યુવાન યોગીએ આગળ આવીને પૂછયું.

વાચકો! તમે આ યોગીને ઓળખ્યો હશે? તે યોગી બીજો કોઈ નહિ પણ "ભદ્રેશ" હતો.

તેનો પ્રશ્ન સાંભળી અને તેના મુખનું અવલોકન કરી વિશ્વેશ તેને ઓળખતાંજ કર્કશ સ્વરે બોલી ઉઠયો:—દુષ્ટ! દયાહીન્! સતી બાળાને મરણના મુખમાં હડસેલનાર ભ્રષ્ટ ભદ્રેશ! તું જેની સામે જવાબ સાંભળવાને ઉભો છે, તે આ વિશ્વેશ તને અને આ તારા દુષ્ટ સાગ્રિતોને આજે જીવતા છોડશે નહિ. પાપના પુતળા! ત્હેં એક ગરીબ ગાય જેવી અબળાને સંસારથી દૂર કરી છે, તે તારા પાપનું પ્રાયશ્ચિત આજે તને પૂરે પુરૂં મળશે.

"હેં! કોણ વિશ્વેશ?!" ભદ્રેશ આશ્ચર્ય પામી બોલી ઉઠયો.

"હા, હું વિશ્વેશ." કહી તે એક છલંગ મારી તેની પર તૂટી પડયો.

"ભદ્રેશે પણ તેના માણસો સાથે મળી તરવાર ખેંચી. પોતાના બચાવમાં તરવાર ફેરવતા ભદ્રેશે તેના માણસોને ધીમેથી કહ્યું:— વિશ્વેશને કંઈ પણ ઇજા આવે નહિ એમ સૌએ તરવાર ફેરવી પોતાનું રક્ષણ કરવું.

"ઉપરોક્ત મામલો નિહાળી ઝરા પાસે બેઠેલાં બે ભગવાં ધારી ઉભાં થયાં. તે બે બીજાં કોઈ નહિ પણ તપસ્વિનીદેવી અને ભદ્રેશને ધોધમાંથી બચાવનારી ભગવતી હતી. તેઓ તેમના માણસો સાથે તારા સ્નાન કરવાને નીકળ્યાં હતાં. પેલી તરફ તરવાર ફેરવતો વિશ્વેશ ભયાનક ગર્જના કરતો હતો. તેની ગર્જના સાંભળી તપસ્વિનીદેવી પાસે ઉભી રહેલી ભગવતીને કહેવા લાગ્યાં:—ભગવતી! જો તો, પણે શું તોફાન છે!

"જેવી આજ્ઞા." કહી ભગવતી ઝડપથી એ તરફ જવા લાગી. તે હજીતો ત્યાં પહોંચી નથી એટલામાં તો તેણે તેના જેવીજ એક બીજી

યોગિનીને પાંચ છ માણસો સાથે દૂરથી દોડી આવતી જોઈ. તેના માણસો સાથે દોડી આવતી યોગિની લગભગ પાસે આવી બૂમ મારી કહેવા લાગી:-- વિશ્વેશ! ક્રોધને શાન્ત કરી તરવારને મ્યાનમાં પાછી મૂકી દ્યો. તમે જેને મારવાને ચાહોછો તે હવે શત્રુ નથી પણ મિત્ર છે.

"હેં! શું આ સત્ય હશે!" કહી વિશ્વેશે પાછળ દૃષ્ટિ કરી તો તેણે "કૈલાસ" ને ત્યાં ઉભેલી જોઈ. એવામાં "ભગવતી" પણ ત્યાં દોડી આવી અને વિશ્વેશને જોઇ એક આનંદની બૂમ મારી બોલી ઉઠી:--હા, હા, વીરા! કૈલાસ સત્ય વદે છે.

"વિશ્વેશે ભગવતીના સામે જોયું. તેને ઓળખતાંજ તે સાનંદાશ્ચર્યથી બોલી ઉઠયો. હેં! તું કોણ બ્હેન......

ચૂપ. વિશ્વેશ વધુ બોલે તે પહેલાં તો તપસ્વિની દેવીએ ત્યાં આવી પહોંચી તેને આગળ બોલતો બંધ રહેવાની સંજ્ઞા કરી.

"જય તપસ્વિની માતકી જય." કૈલાસના માણસોએ દેવીને જોઇ જય ગર્જના કરી. બાદ સર્વ જણાં શાન્ત થઈ ત્યાં બેઠાં. કૈલાસે ભદ્રેશની તમામ હકીકત વિશ્વેશને કહી સંભળાવી. તે આનંદ પામ્યો ને ભદ્રેશ નીતિને રસ્તે ચઢયો તેને માટે પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો. તે પછી તેણે તપસ્વિનીદેવીને પ્રણામ કર્યાં. દેવીએ તેને માથે હાથ મૂકી તેની વીરતાના વખાણ કર્યા. દેવી ઘણા દિવસથી તેને જોવાને ઇચ્છતાં હતાં, આજે અનાયાસે તેને નિહાળી ઘણાં ખુશી થયાં. તેમણે વિશ્વેશને આશીશ દીધી કે:—સદા સર્વદા તારો વિજય થાવ.

"અસ્તુ." કહી વિશ્વેશે પુનઃ પ્રણામ કર્યા. ત્યાર બાદ તેણે

દેવીને રાણી સુલોચના અને રણધીર કુમારનો પૂર્વ પરિચય કરાવ્યો, તેમજ તેમની પર ગુજરેલી આપ્તની હકીકત કહી સંભળાવી. તેમની પર ગુજરેલા ગજબની વાત સાંભળી દેવી દુઃખી થયાં. બાદ આડી અવળી વાતો કરી રાણી અને રણધીરને તેમને આશ્રયે સોંપી વિશ્વેશ શૈલેશની શોધમાં જવાને ઉભો થયો. તેણે દેવીને પ્રણામ કર્યા, ભદ્રેશની રજા માગી—ભગવતીને સુખી રહો અને કૈલાસને સ્મિત હાસ્યથી સાવધ રહેવાનું સૂચન કરી તે ત્યાંથી ચાલતો થયો. ઝડપથી ચાલ્યો જતો વિશ્વેશ થોડીવારમાં તો મહાન્ ગિરિરાજની ઉંડી ગુફાઓમાં અદૃશ્ય થઇ ગયો. તેના ગયા પછી તપસ્વિનીદેવી સર્વે સાથે ગંગા સ્નાન કરી આવી કૈલાસ ટેકરી પર ગયાં.

---

# પ્રકરણ ૯ મું.

—:૦:—

## ચડતી પડતીના ચમત્કાર.

× આકાશે છવરાઇ છે, રજ અને વાયુ વહે આંચકે;
ના છે વાદળ, ના રવિ, પડી ગઇ મેલી દિશાઓ બધી.
આ નીલાં ભૂખરાં દિસે તરૂ અને ડોલી રહ્યાં સુસ્ત કૈં;
ના છે તાપ પરન્તુ આ જ્વર સમી ઉન્હી હવા લાગતી.

માઘ માસ ચાલતો હતો. સમય સાયંકાળનો હતો, માવઠું થાય એવાં ચિન્હો નભ મંડળમાં દૃશ્ય થતાં હતાં. આકાશ મેઘથી આચ્છાદિત્ થએલું હતું અને જાણે હમણાંજ મેઘ ટૂટી પડશે એમ જણાતું હતું. શુક્લપક્ષ હોવા છતાં શશીનાં દર્શન દુર્લભ હતાં. આખી અવનિમાં ભિષણ અંધકાર ફેલાઈ રહ્યો હોય એમ ભાસતું હતું. પ્રતિપળે વિદ્યુતના ચમકારા સાથે મેઘ ગર્જના સંભળાતી અને તેની સાથેજ વનરાજની કારમી કિકિયારી કાનને ફાડી નાખે એવી થતી હતી. માઘમાસ અષાડ માસ જેવો જણાવા લાગ્યો. થોડીવારમાંજ એક જબરા કાટકાની સાથે મોટાં--મોટાં જળ-બીંદુઓ વરસાવતો વરસાદ ટૂટી પડયો. પૃથ્વી જળમય જણાવા લાગી. પર્વત પરથી વહેતું જળ ખળખળ અવાજ કરતું નીચાણ તરફ વહેવા લાગ્યું. ધોધમાર વર્ષાદ—ભયંકર ગર્જનાઓ અને અંધકારમયી રાત્રિ અવલોકતાં પ્રલયકાળનો ભાસ થવા લાગ્યો.

" આવા ભયંકર સમયે એક નવયુવાન યોગી ત્વરિત્ ગતિએ વિંધ્યગિરિ પર ચઢતો હતો. તેણે પહેરેલી કફની પાણીથી પલળી ગઈ

---

× કલાપી.

હતી. તેનું મુખ ગંભીર ચિંતાથી ઘેરાએલું નિસ્તેજ જણાતું હતું. તેની કમ્મરે લટકતી લાંબી તરવાર પર્વતના પત્થરો સાથે અથડાઇ અવાજ કરતી હતી. તેનું માથું ખુલ્લું હતું. તેના વાંકડીઆ લાંબા વાળ ગરદન પર પથરાએલા હતા. વિંધ્યાચળ પર ચઢતો યુવક મુખથી વારંવાર નિઃશ્વાસ નાખી તેની ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવતો હતો. જ્યારે એકાએક વરસાદ તૂટી પડયો ત્યારે એ યુવાન યોગી એક વૃક્ષની નીચે ઉભો રહી કુદરતની લીલા અવલોકવા લાગ્યો. થોડીવારે વરસાદ વરસતો બંધ થયો. અંતે આકાશ સ્વચ્છ થતાં ચંદ્ર દેવનાં દર્શન થયાં. વૃક્ષ નીચે ઉભેલા યુવાન યોગીએ પુનઃ ચાલવું શરૂ કર્યું.

"આવા કિશોર વયના સુકુમાર યોગીનું આવા ભયકારક સમયે વિંધગિરિ ઉપર ચઢવું અને વિહ્વળતાથી વારેવારે આસપાસ જોઈ નિઃશ્વાસ નાખવાથી અનુમાન થતું હતું કે તે જાણે કોઇની શોધમાં નીકળ્યો ન હોય અથવા તો શોધમાં નિષ્ફળતા પ્રાપ્ત થવાથી અશ્રાન્ત અને વ્યાકુળ બની ન.ગયો હોય એમ જણાતું હતું. ખરેખર એમજ હતું. વાચકો! પર્વતપર ચઢનાર યુવાન યોગી બીજો કોઇ નહિ પણ આપણો પરિચીત "**શૈલેશ કુમાર**" હતો. તપસ્વિની દેવીના આશ્રમમાંથી નીકળી તે આસપાસના પહાડી પ્રદેશમાં ભ્રમણ કરતો હતો. તેનું મન વ્યાકુળ હતું. તે અસ્થિર ચિત્તે બ્હાવરાની માફક ખીણોમાં ફરતો હતો. એવી દુઃખદાયક સ્થિતિમાં મળી આવતાં ફળ પ્રાસન્ન કરી તેણે ઘણા દિવસ ગુજાર્યા હતા. દિવ્યપ્રભાને ઉપાડી જનાર અજીત છે અને તે વિંધગિરિમાં આવેલા એક ગુપ્ત ભોંયરામાં રહે છે એવું શૈલેશ જાણતો હોવાથી એ ગુપ્ત ભોંયરાની તપાસમાં તે પહાડ ઉપર ચઢતો હતો.

"શૈલેશકુમાર વ્હાલીના વિયોગથી ઝુરતો આખરે શિખરપર આવી

પહોંચ્યો. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. પૃથ્વીપર શશાંકની શ્વેત ચંદ્રિકા પથરાઇ રહી હતી. તે ઉન્મત્તની માફક પ્હાડી પ્રદેશને અવલોકતો એક સ્થળે ઉભો રહ્યો. એવામાં દૂર પર્વતની ખીણમાં સિંહની ગર્જના સંભળાઈ. તેની ગર્જનાથી ભય પામવાને બદલે કુમાર ખડખડાટ હસી પડયો. બાદ ગર્જના બંધ થઈ. શૈલેશ વનરાજને સંબોધી બોલવા લાગ્યો. હા ! વનના અધિપતિ ! તારી કારમી ગર્જના શ્રવણ કરતાંજ વીર પુરૂષોનાં ગાત્રો શિથિલ થઈ જાય છે; પણ મને તો એમ લાગે છે કે તું આવી રીતે ગર્જના કરી તારી વ્હાલી સિંહણને બોલાવે છે. વનરાજ ! તારા ધ્વનિથી હમણાંજ તારી પ્રિયતમા દોડી આવશે તું સુખી થઇશ. હું તો દુઃખી છુંજ; કારણ કે હું પણ ઘણા દિવસથી મારી પ્રેમ વલ્લભાને પોકાર કરતો આમતેમ ફરૂંછું; પણ મને નિષ્ફળતા સિવાય કશું પ્રાપ્ત થયું નથી. હવે તો આ દુઃખી દેહનો દિવ્યપ્રભાની શોધમાંજ અંત આવશે. આમ બોલતો શૈલેશ વૃક્ષનું ડાળ પકડી શાન્ત થઇ ઉભો રહ્યો; પણ અલ્પ સમયમાંજ કંઇક યાદ આવતાં બોલવા લાગ્યો:—હા, પ્રભુ ! શું દુઃખીના પ્રારબ્ધમાં સદાકાળ દુઃખ ભોગવવાનુંજ લખાએલું હશે ? ખરેખર એમજ સમજાય છે. દુઃખીનું નશીબ હમેશાં ટુંકુંજ હોય છે. દયાળુ પ્રભુ ! આ દુઃખીના દેદાર સામેતો નિહાળો ! હા, મારી આ શી દશા ! આમ બોલતામાં તો તેના નેત્રોમાં અશ્રુ ઉભરાઈ આવ્યાં. તે નીચે બેસી ગયો અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી આકાશ સામે દૃષ્ટિ કરી બોલ્યો:—

હા, દેવાંશી દિવ્યપ્રભા ! તું ક્યાં છે ? સુંદરી ! જોતો ખરી કે તારે માટે આ શૈલેશ કેટલું સંકટ સહન કરે છે ? આ અશ્રાન્ત થએલા ચરણો તારા મિલનની આશાએ અત્યારે આ વિકટ પર્વતપર ફરે છે. આ દેહ તને મળવા વિજળીના વેગથી દોડે છે; અને તારી

શોકમાંજ સબવત્ થઇ પડવાને ઇચ્છે છે. આ સુખાભિલાષી શરીરે ત્હારા માટે આહાર—નિદ્રા ભય વિગેરેનો ત્યાગ કર્યો છે. જો, જો, ઓ દયાળુ દેવી! આ ત્હારા દુઃખી ભર્તારની સ્થિતિ તો એકવાર જો! આવ, આવ, ઓ મૃતને અમૃત સિંચનારી અમૃતવેલ! તું જ્યાં હોય ત્યાંથી આવ અને આ તારા પ્રેમિને વિયોગાગ્નિથી ભષ્મ થતો બચાવ. આવી રીતે બોલતાં—બોલતાં તે ઉન્મત થવા લાગ્યો. જવાબની આ-શાએ શાન્ત થઈ દિવાનાની માફક ચંદ્રની ચંદ્રિકાને જોઇ રહ્યો. તેનું મન ભ્રમણામાં ભમવા લાગ્યું. ચિત્ત ચકડોળે ચઢ્યું. જ્ઞાની શૈલેશ જ્ઞાન-હીન્ બની ઘડીકમાં આકાશ સામે તો ઘડીકમાં આસપાસ જોઇ મનમાં બરબડવા લાગ્યો. અંતે અસ્વસ્થ મનની ઉર્મીયો ઉશ્કેરાવાથી તે એકા-એક ઉભો થયો અને હાથના વિચિત્ર ચાળા કરતો બોલવા લાગ્યોઃ—

શશી સરિતા ઉપવનો, ખબર સ્યામાની કહો?<br>
ઓ ઝાડ વાડને પર્વતો! મમ વિનતી હૃદયે ધરો.<br>
* શશાંકની [૨]શીત [૩]જ્યોત્સનાઓ! નવ [§]પ્રજાળો મને;<br>
તક—તક થતા ઓ તારલા! દયા શું નથી તમને?<br>
પવન—ગહન ગમન ત્હારૂં, લઈ જા પ્યારીની પાસે,<br>
નતો નાખ સાગરમાં, જીવુંછું પ્યારીની આશે.

લઇ જાઓ, ઉપાડી જાઓ; મને ગમે ત્યાં ફેંકી દો. અરે કેમ કોઈ મારૂં સાંભળતુ નથી! ઓ દિશાઓમાં નિવાસ કરી રહેલા દિગ્-પાળો! ઓ આ પ્રદેશમાં ભ્રમણ કરતા ભૂત—પ્રેતો! આવો, અહિં મારી પાસે આવો, ને મને મારી પ્રિયતમાની પાસે લઈ ચાલો. જો તમારાથી એમ ન બને તો આ દેહનો ભક્ષ કરી સંતોષ પામો. માણસો તમારૂં

* ચંદ્ર. ૨ ઠંડી. ૩ ચંદ્રિકા. § બાળો.

નામ સાંભળી ભયથી ધ્રુજે છે, પણ હું અત્યારે તમને પ્રેમથી બોલાવું છું. હું સંસારથી ત્રાસ પામેલો છું. મારી દિવ્યપ્રભા વિના સંસારને સ્મશાન સમાન ગણી ઝુરૂંછું.

× "દીસે શુન્ય સંસાર ના કાંઇ ભળાય,"
પ્રિયા નામનો નાદ ઘટમાં ઘુંટાય;—
પ્રિયા ક્યાં અરે ક્યાં પ્રિયા હોય તું ક્યાં,
ભમું ખોળતો ભામિની હોજ જ્યાં ત્યાં.— દીસે૦
જપું જાપ ને હું ધરૂં ધ્યાન હોય,
પ્રિયા સિદ્ધિ તોયે પ્રગટ નાહિ થાય;
સ્મરી સુંદરીને હૃદય હા ચિરાય,
ગતિને મતિનો પુરો ભંગ થાય.— દીસે૦

હા રામ, ક્યાં છે મારી દિલારામ? આમ બોલતો શૈલેશ નીચું જોઇ અશ્રુશ્રાવ કરવા લાગ્યો.

અહા! સુકોમળ શૈય્યાનો સૂનાર રાજકુમાર તેની પવિત્ર પ્રેમદાને માટે કેટલું અસહ્ય સંકટ સહન કરી રહ્યો છે? તે પ્રેમોન્મત્ બની જડ પદાર્થોને તેની પ્રેમ પ્રતિમાની ખબર પૂછે છે. અહા, પ્રેમ! તારી ખુબી કંઇક નિરાળીજ છે.

અરે ઓ પ્રેમ! તારી નેમ, નવાઇ તો પમાડે છે!
મહા યોગેન્દ્રને પણ તું, રમકડા સમ રમાડે છે.
અરે ઓ પ્રેમ! તુજ ખાતર, સહિ સંકષ્ટ સકોમળ તન;
ભમ્યા છે રામ દશરથ તન, સીતાની શોધમાં વન–વન.

નીચે વદને ઉભેલા કુમારની આંખ્યોમાંથી અશ્રુ નીકળવા લાગ્યાં.

× રા. ડા. ધો. ઝવેરી.

મુખ દીન–શ્યામળું જણાવા લાગ્યું. શરીરે પરસેવાના ઝેબઝેબ વળ્યા; અને અંતે અશ્રાન્ત શરીર જમીનપર પડયું. એટલામાં આ શાન્ત પર્વત પ્રદેશમાં અચાનક શંખનાદ થયો. શૈલેશ ચોંકયો અને સફાળો ઉઠી ઉભો થઈ આસપાસ જોવા લાગ્યો; પણ તેને કંઇ જણાયું નહિ. આથી તે આત્મગત્ બોલી ઉઠયો કેઃ—અરે! આ વિકટ વગડામાં રાત્રિના શાન્ત સમયે શંખ વાગવાનો અવાજ ક્યાંથી આવ્યો હશે! એ સંભળાએલો શંખનાદ શું સત્ય હશે કે મારા મનની ભ્રમણા હશે? પુનઃ તે વિચારમાં પડયો. ખરેખર ભ્રમણાજ. અહા! મન પણ કેવું ભ્રમિષ્ટ થઇ ગયું છે! આ વિંધ્યગિરિ પર અનેક ભૂત–પ્રેત–યક્ષ–કિન્નર વગેરેનો વાસ છે, કદાચ એ સંભળાએલો શંખનાદ તેમનો ચમત્કાર હોય તો નવાઈ પામવા જેવું નથી. અરેરે! અપાર સંકટો સહન કરી હું અહિં સુધી તો આવી પહોંચ્યોછું પણ મારી સ્નેહમૂર્તિનો લેશ માત્ર પત્તો લાગતો નથી. ત્યારે શું સહન કરેલાં સંકટનું ફળ નિષ્ફળતા સિવાય કંઈ પણ પ્રાપ્ત નહિ થાય? તે પુનઃ વિચારમાં પડયો, વિચારને અંતે જાણે કંઇક દૃઢ નિશ્ચયપર આવ્યો ના હોય એમ તે એકાએક બોલી ઉઠયોઃ—નહિ, નહિ, ગમે એમ થાઓ. હું અવશ્ય મારી પ્રાણવલ્લભાને મળીશ. વ્હાલીને શોધતાં મરવું પડશે તો મરીશ પણ તેના દેદારનાં દર્શન કર્યા વિના હું કદાપિ પાછો નહિ ફરીશ. પવિત્ર પ્રેમનો બદલો આપવો પ્રભુના હાથમાં છે. હુંતો ભાગ્યાધિન થઈ મારી મનોરમાને મળવા અપાર શ્રમ કરીશ, પછી તો જેવી ઇશ્વિરેચ્છા. હુંતો...શૈલેશ આગળ બોલવા જતાં એકાએક અટક્યો; કારણ કે પ્રથમ થયેલો શંખનાદ પુનઃ બીજીવાર સંભળાયો. શૈલેશની ખરી ખાત્રી થઈ. તે સાવધ થઇ મન સાથે બોલ્યો કેઃ—હું ધારતો હતો કે મારી ભ્રમણા છે. પણ ના, તેમ નથી. શંખનાદ સ્પષ્ટ સંભળાય છે. ચાલ તપાસ કરૂં કે અત્યારે આવો ભયાનક ધ્વની

ઉત્પન્ન કરનાર કોણ છે. આમ બોલી તે સંભળાએલા અવાજની દિશા બાંધી ચાલવા લાગ્યો. શંખનાદ પણ બંધ થવાને બદલે બમણા જોરથી સંભળાવા લાગ્યો. તે જેમ–જેમ આગળ વધતો ગયો તેમ–તેમ શંખનો અવાજ પાસે સંભળાતો ગયો. શૈલેશે ધ્યાન પૂર્વક એ તરફ જોયું તો તેની નજરે એક અજબ દેખાવ દેખાયો, કે જે દેખાવ જોતાંજ તેના શરીરમાં ફરતું રૂધીર ગરમ થઈ ઝપાટા બંધ ફરવા લાગ્યું. હૃદય ધડક-ધડક થવા માંડયું. ચક્ષુઓ વિકાળ અને ઝનુની બની ગઇ, શૈલેશ ક્રોધથી કંપવા લાગ્યો. તે વધારે વાર એ દેખાવ જોઈ શક્યો નહિ. તે એ તરફ દોડયો. થોડેક દૂર જતાં તો તેણે હાથમાં સળગતી મશાલો પકડી ચાર માણસોને એક બંધીવાન રમણી સાથે ચાલી આવતા જોયા. તેઓ કોણ હશે? તેમજ બંધીવાન રમણીને ક્યાં લઇ જતા હશે? આવા તર્ક–વિતર્ક કરતો શૈલેશ તેઓની નજદીક આવી બંધીવાન બાળાને જોવા લાગ્યો. તેને અચાનક ત્યાં આવેલો જોઈ ચારે માણસો સ્તબ્ધ થઈ ઉભા રહ્યા. શૈલેશકુમાર તે સુંદર સુંદરીને જોતાંજ ઓળખી ગયો અને મુખથી ભયંકર બૂમ પાડી ઉઠયો કે:—અરે! આતો મારી "દિવ્યપ્રભા!"

પ્રિય પાઠકો! તે દિવ્યપ્રભા હતી. તેને અજીતે અનેક પ્રકારે સમજાવી હતી; પણ તે પવિત્ર બાળા તેના ટેકમાં અચળ રહી હતી. આથી તે નર પિશાચે તેને ગુપ્ત ભોંયરામાં લઇ જવાની આજ્ઞા કરી હતી, આથી ચાર માણસો દિવ્યપ્રભાને લઈ ભોંયરા તરફ જવા નીકળ્યા અને રસ્તામાં અચાનક શૈલેશને મળ્યા. હવે શું થાય છે એ જોઇએ.

દિવ્યપ્રભા પણ તેના પ્રિયતમને ઓળખી માણસોની વચમાંથી નીકળી શૈલેશને વળગી પડી. આવું જોઈ તે ચારે માણસો તેને પકડવા દોડયા. કુમારે ઝપાટા બંધ તેને બાંધેલું દોરડું છોડી નાખ્યું અને

મ્યાનમાંથી સમશેર ખેંચી દોડી આવતા માણસોને મોટેથી બુમ મારી કહ્યું:—નરાધમો ! એટલેજ રહેજો. તેનો ભયાનક અવાજ સાંભળી ચારે માણસો ભયથી ધ્રુજી ઉઠયા, પણ આખરે હિંમત રાખી તેમાંનો એક શૈલેશને કહેવા લાગ્યો:—અલ્યા છોકરા ! અમે કેવા ભયંકર માણસો છીએ તે તું જાણે છે? માટે જો તારે તારો જીવ બચાવવો હોય તો એકદમ આ સુંદર સુંદરીને અમારા કબજામાં સોંપી દે.

દુષ્ટાત્માઓ ! તમે હજી મને ઓળખતા નહિ હો. હું તમારા જેવા ભયંકર માણસોનો ભોગ લેનાર યમરાજ છું. ચંડાળો ! આ રમણીના એક વાળને પણ હું ઇજા આવવા દેનાર નથી; તેમજ તમે કરેલા આ અક્ષમ્ય અપરાધથી તમને શિક્ષા કર્યા સિવાય છોડનાર નથી. કહી રાજકુમાર વિકરાળ વાઘની માફક તેમની સામે ધસી ગયો. તેની હિંમતથી તે ચારે માણસો પ્રથમતો ગભરાઇ ગયા પણ આખરે જીવ બચાવવા લાંબી તલવારો હાથમાં પકડી તેની પર તૂટી પડયા. શૈલેશ કુમાર ચારે તરફ સમશેર ફેરવી બચાવ કરવા લાગ્યો. આવી રીતે અર્ધો કલાક પસાર થઇ ગયો. રાજકુમાર પૂર્ણ પરાક્રમથી દુસ્મનોને હંફાવતો હતો. એવામાં એકાએક તેની નજર પાછળ ગઇ તો તેની અજબ અજાયબીની અંદર જણાયું કે નીચેની ખીણમાંથી કેટલાક માણસો ઝપાટા બંધ ઉપર ચઢી આવે છે. શૈલેશ ગભરાયો અને તેમને દુસ્મનો ધારી મનમાં બોલી ઉઠયો કે:—અરે હવે શું થશે ? આ દિવ્યપ્રભાનું રક્ષણ કેમ કરી શકાશે ? બસ થતાં થશે તે ખરૂં. મારો સાહાયક શ્રીરામ છે. આમ બોલતો તે આવેશથી દુસ્મનોની પર તૂટયો અને જોત જોતામાં તેણે એકને જમીનપર સૂવાડયો. મરતા માણસે કારમી ચીસ નાખી. તેની ચીસ સાંભળી પર્વત પર ચઢી આવનારા માણસોમાંથી એક જણે બૂમ મારી કહેવા લાગ્યો:—મારા બહાદુરો ! ગભરાશો નહિ, અમે

તમારી મદદે આવી પહોંચ્યા છીએ. આમ કહી તેણે સાથે ચાલતા માણસોને વધારે ઉતાવળથી ચાલવાની આજ્ઞા કરી. મદદ આવી પહોંચી છે ધારીને બાકી રહેલા ત્રણ માણસો શૈલેશની સાથે યુદ્ધ કરવા લાગ્યા. પેલાઓને આવતાં પહેલાં આ દુષ્ટોને પૂરા કરવા જોઇએ, આમ નિર્ણય કરી રાજકુમાર સિંહની માફક છલંગો મારી યુક્તિથી સમશેર ફેરવવા લાગ્યો. આવો ગંભીર મામલો નિહાળી દૂર ઉભેલી દિવ્યપ્રભા ધ્રુજવા લાગી. તેની આંખ્યોમાંથી અસ્ખલિત્ અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. શૈલેશ મરવું કે મારવું ધારીને યુદ્ધમાં મચ્યો હતો. તેણે થોડીવારમાંતો બે માણસોને પૂરા કરી દીધા. બાકી રહેલો એક માણસ તેના સાથીદારોનું મરણ જોઈ કંપ્યો અને કારમી કીકીયારી કરી લઢવું છોડી દઈ દિવ્યપ્રભા તરફ દોડયો. શૈલેશ તેની પાછળ પડયો પણ તે પહેલાં તો તે માણસે દિવ્યપ્રભાને ઉંચકી દોડવા માંડયું.

"પાછળ પડેલા શૈલેશે થોડીવારમાં તેને પકડી પાડયો; અને પાછળથી એક સખ્ત ફટકો લગાવી તેનું માથું ધડથી જુદું કરી નાખ્યું. ધડ જમીન પર પડી તરફડવા લાગ્યું. તે માણસના નીચે પડવાના આંચકાથી દિવ્યપ્રભા જમીન પર પછડાઇ પડી. તેનું શરીર પત્થર સાથે અફળાવાથી તે જોતજોતામાં બેશુદ્ધ થઇ ગઈ. શૈલેશે પાછળ જોયું. દુશ્મનો હજી પર્વત પર ચઢી રહ્યા નહોતા. પર્વતનો રસ્તો વાંકો ચુંકો ને ખરાબ હોવાથી તેમને ચઢતાં મુશ્કેલી નડતી હતી. તેમને આવતાં હજી વાર લાગશે; લાવ તે અરસસામાં દિવ્યપ્રભાને સાવધ કરી અહિંથી પસાર થાઉં. આમ વિચારી તે દિવ્યપ્રભાની પાસે બેસી તેને સાવધ કરવા લાગ્યો પણ તે સાવધ થઇ નહિ. દુશ્મનો ઝડપથી દોડી આવતા હતા. શૈલેશ વ્યાકુળ ચિત્તે દિવ્યપ્રભાને જાગૃત કરવા બૂમો પાડી કેવા લાગ્યો:—દિવ્યપ્રભા! ઉઠો—જાગૃત થાઓ.

દુશ્મનો નજદીક આવતા જાય છે. પ્રિયા! ઉઠ સાવધ થા, તેઓ આવી પહોંચે તે પહેલાં આપણે કોઇ નિર્ભય સ્થાને ચાલ્યાં જઇએ. આમ બોલતો તે દિવ્યપ્રભાને ઢંઢોળવા લાગ્યો; પણ તે સાવધ થઇ નહિ. આથી તે નિરાશ થઈ તેનું માથું ખોળામાં લઈ આવતા માણસોને જોઈ રહ્યો. તેનું મન ભય પામવા લાગ્યું. તેને પ્રાણની પરવાહ નહોતી; પણ દિવ્યપ્રભાના રક્ષણની તેને મહાન્ ચિંતા થતી હતી. તેણે ઘણી મહેનત કરી પણ તે જાગૃત્ત થઈ નહિ. તેનું હૃદય આકળ–વિકળ થવા લાગ્યું. પાપીઓથી સપડાવાની બીકે તેનું સમસ્ત શરીર કંપવા લાગ્યું. મુખ નિસ્તેજ અને દીન્ થઈ ગયું. તે દિવ્યપ્રભાના મુખ સામે જોઇ રહ્યો. પોતાની દુર્દશાનો વિચાર કરતાં આંખ્યોમાંથી જળ પ્રવાહ વહેવા લાગ્યો અને અંતે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બેશુદ્ધ પ્રિયતમાના મુખપર હાથ ફેરવતો તે દુઃખી દિલે બોલવા લાગ્યો:—

પ્રભુ આ ખેલ શું ભાખ્યો ! પ્રિયા કાજે વને આવ્યો;
પડી શબ તુલ્ય હા પ્રિયા, અરિ નજદીક આવી રહ્યા.
પ્રિયા ! ઓ ! ઉઠ, સાવધ થા, સતી સૂરી કટિ બદ્ધ થા;
અરિ આ આવતા દેખું, અચેતન હા પ્રિયા પેખું.
કરે ચિત્કાર શત્રુ ત્યાં, પડી પ્રિયા બેશુદ્ધજ જ્યાં;
પ્રિયા ઉઠીને બેઠી થા, કરૂં નિર્ભય ઉભી થા.

ઉઠ, વ્હાલી ઉઠ, મારા ખોળાનો ત્યાગ કર. હરી હરી ! આતે શી વિટંબના ! શૈલેશ દયામણે મુખે દિવ્યપ્રભાના સામે જોઇ રહ્યો. આખરે પ્રભુ ને દુઃખીની દયા આવી. દિવ્યપ્રભા થોડીવારે સાવધ થઇ; અને પાસે બેઠેલા પ્રિયતમનો હાથ પકડી કહેવા લાગી:—વ્હાલા ! ચાલો—ચાલો આપણે જતાં રહીએ. દુષ્ટ દુશ્મનો દોડી આવતા જણાય છે. જુઓ,

જુઓ. તેઓ છેલ્લી ટુંક ચઢી રહ્યા છે. શૈલેશ ઉભો થઈ જોવા લાગ્યો. દુષ્મનો દોડી આવતા જણાયા. જતાં રહેવાની આશા વ્યર્થ જણાઇ. હવે તો હરી કરે તે ખરૂં, એમ ધારી રાજકુમાર દિવ્યપ્રભાને પડખામાં ઉભી રાખી કહેવા લાગ્યો:-પ્રિયતમે ! હવે આપણાથી જઈ શકાશે નહિ. જો, દુષ્ટો આવી પહોંચ્યા. માટે હવે તો હિંમત ધર અને ઇશ્વર પર દ્રઢ શ્રદ્ધા રાખી શું થાય છે એ જોયા કર. તું...શૈલેશ આગળ બોલવા જાય છે એટલામાં તો દુશ્મનો ત્યાં દોડી આવ્યા; અને બન્ને જણાંને ઘેરી ઉભા રહ્યા; તેઓ બાર માણસો હતા. તેમની સાથે તેમનો સરદાર " અજીતસિંહ " અને સાધુના રૂપમાં છૂપાએલો શયતાન ગિરિનંદ " હતો.

# પ્રકરણ ૧૦ મું.

——:०:——

## વિધાતાની વિચિત્રતા.

છોએ ભૂખ જરા થકી કૃશ અને શિથીલ થૈ કાંપતો;
આપત્તિ ક્ષીણ તેજ જાય ઘડીમાં આ પંડથી પ્રાણતો;
તોએ જે હસ્તીનાજ કુંભ દળનું ખાનાર છે માંસ તે;
ના ખાએ તૃણ જીર્ણું મૂકી મહત્તા જે કેશરી વાઘ તે.

તેઓને ઓળખતાંજ શૈલેશના કોપનો પાર રહ્યો નહિ. તે નીચે પડેલી તરવાર ઉપાડી રૌદ્ર સ્વરે બોલી ઉઠયો:—કોણ રાજ્ય દ્રોહી અજીત?

" અને કોણ તું શૈલેશ! હં...વારૂં હવે તો ઓળખાણ પડીને? બળવાન સાથે બાથ ભીડતાં શું પરીણામ આવે છે તે જોયું ને? " અજીતે ગર્વથી પૂછ્યું.

" કોણ તું બળવાન? ના ના, તું તો રાજપૂત કુળનો એક પાષાણ છે. ઓ નીચ ગુલામ! ત્હેં જેનું ખાધું છે તેનુંજ હરામ કર્યું છે. અરે મનુષ્યથી કનીષ્ટ પ્રાણી જે શ્વાન છે તે પણ તેના માલીક પ્રત્યેની ફરજ બજાવવાનો ગુણ ધરાવે છે. જ્યારે શ્વાન આવો ગુણ ધરાવે છે ત્યારે તું એક જ્ઞાની માણસ થઈ પાલન કર્તાનો નાશ કરવા—કરાવવા તૈયાર થયો છે. ઓ પાપના પુતળા! જણાવતો ખરો કે તારી પર કરેલા અનેક ઉપકારોના બદલા ક્યાં અદ્દશ્ય થઈ ગયા? હા, રાજ્ય લોભના સ્વાર્થ આગળ સર્વ ઉપકાર જતા રહ્યા. ઓ નર પશુ! તારાથી શ્વાન ઉત્તમ કહેવાયો અને તું અધમ ગણાયો. હા, અફસોસ! જે નાના ભાઈની પત્ની તારી ભગિની—પુત્રી જેવી ગણાય તેની પર તારી વિકાર મય નજર થતાં તારી આંખ્યો સદાકાળને માટે કેમ ફુટી જતી નથી!

આટલું કહી શૈલેશ તેની સામે ધિક્કાર યુક્ત નજરે જોઈ રહ્યો. અજીતની પાસે ઉભેલા સાધુએ તરત તેના કાનમાં કંઇક ધીરેથી વાત કરી; કે જેથી અજીત બરાડ પાડી બોલી ઉઠયોઃ—ઓ ઉદ્ધત ! મને વાક્ય બાણોથી વિંધતાં વિચારજે. ત્હેં અત્યારે મારૂં હડહડતું અપમાન કર્યું છે. આ સંસારમાં ઇંદ્રિયોને સંતોષવી એજ મહા ધર્મ છે. "આત્મવત્ સર્વ ભૂતેષુ." એ મારા ગુરૂજીનો સિદ્ધાંત છે. બસ એ સિદ્ધાંતથીજ મારી ચિત્તવૃત્તિ દિવ્યપ્રભાપર લાગેલી છે. હું તેના સૌન્દર્યમાંજ મારૂં સર્વસ્વ સુખ સમાએલું જોઉંછું. શૈલેશ ! જો તું મારો નાનો ભાઇ હોય તો આ પળેજ તું દિવ્યપ્રભાને આજ્ઞા કરી દે કે તે મારી વૃત્તિને તાબે થઈ જાય. તું......

ચૂપકર પામર પશુ ! કહી શૈલેશ ઉશ્કેરાઇ તેને આગળ બોલતો અટકાવી કહેવા લાગ્યોઃ—તારી કંટક જીભને વધારે વધતી એકદમ અટકાવ. આવા ભામટા ભગવાં ધારીના અવળાં સિદ્ધાંતોથીજ આનંદન ભૂમીનું નિકંદન નીકળી ગયું છે. અહા, આવા સાધુરૂપના ઠગ શયતાનોએજ તેમની ક્ષુદ્ર વાસનાઓની તૃપ્તિને માટે ભોળાં જનોને અવળે રસ્તે દોરી દીધ્યાં છે. હા, આ ભારતની જો અવદશા થઈ હોય તો ફક્ત આડંબરી ધર્માચાર્યોથીજ થઇ છે. તેમણે તેમના સ્વાર્થને ખાતર સનાતન ધર્મને તિલાંજલી આપી પોતાને અનુકુળ થતો ધર્મોપદેશ કર્યો છે. ધર્મના અનેક ફાંટા પાડયા છે. ભોળાં મનુષ્યો ખરા–ખોટાની તુલના કર્યા વિના અંધ થઇ ધર્મઘેલા બની પાપમાં ધસડાય છે; અને તે પાખંડી ગુરૂને ઇશ્વર તુલ્ય માની સર્વસ્વ અર્પણ કરી દ્રવ્યનો ગેરઉપયોગ કરે છે–કરાવે છે. મહા મહેનતે સંપાદન કરેલા દ્રવ્યથી પેટ ભરા ગુરૂઓ માલ–તાલ ઉડાવી માતેલા સાંઢની માફક શરીરે તાજા થાય છે અને ઇંદ્રિયોને અનીતિને માર્ગે દોરી ધર્માંધ સેવકોનું સર્વસ્વ પોતાનુંજ ગણી મોજ–મઝા ભોગવે

છે. આથી તેઓ રૌરવ નર્કના અધિકારી થાય છે. તેઓ મહાન્ પદને કલંક લગાડી પશુ સમાન જીવન ગુજારી અંતે દારૂણ કષ્ટથી પીડાઇ યમરાજને શરણ થાય છે. હા, અનેક ધર્મોથી દેશમાં કુસંપ અને ઇર્ષ્યાની વૃદ્ધિ થઇ છે. બસ એજ કારણથી આ સુવર્ણ ભૂમી આજે સ્મશાનવત્ બની છે. અજીત ! આ તારા સાધુરામને જો કે તું પરમ પવિત્ર પ્રભુરૂપ માને છે; પણ તેમાં તું ઠગાય છે. આ ભગવાં ધારીએ સંસારને ત્યાગ્યો છે તો શામાટે આવી કપટજાળ પાથરી રહ્યો છે ? અજીત ! તું સ્વાર્થથી અને વિષયલાલસાથી આ ઠગ ભગવાં ધારી ભામટા શયતાનની પ્રપંચ જાળમાં જકડાયો છે. તું છતી આંખ્યોએ અંધ બન્યો છે; અને આ ઢોંગી સાધુના સ્વાર્થમય ઉપદેશથી જીવતાંજ નર્કમાં પડયો છે. તારી ઉપર કાળનો ભયાનક અંધકાર ફેલાઇ રહ્યો છે. અજીત ! જા, મારાથી દૂર ખસી આઘો ઉભો રહે. તારી નારકી છાયા મને અપવિત્ર કરી રહી છે. તારાં ભયંકર પાપકર્મોથી આ વસુંધરા કંપી રહી છે. વિકાળ કાળરાત્રિ તારો ગ્રાસ કરવાને મુખ વિકાશી તત્પર બની રહી છે. જા, જા, ઓ પૃથ્વીના ભારરૂપ પ્રેત ! મારાથી દૂર ખસી ઉભો રહે. તારા અઘોર કર્મની શિક્ષા શ્રીહરી કરશે. કહી ગુસ્સાથી કંપતા શૈલેશે મુખ બીજી બાજુએ ફેરવી દીધું.

" તેના લંબાણ વિવેચનથી અજીત ગુસ્સે થઇ ગયો અને ભયાનક સ્વરે કહેવા લાગ્યોઃ—ત્હેં જ્યાં સુધી આ બળવાનની સમશેરનો ચમત્કાર જોયો નથી બસ ત્યાં સુધીજ તું ફાવે એમ બોલી શકે છે. મારા ક્રોધાગ્નિમાં બળવાન માણસો પણ પલકમાં હતા ન હતા થઇ જાય છે. શૈલેશ ! ત્હેં આજે મારૂં અને મારા ગુરૂજીનું સખ્ત અપમાન કર્યું છે; તે કારણથી હવે તારી શું દશા થાય છે એ જોયા કરજે. "

શૈલેશઃ—અને તું પણ જોયા કરજે કે કુદરતનો કોપ તારી પર

કેવી તરફ ઉતરે છે. બળનાં બણગાં ફુંકનાર ! જો બળનું અભિમાન હોય તો આ પળેજ આ વીરના બળનો મુકાબલો કરીજો.

"મહાન્ વીર વસુધા મહિં, બોલ કોણ છે ને ક્યાં વસે ?
બળ બતાવું તેહને, જો શક્તિ આ પાસે દીસે !
જમાનો છે નહિ જીભનો, ભુજાઓ ભુજથી ભાંગુ,
સપાટો શત્રુઓ જુએ, યુદ્ધ હું તુજથી માગું."

અજીતઃ—એમ ! ચાલ તૈયાર થઈ જા. છોકરા ! યાદ રાખજે કે હવે મૃત્યુ સમિપ આવ્યું છે.

"નથી જીવતો જવાનો તું, અરે આ હાથથી આજે,
દગારા ત્યાગી દે બાજી, જોઈ આ વીરને આજે,
કર્યું અપમાન ભયંકર ત્હેં, અરે અહિં આવીને આજે,
સમજજે પ્રાણ તુજ લેવા, અજીત આ ક્રોધથી ગાજે."

શૈલેશઃ—ગાજ્યો મેઘ વરસતો નથી, ભસતો શ્વાન કરડતો નથી, મુદ ! તારો ક્રોધ નકામો છે.

"ભયાનક પાપના પુતળા, નરાધમ કાળ તુજ ખૂટયો,
કર્યા નીચ નારકી કર્મો, ઘડો તુજ પાપનો ફુટયો;
ધરાવે ભય નહિ કોનો, ગરીબના પ્રાણ પરહરવા,
સમજ યમરાજ આ ઉભો, પલકમાં જીવ તુજ લેવા."

અજીતઃ—ઓહ્ ! આતે કેવું ભયાનક અપમાન ?

શૈલેશઃ—બસ એજ તારા મ્હોતનો ભયંકર પેગામ !

અજીતઃ—ચૂપ થા નાદાન; નાના મોઢે બહુ બોલતાં શીખે છે શયતાન ?

શૈલેશઃ—મ્હેં તને પ્રથમથીજ જણાવ્યું છે કે તું ગર્વ ઘેલો ગધેડો

છે. તારો બકવાટ નકામો છે. તારાથી આ વીરને શું કરી શકાય એમ છે? શું તું નથી જાણતો કેઃ—

" તમ દુષ્ટ દાનવો તણાં, શીર છેદવા આ વીર છે,
સંકષ્ટ હરી સુખ અર્પવા, શ્રીરામ મારો સમર્થ છે ? "

ચાલ હવે હોંશીયાર. કહી શૈલેશે કેશરીની માફક છલંગ મારી. અજીતે નીચા નમી તેનો ઘા ચૂકાવ્યો. દૂર ખસી ગએલા સાધુરામે નજીકમાં ઉભેલા સિપાહીઓને ટૂટી પડવાની આજ્ઞા આપી. ઝપાઝપી શરૂ થઈ. રાજકુમાર દુસ્મનોથી ઘેરાઈ અપૂર્વ પરાક્રમ દર્સાવવા લાગ્યો; અને લાંબી તરવાર ચારે તરફ ફેરવી કુશળતાથી શરીરનું સંરક્ષણ કરવા લાગ્યો. રાજપુત્રનું પરાક્રમ નિહાળી સાધુરામ અને અજીત આશ્ચર્ય ચકિત્ થઇ ગયા. સિપાહીઓ મરણીઆ થઇ ઝુઝતા હતા. યુદ્ધ ઘણી-વાર લંબાયુ. આકાશમાં પૃથ્વી પર્યટન કરવા ચંદ્ર દેવ માથે આવ્યા. તેમની ચંદ્રિકામાં તરવારો વિજળીની માફક ચળકવા લાગી. આખરે શૈલેશ થાકયો. શત્રુઓથી ચારે તરફ ઘેરાઇ ગએલો એક માણસ ક્યાં સુધી ટકી શકે? દુષ્મનો ફાવ્યા. તેમણે રાજકુમારને પકડી લીધો.

તેના હાથમાંથી તરવાર લઇ લેવામાં આવી; અને તેને મજબુત દોરડાથી બાંધી દીધો. તેને બધીવાન બનેલો જોઇ દિવ્યપ્રભા ધ્રુજતા પગે તેની પાસે દોડી આવી રડવા લાગી. કુમાર તેને શાન્તિ આપવા લાગ્યો, છતાં એ શાન્ત થઈ નહિ. તેના દુઃખનો પાર નહોતો. દુસ્મ-નોથી ડરતી દિવ્યપ્રભા પવનથી હાલતા વૃક્ષની માફક સમસ્ત શરીરે કાંપતી હતી. અરેરે! મારા પ્રિયતમનો પાપીઓને હાથે અંત આવશે. આમ મનમાં શોચ કરતી તે પાષાણ હૃદયનાને પણ પીંગળાવે એવા શબ્દોથી અજીતના સામે જોઇ કહેવા લાગીઃ—અજીત! પાપ કર્મમાં

પ્રવૃત્ત થયેલા પાપી ! અમારી પર દયા કર. મારા પ્રાણુનાથને બંધન મૂક્ત કર. તેમનું કષ્ટ મારાથી જોઈ શકાતું નથી. તારી ખૂની તરવાર તેમને બદલે આ ગરદન પર ચલાવ; પણ મારા નાથને બચાવ. જો તારામાં સ્હેજ પણ દયાનો વાસ હોય તો મારી વિનંતી સ્વીકારી મારા પ્રાણને છૂટા કર અને તે જ્યાં જવા ઇચ્છે ત્યાં જવાદે. હું તારી સાથે મરવા આવવાને તૈયાર છું. આમ બોલતી તે અજીતની સમક્ષ ઘુંટણીએ પડી.

"અભાગણી અબળા ! તારી આશા નકામી છે, હાથમાં સપડાએલા શીકારને મૂક્ત કરનાર મૂર્ખ ગણાય છે. તેમ છતાં જો તું મારા પ્રેમનો સ્વીકાર કરીશ તો હું તારી વિનંતી માન્ય રાખી શૈલેશને જીંદગીભર કેદમાં રાખીશ. બોલ શું વિચાર છે ?" અજીત દિવ્યપ્રભાનો જવાબ સાંભળવા તેની સામે જોઈ રહ્યો.

"દિવ્યપ્રભા જવાબ આપે તે પહેલાં તો શૈલેસ ઉશ્કેરાઇને બોલી ઉઠયો:—અબળાને ભય પમાડનાર મૂર્ખ ! તેને શું પૂછે છે ? દુરાત્મા ! હું મરવાને તૈયાર છું. કહી શૈલેશ દિવ્યપ્રભાની સામે જોઇ કહેવા લાગ્યો:— ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થએલી વીરબાળા ! સંકટથી શામાટે ગભરાય છે ? મરણ આપણું નિકટનું સગું છે, સત્યપંથે ચાલતાં તે હોંસથી મળવાને આવે છે; માટે આપણે આનંદથી તેને મળવું જોઇએ. દિવ્ય પ્રભા ! હૃદયને દ્રઢ કર અને આ ક્ષત્રિય કુળ કંટકને નકામા કાલાવાલા નહિ કર."

"અભિમાની ! જોઉં છું કે તું હવે કેવી રીતે જીવી શકે છે ?" અજીતે ગુસ્સે થઇ કહ્યું."

"હું પણ જોઉં છું કે તારાથી મારો પ્રાણ શીરીતે લેવાય છે ?" શૈલેશે ગર્જના કરી કહ્યું.

"તારો જીવ એવી રીતે લેવામાં આવશે કે તારૂં મરણ જોઈ જોનાર પણ ભયભીત થઈ જશે." એક સિપાહીએ કહ્યું.

"એતો તે સમયે જોવાશે. સત્યને ચ્હાનારા વીર કેશરીનું મરણ તમને ભારે થઈ પડશે." શૈલશે કહ્યું.

એમ તો થા તૈયાર. બીજા સિપાહીએ તરવાર સાથે દોડી આવી કહ્યું. આવો મામલો જોઈ દૂર ઉભેલો સાધુરામ ત્યાં દોડી આવ્યો; અને સિપાહીને અટકાવી બોલ્યોઃ—તેને મારી નાખવાની અત્યારે જરૂર નથી. તેને હાલ કેદ રાખો, અને આપણા ભયાનક સ્થાનોના કષ્ટનો થોડા દિવસ અનુભવ કરાવો; પશ્ચાત તેને રીબાવી–રીબાવી મરણુને શરણુ કરો.

વિકાળ ચ્હેરાના ગુરૂની આજ્ઞાને સર્વ જણાએ શીર નમાવી અંગીકાર કરી. સર્વ મૌનતાથી ઉભા રહ્યા. શાન્તિ ફેલાઈ રહી, રાત્રિ સમસમાકાર ચાલી જતી હતી. અંતે શાન્તિનો ભંગ કરી સાધુરામ બોલ્યોઃ—અજીત! આ ઉદ્ધત છોકરાને આપણી કાળ કોટડીમાં કેદ કરજે અને આ તારા પ્રેમપાત્ર (દિવ્યપ્રભા)ને તારી મરજીમાં આવે ત્યાં રાખજે. જો તે તારૂં કહેવું માન્ય કરે તો એને સુખી કરજે નહિતો તેને પણ મૃત્યુના મુખમાં હોમી દેજે. અજીત! આપણા સુવર્ણ સૂર્યના ઉદયનો સમય સમિપ આવ્યો છે. આપણી વિરૂદ્ધ ચાલનારને કેવી શિક્ષા થાય છે તે આ છોકરાના મ્હોતથી સઘળાને જણાશે.

તેનું કહેવું સાંભળી અજીત દિવ્યપ્રભાને કહેવા લાગ્યોઃ—ચાલ, હું તને થોડા દિવસની મહેતલ આપું છું; તે અરસ્સામાં પૂર્ણ વિચાર કરી જોજે નહિતર મરવાને તૈયાર થજે. ચાલ આગળ થા. કહી તેણે તેને ચાલવાનું સૂચન કર્યું. દિવ્યપ્રભાએ લડથડતે પગે એક પગલું આ-

ગળ ભરી દયાદ્ર નેત્ર પ્રિયતમ સામે જોયું. તેનાથી છૂટા પડતાં શૈલેશનું હૃદય ચીરાવા લાગ્યું. વીરપુત્રની આંખ્યોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તેની સ્થિતિ નિહાળી દિવ્યપ્રભા પુનઃ તેની પાસે જઈ ગળગળે સાદે કહેવા લાગીઃ—શામાટે આક્રંદ કરો છો ? આપણે સદા કાળ સાથે રહેવાનાં નથી. મોડું વ્હેલું અવશ્ય જવાનું છે, તમે શાન્ત થાઓ. આપણા ભાગ્યમાં આવી રીતે કષ્ટ સહન કરવાનું સૃજાએલું હશે. વ્હાલા ! જાઉં છું. સત્યને સંભાળજો કે જેથી સર્વેશ્વર સંકટને સંહારશે.

દિવ્યપ્રભા ! મારી ચિંત્તા કરીશ નહિ. પ્રારબ્ધ યોગે તારો અને મારો મેળાપ થયો અને અલ્પ સમયમાં વિયોગ થવાનો સમય આવ્યો. હા, એથીજ સિદ્ધ થાય છે કે વિધાતા રૂઠેલી છે. ચઢતી–પડતીના ચમત્કાર આજે પ્રત્યક્ષ દેખાય છે. પ્રાણવલ્લભા ! ધિરજ ધરી કષ્ટને સહન કરજે; અને પેલા જન્મમાં મને મળવાને તૈયાર થજે. હા, શું કરૂં ! લાચાર છું–નિરાધારછું–બંધનમાં જકડાયો છું; હવે આશા એક શ્રી ભગવાનનીજ છે. આમ કહી શૈલેશ નીચું જોઈ અશ્રુપાત કરવા લાગ્યો. તેની આંખ્યોમાંથી નીકળતાં અશ્રુથી આનંદ પામી સાધુરામે કહ્યુંઃ—છોકરા ! ચાલ, આગળ થા; નહિતો જોર જુલમથી ખેંચી જવો પડશે. સિપાહીઓ એને લઈ ચાલો. સિપાહીઓ શૈલેશને ખેંચવા લાગ્યા; કે તરત દિવ્યપ્રભા લાંબો હાથ કરી કહેવા લાગીઃ—ઉભા રહો, એક ક્ષણ સબુર કરો. મને મારા નાથની સાથે છેલ્લીવાર મળી લેવા દયો. હા, મારા સ્વામી–મારા મુકુટમણિ ! કહેતી પવિત્ર બાળા તેના સ્વામીના કંઠે વળગી રૂંધાતા કંઠે કહેવા લાગીઃ—વ્હાલા ! જાઉં છું. હિંમત હારશો નહિ.

" સહેવાયના જો કષ્ટ તો, સંભારજો રે શ્રી હરી,
સહાય કરશે શ્યામજી, રહેજો હૃદયે ધીર ધરી;

ક્ષમા કરજો સ્વામીજી, આ જીંદગી ચાલી ગઈ,
મન વચનને કર્મથી સેવા ચરણની નથી થઈ. ”

જાઉં છું, છેવટના પ્રણામ. પ્રભુ! આ દાશીને વિસારશો નહિ. હું...

ચાલો! તે નાદાન છોકરીને ધક્કા મારી આગળ કરો. યોગીએ આજ્ઞા આપી. સિપાહીઓ દિવ્યપ્રભાને ખેંચવા લાગ્યા. બાદ અજીત શૈલેશ સામે જોઈ બોલ્યોઃ—કાં નામદાર! હવે આગળ ચાલશો કે? તેના શબ્દ સાંભળી શૈલેશ રક્ત નેત્રે તેના સામે જોઈ બોલ્યોઃ—સિંહને દગાથી બંધનમાં જકડી તું શું ફુલાય છે? ક્ષત્રિય વંશના અંગારા! ત્હેં તારા તાતના કુળને લજાવ્યું છે. ચંડાળ! તું ઘણો બળવાન કહેવાય છે, ચારે દિશામાં તારા શૌર્યની પ્રસંસા થાય છે; છતાં આ તારાથી નાના શૈલેશને શામાટે બાંધીને લઈ જાય છે? તું આ સમયે મને મૂક્ત કર અને મારી સાથે દ્વંદ યુદ્ધ કર; પછી જો કે આપણા બન્નેમાં બળવાન કોણ છે?

તારૂં ધારવું ભૂલ ભરેલું છે. તું બળવાન છે એ હું પણ કબુલ કરૂંછું. બળની સાથે યુક્તિ—પ્રયુક્તિની જરૂર છે. રાજ્ય ખટપટમાં “ દગો” એ સાચો સહાયક છે. તને મારી હું અમરાવતિનું રાજ્ય કરવા ઇચ્છુંછું; અને દિવ્યપ્રભાને પટરાણી પદે સ્થાપવા ચાહુંછું. શૈલેશ! મારા ક્રોધની જ્વાળ ચારે તરફ ફેલાઈ રહી છે; તેમાં સર્વ રાજ્ય કુટુંબનો સંહાર થઈ જશે. અજીતે ક્રોધથી કહ્યું.

“ નિમકહરામ! યાદ રાખજે કે રાજ્ય કુટુંબનો નાશ કરતાં તું કાળનો ગ્રાસ થશે. અમરાવતિમાં હજી કેટલાક વફાદાર વીર યોદ્ધાઓ નિવાસ કરી રહ્યા છે, તેમાંનો એક પણ જીવતો રહેશે તો તને સુખેથી જંપવા દેશે નહિ. હું તારી દયાની દરકાર રાખતો નથી; હું મારી મહ-

ત્તવા સારી રીતે જાણુંછું. દુરાત્મન્ રાજ્ય દ્રોહી ! આ શૈલેશ બંધનમાં પણ સિંહ છે, તેને છેડવાનું ફળ વિપરીત છે. કારણ કે "**ધર્મ અને સત્ય જેની સાથે છે તેનો સ્હાયક શ્રી રામ છે.**" શૈલેશે ઉગ્ર ક્રોધથી કહ્યું.

"ઠીક છે, હું જોઉંછું કે અમરાવતિના વફાદારો શું કરે છે અને તારો રામ તને કેવી રીતે બચાવે છે ? સિપાહીઓ આને લઈ જાઓ અને કાળ કોટડીમાં કેદ કરો. તેને મારો–રીબાવો–ત્રાહ્ય–ત્રાહ્ય પોકરાવો. બસ લઇ જાઓ." અજીતે ક્રોધાક્રાન્ત થઈ આજ્ઞા આપી. સિપાહીઓ શૈલેશને પકડી ચાલતા થયા; અને એક જાણીતા રસ્તે થઇને અલ્પ સમયમાં તેમના સ્થાને આવ્યા. શૈલેશને આંખે પાટા બાંધી ગુપ્ત ભોંયરામાં ઉતારી કાળ કોટડીમાં પૂરી દીધો.

ગિરિનંદ ગુરૂ અને અજીત બીજા રસ્તે થઈ દિવ્યપ્રભાને તેજ ભોંયરામાં લાવ્યા; અને એક સુશોભિત ઓરડામાં પૂરી બ્હાર નીકળ્યા. ઓરડાનું દ્વાર બંધ કરતાં અજીતે કહ્યું કેઃ—દિવ્યપ્રભા ! પંદર દિવસની મુદતમાં વિચાર કરી મૂકજે, નહિતર રીબાઇને મરવા તૈયાર થજે. તું... અજીત વધારે બોલી શક્યો નહિ; કારણ કે અચાનક તેને કાને કોઇકના ખડખડ હસવાનો અવાજ સંભળાયો. ગુરૂ અને અજીત ગાભરા બની ખુણે ખોચરે ફરી વળ્યા; પણ તેમને કાંઈ જણાયું નહિ. આથી થાકી–કંટાળી સિપાહીઓને સખ્ત પ્રતિબંધ રાખવાનું સૂચવી બન્ને જણા બહાર નીકળ્યા.

# પ્રકરણ ૧૧ મું.

## " કાળો નાગ. "

" નિષ્ફળતા જોઈ કાર્યમાં, પાપી મન મુંઝાય છે,
આંખ્યો છતાં પણ અંધ થૈ, અદકાં કુકર્મે ધાય છે."

શૈલેશ અને દિવ્યપ્રભાને ભયાનક ભોંયરામાં જુદે જુદે સ્થળે કેદ કર્યાને બાર દિવસ થઈ ગયા છે. આજે અમાવાસ્યાની મધ્ય રાત્રિ છે. ભિષણ અંધકાર સર્વત્ર વ્યાપેલો છે. પર્વતની એકાદ ઉંડી ગુફામાં સિંહનો ઘોર ઘુઘવાટ સંભળાય છે. દૂર ઉગેલાં તરૂવરો ભૂતના ઓળાની માફક ભાસી રહ્યાં છે. સાધુરામના ગુપ્ત રહેઠાણની બહાર વિશાળ વૃક્ષોની ઘટાવાળું, એક વિસ્તૃત અરણ્ય શોભી રહ્યું છે. આ અરણ્યમાં મહાકાળીનું એક પ્રાચીન તેમજ જીર્ણ મંદિર આવી રહેલું છે. મંદિરના શિખર ઉપરની ધ્વજા પવનથી ફડફડાટ ઉડી શાન્તિનો ભંગ કરી રહી છે. ક્રૂર સાધુ ગિરિનંદ આ સમયે એ મહાકાળીના મંદિરના ઓટલા પર કાળો કામળો પાથરી નિદ્રાધિન થએલો છે. તે જો કે નિદ્રાની શાન્ત છાયામાં પડયો છે; તોપણ તેને અજંપો થયા કરે છે. આથી તે વારંવાર બરાડ પાડી ઝબકી ઉઠે છે. પાપાત્માને નિરંતર ભયના ભણકારા વાગ્યા કરે છે. એ પ્રમાણે આ શયતાન સાધુ ઉંઘમાં પણ ભયના વાદળને ઝઝુમતું જોઈ રહે છે; વિકાળ દેખાવના માણસોને લાંબા ભાલા સાથે દોડી આવતા જોઈ તે પાપી સાધુ નિદ્રામાં કંપી ઉઠે છે; ક્વચિત્-ક્વચિત્ તો તે અવાચક બની જાય છે. તે અનેકાનેક ભૂત-પ્રેત અને ધગધગતા અંગારા જેવી આંખ્યો વાળા વિકાળ દેખાવના યમરાજની છાયાનાં દર્શન કરે છે. યમદૂતો તેનો તિરસ્કાર કરી હાથમાંના ભિષણ

દંડ બતાવી સૂચન કરે છે કેઃ—ઓ નારકી સાધુ! ત્હેં ભગવાં ધરી પવિત્ર પ્રભુના નામને લાંચ્છન લગાડયું છે. ત્હેં હજારે-હજાર નિરપરાધી જનોના ગળાપર તિક્ષણ તરવાર ફેરવી છે. બચ્ચા યાદ રાખજે કે તારે પણ ભયંકર ભાલાઓથી આખરે વિંધાવું પડશે—ધગધગતા અગ્નિ કુંડમાં પડી કરેલાં નીચ કર્મોથી શિક્ષા સહન કરવી પડશે. નિદ્રામાં આવા ભયાનક દેખાવ જોતો સાધુરામ આખરે એક બિહામણું સ્વરૂપ જોઇ ચીસ પાડી જાગી ઉઠયો અને આંખ્યો ચોળતો આસપાસ નજર ફેરવવા લાગ્યો; પણ તે અદૃશ્ય છાયાનાં દર્શન તે પાપી અંતકાળ વિના કેવી રીતે કરી શકે. જ્યારે તેને કંઇ જણાયું નહિ ત્યારે તે નીચ સાધુ મનની ભ્રમણા સમજી ખડખડાટ હસવા લાગ્યો. એ અરસ્સામાંજ તેણે સામેથી એક છાયાને ચાલી આવતી જોઇ. તત્કાળ સાધુએ સામે ઓટલા પર પડેલું ફાનસ હાથમાં લીધું; અને થોડીવારમાંજ તેણે પાસે મૂકેલા ચકમકના પત્થરનું ઘર્ષણ કરી ફાનસમાં દિપક પ્રકટ કર્યો. ફાનસનો પ્રકાશ આવનાર છાયામૂર્તિ સામે ફેંકી ગિરિનંદ ગંભિર મુખે છાતી કાઢીને ઉભો રહ્યો. તે આવનાર છાયા એક દિવ્ય યોગીની હતી. તેની ઉમ્મર પચાસેક વર્ષ ઉપરની જણાતી હતી. મુખ તેજસ્વી અને ગંભીર દેખાતું હતું. માથે રેશમ જેવી સુંદર જટા શોભી રહી હતી. તેણે લલાટપર ભષ્મનું લેપન કર્યું હતું. ભગવી કફની તેના ગૌર દેહને ઘણીજ શોભાવી રહી હતી. ગળામાં રૂદ્રાક્ષની માળા લટકી રહી હતી. તે દિવ્ય યોગીએ તેના એક હાથમાં કમંડળ અને બીજા હાથમાં લાંબો ચીપીઓ પકડેલો હતો. પૃષ્ટ ભાગ પર ખભે ભરાવેલી ઝોળી લટકી રહી હતી. આવા તેજસ્વી મહાત્માને ભયાનક પર્વતમાં કાળી રાત્તે આવતા જોઇ ગિરિનંદ ચોંક્યો અને મુખથી ભયાનક ખુંખાર કર્યો. **"જેનું હૃદય કપટથી પરીપૂર્ણ ભરેલું છે, તે સામાને પણ કપટી સમજે**

છે.” એ ન્યાયે ગિરિનંદ આવનાર મહાત્માને કપટી અને ભેદી સમજવા લાગ્યો. તેણે તે યોગેન્દ્રનું આગમન એનાં છૂપાં રહેઠાણોની શોધમાં આવવાનું કલ્પ્યું; અને એ યોગીને અહિંથી હવે જીવતો જવા દેવો નહિ એમ મનમાં નિરધાર્યું. ગિરિનંદના ખુંખારથી નીચું જોઇ ચાલી આવતો યોગી ચમક્યો. તેણે ફાનસના પ્રકાશમાં સાધુ રૂપના પ્રેતને ઉભેલો જોયો. તે દિવ્ય યોગીએ તેને ઓળખ્યો અને હૃદયમાં અનુકંપ થયો. “**પવિત્ર પુરૂષો પાપીના પરછાયાને પણ અપવિત્ર ગણે છે.**” તેઓ તો હમેશાં પાપીઓથી દૂર રહેવાનેજ ઇચ્છે છે. જે સત્યપંથે વિચરી પ્રભુનું ધ્યાન ધરી સંસારી જનોના કલ્યાણને અર્થે લક્ષ આપે છે, તેજ પરમ પવિત્ર સાધુ કહેવાય છે. તેવા પવિત્ર મહાત્માઓતો સાંપ્રત સમયના સાધુઓ ! કે જેઓ હમેશાં મફતનું ખાઇ મોજમઝા ભોગવનાર અને ધર્મઘેલા મનુષ્યોને ભોળવી તેમના દ્રવ્યથી વૃત્તિયોને ઉસ્કેરનારા પદાર્થોનું ભક્ષણ કરી ગાડી ઘોડામાં મસ્ત થઇ ફરનારાના જેવા નહોતા. તેઓતો લોકોને ધર્મોપદેશ દેઈ સત્ય પંથ સમજાવતા અને પછી પર્વતના એકાન્ત ભાગમાં નિવાસ કરી મોક્ષ પંથે વિચરતા. જે સંતોષી છે. જેને સુખ--દુઃખ સમાન છે; ભૂખ--તરસનું ભાન નથી, સર્વદા આનંદ છે. તે મહાત્માઓજ પતિત જનોને પાવન બનાવે છે. હા, આજકાલ એવા મહાન્ મહાત્માઓની ખોટ પડી ગઈ છે. પ્રભો ! આવા અનેક સાધુરામોમાંથી થોડાક પવિત્ર મહાત્માઓને બહાર પાડો કે તેઓ અધમતાને દૂર કરી દુનિયાંને સત્ય સ્વરૂપ સમજાવી તમારૂં જ્ઞાન હૃદય મંદિરમાં પ્રકટાવે. જન સમાજ ખરા ખોટાના જ્ઞાન વિના કપટીઓના કારસ્થાનથી અંધકારમાં ડુબ્યોછે. ધર્મ શું ચીજ છે એ સમજ્યા વિના ધર્માંધ બની અઢળક દ્રવ્યનો દુરૂપયોગ કરી પુન્યને બદલે પાપ સંપાદન

કરેછે. હા, એવાઓને માટેજ પવિત્ર અને જ્ઞાનવાન મહાત્માઓની જ-રૂર છે. જ્યારે આવી રીતે અસંખ્ય દ્રવ્યનો દુરૂપયોગ થાય છે; ત્યારે આપણા દેશનાં અનેકાનેક ગરીઓ ભૂખ-ભૂખની બૂમો મારતાં પગ ઘસીને મરણ પામે છે. અરે સાધારણ કુટુંબોમાં પણ દ્રવ્યના અભાવે હૃદયભેદક દેખાવો થઈ રહે છે. મારા ધર્મ ઘેલા ભ્રાતાઓ ! શું તમને તમારા ભાઇઓની દયા નથીં આવતી? જો દયા આવતી હોય તો હૃદયમાં ઉંડો વિચાર કરી ખરા-ખોટાની તુલના કરો અને ભરતામાં ભર્યા વિના તમારા ગરીબ બંધુઓનાં દુઃખ દૂર કરવાના પ્રયત્ન કરો. સાધારણ કુટુંબોમાં તપાસ કરી તેમને ગુપ્ત દાન મોકલી દુઃખ દૂર કરો. બસ એમાંજ મોટું પુન્ય સમાએલું છે. **"અન્ન દાન જેવું એક પણ મોટું પુન્ય નથી."** આમ સમજીને તમારા લાખો રૂપિયાના દ્રવ્યનો ધુમાડો થતો અટકાવી ગરીઓને પાળો અને દ્રવ્યનો સદુપયોગ કરો. એક વિદ્વાને કહ્યું છે કેઃ—

તમારાં દાનનાં વારી, અનૂકુળ ક્ષેત્રમાં વા'વો;
દઇને દાન સુપાત્રે, લીઓ આ જન્મનો લ્હાવો.—તમારાં૦
તમારી આંધળી શ્રદ્ધા, અનાચારો વધારે છે;
ખરાં દારિદ્ર કે દુઃખો, જરાએ ના ઘટાડે છે.—તમારાં૦
તમારા દાનથી દારૂ, અફીણ ભાંગો ઘૂંટાએ છે;
અખાડામાં મળી ટોળાં, ચરસ ગાંજો ફૂંકાએ છે.—તમારાં૦
અરે ઓ હિંદના પુત્રો ! હવે કંઈ આંખતો ખોલો;
તમારાં દાનનાં વારી, કુમાર્ગે ના હવે ઢોળો.—તમારાં૦
તમારાં દાનથી પાળો, અનાથોને નિરાધારો;
રડે છે ટુકડા માટે, વહે છે આંસુની ધારો.—તમારાં૦
રઝળતાને રખડતા જે, તમારા દેશ બન્ધુઓ;

પ્રીતેથી છાતીએ ચાંપી, દુઃખીનાં આંસુડાં લૂછો.—તમારાં૦

**"સુપાત્રે દાન દેવાથી મહા પુન્ય થાય છે અને અપાત્રે દાન દેનાર દાતા પાપનો ભોક્તા થાય છે."** અસ્તુ.

થોડીવારમાંજ એ દિવ્ય યોગી તેની નજદીક આવીને ઉભા; અને ગિરિનંદની સામે જોઇ બોલ્યાઃ—સાધુ મહારાજ! આ મધ્યરાત્રિના સમયે અહિં ઉભા ઉભા શું વિચાર કરો છો?

"મારા વિચાર જાણ્યા પહેલાં તમેજ જણાવો કે તમે અત્યારે આ જગાએ શું મતલબથી આવ્યા છો?" ગિરિનંદે પૂછ્યું.

"સાધુલોકને કોઈ પ્રકારની મતલબ હોતી નથી એ તમે પણ સારી પેઠે સમજતા હોવા જોઇએ; છતાં આવું બોલવાનું શું પ્રયોજન છે? જેવા તમે સાધુ છો અને અહિં એકાન્તમા ઉભા—ઉભા વિચાર કરો છો, તેવો હું પણ એક સાધુ છું અને પ્રભુના નામનું રટણ કરતો આ પર્વતમાં ફરૂં છું." યોગીએ શાન્તિથી જણાવ્યું.

"એમ...પણ મને તો તમારી પર વ્હેમ આવે છે; તમારી આંખ ખૂની જણાય છે." આમ કહી ગિરિનંદ તિક્ષણ નજરે તેની સામે જોઈ રહ્યો.

"તમારો વ્હેમ નકામો છે. હું આ પળેજ અહિંથી ચાલ્યો જાઉં છું. ક્ષમા કરજો કે મ્હેં આપના વિચારમાં ભંગ પાડયો." કહી તે દિવ્ય મહાત્મા ત્યાંથી ચાલવા લાગ્યા. તેમને જતા અટકાવી ગિરિનંદ ગાજી ઉઠયોઃ—ખબરદાર! તારાથી હવે એક પણ પગલું આગળ ભરાશે નહિ, મારાથી ઠગાઈ ચલાવવી વધારે વાર ચાલી શકશે નહિ."

"શું હું તમારાથી ઠગાઈ કરૂં છું? ના, ના. તમારી ભૂલ થાય છે. તમે સાધુના ધર્મ યથાર્થ જાણતા હશો તો વિચારી જુઓ કે આપણાથી ઠગાઈ કેમ કરી શકાય? આપણો ધર્મ એ છે કે સદા—સર્વદા પ્રભુના ધ્યાનમાં

નિમગ્ન રહેવું. બંધો ! આવો તમારા હૃદયના વ્હેમને દૂર કરી મને ભેટો.” કહી યોગી તેને મળવા સામે ગયો; કે તરત એ પાપી સાધુ વિકટ સ્વરે બોલી ઉઠયોઃ—ઠગારા ! દૂર રહે. તું મને ભેટવાને લાયક નથી. તું મને ખરો સાધુ સમજે છે એમાં તું ઠગાય છે. મારો આ ભગવો વેશ કોઈ કામ પૂર્ણ કરવાને અર્થેજ ધારણ કરેલો છે.

“શું આ ભગવા વેશથીજ દુનિયાંને ઠગવાનો ધંધો આરંભ્યો છે ?”

“તે સઘળું જાણવાને તારે શું જરૂર છે ? બસ—આથી હું સમજી ગયો કે તું કોઈ પક્કો ઠગ છે અને આ કાળી રાતે મારી હિલચાલ તપાસવાને આવ્યો છે.” તેનું આવું તરકટી બોલવું સાંભળી અત્યાર સુધી શાન્ત રહેલા યોગેન્દ્રને ગુસ્સો ચઢયો. તે કર્કશ સ્વરે બોલી ઉઠયાઃ— જે ઠગ છે, તે સામાને પણ ઠગ સમજે છે. ઓ લુચ્ચા સાધુ ! તું જોકે મને ઓળખતો નથી પણ હું તો તને ઘણા વખતથી ઓળખું છું. તું અત્યારે જે વિચાર કરે છે એ પણ સમજું છું. ,ઓ દુષ્ટ ! દિલમાં વિચાર તો કર કે પરમાત્માએ તને માણસનો અવતાર શામાટે આપ્યો છે ? તારી ફરજ છે કે સંસારીક જનોને ધર્મોપદેશ દેઈ નીતિના રસ્તે ચઢાવવા—અધર્મથી તેમને બચાવવા. હા, અફસોસ ! એ ફરજ તું વિસરી ગયો છે અને ખૂના—મરકીના દુષ્ટ કાર્યનો આરંભ કર્યો છે. હાય ! ત્હેં જેજે નીચ કર્મ કર્યા છે તે મારી અણુજાણની બાહાર નથી. ઓ સાધુ ! હવે સમજજે કે તારે વધારે વખત જીવવાનું નથી. તારાં નીચ કર્મની શિક્ષા તને અવશ્ય મળશે. તે વખતે તું થરથર કંપશે અને ભયાનક અગ્નિ જ્વાળની વેદનાથી પોક પાડી રડશે. કહી એ મહાત્માએ ધિક્કાર યુક્ત વદને તે દુષ્ટના સામે જોયું. ગિરિનંદ ક્રોધાક્રાન્ત બની ગયો. તેણે ભયાનક ખોંખાર કર્યો અને હાથની મૂઠ્ઠીયો હવામાં વિંઝી

બોલી ઉઠયો:—બસ–થઈ ચૂકયું. જાણવાનું જાણી લીધું. એ હરામી! તારૂં હવે આવી બન્યું. તારા મ્હોતનું નિર્માણ થઈ ચૂકયું. એ ભામટા! જણાવ–જણાવ કે તારૂં અહિં આવવું શા કારણથી થયું છે? કહી એ દુષ્ટાત્મા હોઠ પીસી યોગેન્દ્રની છેક નજીક જઈ ઉભો.

યોગેન્દ્રે અટ્ટ હાષ્ય કરીને કહ્યું:—ચાંડાળ! આટલો બધો બરાડે છે શાને! મારૂં હૃદય તારા જેવું દુષ્ટ નથી. તું તો માનવના રૂપમાં અવતરેલો એક રાક્ષસ છે–ઘોર ઘાતકી છે—નારકી છે. ઇશ્વિરનો મોટો ગુન્હેગાર છે."

"બસ ચૂપથા. તું અત્યારે કયાં ઉભો છે તેનું ભાન છે?"

હા, છે. હું અત્યારે એક કાળા નાગના અરે એક ઝેરી સાંપની સમક્ષ ઉભો છું અને એ દુષ્ટની અપવિત્ર છાંયાથી કલંકિત થાઉં છું.

"ઓફ! ત્હેં મારા શરીરમાં આગ સળગાવી છે. તારાં તિક્ષણ વચનોથી મારૂં માથું ફરી ગયું છે. હું આ પળેજ તને મૃત્યુના મુખમાં હોમી દઉં છું."

તારો બકવાટ નકામો છે. એ પલીત! સમજ, હજી સમય છે! પાછળથી પસ્તાવું પડશે. યમદંડના પ્રહારથી તારૂં શરીર છુંદાઈ જશે. માટે નીતીનો રસ્તો ગૃહણ કરી પ્રભુનું ભજન કર કે જેથી તારી મૂક્તિ થઈ જાય."

"કોણ પ્રભુ! હું તેને ઓળખતોજ નથી; તેમ પાપ–પુન્ય શું વસ્તુ છે તે જાણતોજ નથી. આ દુનિયામાં પૈસો છે એજ મોટો પરમેશ્વર છે; બસ એ પૈસાને માટેજ ખૂના–મરકીનાં કામ ચાલી રહ્યાં છે."

"એ પૈસાના કીડા! તારા શબ્દો સાંભળી હું કંપું છું. બસ જા મારી સામેથી દૂર થા. તું મોટામાં મોટો પાતકી અરે નિર્દોષનાં ગળા

કાપનાર ઘોર ઘાતકી છે. તું પૃથ્વીના ભાર રૂપ છે. તારા ભારથી આ જમીન પણ કંપી રહી છે."

એ બુઠ્ઠા! શું તું મને અહિંથી ચાલ્યો જવાનું કહેછે? પણ હું તારો જીવ લીધા વિના અહિંથી જનાર નથી. હું તારા ટુકડે-ટુકડા કરી આ ઉંડી ખીણોમાં છૂટા-છવાયા ફેંકી દઇશ."

મ્હેં તને પ્રથમજ જણાવ્યું કે તારો લવારો નકામો છે. એ પાપના પુતળા! તારા મ્હોતનો ગગન ભેદી ડંકો વાગી રહ્યો છે, છતાં આટલું અભિમાન શા ઉપર કરી રહ્યો છે?

"યોગીનાં વચનથી ગિરિનંદનું સમસ્ત શરીર કાંપવા લાગ્યું. તેણે તત્કાળ ભગવાન અંચળામાંથી કટાર ખેંચી કાઢી ભયાનક સ્વરે કહ્યું:—બસ સંભાળ અને બનીજા બચ્ચા આ કટારનો શીકાર." કહી તે પામર પશુ મહાત્મા પર ધસ્યો."

"યોગીએ તરત હાથ લાંબો કરી રૌદ્ર સ્વરે કહ્યું:—નિમકહરામ! ત્યાંજ સ્થંભી જા. તું મને સ્પર્શ કરવાને લાયક નથી."

"આ શબ્દોની સાથેજ ગિરિનંદ સ્તબ્ધ બની ગયો. તેની આંખ્યોએ અંધારાં વળ્યાં અને અલ્પ સમયમાંજ તે એક ઝીણી ચીસ નાખી જમીનપર ચત્તોપાટ પડયો. તે બેશુદ્ધ બન્યો. યોગેન્દ્ર તેની તરફ તિરસ્કારથી જોઈ ત્યાંથી ચાલ્યા ગયા. બાદ એક બે કલાકે ગિરિનંદ સાવધ થયો અને આંખ્યો ચોળતો બેઠો થઈ ચારે તરફ જોવા લાગ્યો. મહાત્મા અદૃશ્ય થઈ ગયા. ગિરિનંદ વિચારમાં પડયો અને અંતે ખડખડાટ હસી તે મહાત્માને જાદુગર સમજવા લાગ્યો. તે તેના મનમાં સમજવા લાગ્યો કે તે મારાથી ભય પામીને જતો રહ્યો હશે. બાદ તેણે વિકાળ નેત્ર આસપાસ નજર નાખી ત્યાંથી ચાલવા માંડ્યું; અને ગુપ્ત સુરંગનું દ્વાર ઉઘાડી અજીતના ઓરડા તરફ ચાલવું શરૂ કર્યું.

ગિરિનંદે તેના ઓરડા આગળ આવી અંદર ડોકીયું કર્યું તો તેને અજબ અજાયબીની અંદર માલુમ પડયું કે અજીતસિંહ હજી સુધી જાગતો બેઠો છે અને તે પણ મારી માફક કંઈક વિચારે ચઢેલો છે. તેને જોઈ ગિરિનંદે ધીમેથી કહ્યું:—અજીત ! હજી જાગે છે કે ?

અજીત ચમક્યો. તેણે ગુરૂ મહારાજનો અવાજ ઓળખ્યો અને એકદમ ઉભો થઈ તેમની સામે જઈ બોલ્યો:—જ્યાં સુધી પૂજ્ય ગુરૂજી જાગૃત છે ત્યાં સુધી સેવક કેવી રીતે નિદ્રા લઈ શકે? મહારાજ! આવો અંદર પધારો. આજે મને મનના વિચારે ભમાવ્યો છે. કહી તે ગિરિ-નંદને અંદર લઈ આવ્યો અને તેમને એક આસન પર બેસાડી પોતે તેમની સામે બેઠો. સાધુરામે થોડોક સમય શાન્ત રહી અજીતને બનેલો બનાવ કહી સંભળાયો. અજીત વાત સાંભળી વિચારમાં પડયો અને એ આવનાર સાધુ કોણ હશે તેના તર્ક–વિતર્ક કરવા લાગ્યો. બન્નેમાં મૌન પથરાયું. અંતે ગિરિનંદ બોલ્યો:–અજીત ! પેલા નાશી છૂટેલા ભદ્રેશનો હજી સુધી કંઈ પણ પત્તો મળ્યો નથી. તેના છૂટા થવાથી મને ભય ઉત્પન્ન થાય છે કે રખેને આપણાં પોકળ ખુલ્લાં થઈ જાય! મ્હેં તથા આપણા માણસોએ જુદા–જુદા વેશ ધારણ કરી ઘણી જગાએ તપાસ કરી પણ તેના સમાચાર કે પત્તો મળ્યો નહિ. હવે શું કરવું તે મને કાંઈ સુઝતું નથી.

"ગુરૂ મહારાજ! ગમે એ પ્રકારે ભદ્રેશને તો પકડવો જોઇએ. તે જીવતો રહી બહાર ફર્યા કરે તે આપણે માટે ઘણુંજ ભય ભરેલું છે." અજીતે જણાવ્યું.

"અજીત! આશ્ચર્ય જેવું તો એ છે કે આપણા પંજામાં ફસાતાં પંખીઓ અજબ રીતે ગૂમ થઈ જાય છે! મને તેમાં કંઇક ભેદ લાગે છે.

તેમને છૂટા કરવામાં કોઇનો હાથ હોવો જોઇએ. આપણામાં કોઈ એવફા થએલું મને સમજાય છે. અફસોસ! હું નવી જાળ પાથરૂં છું પણ અંતે તેમાં નિરાશ થાઉં છું. જ્યારે હું મહાપ્રયત્ને દુશ્મનોને શીકાર બનાવું છું ત્યારે તેઓ અજબ રીતે છટકી જાય છે. હા, હાલમાં મારા પાસા અવળા પડે છે, સ્વપ્ન પણ ભયંકર ભય ઉપજાવે છે. વીર અજીત! મારૂં મન મુંઝાય છે, મને કાંઈ સમજ પડતી નથી. હું જ્યાં–જ્યાં દૃષ્ટિ ફેંકુ છું ત્યાં–ત્યાં મારી નજરે નિષ્ફળતા અને નિરાશા સિવાય કંઈ જણાતું નથી. પેલો પ્રપંચી વિશ્વેશ પણ આજ-કાલ કરતાં ઘણા દિવસથી છટકી ગયો છે. તે પ્રપંચમાં ઘણો કુશળ છે. મને વધારેમાં વધારે ભય ફક્ત તેનોજ છે. સાળાએ બએ વખ-તતો આપણને ઠગ્યા છે. તેની ઠગાઇથી મારા બદનમાં આગના ભભુકા ઉડી રહ્યા છે. બચ્ચા વિશ્વેશ! યાદ રાખજે કે આ ભયંકર સાધુરામને હાથ તાલી આપી છટકી જવાથી તારી શી દશા થાય છે? પ્રપંચના પુતળા! તું કોણ છે તેપણ હું સારી રીતે જાણું છું. તને જીવાડવો એ હવે સર્પને દુધ પાયા બરોબર સમજુ છું.”

બસ આ ભભકતી ક્રોધ જ્વાળામાં મારા સમસ્ત દુશ્મનો બળીને ભષ્મ થઈ જશે. દુશ્મન કંટકોથી ભરાએલો રસ્તો ખુલ્લો થઈ જશે, છતાં જો કદાચ કોઈ જીવતો રહી જશે તો તેપણ મારો શીકાર બની મારા પગ નીચે કચરાશે–છુંદાશે અને અંતે મરણને શરણ થશે. બસ ત્યારેજ આ હૃદયમાં ભભકતી ભયંકર જ્વાળા શાન્ત થશે. આમ બોલતો ગિરિનંદ ક્રોધથી કાંપવા લાગ્યો. તેનું મુખ વિકાળ અને ઝનુની જણાવા લાગ્યું. અજીત હાથ જોડી તેને સમજાવવા લાગ્યો. એટલામાં એક સેવકે ત્યાં આવીને કહ્યું:—મહારાજ! બહાર મધુમુખી બાઇ

આવ્યાં છે, તે કંઇક અગત્યના સમાચાર લાવ્યાં છે; અને તેઓ આ સમયેજ આપશ્રીની મુલાકાત ઇચ્છે છે.

"ઠીક જા, તેને અંદર આવવાદે." ઘોઘારી અવાજે સાધુએ આજ્ઞા આપી. સેવક ચાલ્યો ગયો અને થોડીવારે મધુમુખીએ ત્યાં પ્રવેશ કર્યો. તેણે સ્મિત હાષ્ય કરી સાધુરામને પ્રણામ કર્યા. સાધુએ પણ તેના સામે જોઇ હાષ્ય કર્યું. મધુમુખી ગુરૂની આજ્ઞાથી તેની નજદીક બેઠી. સાધુએ કાળી રાત્રે આવવાનું કારણ પૂછ્યું. જવાબમાં મધુમુખી ગળગળે સાદે કહેવા લાગી:—ગુરૂરાજ ! ઇશ્વર આપણી ઉપર રૂઠયો હોય એમ જણાય છે!

"ભલેને રૂઠે. આપણને તેની ક્યાં દરકાર છે ? હું ઇશ્વરનો પણ ઇશ્વર છું. દિલદાર ! જણાવ કે શું છે ? શું કંઇ નવાજુની થઇ છે ?" સાધુએ ગર્વથી પૂછ્યું.

"હા, આપણા પંજામાં ફસાએલાં પંખીઓ પલાયન કરી ગયાં છે. કોઇ અજાણ્યો માણસ આપણા સેવકોને મારી તેમને છોડાવી ગયો છે." મધુમુખીએ નવીન વાત જણાવી.

"ઓહ્! તું શું કહે છે? ક્યાં પંખીયો પસાર થયાં છે? બોલ જલ્દી બોલ?" સાધુએ ઉશ્કેરાઇને પૂછ્યું.

"મણિપૂરના રાજાની રાણી સુલોચના અને તેનો કુમાર રણધીર નિર્વિઘ્ને છટકી ગયાં છે." મધુમુખીએ જણાવી દીધું.

"ઓહ્! જુલ્મ—ગજબ—સીતમ." કહી સાધુ માથે હાથ મૂકી નીચે બેસી ગયો. અજીત અને મધુમુખી તેના શરીરે હાથ ફેરવી શાન્તિ આપવા લાગ્યાં. સાધુ શાન્ત થવાને બદલે વધારે ઉશ્કેરાયો. તેનો ક્રોધ અસિમ હતો. જાણે શ્રી શંકરનું ત્રિલોચન ના ઉઘડયું હોય એમ તેની આંખ્યોમાંથી અગ્નિકણો ઝરતાં હતાં."

"ગુરૂદેવ! શાન્ત થાવ. મગજે લોહી ચઢી જશે તો હેરાન થવું પડશે." અજીતે શાન્ત કરવાનો પ્રયત્ન કર્યો. સાધુ બરાડ પાડી બોલી ઉઠયોઃ—અજીત! મારી શાન્તિનો સદાને માટે લોપ થયો છે. હવે શાન્તિ ધારણ કરવાથી આપણે મરણના મુખમાં પ્રવેશવું પડશે. હા, મધુમુખી! જણાવતો ખરી કે તેઓ કેવી રીતે પસાર થઈ ગયાં?

આપણા સેવકો તે મા–દિકરાને વધસ્થાને લઈ જતા હતા, એવામાંજ એક કદાવર બાંધાનો માણસ એકાએક ત્યાં નીકળી આવ્યો અને આપણા માણસોને આગળ વધતા અટકાવી રાણી અને કુમારનું રક્ષણ કરવાને સમશેર ખેંચી ઉભો.

"વારૂ પછી?" ગિરિનંદે પૂછયું.

"પછી આપણા સૂરવીરો તેની સામે થયા; અને અંતે તે બળવાન માણસની સમશેરના શીકાર થયા. તેમની ચીસોથી હું જાગી ઉઠી અને બીજા માણસોને બોલાવી તેમની મદદે દોડી."

"બોલ–બોલ! શું તેઓ ફરીથી સપડાયાં?" ગિરિનંદે અકળાઇને પૂછ્યું.

હું આપણા બહાદુરો સાથે તે ભયંકર ઓરડા તરફ ઝપાટાબંધ જવા લાગી; પણ એટલામાં તો તે દુષ્ટોએ અમારી બૂમો સાંભળી તત્કાળ ઓરડાનું બારણું બહારથી બંધ કરી અમને આગળ વધતાં અટાવ્યાં. અમે અંદર પૂરાઈ રહ્યાં અને તેઓ સહિસલામત છટકી ગયાં. આટલું કહી મધુમુખી શાન્ત રહી અને ગુરૂ મહારાજના સામે જોઈ રહી.

ગિરિનંદ બરાડ પાડી બોલી ઉઠયોઃ—"અફસોસ! આ ઘણુાજ ખરાબ સમાચાર છે. મધુમુખી! મને હવેજ સઘળી બાબતની સમજ પડે છે. તે કાળના મુખમાં ધસી આવનાર અને રાણી તથા કુમારને બચાવી જનાર કોણ હતો તે તું જાણે છે? જો તું ન જાણતી હોય

તો સાંભળ હું તેની ઓળખાણ કરાવું. તે બીજો કોઈ નહિ પણ આપણો કટ્ટો દુષ્મન વિશ્વેશ હતો."

"ખરેખર એમજ હોવું જોઇએ. મારૂં મન પણ ખાત્રી આપે છે કે તે વિશ્વેશજ હતો." મધુમુખીએ જણાવ્યું.

બસ એજ! મારૂં માનવું સત્ય છે. તેના સિવાય આ કાળની જગાએ આવવાની કોઇની પણ હિંમત ચાલી શકેજ નહિ. વીર અજીત હવે ઉભો થા અને જો ભવિષ્યમાં અમરાવતીના મહારાજા થવું હોય તો આપણા જાની દુષ્મનોને પૃથ્વીપરથી વિદારવા તત્પર થા. આપણા માર્ગમાં નડતર રૂપ ફક્ત બેજ જણા છે, અને તે બન્ને છોકરાઓને જલ્દીથી સંહારવાની જરૂર છે. બોલ! હવે તારો શું વિચાર છે? ગુરૂએ પૂછ્યું.

"મહારાજ! હું આપની આજ્ઞાને આધીન છું. બોલો સેવકને શી આજ્ઞા છે?" અજીતે માથું નમાવીને પૂછ્યું.

આજ્ઞામાં એજ કે તું હાલ આપણા પંજામાં ફસાએલાં પખીઓ પર સખ્ત દેખરેખ રાખ. હું અત્યારે આ સ્થળનો ત્યાગ કરી જાઉં છું અને થોડા દિવસમાંજ નાશી ગએલા શીકારને તેમજ પ્રપંચી વિશ્વેશને ગમે તે પ્રકારે પકડી પાછો આવનાર છું. તેમને પકડી લાવવાની ભિષણ પ્રતિજ્ઞા કરીનેજ હું અહિંથી જનાર છું. તું સાવધ રહેજે; અને મધુમુખી તું પણ સંભાળજે. કહી ગિરિનંદ ઉભો થયો અને તેના પ્રચંડ પગથી ધરણીને ધ્રુજાવતો ઓરડાની બહાર નીકળી ચાલ્યો ગયો. અજીત અને મધુમુખી તેની પાછળ જોઈ રહ્યાં.

# પ્રકરણ ૧૨ મું.

---

## "અજીત અને મધુમુખી."

" કામાંધ જનને ડર નહિ, ઇશ્વર તણા દરબારનો,
સૌ સૃષ્ટિ સમજી અંધને, ઝટ કુંભ ભરતો પાપનો;
વ્યભીચારમાં મદમસ્ત થૈ, વિષયાંધ ગોથાં ખાય છે,
ધિક્કાર છે—ફિટકાર છે, અંતે દુઃખી બહુ થાય છે. "

ગિરિનંદના ગયા પછી મધુમુખીએ અજીતને પૂછ્યું:—" કાં સરદાર! શું વિચાર કરો છો? આજે તમે પણ ઉજાગરો કર્યો હોય એમ જણાય છે. સરદાર! જણાવો તો ખરા કે એવા કયા વિચારે તમને આજે ગભરાવ્યા છે?"

મધુમુખી! મારા વિચારનો પાર નથી. જ્યારથી દિવ્યપ્રભાની લગ્ની લાગેલી છે ત્યારથીજ આ હૃદય ચિંતાગ્નિથી ભડભડાટ સળગી રહ્યું છે. દિવ્યપ્રભા મારા હૃદયમાં જડાઇ ગઇ છે. તેના રૂપે મને દિવાનો બનાવ્યો છે. તે રસિલીને મેળવવા હું અકળાઉં છું; પણ તે સુંદરી મારી દરકાર કરતી નથી. મને જોતાંજ તે ઝેરી નાગણની માફક ઝનુની બની જાય છે. એ સુંદરીને શી રીતે મનાવવી તેનાજ વિચાર આ હૃદયમાં હરદમ થયા કરે છે. મ્હેં તેના વિચારમાં ખાવું–પીવું–ઉંઘવું વગેરે વિસારી મૂક્યું છે. કહે દિલદાર! આવી અવસ્થામાં મને નિરાંતે નિદ્રા કેવી રીતે આવી શકે? અજીતે હૃદયની વાત જણાવી પૂછ્યું.

અરે જાઓરે મારા મહેરબાન! આમાં તે આટલા અકળાઇ શું જાઓ છો? તમે કહો છો કે દિવ્યપ્રભા તમને જોતાંજ ઝનુની બની

જાય છે; પણ એનું ઝનુન હવે થોડા દિવસને માટેજ છે. તેને થોડા દિવસ કોટડીમાં એકલી રહેવા દેશો એટલે આપોઆપ મુંઝાઇને ઠેકાણે આવી જશે. જે દિવ્યપ્રભા હાલમાં તમારો તિરસ્કાર કરે છે, તેજ દિવ્યપ્રભા દિવસો જતાં તમારી પ્રેમમૂર્તિ બનશે અને તમારા કંઠે વળગી તમને રસરંગમાં ભીંજાવશે. વ્હાલા સરદાર! પછી તો આ મધુમુખીને પણ વિસરી જવાશે? કહી મધુમુખી હસવા લાગી.

"અરે એમ તે થાય! તું પહેલી અને તે પછી. દિવ્યપ્રભા મારી થશે તોપણ આ જીગર તને કેમ ભૂલશે?" કહી અજીતે હાષ્ય કર્યું.

"વારૂ એ તો ઠીક પણ તમે હવે ભવિષ્યને માટે શું ધાર્યું?" મધુમુખીએ પૂછ્યું.

"પ્રિયા! ભવિષ્યના વિચાર મને હચમચાવી મૂકે છે. હાલમાં બનેલા બનાવોથી મને નિરંતર ભયનોજ ભાસ થાય છે. હું સર્વ સ્થળે નજર ફેંકું છું તો ભયંકર અંધકારમાં કોઇક વિકાળ પુરૂષને મુખ વિકાશી ઉભેલો જોઉછું. હા, મધુમુખી! હાલમાં મારૂં મન નિર્બળ થએલું છે. ભયંકર કર્મો યાદ આવતાં સમસ્ત શરીર કંપે છે. આવી વિકળ અવસ્થામાં પણ મારો વિચાર આજે શૈલેશની પાસે જવાનો છે." અજીતે તેનો વિચાર જણાવ્યો.

મધુમુખીએ તિક્ષણ નજરે તેની સામે જોઈ પૂછ્યું:—"શૈલેશની પાસે જઇને શું કરશો?"

અજીત—ત્યાં જઇ શું કરીશ તે હું કહી શકતો નથી, કારણ કે મારૂં મન હાલ ઘણું મુંઝાએલું છે.

મધુમુખી—બળવાન અજીતનું હૃદય આવું નિર્માલ્ય હશે તે મ્હેં આજેજ જાણ્યું. સરદાર! અમરાવતીના રાજ્યવંશનો રક્તપ્રવાહ વહે-

વરાવવાની તમારી ઇચ્છા શું નકામી હતી કે ? અમરાવતીના સિંહાસને આરૂઢ થવાના હવાઈ તરંગોજ હતા કે ? નહિ, હું માની શકતી નથી. અજીત ! વ્હાલા અજીત ! ઉઠો, સાવધ થાઓ. નિર્બળ હૃદયને સબળ બનાવી ધારેલા કામને પૂર્ણ કરવાને હિંમતવાન થાઓ. અમરાવતીનું સિંહાસન મેળવવાને માટે જો કદાચ રક્તનો સાગર ભરાય તો તે ભરવાને તૈયાર થાઓ. વીર સરદાર! ઉઠો અને માર્ગમાં નડતા કંટકરૂપ શૈલેશને પ્રથમ પગ તળે કચડી નાખો—છુંદી નાખો.

અજીત—બસ એજ વિચાર આ હૃદયને હચમચાવી મૂકે છે. કોણ જાણે કે શાથી શૈલેશને જોતાંજ આ પાષાણ હૃદયમાં દયાનો સંચાર થાય છે ? મધુમુખી ! તે રાજકુમારનો વધ કરવા જતાં અંતરાત્મા રોકે છે. પ્રિયે ! આ તારો અજીત એક સમયે ધારે તો આ પૃથ્વીને પણ ઉઠાવી સાગરમાં ફેંકવા જેટલી હિંમત ધરાવી શકે છે, પણ—પણ મારા હાથમાં મોટા થએલા શૈલેશને મારવા જતાં આ હાથ થરથર ધ્રુજે છે. હા, દૈવ આપણી પર રૂઠયો હોય એમ સમજાય છે!

મધુમુખી—અરે ! તમે આજે આ શું બોલો છો ? મ્હેં દૈવને તો મારા આ પગ તળે દાટયું છે. વીર સરદાર ! રાજ્યલોભને લીધે તમે જે જે ભયંકર કામો કરવાની હિંમત ધરતા હતા, તે શું નકામીજ કે ? ખરેખર મને સમજાય છે કે તમારામાં હિંમતજ નથી. તમારા વિચારો સાંભળી મને આશ્ચર્ય ઉપજે છે. અજીતસિંહ ! જો કે હું અબળા છું પણ સમય આવે પ્રબળા બની જાઉંછું અને મારા માર્ગમાં નડતર કરનાર દુશ્મનને સંહારવા હું રાક્ષસી સ્વરૂપ ધારણ કરૂંછું. માટે વિચાર કરો. આપણું કામ હવે પૂર્ણ થવાની અણી ઉપર છે; માટે દયાનો ત્યાગ કરી શૈલેશની પાસે જાવ અને આવા હિચકારા વિચાર કરતાં શરમાવ.

અજીત—ઓહ્ ! હું આ શું સાંભળું છું ! શું આ અજીત નિર્બળ બન્યો છે ? અરે એમ કહેનાર કોણ છે ?

મધુમુખી—તમને નિર્બળ કહેનાર તમારી સામેજ ઉભી છે; તમારા હૃદયના નિર્માલ્ય વિચાર એજ તમારી નિર્બળતાનો પુરાવો છે. તમે વીર પુરૂષ થઈ કાયરનાં વચન બોલતાં ક્યારથી શીખ્યા ! સિંહમાં શીયાળના ગુણ ક્યારના આવ્યા ?

અજીત—મધુમુખી ! મધુમુખી ! તું આજે આ શું બોલે છે ? જો મારામાં નિર્બળતા હોત તો અમરાવતીના સિંહાસનને ડામાડોળ સ્થિતિમાં શી રીતે લાવી મૂકત ? હા, એક સ્ત્રીનાં મર્મભેદક વચનોથી આજે આ અજીતે સદાને માટે દયાનો ત્યાગ કર્યો છે. બસ હવે જોયા કરજે કે શું થાય છે ! કહી અજીતે પાસે પડેલી શમશેર ઉઠાવી અને તેને મ્યાનમાંથી ખુલ્લી કરી વીરનાદથી બોલી ઉઠયો:—

શોણીત સરિતા રેલવા, શક્તી સ્વરૂપ સમશેર આ !
આકાશ અવની થાય ભેગું, છે પ્રબળ સમશેર આ;
સમશેરથી છે અર્થ સિદ્ધી, સઉ શત્રુનો સંહાર છે,
બસ આ ચળકતા ખડ્‌ગથી, અજીત ગજબ કરનાર છે.

મધુમુખી—બસ હવેજ મને શાન્તિ થઈ. અજીતસિંહ ! સાંભળો ! આપણા પંજામાંથી નાશી ગએલા ભદ્રેશને તથા રાણી સુલોચનાને તેના કુમાર રણધીર સાથે ગુરૂ મહારાજ ગમે ત્યાંથી પકડી લાવી રીબાવી-રીબાવીને મારશે; પરંતુ તે પહેલાં આપણી જાળમાં જકડાએલું સર્પનું સંતાન કે જે હાલ આપણે સ્વાધીન છે તેનો વધ કરી નાખવો હવે ઉચીત છે. માટે ચાલો આપણે અત્યારે ત્યાં જઇએ અને તેને યમનગર તરફ પ્રયાણ કરાવીએ.

અજીત—તારે ત્યાં આવવાની જરૂર નથી. હું જાતેજ શૈલેશનો સંહાર કરી નાખીશ; પણ તે પહેલાં દિવ્યપ્રભાને વશ કરવાની મારી પ્રબળ ઇચ્છા છે. શૈલેશનું મ્હોત સાંભળતાંજ તે, મને ધિક્કારશે ને કદાચ પ્રાણ ત્યાગશે; માટે તેને પ્રથમ યુક્તિથી સમજાવવાની જરૂર છે. મધુમુખી! દિવ્યપ્રભા આ અકળાએલા હૃદયની દિલારામ છે; તેના વીના આ જીવન નાકામ છે. હું તેને ઉત્સંગમાં લઇનેજ અમરાવતીના આસનને બિરાજવા ચાહું છું. માટે તું અત્યારે તેની પાસે જા. તેને મોટી મોટી લાલચો બતાવી મનાવ અને ગમે તે પ્રકારે તેને મારી પ્રત્યે પ્રેમ કરવાને લલચાવ.

મધુમુખી—બહુ સારૂં. હું હવે ત્યાં જાઉં છું અને તે હઠિલી બાળાને પ્રેમના પંથનું બરાબર ભાન કરાવું છું. વ્હાલા! નક્કી સમજજો કે હું તેને છળ-કપટથી પણ તમારે વશ કરીશ. બોલો પછી કાંઈ? "બસ બીજું કાંઈ નહિ. તું હવે ત્યાં જા. હું હાલ શૈલેશની પાસે જાઉં છું અને જોઉં છું કે તે સર્પનું સંતાન હાલ શું વિચાર કરે છે. કહી અજીત ત્યાંથી ચાલતો થયો. મધુમુખી પણ તેની સાથે થોડેક જઇ પાછી આવી અને બારણાં બંધ કરી ત્યાં પડેલા પલંગમાં પડી ખડ-ખડાટ હસવા લાગી. તે પછી હાષ્યનો ત્યાગ કરી આ કાળી નાગણ આત્મગત્ બોલવા લાગી. હા અજીત! મારા હાથમાં રમકડા રૂપે રમતા અજીત! તું ધારે છે કે દિવ્યપ્રભાને મેળવી અમરાવતીની ગાદી પર વિરાજીશ! પણ ના, નહિ. તારી તે આશા વ્યર્થ છે. અમરાવતીની ગાદીનો તો બીજોજ ઉમેદવાર છે. તે બીજો કોઈ નહિ પણ મારો વ્હાલો ગિરિનંદ છે, અને તેનાજ ઉત્સંગમાં બેસી આ મધુમુખી ભવિ-ષ્યમાં મહારાણી થનાર છે. અજીત! તારૂં ભાવિ અંધકારમય છે. અ-

મારો સ્વાર્થ પૂર્ણ થતાંજ તું અમારો શીકાર બનનાર છે. બસ તું– તુંજ આખરે પેલા ભયંકર ઓરડામાં ભીંત સાથે ખીલાથી જડાવાનો છે. આ મધુમુખીના કૃત્રિમ પ્યારમાં તું અંધ બન્યો છે; બસ એજ તારા ભાવિનો ભૂલાવો છે. અજીતઃ—

બની છું ઝેરી નાગણ હું, પલકમાં પ્રાણ લેવાને,
બની છું રાજ્ય લોભી હું, અજીતનું લોહી પીવાને;
બની છું રાક્ષસી હું તો, સમજ ના શાન્ત આ નારી,
ફસાવ્યો ફંદમાં મારા, પિશાચી આ પ્રિયા તારી.

સમજજે, ઓ મોહાંધ સમજજે કે આજથી તારા મ્હોતની ઘડીયો ગણાવા લાગી છે. તું અત્યારે જે આશાના હિંચકાપર હિંચે છે, તેની સમય આવે ખબર પડશે; તારી આશા હવામાં ઉડી જશે. ચાલ હવે હું પેલી પતિવ્રતાની પૂંછડી દિવ્યપ્રભાને સમજાવવા જાઉં અને જો તે માને તો તેને અજીતને સોંપી બન્નેને થોડા સમયને માટે આનંદ ભોગવી લેવા દઉં. આમ મનમાં બોલતી પિશાચિની ઉભી થઇ અને દ્વાર ઉઘાડી દિવ્યપ્રભાના ઓરડા તરફ ચાલતી થઇ.

---

# પ્રકરણ ૧૩ મું.

—:o:—

## “ વિશ્વેશની વ્યાકુળતા. ”

“ સાચો સાથક અવનિમાં, એકજ ગુણીયલ મિત્ર;
અન્ય મિત્રો અવનિમાં, ચિત્રામણનાં ચિત્ર.
મિત્ર સ્થળ વિશ્રામનું, વિપદ્ વેળા સમજાય;
સાચો સ્નેહિ સાથ દે, અન્ય તાલી દઈ જાય. ”

નમતો પ્હોર થવા આવ્યો છે, ટાઢ ઝીણી–ઝીણી પડવા માંડી છે. પશુ–પક્ષીઓ પૂર્ણ ચારો ચરવાથી આનંદમય બની સ્વસ્થાને ગમન કરી રહ્યાં છે. આવા ખુશનુમા સમયે વિંધગિરિના દક્ષિણ માર્ગ તરફ મિત્રની શોધમાં નીકળેલો વિશ્વેશ રાને–રાન રઝળી અશ્રાન્ત થઈ એક પાણીના વહેતા ઝરા પાસે ઉભો રહી અસ્ત પામતા પ્રભાકર પ્રભુને અવલોકી રહ્યો છે. મિત્રના વિયોગથી દુઃખ દરિયામાં ડુબેલો વિશ્વેશ ઘણા દિવસની રખડથી શરીરે સૂકાઈ ગયો છે. તેનું તેજસ્વિ મુખ નિસ્તેજ થઇ ગયું છે. તેનું શરીર જોકે અત્યંત સંકટો સહન કરતું હતું; પરંતુ અંતરાત્મા તેના મનને પ્રબળ કરતો હતો. તેનું મન મિત્રને મળવા વ્યાકુળ થતું હતું. શૈલેશની અમંગળ શંકાઓ વારંવાર હૃદયમાં થતી હતી. રાણી સુલોચના અને તેના કુમાર રણધીરને તપસ્વિની દેવીના આશ્રમમાં મૂકી વીર વિશ્વેશ શૈલેશની શોધમાં ઘણોજ રખડયો હતો. ગિરિનંદની ગયથી ગુફાઓ ખોળવાને તેણે ઘણોએ પ્રયત્ન કર્યો હતો; પણ તેને નિરાશા સિવાય કશું પ્રાપ્ત થયું નહોતું. મારો મિત્ર આજ નહિ તો કાલે, કાલે નહિ તો પરમ દિવસે અવશ્ય મળશે; આવી આશામાંને આશામાં વિશ્વેશ ભૂખ–તરશ–થાક–ઉંઘ

વગેરેને વિસારી શૈલેશની શોધમાં વિંધગિરિનાં નાના મોટાં શિખરો ચઢતો-ઉતરતો અને અંતે નિઃશ્વાસ નાખી રાત્રિ પડતાં ભયાનક અરણ્યમાં શીલાપર સૂઇ રહેતો.

પાણીના ઝરા પાસે ઉભેલો વિશ્વેશ ભાસ્કર ભગવાન સામે થોડીવાર જોઇ રહી આત્મગત્ વિચારવા લાગ્યો કેઃ—અરે! હવે કયાં જાઉં? મારા મિત્રને કયાં જઈ શોધું? હા, દિવસની સમાપ્તિ થઈ. પ્રકાશના સ્થાને થોડીવાર પછી ભિષણ અંધકાર આવી તેનું શ્યામ સામ્રાજ્ય સર્વ સ્થળે ફેલાવશે. હા, હું કયાં જાઉં? શું કરૂં? આમ વિચારતો વિશ્વેશ આખરે કંટાળ્યો અને એક ધાઢ નિઃશ્વાસ નાખી બોલી ઉઠયો;—હા, ભાઈ! શૈલેશ! તું કયાં છે? તને ખોળવા હું મહા પ્રયાસ કરી રહ્યો છે. તું આજ મળે-કાલ મળે એવી આશાના તંતુએ વળગી રહ્યો છું. અરેરે! આટલું-આટલું સંકટ સહેવા છતાં તારો મેળાપ થતો નથી, એ ખરેખર આ ભાગ્યનોજ દોષ છે. શૈલેશ! આ વિશ્વેશના વિસામા! કહે--કહે કે તું હાલ કયાં નિવાસ કરે છે? શું તું ભયંકર ગુફાઓમાં અદૃશ્ય તો નથી થયોને? અરે! શું તને આ ગરીબ મિત્રની લગીર પણ દયા નથી આવતી? વીરા! આ વિશ્વેશે તને શોધવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. હું તને લીધા સિવાય અમરાવતીમાં પગ દેનાર નથી. મારા શૈલેશ! મારા ભાઈ!—

ખોળ કરતાં બંધુની, ભલે પ્રાણ મારા પરવરે,
પડે હજારો સંકટો, પણ વીર પાછો નહિ ફરે;
શૈલેશ બંધુ મારો, શૈલેશ મારૂં સર્વ છે,
તેના વિના આ અવનિમાં, જીવન મારૂં વ્યર્થ છે.

વ્હાલા વીરા ! આ જીભ તારોજ જાપ જપી રહી છે. આ નેત્રો તને જોવાને આકળ-વિકળ થઇ રહ્યાં છે. ભાઈ ! આવ–આવ અને આ હતાશ બનેલા હૃદયને શાન્તિ આપ. હા, તને મળવાની આશાએજ હું આ પ્હાડી પ્રદેશમાં ફરૂં છું. ઉંડા કોતરોમાં ઉતરૂં છું અને અંતે નિરાશ થઈ બહાર નીકળું છું. હા, દુષ્ટ આશાએ મને અંધ બનાવ્યો છે. તેણે તેના પંજામાં મને સજ્જડ ફસાવ્યો છે; અરે ! તે નિષ્ઠુર આશાએ મને મૃગજળ દેખાડી બનાવ્યો છે. હા, આટલું--આટલું તે રાક્ષસીએ સહન કરાવ્યું છે છતાંએ હું તેનો ત્યાગ કરી શકતો નથી. હા, આશા ! તું નિરાશામાં તો નહિ બદલાઈ જાયને ? હા, હું શું ધારૂં છું અને આશા શું શું કરાવે છે ! હે આશા ! હું તારે આધીન થઈ તારી પાછળ ખેંચાયો છું, તો હવે મારી પર કૃપા કર અને મારા મિત્રનો મેળાપ કરાવી મને સુખી કર. હા, આશા! મનુષ્યને ટળવળાવતી આશા ! તારી લીલા ન્યારી છે.

હા, કહ્યું છે કે:—

“ આકાશ માંહે તારલા, ચળકાટ અતીશય મારતા,
વળી ડુંગરા રળીઆમણા, દૂરથી સકળને ભાસતા;
આશા મૃગજળની મહિં, સૌ વ્યર્થ મહેનત યોજતા,
પણ વિચારી જોતાં દિલમહિં, અંતે હવાના બાચકા.
થઈ આશ પૂર્ણ તેની થઇ, રહી અધુરી તેની રહી,
આશા મહિં આ જીંદગી, આખર તો જાતી રહી.
થાતી પૂર્ણ આશા જગતમાં, પુન્યવાન જેકો માનવી;
સફળ સમજો જીંદગી, જો મ્હેર કૃષ્ણ ભગવાનની. ”

હા, આશા ! ત્હેં મારા જેવા કેટલાએ માણસોને લલચાવી રડાવ્યા

હશે ! બસ, હું આજથી તારો ત્યાગ કરી બુદ્ધિનુસાર વર્તીશ; અને મિત્ર ધર્મ યથાર્થ બજાવીશ. મિત્ર મળો યા ન મળો તેની હવે પરવાહ નથી. હુ હવે ભાગ્ય પ્રેરક પુરૂષાર્થ રૂપી વૃક્ષનાં બી વાવીશ અને તેમાંથી પ્રભુ કૃપાએ અવશ્ય મિત્ર રૂપી ફળ પ્રાપ્ત કરીશ. આવી રીતના વિચાર વમળમાં ગોથાં ખાતો વિશ્વેશ આગળ ચાલવા લાગ્યો. તેણે પહેરેલાં વસ્ત્રો પણ કેટલેક ઠેકાણેથી ફાટયાં હતાં. કાંટાના પ્રતાપે શરીર પર ઉઝરડા ભરાઇ લોહી નીકળતું હતું. અંતે વીર વિશ્વેશ પર્વતના શિખર પર આવી ઉભો. તેણે નીચે નજર નાખી; તો તેની નજરે લાંબી અને ઉંડી ખીણ જણાઈ. ખીણની પેલી તરફ વિંધ્યગિરિનું ઉંચું શિખર ગગનની સાથે વાતો કરતું જણાતું હતું. રાત્રિના ભયાનક સમયે શિખરપર છલંગો મારી દોડતા વનરાજના ધ્વની સંભળાતા હતા. વિશ્વેશે આ સ્થળેજ રાત્રિ ગુજારવાનો નિશ્ચય કર્યો. તેણે નજીકમાં ઉગેલા વૃક્ષ નીચેથી કાંટા-પથરા વગેરે દૂર કરી નીચેની જમીન સાફ કરી અને હાથનું ઉસીકુ કરી જમીન પર સૂતો. રાત્રિ શાન્ત હતી પણ તેનું હૃદય અશ્રાન્ત હતું. તેના મનમાં હજારે-હજાર તર્ક-વિતર્ક થતા હતા. જીવનથી માંડીને તે આજ સુધીના વિચાર તરી આવ્યા. તે પોતાના ભાગ્યને નિંદવા લાગ્યો:-હા, ભાગ્ય ! તું અંધકાર મય છે. હું જ્યાં જાઉં છું ત્યાં તું પણ મારી સામે આવીને ઉભું રહે છે. હા, મારી ભાગ્ય દેવી મારી પાછળ પડી મને દુઃખમાં રીબાવવાને ઇચ્છે છે. જ્યાં બે દિવસ સુખના થયા કે તરત ભાગ્યદેવી નવીન કષ્ટ ઉત્પન્ન કરે છે. ઓ ભાગ્ય દેવી ! હવે તો હદ થઈ, દુઃખનો પણ છેડો હોય છે. મ્હેં જન્મ ધારણ કરી એક પણ પાપકર્મ કર્યું નથી છતાં આટલું બધું કષ્ટ શાને દે છે ? ઓ પરમાત્મન્ ! હવે મને કાંઇપણ સમજ પડતી નથી. હા, " જેનું ભાગ્ય સારૂં તે જ્યાં જાય ત્યાં થાય સારૂં અને

જેનું ભાગ્ય નરસું તેનું સર્વ સ્થળે થાય બુરૂં." હા, ભાગ્યદેવી ! તારી કળા અગમ્ય છે. તું સર્વની અધિષ્ઠાત્રી દેવી છે. તારી કૃપા વિના સૌ વ્યર્થ છે. આમ આત્મગત્ બોલતા વિશ્વેશે આંખ્યો બંધ કરી. આંખ્યો બંધ કરતાં વિચારોની વધુ દોડાદોડી થવા લાગી. તે અકળાઇને બેઠો થયો. તેણે આસપાસ દૃષ્ટિ ફેંકી. ભયાનક અંધકારમાં પણ તારાઓનું ઝાંખુ–ઝાંખુ તેજ પૃથ્વીપર પથરાએલું હતું. વિચાર વશ વિશ્વેશના મુખમાંથી દુઃખી ઉદ્ગાર નીકળ્યા કેઃ—

કિસ્મતકી કમ નસિબીકો સૈયાદ ક્યા કરે !
શિર પર ટૂટા જો પહાડ તો ફરિયાદ ક્યા કરે ?

હર, હર, આ સંસારમાં દુઃખ સિવાય કશું પણ નજરે પડતું નથી.

સંસાર સાગરની મહિં, દુઃખ દુઃખને દુઃખ,
કર્યું ભોજન મિષ્ટ પણ, આખર ભૂખની ભૂખ.

શૈલેશના સમાગમથી હું તો એમજ સમજતો હતો કે હું હવે કદાપિ દુઃખી નહિ થાઉં. શૈલેશની પાસે સુખમાં વસીશ અને વ્હાલી વિશ્વ-પ્રભાની શોધ કરાવીશ. હા, તે સૌ આશા હવામાં ઉડી ગઇ અને અંતે આ દુઃખીનો દિલાસો પણ આ કમભાગ્યથી દૂર થયો.

વિશ્વેશ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી પાછો સૂતો. રાત્રિ સમ સમ અવાજ કરતી વ્યતિત થવા લાગી; આખરે ઘણા વિચારો કરતો વિશ્વેશ મધ્યરાત થતાં નિદ્રાના શરણમાં પડ્યો. નિદ્રામાં પણ તેને પૂર્ણ શાન્તિ હોય એમ જણાતું નહોતું. "દુઃખમાં દટાએલાને નિદ્રામાં પણ સુખ મળતું નથી." તેને વારંવાર અજંપો થઇ આવતો હતો; એ અરસ્સામાંજ એક અલૌકિક દેખાવ દેખાયો. ભયાનક કાળી રાતે પર્વત પ્રદેશમાંથી એક સફેત ઓળો વિશ્વેશની પાસે ચાલ્યો આવતો જણાયો.

# પ્રકરણ ૧૪ મું.

## ગુરૂ દર્શન.

"ગુરૂ જ્ઞાન દાતા, ગુરૂ શ્રેષ્ટ ત્રાતા;
કરે સેવ જે તાપ ત્રિવિધ જાતા."

તે સંકેત બોલો આપણા દિવ્ય યોગેન્દ્રનો હતો. ગિરિનંદની પાસેથી નીકળી તેઓ વિશ્વેશને જોવાની ઇચ્છાથી વિંધગિરિમાં ફરતા હતા; અને આખરે ફરતા ફરતા તેની પાસે આવી પહોંચ્યા. વિશ્વેશ નિદ્રાની શાન્ત છાયામાં પડેલો હતો. યોગેન્દ્રે તેની પાસે ઉભા રહી ઘણીવાર સુધી તેના શરીર સામે જોયા કર્યું. જોખુ તેજ પર્વત પ્રદેશ પર પથરાયું હતું. વિશ્વેશનું હતાશ થએલું મુખ જોઈ તે જ્ઞાની યોગેન્દ્રની આંખ્યોમાંથી પણ ખળ-ખળ અશ્રુ વહેવા લાગ્યાં. હા, ગરીબ વિશ્વેશ! તારી આ શું દશા! તારા કર્મના આશા તમાશા! આમ બોલતા યોગેન્દ્ર નીચે બેઠા. તેમણે થોડીવાર માયાને આધીન થઈ પુનઃ હૃદય સ્વસ્થ કર્યું. વિશ્વેશનું માથું ખોળામાં લઇ તેના મુખ સામે જોયું. દયામણું મુખ જોઇ યોગેન્દ્ર આત્મગત્ બોલવા લાગ્યાઃ—હા, ભવાટવીમાં ભૂલા પડેલા પ્રવાસી! તું કયા જન્મના સંસ્કારે કરીને સંકટો સહન કરે છે? શું પરમાત્માએ તને કષ્ટ સહેવાને અર્થેજ અવતાર આપ્યો છે? હા, આ જગતને મિથ્યા જાણી મ્હેં તજ્યો છે તે બહુજ સારૂં કર્યું છે. આના જેવા અનેકાનેક દીન્ દુઃખી જનો સંસાર સાગરમાં સંકટો સહન કરતાં હશે! પ્રભુ! તમારી લીલાના હું કયા મુખે વખાણ કરી શકું? હા, આ સંસાર એક બગીચા સમાન છે. તેમાં અનેક વૃક્ષો ઉગે છે-પડે છે, અનેક ફળો પાકે છે-બગડે છે. તેવીજ રીતે માણસો પાપી-પુન્યવાન બને

છે અને એથીજ જન્મ–જન્માંતરે સંકટોના સપાટામાં સપડાયાં કરે છે. હા, આ વિશ્વેશની પણ પૂર્વ કર્મના સંસ્કારે કરીનેજ આ દશા થઇ છે. આમ બોલતા યોગેન્દ્ર તેના વદન સામે જોઈ રહ્યા. તેને જાગૃત કરવાનો વિચાર હૃદયમાં થઇ આવ્યો; પણ શાન્તિમાં સુખ ભોગવતા શરીરને શામાટે જગાડી દુઃખી કરૂં? આમ વિચારી તે દિવ્ય મહાત્માએ વિશ્વેશના સુકોમળ મુખ સામે જોઈ જ્ઞાનયુક્ત ગાનનો આરંભ કર્યો. શાન્ત રાત્રિએ ગાનનો મધુર સ્વર પવનમાં ભળી ચારે તરફ ગુંજાર કરવા લાગ્યો. મધુરા ગાનની સાથે યોગેન્દ્ર મહાત્મા વારંવાર વિશ્વેશના મુખ સામે જોતા હતા. દિવ્ય ગાન આ પ્રમાણે હતું:—

*§ જગતના બાગને દેખું, વિવેકે સત્યને પેખું,
ભ્રમર થઈ બાગમાં રમતો, ગમે ત્યાં ચિત્તથી ભમતો.
જગતનો બાગ સ્વપ્ના સમ, નહિ તે નિત્ય રહેનારો,
ભ્રમર તું ભૂલ નહિ મિથ્યા, જગતથી સુખ નહિ ક્યારે.
જગતના બાગમાં કુવા, પડ્યા તે ભ્રાંતિથી મુઆ,
જગતના બાગમાં દુઃખો, મળે નહિ મોહથી સુખો.
ભ્રમર તું ભૂલ નહિ ભોળા, તગે છે મૃત્યુના ડોળા,
જગતના બાગમાં ભ્રાંતિ, મળે નહિ સત્ય કે શાન્તિ.
ભ્રમર તું ભૂલ નહિ શાણા, ગ્રહી લે જ્ઞાન ને દાના,
વખત આ વેગથી વ્હેતો, ભ્રમરજી ચિત્તમાં ચેતો. ”

* ગજલ. § મુની શ્રી બુદ્ધિસાગરજી.

ગાન સમાપ્ત કરી યોગેન્દ્રે પ્રભુનું સ્મરણ કર્યું અને વાત્સલ્યભાવે વિશ્વેશના મુખનું અવલોકન કર્યું. ત્યાર બાદ હૃદયમાં કંઇક વિચાર થઇ આવતાં યોગેન્દ્ર તેના માથાપર હાથ ફેરવવા લાગ્યા. માથા પર ફરતા કર સ્પર્શથી વિશ્વેશની નિદ્રાનો ભંગ થયો. તે અસ્વસ્થ ચિત્તે સફાળો

ઉઠીને બેઠો થયો અને આંખ્યો ફાડી યોગેન્દ્રના સામે જોઇ રહ્યો. શાન્ત તેજોમય દિવ્યમૂર્તિને જોતાંજ વિશ્વેશ સંભ્રમમાં પડયો અને આ એ કે નહિ એમ વિચારવા લાગ્યો. એવામાંજ યોગેન્દ્રે ગંભીર સ્વરે પૂછ્યું:— વિશ્વેશ! મારી ઓળખાણ પડે છે કે? વિશ્વેશ તેમને ઓળખી ગયો અને ઓ મારા પ્રભુ! કહી તેમના ચરણમાં પડયો. યોગેન્દ્રે તેના શરીરે હાથ ફેરવી તેને બેઠો કર્યો. વિશ્વેશ સજળ નયને હાથ જોડી કહેવા લાગ્યો:— ઓ મારા પાળક પિતા! હું તમને ઓળખી ગયો છું. તમને આ ભયાનક સમયે વિકટ અરણ્યમાં જોઈ હું આશ્ચર્ય પામું છું. મારા પ્રભુ! આપે આ હત્ ભાગ્યને માટે ઘણું સહન કર્યું છે અને કરો છો. ઓ દયાળુ પિતા! આપને આ બાળકના વારંવાર પ્રણામ છે. કહી વિશ્વેશ પુનઃ તેમના ચરણમાં પડયો.

"વિશ્વેશ! સ્વસ્થ થા. આમ ગાંડાં શું કાઢે છે? તું તો મારો વ્હાલો પુત્ર છે." કહી યોગેન્દ્રે તેને છાતી સરસો ચાંપ્યો.

વિશ્વેશ ગદ્દગદિત્ કંઠે બોલવા લાગ્યો:—પિતા! મારા કષ્ટની અવધિ નથી. આ હૃદયને હલકું કરવાનું એક પણ સ્થાન જણાતું નથી. પ્રારબ્ધયોગે દુઃખના વિસામા રૂપ એક ગુણીયલ મિત્રનો સહવાસ થયો હતો; પણ તે સહવાસ ઘણા દિવસ ન ટકયો. દુષ્ટ ભાવીએ તે ગુણજ્ઞ મિત્રને પણ દુઃખના મહાસાગરમાં ડુબાવ્યો અને અંતે મને પણ રાનેરાન રખડાવ્યો. કહો પિતા! આવા અનહદ્ કષ્ટમાં હું ધીરજ કેવી રીતે ધરી શકું?

વિશ્વેશ! તું ભ્રમથી ભૂલી શામાટે દુઃખી થાય છે? આ સંસારની મોહજાળ અગમ્ય છે. આ સંસાર સત્યવાદી જનોને રણમેદાન જેવો સમજવાનો છે. તેની અંદર ત્રણ મહા બળવાન દુશ્મનોને જીતવાના છે. જે એ ત્રણ દુશ્મનોને જીતે છે તેજ આ સંસાર રણમાં યશ પ્રાપ્ત કરે

છે. કામ–ક્રોધ અને મોહ તે ભયંકરમાં ભયંકર દુશ્મનો છે. તે માણુસનું સર્વસ્વ નાશ કરનાર છે. તેમજ આ સંસાર પણ વાસ્તવિક રીતે જોતાં સ્વપ્ના સમાન છે. અજ્ઞાનકાળમાં તે સત્યની પેઠે જણાય છે, પણ જ્ઞાનકાળમાં તે અસત્યની પેઠે થઈ જાય છે. વિશ્વેશ ! જ્યાં સુધી તારા સંસ્કાર બંધાએલા છે ત્યાં સુધીજ તું ભ્રમમાં પડી દુઃખ સહન કરે છે: જ્ઞાની પુરૂષો સુખ–દુઃખને સમાન સમજે છે. તે જ્ઞાન થવાને તને હજી ઘણીવાર છે. વિશ્વેશ ! હું વૃદ્ધ થયો, મોક્ષ મેળવવાને વનમાં ગયો અને બળાત્કારે તારો ત્યાગ કરી એકાન્તમાં રહ્યો પરંતુ ત્યાં પણ તારી માયાએ મને સતાવ્યો; તેણે મારા ધ્યાનથી ચૂકાવ્યો. હું પ્રભુના ધ્યાનમાં તારૂં નિર્દોષ મુખ જોવા લાગ્યો. બસ એજ કારણથી તને જોવા હું એકાન્ત વાસનો ત્યાગ કરી તારી પાસે ચાલ્યો આવ્યો. વિશ્વેશ ! પ્રભુ કૃપાએ તારૂં સુખ અને દુઃખ હું જાણી શક્યોછું. બાપુ ! મનમાં દુઃખી થાઇશ નહિ, પ્રભુ સૌ સારૂં કરશે. કહી યોગેન્દ્ર તેના સામે જોઇ રહ્યા. વિશ્વેશ વિચારમાં પડયો અને પુનઃ પૂછવા લાગ્યો:—પ્રભુ ! મારૂં મન નિરંતર અસ્વસ્થ રહે છે. હું ગમે એટલા પ્રયત્નો કરૂંછું પણ તે શાન્ત થતું નથી. હા, તમારી કૃપા વડેજ આ દુઃખી જીવ અદ્યાપિ પર્યંત જીવન ધારણ કરી શક્યો છે. આપના અનંત ઉપકારો તળે હું દબાએલોછું. પ્રભુ ! આ રંક બાળક સદાને માટે આપનો ઋણી છે. દયાળુ પિતા ! હવે કહો કે આ વિશ્વેશનો ત્યાગ કરીને ચાલ્યા તો નહિ જાવને ?

વિશ્વેશ ! તારૂં અને મારૂં મિલન ફક્ત થોડા સમયને માટેજ છે. અંતરમાં વિચારી જોતાં તારી સાથે રહેવામાં મારૂં અકલ્યાણ સમાએલું છે. જો કે હું તારાથી દૂર રહીશ પરંતુ પ્રભુ કૃપાએ તારૂં રક્ષણ કરતો રહીશ. કુમાર ! મનમાં મુંઝાઈ દુઃખી થઇશ નહિ. સંસ્કારે કરી સુખ-દુઃખ આવે જાય છે.

" સુખ–દુઃખ બે ફેરા ફરે, જ્યમ છાંય તડકો થાય છે;
આ ભાગ્યની લીલાતણા, પણ રંગ બહુ બદલાય છે."

માટે તારે તો ઇશ્વિર પર શ્રદ્ધા રાખી કાર્ય કર્યા કરવું.

" ઇશ્વિર બુરૂં જે કરે, તે સારાને માટ;
સમજી શાણા દે તજી, અંતરનો ઉચાટ. "

વિશ્વેશ! દયાળુ ભગવાન કષ્ટ આપી પુન્યવાનની કસોટી કરે છે, અને કષ્ટની કસોટીમાં પાર ઉતરનારને સુવર્ણના શિખરે ચઢાવે છે. કુમાર! હવે હું જાઉં છું. કહી યોગેન્દ્ર ઉભા થયા. વિશ્વેશ તેમનો હાથ પકડી ગળગળે સાદે કહેવા લાગ્યો:—પ્રભુ! ઉભા રહો, થોડીકવાર ઉભા રહો અને મારા બે બોલ સાંભળી લ્યો.

" તું મને શામાટે અટકાવે છે? બોલ! તારે શું પૂછવું છે?" યોગેન્દ્રે પૂછ્યું.

દુઃખ દાવાનળથી સળગેલું હૃદય ક્યમે કરી શાન્ત થતું નથી. દયાળુ પિતા! જણાવો કે હવે મારૂં શું થશે? આ અભાગી તેનાં આત્મ જનોને જોવા ભાગ્યશાળી થશે કે નહિ? હજી હું પાપીણી આશાના પાશમાં સપડાએલો છું. વિશ્વેશે દીન વદને પૂછ્યું.

" કુમાર! ઇશ્વિરેચ્છાનુસાર થયા કરે છે. જે પળે જે થવાનું છે તે અવશ્ય થયાજ કરે છે. તારો મિત્ર શૈલેશ હાલ ભયંકર સ્થળે મૃત્યુના મુખમાં સપડાએલો છે; પણ ચિંત્તા કરીશ નહિ. તે તારા મિત્રનો ઉદ્ધાર તારા પ્રયત્ને કરીનેજ થશે. તમારા બન્નેનું મિલન હવે થોડા દિવસ પછી થશે." યોગેન્દ્રે જણાવ્યું.

" હેં! શું કહો છો? અરે શું મારો પ્રીય મિત્ર ભયંકર સંકટમાં સપડાયો છે અને શું તેનો ઉદ્ધાર મારા હાથેજ થશે? જણાવો, પ્રભુ! જણાવો કે તે સઘળું કેવી રીતે બનશે?" વિશ્વેશે આશ્ચર્ય પામીને પૂછ્યું.

"તે જણાવવાને હાલ સમય નથી. ભવિષ્ય ભાખવાનું મારૂં ગજું નથી. હું તો આત્મા કહે છે તે પ્રમાણે તને જણાવું છું. તું ટુંકામાં સમજજે કે ત્હેં ઘણુંજ કષ્ટ સહન કર્યું છે. દુઃખની પાછળ સુખ ચાલ્યુંજ આવે છે. તું થોડા સમય પછી તારા મિત્રને અને તારી પ્રિયતમા વિશ્વપ્રભાને મળી સુખના પરીસિમાએ પહોંચીશ." યોગેન્દ્રે વધારે જણાવ્યું.

"હેં! શું હું વિશ્વપ્રભાને પણ આ જીવનમાં જોવાને ભાગ્યવાન થઇશ?" વિશ્વેશે સાનંદાશ્ચર્યથી પૂછ્યું."

"નિઃસંશય તું તેને મળીશ અને ભવિષ્યમાં મહાન્ સુખનો ભોક્તા થઇશ. કુમાર! તારૂં ભાવી ઉજ્વળ છે. ત્હેં જેટલું સંકટ સહન કર્યું છે તેનાથી અધિક સુખ તારા ભાગ્યમાં લખાએલું છે. કુમાર! હવે મને એક પણ પ્રશ્ન પૂછીશ નહિ. મારો સમય પૂરો થાય છે, મારે હવે અહિંથી જવું જોઇએ. વિશ્વેશ! હું જાઉં છું અને તારૂં કલ્યાણ થાઓ એમ પ્રભુની પાસે યાચું છું." કહી યોગેન્દ્રે ચાલવા માંડયું.

"પ્રભુ! આ બાળકને ફરીથી દર્શનનો લાભ ક્યારે થશે?"

"પ્રભુ કૃપાએ તારો અને મારો મેળાપ ટુંક સમયમાંજ થશે." કહી યોગેન્દ્ર પાછું વાળીને જોયા સિવાય ઝડપથી ગમન કરી ગયા.

વિશ્વેશ આંખનો પલકારો માર્યા સિવાય તેમની પીઠ પાછળ જોઇ રહ્યો. દિવ્ય યોગેન્દ્ર અદૃશ્ય થઈ ગયા! હા! યોગેન્દ્રનો કેવો આશ્ચર્યકારક મેળાપ! થોડીવારમાં આ શું બની ગયું? ખરેખર! ઘણા દિવસનું ભરાએલું હૃદય આજે યોગેન્દ્રના દર્શનથી અને તેમના શાન્ત બોધથી હલકું થઈ ગયું છે. મારી ટૂટી ગએલી હિંમત પુનઃ તાજી થઇ છે. મિત્ર અને પ્રિયતમાને મળવા હું હવે મહાન્ ભગિરથ પ્રયત્ન કરીશ. આમ આત્મગત્ બોલતો વિશ્વેશ નીચે બેસી હવે શું કરવું તેના વિચારમાં તલ્લિન થયો.

---

# પ્રકરણ ૧૫ મું.

—:૦:—

## આખરે ફસાયો.

અકળકળા છે ઈશની, કોઈથી નહિ કળાય;
પાપી ઘાટ ઘડયા કરે, અંતે થવાનું તે થાય.

રાત્રિના પાછલા પ્રહરનો સમય થવા આવ્યો; સખ્ત ઠંડીથી ઝાકળ પડવા માંડી. હજી પણ વિશ્વેશ જાગૃતાવસ્થામાં લમણે કર ટેકવીને બેઠો હતો. તેના હૃદયમાં શૈલેશના વિચાર થતા હતા. તેનો આત્મા બોલતો હતો કેઃ—અરે વિભુ ! શૈલેશનું શું થયું હશે ? તે વીર પુત્ર ક્યાં સપડાયો હશે ! અરે તેને કોણે ફસાવ્યો હશે ? હા, યોગેન્દ્રે કહ્યું હતું કે તે મૃત્યુ મુખમાં સપડાયો છે. હા, વિશ્વેશના હૃદય બંધુનું મૃત્યુ નિપજાવનાર આ સૃષ્ટિમાં કોણ મુઓ હશે ? શું અજીત હશે ? નિઃસંશય એજ, કેમકે તે તેના શયતાન ગુરૂના ઉપદેશથી રાજ્ય લોભી થયો છે, દિવ્યપ્રભાને પણ એજ પાપાત્મા ઉપાડી ગયો છે; અને વીર શૈલેશને પણ એ કુલાંગાર રાજ્યદ્રોહિએજ ફસાવ્યો હોય એમ સમજાય છે. હા, પરમાત્મન્ ! જગત્માં કેવો કાળો કેર વર્તાય છે એતો જુઓ ! લોભના થોભથી ભાઈ—ભાઈનું ખૂન કરી કસાઈ કૃત્ય કરવા ધારે છે; અરે એથી પણ ભયંકર પાપ કર્મ કરવા વિચારે છે. તે વિષયી નરપિશાચ ! તેના લઘુ ભ્રાતાની પવિત્ર પત્ની તરફ કુદૃષ્ટિથી જોઈ તેની અધમતા જણાવી રહ્યો છે. હા. લોભી અને વિષયાંધ માણસો સમય આવે અંધ થઈ રાક્ષસી કામ આદરે છે; પણ અંતે તેમનું સર્વસ્વ નાશ થાય છે અને તેમને સદાકાળને માટે અગ્નિ કુંડની ભયાનક જ્વાળાઓ સહન કરવી

પડે છે. હા, અજીત ! તારૂં પણ હવે આવી બન્યું છે. આ વીર તારો વૈરી વ્યાળ થયો છે. જે નરાધમ ન કરવાનાં કૃત્ય કરવા તૈયાર થયો છે; તેને આ વીર કાળા નાગનું રૂપ ધરી દંશ દેવાને જાય છે. બસ, હવે તો પાપી અજીતના ખૂન–ખૂન--બસ ખૂનનાજ ભણકારા વાગી રહ્યા છે. હા ભયંકર ક્રોધથી આ હૃદય ભડભડાટ સળગી રહ્યું છે. આવા રીતના વિચારમાં વિશ્વેશ એકાએક અકળાઇને ઉભો થઈ ગયો; અને રૌદ્ર રૂપે ત્રાડ મારી સમશેર પર હાથ મૂકી બોલી ઉઠયોઃ—સમશેર ! વીરનો વિજયનાદ વર્તાવતી સમશેર ! તું પાપી પિશાચને પીડવા—અરે તેને સદાકાળને માટે સંહારવા અને તેના લોહીનો ધોધ વહાવા સબળ-થા. બસ ! આ વીરના સપાટામાંથી નરાધમ અજીત અને તેનો ભગવાં ધારી સાધુરામ હવે કદાપિ છટકી નહિ જાય. ઓ પ્રેતો !

જાણું છું–જાણું છું, દુષ્ટ કૃત્યો તમ તણાં,<br>
ન રાખશો દિલમહિ કુકર્મમાં હવે મણા.<br>
મિત્રને રક્ષવા આ, ભુજ બળ છે અતી,<br>
રોળવાને પાપીઓ, પ્રચંડ છે આ અસી.

આમ બોલતા વિશ્વેશે રક્ત નેત્રે લટકતી તરવાર સામે જોયું, ત્યાર બાદ મનને શાન્ત કરી હવે કેવાં રસ્તે કામ કરવું તેના વિચાર કરવા લાગ્યો. તે નીચે બેઠો અને મુખ નીચું રાખી વિચારમાં લિન્ન થયો. એવામાંજ એક આશ્ચર્યકારક ઘટના બની. પર્વતની ખીણમાંથી પાંચ શસ્ત્ર ધારી માણસો એક સાધુની સાથે પ્હાડપર ચઢી આવ્યા અને નીચું મુખ રાખી ગૂપચૂપ ચાલ્યા આવતા જણાયા. પાંચે માણસો ભયંકર દેખાવના હતા. આખા શરીરે કાળા સાલ્લા પહેરેલા હતા. મુખપર પણ શ્યામ રંગ ચોપડેલો હતો. તેમનાં બીહામણાં અને કાળાં

મુખ સામે જોતાં વીર પુરૂષ પણ ઘડીભર ભયભીત બની જાય એવો તેમનો વિકરાળ દેખાવ હતો. તેમની આંખ્યો ધગધગતા અંગારાની માફક ચળકતી હતી. હાથમાં પકડેલી ખુલ્લી તલવારો તારાના પ્રકાશમાં ચળક–ચળક થતી હતી. પાંચે જણા ગુપચૂપ આગળ ચાલ્યા જતા હતા. તેમની પાછળ એક રૃષ્ટ–પુષ્ટ ભગવાં ધારી મહાત્મા ચાલતા હતા. તેણે મુખપર ભષ્મનું લેપન કરેલું હતું. ગળામાં માળાના થોકડા નાખેલા હતા. આ સાધુ જો કે ઘઉં વર્ણો જણાતો હતો પણ તેની આંખ્યો તીક્ષણ અને ખૂની જણાતી હતી. તેણે એક ખભાપર કામઠું ભેરવી હાથમાં પાંચેક ચળકતાં તીર પકડેલાં હતાં. બીજા ખભા પર ઝોળી હતી. તેની અંદર તપાસ કરવાં માલૂમ પડતું હતું કે ઝોળીની અંદર એક પાંચ બ્હારની નાનકડી પિસ્તોલ અને થોડાંક કારતુસો મૂકેલાં હતાં. તે ઉપરાંત બેચાર દવાની નાની શીશીઓ પણ અંદર પડેલી હતી. ઝોળીની પર દોરડાનો વિંટો લટકતો હતો. તેની પાસેનાં સઘળાં સાહિત્યો જીવલેણ હતાં અને એ ઉપરથીજ આ ડોળ ઘાલુ સાધુરામની ભયાનકતા જણાઈ આવતી હતી. "વાચકો! આ સાધુરામ પોતેજ ગિરિનંદ મહાત્મા હતો. તે બે દિવસથી પાંચેક માણસો સાથે ભદ્રેશના શોધમાં નીકળી પડયો હતો. સૌએ છૂપો વેશ ધારણ કરી ભદ્રેશની શોધ પ્રથમ અમરાવતીમાં કરી હતી પણ ત્યાં તેનો પત્તો કોણ આપે? રાજ્યકુટુંબ પર પડેલી આફતથી અમરાવતી શુન્યકાર જણાતી હતી. મહારાજા વીરભદ્ર તેમના રસાલા સાથે સર્વની શોધમાં નીકળી પડયા હતા. કાર્યદક્ષ સરદાર જયમલ નગરની સંભાળ રાખતો હતો. નગરમાં તપાસ કરી સાધુરામ તેના સાશ્રિતો સાથે જંગલમાં ભ્રમણ કરવા લાગ્યો અને અંતે ઉપરોક્ત સ્થળે આવ્યો. એવામાં એકાએક આગળ ચાલનારા પાંચ માણસોમાંથી એકની નજર વૃક્ષ નાચે વિચાર વશ બેઠેલા

વિશ્વેશપર પડી. તે ચમક્યો અને તરત આગળ વધતો અટક્યો. તેણે સાથેના માણસોને પણ ઉભા રહેવાની ઇશારત કરી. પાછળ ચાલ્યો આવતો ગિરિનંદ તેમની પાસે આવ્યો અને એકાએક અટકીને ઉભા રહેવાનું કારણ પૂછવા લાગ્યો. જવાબમાં એ માણસે હાથ લાંબો કરી વિશ્વેશને બતાવ્યો. રાત્રિના પાછલા પ્રહરે આ પ્હાડી પ્રદેશમાં માણસ ક્યાંથી? નક્કી કંઇક ભેદ છે. કહી ગિરિનંદે ભગવા અંચળાના ગજવામાંથી એક ગોળ લાકડાની ભુંગળી કાઢી. એ ભુંગળીને બે છેડે જુદી જુદી જાતના કાચ ગોઠવેલા હતા. નીચેના કાચમાં એવો ગુણ હતો કે રાત્રિએ યા દિવસે દૂર બેઠેલો માણસ યાતો દૂર પડેલી કોઈ પણ વસ્તુ છેક નજીકમા હોય એમ જણાતું. ગિરિનંદે આંખ પર ભુંગળી ગોઠવી જોવા માંડયું, તેણે તત્કાળ વિશ્વેશને ઓળખી લીધો. ગિરિનંદ આનંદની ધીમી ચીસ પાડી ભુંગળીને અંચળામાં મૂકી દીધી. તેણે સાથેના માણસોને નીચે પડી પેટે ચાલતા તેની પાસે જવાની સૂચના કરી. જમીનપર ઘાસ પુષ્કળ ઉગેલું હતું. આછું—આછું ચાંદરણું પથરાએલું હતું. ગિરિનંદ અને તેના દુષ્ટ સાગ્રિતો પેટે ઘસડાતા ધીમે—ધીમે વિશ્વેશની નજદીક જવા લાગ્યા. વિશ્વેશ વિચારની ધુનમાં માથું નીચું રાખી બેઠેલો હતો. તેને આ કપટીઓના કારસ્થાનની બીલકુલ ખબર પડી નહિ. થોડીવારમાં સાધુ તેના માણસો સાથે તેની લગોલગ આવ્યો; અને ત્યાં ઉગેલા વૃક્ષની ઓથે ઉભો રહ્યો. તેણે ખભે ભરાવેલું દોરડું બે માણસોના હાથમાં આપ્યું. તેઓ દોરડાને ઉકેલી સાધુની આજ્ઞા ઉઠાવવાને તૈયાર થઈ ઉભા. સાધુએ બાકીના ત્રણ માણસોના કાનમાં કંઇક ધીરેથી વાત કરી તૈયાર રાખ્યા. ત્યાર બાદ તેણે કંઇક વિચાર કરી ખભે ભરાવેલું મોટું કામઠું હાથમાં પકડયું. બીજા હાથમાં પકડેલાં તીર અને ઝોળી જમીન પર મૂકી તે કારસ્થાની સાધુ બન્ને હાથમાં

કામઠું પકડી ધીમે પગલે વિશ્વેશની નજદીક જવા લાગ્યો. થોડીવારમાં તો તેણે તેની છેક નજીક આવી કામઠાને યુક્તિસર તેના ગળામાં પહેરાવી એક સખ્ત આંચકો માર્યો. વિશ્વેશ "દગો"... શબ્દ બોલવા જતોજ આંચકાથી નીચે પડી ગયો. તે ઉભો થવા જાય એ પહેલાં તો તૈયાર ઉભેલા યમદૂત જેવા માણસો તેની પર તૂટી પડ્યા અને ઉભા થવાને તરફડીયાં મારતા વિશ્વેશને જમીન સાથે દબાવવા લાગ્યા. એવા-માંજ સાધુએ પાસે આવી તેના મુખમાં કપડાનો ડુચો મારી દીધો; અને દોરડાવાળા માણસોને પાસે બોલાવી તે નરાધમ વિશ્વેશને ચારે તરફથી જકડીને બાંધવા લાગ્યો. તેને બરાબર બાંધી એ દુષ્ટ સાધુ કર્કશ સ્વરે બોલ્યો:—બહાદુરો! ચાલો, આ શયતાનને ઉભો કરો અને આપણા દરિયાઈ કિલ્લામાં લઈ ચાલો. પાંચે માણસોએ તેને પકડી ઉભો કર્યો. વિશ્વેશના મુખમાં મજબુત ડુચો મારેલો હતો; તેથી તેનાથી સ્હેજ પણ શબ્દોચ્ચાર થઈ શકતો નહોતો. તેના હાથ જકડીને બાંધ્યા હતા. તે ધીમે ધીમે ચાલી શકે તેને માટે પગનું દોરડું ખુલ્લું રાખ્યું હતું. વિશ્વેશ પોતાના ભાગ્યને મનથી ધિક્કારવા લાગ્યો. તેને ઉભો કરી તેના આખા શરીરે કાળો જબ્બો ઓરાઢવામાં આવ્યો. આથી તે પગથી તે માથા સુધી ઢંકાઈ ભૂતના જેવો ભાસવા લાગ્યો. તેને રસ્તો સુઝે તેને માટે તેની આંખ્યો આગળના ભાગમાં બે ઝીણાં કાણાં પાડેલાં હતાં. તે પછી દોરડાનો છેડો પકડી સાધુરામ આગળ ચાલવા લાગ્યો. તેની પાછળ વિશ્વેશ અને તેની આસપાસ વિકાળ દેખાવના માણસો ખુલ્લા શસ્ત્રે ચાલવા લાગ્યા. સઘળા ખાડા–ટેકરા ઓળંગતા–ઓળંગતા એક જુદેજ રસ્તે જવા લાગ્યા; કોઇના મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નહોતો. સૂર્યોદય થયો હતો. જબ્બાના કાણાંમાંથી વિશ્વેશ રસ્તાની અટકળ કરતો હતો. તેણે જાણી લીધું કે લગભગ ચાર ગાઉની મજલ અમે કરી છે.

૯

બાદ આગળ જતાં સઘળા એક ઉંડી ખીણમાં ઉતર્યા. આ ખીણની આગળ છેક છેડે જતાં પુષ્પભદ્રાનો પ્રવાહ આવતો હતો અને ત્યાં બાર વાંસ જાળ પાણી ઉંડું હતું. એ પાણીની વચમાં એક નાનો બેટ હતો અને ત્યાં અસલનો પડી ભાંગેલો એક કિલ્લો આવેલો હતો. તેમાંના એક મજબુત પત્થરના ઓરડાને ગિરિનંદે સમરાવી રાખ્યો હતો અને સમય આવે તેના શીકારને ફસાવવાના ઉપયોગમાં લેતો. તે સ્થળે વિંધગિરિનાં ઉંચાં શિખરો ચારે તરફ આવેલાં હોવાથી આ પુરાણા અને નાનકડા કિલ્લા સંબંધી કોઈ પણ જાણતું નહોતું. ગિરિનંદ પણ ન છૂટકેજ એ કિલ્લાની મુલાકાત લેતો. તેણે તેનું નામ "દરિયાઈ કિલ્લો" રાખ્યું હતું. તેની અંદર તેના ત્રણ સેવકો રાત્રિ દિવસ નિવાસ કરતા હતા. આખરે તે દુષ્ટ સાધુરામ વિશ્વેશને લઈ ખીણને મોખરે આવ્યો. પુષ્પભદ્રાના જળનો ગંભીર ઘુઘવાટ સંભળાયો. સાધુરામે ત્યાં ઉભા રહી "પુરણમલ્લ! ઓ પુરણમલ્લ! કહીને બે ચાર ઘાંટા પાડ્યા. તરત સામેના બેટમાંથા "જી મહારાજ"નો જવાબ મળ્યો. પાટીયું નાખ! ગુરૂએ આજ્ઞા આપી. તત્કાળ સામેના સેવકોએ એક લાંબુ પાટીયું મૂક્યું. તેની ઉપર થઇને ગિરિનંદ તેના માણસો સાથે વિશ્વેશને લઈ ચાલવા લાગ્યો. બેટની જમીનપર પગ મૂકતાંજ પુનઃ મૂકેલું પાટીયું પાછું ખેંચી લેવામાં આવ્યું. સઘળા અંદરના ભાગમાં ચાલવા લાગ્યા. અંદર એક બંધ ઓરડો ખુલ્લો કરવામાં આવ્યો. તે ઓરડામાં ચારે તરફ અંધકાર પ્રસરી રહ્યો હતો. તેની વચ્ચોવચ્ચ એક લાકડાનું ઢાંકણ આવેલું હતું. ત્યાં આગળ જઈ ગુરૂએ એ ઢાંકણાંને ખુલ્લું કર્યું, તો તેની અંદર ઉતરવાની એક પત્થરની નાની સીડી જણાઈ. વિશ્વેશને પ્રથમ અંદર ઉતારી પછી સઘળા તેની પાછળ ઉતર્યા. બહાર રહેલા પુરણમલ્લ વગેરે સેવકોએ

ઢાંકણુ બંધ કરી દીધું. વિશ્વેશ! ભાગ્યહિન્ વિશ્વેશ! જમીનના પેટામાં ગયેબ થઈ ગયો. અંદર ઉતરેલું મંડળ છેક નીચે ઉતરી લાંબી નેળમાં ચાલવા લાગ્યું. સઘળા ચૂપકીદિથી ચાલતા હતા. પુષ્પભદ્રાના પ્રવાહનો ધીમો અવાજ અંદર સંભળાતો હતો. અંદર અંધારૂં ઘોર હતું. કોઈનાથી કંઈ પણ દેખી શકાતું નહોતું; છતાં આ જમાનાનો ખાધેલ અઠંગ ઉઠાઉગીર સાધુરામ તો એ ભયાનક અંધકારમાં બેધડક આગળ ચાલ્યો જતો હતો. એવી રીતે ચાલતા ચાલતા તેઓ તેમની નિર્ણિત જગ્યાએ આવીને ઉભા રહ્યા. એ અરસ્સામાં ગિરિનંદે વાઘની માફક છલંગ મારી એક હાથે વિશ્વેશને ઓરાઢેલો જભ્ભો ખેંચી લીધો, અને બીજા હાથે જોરથી તેને હડસેલો માર્યો. બસ તેની સાથેજ કંઇક લોખંડી ચીજ પછ-ડાયાનો ભયંકર ધ્વની થયો. વિશ્વેશ કારમી ફીકીઆરી પાડી પછડાઈ પડયો; પણ વળી પાછો કંઇકિ વિચાર આવતાં બેઠો થયો અને બ્હાવરા જેવો બની બીજી બાજુએ ખસ્યો. બસ ત્યાંથી તેનાથી લગીર પણ ખશી શકાયું નહિ. તેની ચારે તરફ મજબુત લોઢાની જાળી આવી રહી હતી. આમ તેમ ખસતો વિશ્વેશ જાળીની સાથે અથડાવા લાગ્યો. હા! વીર વિશ્વેશ! દુષ્ટના દગાનો ભોગ થઈ દરિયાઈ મહેલના ભયંકર ભોંયરામાં મૃત્યુપાસ જેવા ભયાનક પિંજરામાં પૂરાયો! વાહ! ભાગ્ય! વાહ! એવામાંજ એ નરાધમ સાધુએ ભગવા અંચળામાંથી એક નાનું ફાનસ કાઢ્યું અને તેનો પ્રકાશ વિશ્વેશપર ફેંકી પાસે ઉભેલા માણસો સામે જોઈ અટ્ટહાષ્ય કર્યું. વિશ્વેશ દીન્ વદને તે નર પિશાચનું મુખ અવલોકી રહ્યો. તે પાખંડી સાધુ તેના દુખની મશ્કરી કરી ઘોર નાદે કહેવા લાગ્યો:—છોકરા! કેમ તને આ ગિરિનંદના ઝપાટાનો સપાટો લાગ્યોને? બસ! તારે આ ભયાનક સ્થળેજ વર્ષોનાં વર્ષો સડવું પડશે, કે કાંતો આજથી આઠમા દિવસે લાંબા ખીલા સાથે ભીંતમાં જડાવું

પડશે. તેનો નિર્ણય આજને આજ થઇ જશે. બસ! બહાદુરો હવે ચાલો. કહી તે પાષાણ હૃદયનો પાપી વિશ્વેશ સામે તિક્ષણ નજરે જોઈ તેના સેવકો સાથે ત્યાંથી ચાલતો થયો. વિશ્વેશ અવાચક બની ભાગ્યનો ખેલ જોઇ રહ્યો; અને અંતે એક ઉંડી હાય મારી નીચે બેસી ગયો. સાધુ ફ્રાનસ સાથે અદ્રશ્ય થયો; તેની સાથેજ ભિષણ અંધકાર ચારે તરફ પથરાઈ ગયો.

## પ્રકરણ ૧૭ મું.

### "કાળ કોટડીમાં કેદી શૈલેશ."

" મગર મુખથી હસ્તીને મોક્ષ તો આપ્યો હતો,
ભક્ત પ્રહ્લાદને વળી, સ્થંભેથી ઉગાર્યો હતો.
એવા દયાળુ દીન બન્ધુ, આશ મને એક તાહરી,
આ પાપીઓના ફંદથી, આવી બચાવો શ્રીહરી."

વિંધગિરિમાં આવેલાં ગુપ્ત ખંડીએરથી થોડેકદૂર એક ભયાનક ખીણ આવેલી હતી, ત્યાં જવાનો રસ્તો ઘણો વિકટ હતો. તેની પેલી તરફ એક પત્થરનો ઓરડો આવેલો હતો. તે ઓરડાની પાછલી બાજુએ ખીણનું ખુલ્લુ મયદાન આવેલું હતું. તેમાં માણસોને રહેવા સારૂં ગુફાના આકારની સોએક કોટડીઓ કોરેલી હતી. તે કોટડીઓમાં ગિરિનંદના સેવકો રહેતા હતા. ઉપર જણાવેલા ઓરડામાં એક અજબ સુરંગ આવેલી હતી. તેની માહીતી ફક્ત ગિરિનંદનેજ હતી. એ સુંરગમાં ઉતરવાના ગુપ્તદ્વાર આગળજ પત્થરનો એક નાનકડો ઓરડો આવેલો હતો. એ ઓરડો "કાળ કોટડી" ના નામથી ઓળખાતો હતો. તેનાં બારણાં લોખંડનાં હતાં. વિકટ સ્થાને આવેલી આ કાળ કોટડીના ભયાનક દેખાવપરથી અનુમાન થતું હતું કે

આ કોટડી કોઈ કમનશીબોને માટેજ હોવી જોઇએ. ખરેખર એમજ હતું. ક્રૂર ગિરિનંદના ક્રોધનો ભોગ થઇ શૈલેશકુમાર એજ કોટડીમાં કેદ પુરાયો હતો. તેના હાથ પગમાં મજબુત વજનદાર લોઢાની સાંકળો નાખવામાં આવેલી હતી. મધ્યાન્હ સમય થવા આવ્યો હતો. શૈલેશ તેની કોટડીમાં ચિંતાગ્રસ્ત મુખે લલાટે હાથ ટેકવીને બેઠો હતો. બહાર એક વિકાળ દેખાવનો બીહામણો માણસ હાથમાં ખુલ્લી સમશેર પકડી આમતેમ આંટા ફેરા મારી રહ્યો હતો, અને વારંવાર શૈલેશના સામે દૃષ્ટિપાત કરતો હતો. શૈલેશના મુખમાંથી નિશ્વાસ નીકળતા હતા. આંખોમાંથી અશ્રુ બિંદુઓ ટપકતાં હતાં. આવી દુઃખદ અવસ્થામાં શૈલેશ ઘણીવાર બેશી રહ્યો; અને અતે કંઇક વિચાર આવતાં બળાત્કારે ઉભો થઇ દ્વાર પાસે આવી બહાર ફરતા પહેરેગીરને કહેવા લાગ્યો. ઓ ભાઇ! આમ લગીર મારી પાસેતો આવ.

પહેરેગીર ચમકયો અને બારણા પાસે દોડી આવ્યો. તેને નજદીક આવેલો જોઈ શૈલેશે પૂછ્યું:—ભલાભાઈ! તારાથી મને જણાવી શકાશે કે આ ભયાનક સ્થળનો માલીક કોણ છે ? કહે ભાઈ! કહે! હું તે જાણવા ચાહું છું ?

છોકરા ! આ કાળ કોટડી છે. તેમાં કમનશીબને પૂરવામાં આવે છે. અહિંના માલીક ગિરિનંદ મહાત્મા છે. હું તેમનો સેવક છું. છોકરા! હું તને પણ સારી રીતે ઓળખું છું. તારૂં નામ શૈલેશ કુમાર છે. કેમ ખરૂં કે નહિ ?" કહી તે પહેરેગીર હસવા લાગ્યો.

તેના મુખથી પોતાનું નામ સાંભળી શૈલેશ આશ્ચર્ય પામ્યો અને આખરે કંઇક વિચાર કરી વળી પાછો પૂછવા લાગ્યો:—દયાળુ પહેરેગીર ! તારૂં બોલવું ખરૂં છે. ભાઈ કૃપા કરીને હવે જણાવકે હું આ સ્થળેથી કોઈ પણ ઉપાયે મુક્ત થઇ શકીશ કે નહી ?"

"કદાપિ નહિ. તું અહિંથી જીવતો છૂટનારજ નથી. તારે તારી આખી જીંદગી આ કાળ કોટડીમાં પૂરી કરવી પડશે યા તો ભયંકર મૃત્યુના મુખમાં હોમાવું પડશે. શૈલેશ! ત્હેં અમારા માનવંતા ગુરૂજીની સામે થઈ તારી જીંદગીને ખરાબખસ્ત કરી નાખીછે." આમ કહી તે પહેરેગીર શૈલેશની સામે જોઇ રહ્યો. શૈલેશ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યોઃ—ભાઈ! થયું તે ન થયું થનાર નથી. કવિ લોકો કહી ગયા છે કેઃ—

ગાવત ગુન આગમ નિગમ, નિશદિન લહત ન અન્ત;
તીન કાલ જુગ ચારમેં હૈ ભાવિ બલવન્ત."

માટે હવેતો આ ભાગ્યપર ભરોંશો રાખવોજ યોગ્યછે. ભલા પહેરેગીર! મારે હવે તને ફકત એકજ પ્રશ્ન પૂછવાનો છે. તે એકે મ્હેં જે સ્ત્રીને માટે આટલું જોખમ ખેડયું છે, તે સ્ત્રીને હાલ કયાં રાખવામાં આવીછે?"

તેની મને ખબર નથી. હું તો ફકત એટલુંજ જાણું છું કે તે મણિપુરના રાજાની છોકરી છે; અને તે અમારા માનવંતા સરદાર અજીતસિંહની સાથે પરણવાની છે; એ લગ્નની ધામધુમ આજથી પંદરમે દિવસે થનાર છે; બસ તે પછીથીજ તારા જીવન મરણનું નિર્માણ થનાર છે. કહી તે રાક્ષસી દેખાવનો પહેરેગીર હસવા લાગ્યો. શૈલેશનું લોહી ઉકળી આવ્યું. તેનું માથું ભમવા લાગ્યું, તે કંઇક બોલવાને મુખ ઉંચુ કરે એ પહેલાં તો ત્યાં ઉભેલો પહેરેગીર તેને શાન્ત રહેવાની ઇશારત કરી ત્યાંથી ચાલતો થયો અને અસલ જગાએ જઇ પહેરો ભરવા લાગ્યો. તેનું એકાએક ચાલ્યા જવાનું કારણ એટલુંજ હતું કે તેને તેની તરફ કોઇક આવતું હોય એવું જણાયું. ખરેખર તેનું જોવું ખરૂં હતું. પાવડીઓનો ખડખડાટ કરતો ગિરિનંદ ગુરૂ થોડીવારમાંજ ત્યાં આવીને ઉભો રહ્યો. પહેરેગીર તેને જોતાંજ ભોંયપર

લાંબો પડી પગે લાગ્યો; અને પછી ઉભો થઈ અસલ જગાએ જઈ તેનું કામ કરવા લાગ્યો. શૈલેશ તેની તરફ તિક્ષણ નજર ફેંકી નીચે બેઠો. ગિરિનંદે આસપાસ બારીક નજરે જોઇ ભયાનક સ્વરે પહેરેગીરને પૂછ્યું:–તું હમણાં શું વાત કરતો હતો ?

પહેરેગીર ધ્રુજતે પગલે આગળ આવ્યો અને બે હાથ જોડીને બોલ્યો:—"કાંઈ નહિ મહારાજ! હું તો આ કેદીને એટલુંજ કહેતો હતો કે ત્હેં તારી જીંદગી નાહક જોખમમાં નાખી છે."

"બસ ચૂપ થા અને હવે યાદ રાખજે કે જો ફરીથી તેની સાથે વાત કરીશ તો તું પેલા ભયાનક...ઓરડામાં વગર મ્હોતે માર્યો જઈશ." આમ કહી તે શયતાન સાધુ શૈલેશના બારણા પાસે ગયો અને જાળીમાં દૃષ્ટિ કરી કહેવા લાગ્યો:—છોકરા! તારી કમઅુદ્ધિના પ્રમાદે કરીનેજ તું આ દશાને પાત્ર થયો છે. હા! તારી દશા અત્યારે ગરીબ ઘેટા જેવી છે! શૈલેશ! મને તારી દયા આવે છે.

દૈત્યના હૃદયમાં દયા હોતી નથી એ શૈલેશ સારી રીતે સમજે છે, પણ કદાચ દયા દર્શાવે છે તે તેના સ્વાર્થને માટેજ. ઓ સાધુરામ! આ શૈલેશ તારી દયાની દરકાર રાખતો નથી. આ તારી પાપમય પ્રપંચ જાળમાં સપડાએલા આ વીર રાજપૂતને ગરીબ ઘેટું સમજીશ નહિ; પણ તે સિંહનું સંતાન છે અને હાલ પિંજરામાં પૂરાએલું છે. હા, સમય આવે આ સિંહનું સંતાન તેના ભયંકર પંજાથી નિર્દોષ જનોના રૂધીર પાનથી પુષ્ટ થએલી તારા છાતીને ચીરી નિર્દોષ પ્રાણીયોના ખૂનનું વેર લઇ તૃપ્ત થશે. આમ કહેતો શૈલેશ ઉભો થઈ જાળી પાસે આવ્યો.

"આ ગિરિનંદની કળા આગળ તારી યુક્તિયો અને સૂરાતન નકામું છે. મારા એક શબ્દની સાથેજ તારૂં માથું જુદું થઈ જવાનો સંભવ છે. ગિરિનંદે કહ્યું.

શૈલેશઃ—સાધુના રૂપમાં અવતરેલા શયતાન! જા—જા મારાથી દૂર થા. શું તું જાણતો નથી કેઃ—

" બોલે થાએ કાંઇ નહિ, ગાજ્યો મેઘ ટૂટે નહિ,
કર યુક્તિયો હજારો પણ, સત્યે શિકસ્ત છે નહિ.
સૂર્ય—ચંદ્ર યક્ષ - વળી- દીગ્પાળ જે દશ દિશના,
દેવ દાનવ માનવી, આધિન સૌ લંકેશના;
હણાયો તે હણાશે આ, ગર્વ સૌના ગળી જશે,
સૌ પદાર્થે જ્વાળા ગ્રાહીજે, અંતે અગ્નિમય થશે. "

ગિરિનંદઃ—તે થવાનું હશે ત્યારે થશે; હાલતો આ ગિરિનંદ ધારશે એ કરી શકશે. છોકરા! તારા શબ્દો એક ઝેરી તીરની ગરજ સારી રહ્યા છે. બસ તેથીજ તારા મ્હોતના પોકાર ચારે દિશાએ સંભળાઇ રહ્યા છે.

શૈલેશઃ—અને તમારા પણ મ્હોતના કુંડાળામાં પગ આવી ચૂક્યા છે. પ્રભુના દરબારમાંથી યમરાજ મૃત્યુનાં પેગામ લઈ નીકળી ચૂક્યા છે; તમારા ગળામાં કાળ પાશનો ફાંસો પડે એટલી વાર તમે આ અવનિ પર હયાત છો. બસ ત્યાં સુધી કરાય એટલાં ખૂના મરકીનાં કામ કરી લ્યો—નિર્દોષનાં ગળાં રેંશી લ્યો, પણ પાછળથી વિમાસવું પડશે એ યાદ રાખજો! ઓ સાધુ! આ તારો ભગવો વેશ પુન્યવાન જનોના લોહીથી રંગાય એટલો રંગીલે; પછીથી સમય નહિ મળે?

ગિરિનંદઃ—છોકરા! મને તારા પ્રભુના દરબારની દરકાર નથી. મારી આગળ આવવાની યમરાજની પણ શક્તિ નથી. મારા ક્રોધથી સમસ્ત પૃથ્વી કંપી ઉઠે છે. મારી ફુંકથી બળવાન વીરોનાં હૃદય ચૂર્ણ—વિચૂર્ણ થઇ જાય છે. શું તું નથી જાણતો કેઃ—

" વો આગ હું જો ભડકું તો પત્થર પિઘલ પડે;
કુબ્જે સે ખંજરોકી, જબાને નિકલ પડે ! "

શૈલેશઃ—જાણું છું. તારા જેવા નરાધમોને બરાબર ઓળખું છું. ઓ ભગવા વેશમાં છૂપાએલા પિશાચ ! ત્હેં તારો ભેખ લજાવ્યો છે. હા, કેટલી લાંબી જીંદગીને માટે તું આવાં ભયાનક કામ કરી રહ્યો છે ? ઓ નિષ્ઠુર હૃદયના સાધુરામ ! તું જો કે અત્યારે ગર્વથી ફુલાય છે પણ જ્યારે યમ દંડના મારથી તારૂં પાષાણ હૃદય છુંદાશે, હા ! ત્યારેજ તને કરેલાં કર્મનો પશ્ચાતાપ થશે. હા, તે વખતે દારૂણ વેદનાથી તું ચોધાર અશ્રુએ રડશે. ઓ ભગવા વેશના ભૂત ! સમજ–સમજ–અને દયા–ધર્મ શું ચીજ છે તેને બરાબર ઓળખ; કે જેથી તારા માનવ જન્મની અને આ ભગવા વેશની સાફલ્યતા થઈ જાય.

ગિરિનંદઃ—બસ હવે આ હૃદયમાં દયાની લગીર પણ અસર નથી. ઓ છોકરા ! મ્હોતનો ડંકો વાગી રહ્યો છે છતાં ગર્વથી શું ગાજી રહ્યો છે ? તારા મ્હોતના દિવસો નજદીક આવતા જાય છે; બસ એ દિવસેજ હું આ અપમાનનો બદલો ઘણોજ ઘાતકી રીતે લઇશ. હું તારા સમસ્ત શરીરને લોહીમાં તરબોળ કરીશ. હું–હુંજ તને ભયંકર દંશ દેઇશ. છોકરા ! હવે નક્કી સમજજે કે આ ગિરિનંદજ તારો કાળ છે.

શૈલેશઃ—કોણ તું કાળ ! કોનો ? મારો ? ના, ના. ઓ ભામટા ! તું કાળની સામે આ કેશરીની ફક્ત એકજ ફાળ છે. તારા જેવા નર-પિશાચોના લોહીથી રંગાવાને આ મારી પ્રચંડ ભુજાઓ જો કે અત્યારે બેડીમાં જકડાઈ છે પરંતુ તે અત્યંત આતુર થઇ રહી છે.

ગિરિનંદઃ—તારા હાથ બંધનમાં છે એ ઘણુંજ સારૂં થયું છે.

માટે હવે લવારા મૂકી દે. મારા ક્રોધની જો વિશેષ વૃદ્ધિ થશે તો આ ફરતા પહેરેગીરની સમશેરથી તારૂં શિર છેદાઈ જશે, માટે ચૂપ થા.

શૈલેશઃ—તારા જેવાના ડરાવ્યાથી આ વીર કદાપિ ડરી નહિ જશે. જો શૌર્યનું અભિમાન હોય તો આ વીર કેશરીને ફક્ત એકજ-વાર મૂક્ત કરી મુકાબલો કરી જો; નાહક શ્વાનની માફક શું બોલ્યા કરે છે? સિંહને પિંજરામાં પૂરાએલો જોઇ ઘણાંએ શિયાળવાં હસે છે ને તારી માફક ખોટો દમ ભરાવે છે. ઓ સાધુરામ!

" સૃજાવે *મૃતિકા કિલ્લા, સરિતા બેટપર માની;
હઠાવે §વારીના હલ્લા, રખે મન ધાર અજ્ઞાની!
તણાવે ×મુષકે +શકટો, લડાવે ગર્ધવે હસ્તી;
કરી જો વીરને છૂટો, ઉતારૂં સર્વ તું મસ્તી."

માટે હવાઇ તરંગોને બાજુપર મૂકી મને એક ક્ષણ છૂટો કર. વીર પુરૂષો બોલીને બળ બતાવતા નથી?

" છોકરા! ત્હેં આજે હદ ઉપરાંત મારૂં અપમાન કર્યું છે. તારે તેનાં ફળ ઘણાંજ ખરાબ ચાખવાં પડશે. કદાપિ તું તારા મનમાં ધારતો હશે કે હું એક મહારાજાનો કુમારછું ને તેથી તારો બાપ તને ખોળીને મૂક્ત કરાવશે; પરંતુ તે તારી આશાનો ત્યાગ કરજે; અને તેની સાથે આટલું પણ ખાસ કરીને યાદ રાખજે કે તારા બાપ વીરભદ્રને પણ થોડા સમયમાં ગમે એ યુક્તિએ પકડી મંગાવી કત્લ કરાવીશ. છોકરા! આ અપમાનનું ફળ કેવું ભયંકર છે તે તું મૃત્યુ સમયે જાણીશ. તમે જ્યારે રીબાઇ-રીબાઇને મૃત્યુ પામશો, બસ ત્યારેજ આ હૃદયમાં ભડ-

---

* મૃતિકા—માટી. § વારી—પાણી. × મુષક—ઉંદર. +શકટો—ગાડાં.

ભડાટ સળગતો ક્રોધાગ્નિ શાન્ત થશે. આમ કહી તે ક્રૂર સાધુરામ શૈલેશની સામે તિક્ષણુ નજરે જોઇ ત્યાંથી ઝપાટાબંધ ચાલ્યો ગયો. શૈલેશ તિરસ્કાર યુક્ત નજરે તેની પીઠ પાછળ જોઈ રહ્યો.

"બહાર ખરા મધ્યાન્હ થયા હતા, પરંતુ આ કાળ કોટડીમાં તો સદાકાળ અંધકારજ પથરાઈ રહેતો. સૂર્યનું એક પણ કિરણુ આ ગયબી સ્થળમાં પ્રવેશ કરી શકતું નહોતું. શૈલેશ હજી જોઇ રહ્યો છે એવામાં તો પુનઃ તેને કોઇકનાં આવવાનાં પગલાં સંભળાયાં. શું વળી પાછો તે શયતાન સાધુ તો નહિ આવતો હોય! કહી શૈલેશ ચમકીને જોવા લાગ્યો; પણુ એટલામાં તો અજીતસિંહ ગુપ્ત સુરંગ દ્વાર ઉઘાડી ચાર માણસો સાથે બહાર નીકળ્યો. તેઓના આવવાનો અવાજ શૈલેશને અંદરથી સંભળાયો હતો. શૈલેશની નજર બીજી બાજુએ હતી. તત્કાળ અજીતે ગુપ્ત દ્વાર બંધ કરી દીધું. શૈલેશ તે દ્વારથી તદ્દન અજાણ હતો. અજીત તેના માણસો સાથે શૈલેશની જાળી આગળ આવીને ઉભો. તેને જોતાંજ શૈલેશે આંખ્યો બંધ કરી દીધી. અને આત્મગત્ બોલી ઉઠયો કેઃ—પિશાચ ગયો અને રાક્ષસ આવ્યો.



# પ્રકરણ ૧૮ મું.

## " માનવ કે રાક્ષસ ? "

* " દુનિયાં મહિં છે ના છૂરી, જે કાચને કાપી શકે !
પણ કાચની હીરાકણી, પોતાતણું પોતે હણે,
નહીં અન્ય ધાતુ કાષ્ટ કે, પાષાણ કાપે લોહને;
પણ લોહની ઝીણી-છીણી, પોતા તણું પોતે હણે. "

અજીતે તેને આંખ્યો બંધ કરતાં જોયો. તેણે ત્યાં ફરતા પહેરેગીરને તેને બહાર કાઢી લાવવાની આજ્ઞા કરી. પહેરેગીરે લોખંડી બારણું ઉઘાડી શૈલેશને બહાર કાઢી અજીતની સન્મુખ ઉભો રાખ્યો. અજીતે તેની સામે વક્ર નેત્રે નિહાળી પૂછ્યું:—શૈલેશ ! મને જોઈ ત્હેં તારી આંખ્યો શામાટે બંધ કરી દીધી ?

" તારા જેવા નરાધમ નર પિશાચના મુખનું દર્શન નહિ કરવાની ઇચ્છાથીજ મ્હેં મારી આંખ્યોને બંધ કરી દીધી." શૈલેશે શાન્તિથી જણાવ્યું.

" શૈલેશ ! તું જેને નરાધમ અને નર પિશાચ કહે છે તેજ અત્યારે તારી સામે ઉભો છે; છતાં તું આવા અપશબ્દો બોલતાં ડરતો નથી ? શું તને તારો પ્રાણ પણ વ્હાલો નથી ? શું તને તારા શરીરને ભયાનક મહોતથી બચાવવાની ઇચ્છા નથી ? " અજીતે પુનઃ પ્રશ્ન કર્યો.

શૈલેશઃ—ઇચ્છા ! શાની ? આ શરીરની ? ના—ના. અજીત ! આ સ્વાર્થમય સંસારમાં § નશ્વર શરીરની સદા ઇચ્છા રાખનાર મનુષ્ય નહિ પણ નાદાન છે—અજ્ઞાન છે. મારા શરીરપર હજારો બલકે કરોડો સંકટો

---

* સ્વ. કવિ. સજ્જન. § નશ્વર—નાશવાન.

ટૂટી પડો પણ આ વીર સત્ય ધર્મથી લેશ પણ વિચલીત થનાર નથી તે નથીજ.

અજીતઃ—ઠીક છે. મરતી વખતે જોવાશે કે શું થાય છે. શૈલેશ! તમે ખબરતો હતીજ કે અજીત બળવાન વીર છે છતાં મારી સાથે બાથ ભીડતાં શું સાર નીકળ્યો તે હવે સમજાયું ને?

શૈલેશઃ—હા સમજાયું! પાપીઓની પ્રપંચ જાળનું રહસ્ય સ્પષ્ટ સમજાયું. અભીમાની અજીત! તું ગમે એવો બળવાન છે—હિંમતવાન છે; પરંતુ જ્યાં સુધી તારામાં નીતિ અને દયાનો અંશ નથી ત્યાંસુધી તો તું એક ગર્વથી ફુલેલો ગર્ધવ છે—માનવના રૂપમાં અવતરેલો રાક્ષસ છે. ત્હેં જેનું ખાધું છે તેનુંજ હરામ કર્યું છે. તારા પાપી હૃદયમાં સ્વાર્થનો ઘોર અંધકાર છવાએલો છે; બસ તેથીજ તું છતી આંખે અંધ થઇ પાલન કર્તાનો નાશ કરવાને તૈયાર થયો છે. હા, રાજ્યદ્રોહિ થયો છે, ક્ષણીક સુખના સ્વાર્થને માટે ન્હાનાભાઇનો પણ ઘાત કરી પાતકી બનવા તત્પર થયો છે. હા, હજી તને ખબર નથી કેઃ—

"સરખા દિન જાતા નથી, એકજ અવસ્થામાં કદા;
જે આજ સુખી તે કાલ દુઃખી, જાણુ નિયમ એ સર્વદા.
સુખ સંપત્તિ છે આજ પણ, કાલે પડે નવી આપદા;
રાય રંકને રંક રાયા, જાણુ નિયમ એ સર્વદા.
સાયંકાળે સૂર્યનો પણ અસ્ત નભમાં થાય છે;
તો મૃગજળ જેવા સુખથી, તું પાપી કાં ફુલાય છે?"

અજીતઃ—હું તારૂં ટાયલું સાંભળવાને અહિં આવ્યો નથી. તું મને સ્વાર્થાંધ માને છે તેમાં તારી મોટી ભૂલ થાય છે. સ્વાર્થ તો દરેક જણને વળગેલોજ હોય છે. સ્વાર્થને માટેજ પાંડવ–કૌરવો રણ-

ભૂમીમાં ઝૂઝયા હતા અને સેંકડો રણવીરો રણ યજ્ઞમાં હોમાયા હતા. એવા નિપુણ વીરોએ જ્યારે સ્વાર્થને શ્રેષ્ઠ માન્યો તો મારી શું નવાઇ! શૈલેશ! તમારૂં ભાગ્યચક્ર હાલ અવળી દશામાં ફરે છે. તમે અલ્પ-સમયમાં મારા હાથથી મૃત્યુ પામશો અને તેની સાથે તમામ રાજ્ય-કુટુંબનો સંહાર વળી જશે. બસ તે પછી આ અજીત અમરાવતીના સિંહાસને વિરાજી તેની સ્વાર્થ પિપાશા તૃપ્ત કરશે.

શૈલેશઃ—તારાથી કંઈ પણ થનાર નથી. ઇશ્વર કૃપા છે તો અમારો નાશ કરનાર કોઇ શક્તિવાન નથી. ધાર્યું ધરણીધરનું થાય છે; તું મૂર્ખ ખાલી ફુલાય છે. અજીત! જો! આ ગગનમાંથી ઘોરનાદ સંભળાય છે, વિશુદ્ધ વંશમાં જન્મેલાની ભયાનક દુર્દશા ભવિષ્યમાં સમજાય છે. અજીત! જો, જો, તારાં પાપી કર્મોથી સૂર્ય ભગવાને પણ કુપિત થઈ આ સ્થળે કેવો ભયાનક અંધકાર ફેલાવી દીધો છે! હા, આજ અંધકાર તારો ગ્રાસ કરવાને મુખ વિકાશીને ઉભો છે. ચેત, અજીત! ચેત, હજી સમય છે, બાજી તારે હાથ છે. કુદરતના કોપ આગળ તું શું કરવાને સમર્થ છે?

અજીતઃ—હું ધારૂં તે કરવાને સમર્થછું. મારી વીર હાકથી દુષ્મનો થરથર કંપે છે. આ પગ પ્રહારથી ધરણી ધમધમે છે. નાદાન છોકરા! આ અજીત એકજ મુષ્ટી પ્રહારથી ભયંકર વનરાજને જમીન દોસ્ત કરી નાખે છે. આવા મહા બળવાન વીરને કોની દરકાર છે?

શૈલેશઃ—ભયાનક નર્ક સદનમાં ગમન કરવા તત્પર થએલા પ્રેત! ગર્વથી મિથ્યા ફુલાઇશ નહિ. આ શૈલેશ તારાથી કદાપિ ભય પામશે નહિ. હું તારી માફક બળનાં બણગાં ફુંકી મિથ્યા બડાઇ મારનાર નથી. વીર પુરૂષો તેમના વખાણ સ્વમુખે કરતાજ નથી. તારી મિથ્યા

આશાજ તારા સર્વસ્વ નાશનું કારણુ છે. તારા જેવા મિથ્યાભિમાની-ઓને આ વસુંધરા ગળી ગઈ તે તું જાણે છે?

"મદાંધ દુર્યોધન અને રાવણુ સમા મહા બળી,
જરાસંઘ શીશુપાળ અને કંશ વત્રાસુર વળી,
બાણાસુર આદી દૈત્યની, અંતે થઈ બુરી ગતી,
એ દાખલા દિલમાં વિચારી, ત્યાગ દુષ્ટ તું દુર્મતી.
રાત્રે ચમકતા તારલા, તે પ્રભાતે છૂપાય છે,
છે મિથ્યા મદ સંસારનો, ફોકટ કાં ફુલાય છે?"

અજીત:—તારૂં ભાગવત મારે સાંભળવાનો હવે સમય નથી. હું સઘળું સમજું છું. મારાથી કાંઈ અજાણુ નથી. નાદાન છોકરા! આજે તારા પ્રત્યેની દયા ક્રોધના રૂપમાં બદલાઈ જાય છે; માટે જો તારે જીવવું હોય તો મારા બે પ્રશ્નના જવાબ આપ?

શૈલેશ:—તારા પ્રશ્નનો જવાબ જો વ્યાજબી હશે તો હું લગીર પણુ વિલંબ કરીશ નહિ. અજીત! જણાવતો ખરો કે તારો પ્રશ્ન શું છે?

અજીત:—જણાવ કે તારો મિત્ર વિશ્વેશ હાલ ક્યાં છે?

શૈલેશ:—તેનું તારે શું કામ છે?

અજીત:—તેને મરણના મુખમાં હડસેલવાનુંજ કામ છે. બસ બીજું કાંઈ નથી.

શૈલેશ:—તે તને જણાવવા કરતાં હું મરણને વધારે પ્રિય ગણીશ.

અજીત:—તું હજી અમારી મરણ શિક્ષાથી તદ્દન અજાણુ છે. અમે અમારા દુષ્મનોને શી રીતે સંહારીએ છીએ તે તું જ્યારે નજરો-નજર જોશે ત્યારે તારા શરીરનું સઘળું લોહી ઉડી જઈ એકજ જગા-એ ઠરી જશે અને કદાચ એ ભયંકર ત્રાસ જોઈ તું નિર્જીવ થઈ જમીન પર ઢળી પડશે.

શૈલેશઃ—તમારી ભયંકર વેદનાઓ અને ત્રાસ યુક્ત શિક્ષાઓ તો જે જ્ઞાની હશે તે તો હસ્તે મુખડે સહન કરશે. અજીત! આ શરીરથી આત્મા અલગ છે. શરીર નાશ પામતાંજ અંદર રહેલો આત્મા નુતન દેહ ધારણ કરશે; કહે એમાં મનુષ્યને શું ખોવાનું છે?

અજીતઃ—તારે પણ એવી ત્રાસ દાયક વેદનાથીજ મરણને શરણ થવું પડશે.

શૈલેશઃ—એ ત્રાસદાયક વેદનાને હું હિંમતથી હસ્તે મુખડે સહન કરીશ અને નવો દેહ મળશે માનીને મનમાં આનંદ પામીશ.

અજીતઃ—હું તને પિસ્તોલના ધ્હારથી ઉડાવીશ!

શૈલેશ—ઃનામર્દ! જાણતો નથી કે રણવીરો મરણીયા થઈ ભયાનક તોપના મુખમાં ધસી જાય છે? તો તારી નાનકડી પિસ્તોલની તો શું વિસાત? તું તારા મનમાં એમ સમજતો હશે કે આ શૈલેશ મૃત્યુના નામથી ડરી જશે; પણ ના—ના આ રાજપૂત વીરતો હમેશાં મૃત્યુની સાથેજ મૈત્રી બાંધીને ફરે છે.

અજીતઃ—એમ! વારૂ મારી એક બીજી સરત કબુલ કરીશ?

શૈલેશઃ—તારી સરત વ્યાજબી હશે તો સ્વીકારીશ; નહિ તો ધિક્કારી કાઢીશ.

અજીતઃ—તું મને દિવ્યપ્રભા પર એક પત્ર લખી આપ અને તેમાં તેને જણાવ કે તું અજીતની સાથે ખુશીથી પ્રેમ જોડ તું...

શૈલેશ ઉશ્કેરાઈ ગયો અને તેને અધવચ બોલતો અટકાવી ગર્જી ઉઠયોઃ—ઓ પ્રેત! તારી જીભને વધુ લંબાવ નહિ. પરણવાનો શોખ હોય તો આખરે ચિતા સુંદરીને પરણજે. [illegible]! જાણતો નથી કે દિવ્યપ્રભા તારી બ્હેન થાય?

અજીતઃ—ચૂપ કર! નાના મુખે અપશબ્દ બોલતાં શરમાતો નથી? વીર કેશરી અજીતની આગળ હજી બળનું ગુમાન ત્યાગતો નથી?

શૈલેશઃ—હું તને બળવાન માનતોજ નથી. તું તો ગુફાઓમાં છૂપાઈ રહેનારો એક બાયલો—નામર્દ લુંટારો છે.

અજીતઃ—છોકરા! હું તારી જીભને કાપી નાખીશ?

શૈલેશઃ—તેમ કરવા આવતાં આ લોહશસ્ત્રથી જડેલા હાથે તારા માથાના ફુંદે ફુંદા કરી નાખીશ.

અજીતઃ—તારાથી શું થાય એમ છે? તું તો મારાથી ઘણો નાનો છે!

શૈલેશઃ—હું જેટલો નાનો છું એટલોજ ખોટો છું. ઓ રાજ્યદ્રોહિ!

" નાનો બાળ વનરાજનો, ચીરે કુંભ સ્થળ ગજનાં,
નાનો અંગારો આગનો, આગ લગાડે પલકમાં.
નાનો નવ ધારીશ મને, હું કાળ તુજ સાક્ષાત છું,
સંહારવા તને પાપીયા, સમર્થ હું હયાત છું."

અજીતઃ—ઓહ્! હવે તારા શબ્દો સહન કરી શકાતા નથી. ઓ છોકરા! સમજ! સમય છે! હાથે કરીને મ્હોતના મુખમાં શામાટે પ્રવેશે છે?

શૈલેશઃ—મારો વાંકો વાળ કરનાર આ અવનિમાં કોઇ જન્મ્યોજ નથી.

અજીતઃ—એમ છે તો હવે જોયા કરજે કે તારા શું હાલ થાય છે. હુ હમણાંજ તારી દિવ્યપ્રભાને અહિં ઘસડી લાવું છું અને તેના દેખતાંજ તારા આયુષ્યની દોરી તોડું છું. બસ, તે પછી દિવ્યપ્રભા મારી છે ને હું તેનો છું...

શૈલેશઃ—ખરેખર! તું રાજપૂત કુલાંગાર છે. આ પૃથ્વીપર અવતરેલો એક પ્રેત છે. જો એમ ન હોય તો આવા શબ્દો તારા મુખ-

માંથી નીકળતજ નહિ. ધિક્કાર છે-ફિટકાર છે તારા જેવા નરાધમોને! હા, એક વિદ્વાને કહ્યું છે કેઃ—

" ગયરોંકો મા બ્હન જો કોઈ જાનતા નહીં,
વો બે હયા ખુદા કો ભી પયચાનતા નહી!"

અજીતઃ—અરે મૂર્ખ! પ્રભુ-પ્રભુ શું કરે છે? તારો પ્રભુ શું કરવાને સમર્થ છે? આ સંસારમાં માણસ એજ પ્રભુ છે. જે વખતે આ વીર અજીતની ક્રોધ જ્વાળ ફેલાશે તે વખતે તને બરાબર ખબર પડશે. શૈલેશ! હું હાલજ દિવ્યપ્રભાની પાસે જાઉં છું અને તે માને છે તો મનાવું છું. બસ તું પણ હવે મૃત્યુની તૈયારી કરી લેજે.

શૈલેશઃ—સતી સુંદરીને સતાવવાં સાર નહિ નીકળે એ તું પણ ખુબ યાદ રાખજે. તે તને જોતાંજ ધિક્કારશે ને તેને સમજાવવા જતાં તારી છાતીમાં લાત મારશે. હંસણીને ઇચ્છનાર કાળા કાગડા! આખરે તું ખરેખરો પસ્તાશે. મૂર્ખના શિરોમણી! તું હજી સતી સ્ત્રીયોથી અજાણ્યો છે. દિવ્યપ્રભા પ્રાણાંતે પણ તારે આધિન થનાર નથી. તે મારી છે અને મારીજ રહેશે. તે તારા જેવા નર પિશાચને જોતાંજ તેનું મુખ ફેરવશે અને તારી અસંખ્ય લાલચો ને ઠોકર મારશે—ત્હારા શ્યામ મુખ પર થુંકશે. અજીત! આ શબ્દ બરાબર ધ્યાનમાં રાખીનેજ એ સિંહણને સતાવવા જજે!

અજીતઃ—એવી સતીયોનો ઢોંગ છોડાવવાનીજ મ્હેં પ્રતિજ્ઞા લીધેલી છે. જો તે માનશે તો સુખી થશે અને નહિ માને તો તે પણ તારી સાથે વધસ્થાને આવી ભીંત સાથે જડાશે. છોકરા! એ મૃત્યુ કેવું ભયંકર છે તેની તને તે વખતે ખબર પડશે. તમે એક બીજાનું મ્હોત જોઈ ચોધાર અશ્રુએ રડશો અને લોહીમાં તરબોળ થઈ દારૂણ વેદનાથી તરફડશો.

શૈલેશઃ—મરણથી ડરનારા તો તારા જેવા નામર્દજ હોય છે.

" ચ્હાશે મૃત્યુ હોંશથી, જે વીર નર કહેવાય છે!
પણ કંપે પાપી તુજ સમા, જે મર્ણથી ડરનાર છે,
પાપી પ્રપંચીને સદા, મૃત્યુ ભયાનક ભાસે છે,
અંતનાં કષ્ટો વિચારી, કરણીથી તે ત્રાસે છે,
જનમ્યો જન સંસારમાં, તે હતો ન્હોતો થઇ જશે,
સારાં નઠારાં કૃત્યની, પશ્ચાત વાતો રહી જશે."

અજીતઃ—તને ઉન્માદ વાયુ થયો હોય એમ સમજાય છે. સમજ! નાદાન છોકરા સમજ! મૃત્યુ પછી કંઈ મળનાર નથી. માટે જો જીવીને સુખ ભોગવવું હોય તો દિવ્યપ્રભા પરથી તારો હાથ ઉઠાવી લે. હું તને જન્મ પર્યંત સુખમાં રાખીશ.

શૈલેશઃ—બસ તારી ઝેરી જીભને એટલેથીજ અટકાવ. જે ઈશ્વરને ઓળખતો નથી તે આ સંસારમાં જીવતાંજ મુઆ સમાન છે. આ શૈલેશ રાજ બીજ છે. તું તેનો નોકર છે. શું રાજા તેના સેવકની ખુશામત કરી જીવશે? ના, ના. એવો સમય આવતાં તો તે સુખેથી પ્રાણ ત્યાગશે.

અજીતઃ—ખરેખર તું મૃત્યુના પંજામાં ફસાઇ ચૂકયો છે; બસ તેથીજ તને આવી અવળી મતી ઉત્પન્ન થઈ છે.

શૈલેશઃ—દુનિયાંમાં સદાચરણથી ચાલી અંતે મૃત્યુ પામનારને અક્ષય સુખ પ્રાપ્ત થાય છે. "**સંસારમાં સાચામાં સાચી વસ્તુ ફક્ત સદાચરણજ છે.**" તેને સંભાળતાં જો કે પ્રથમ કષ્ટ સહન કરવું પડે છે; પણ તેજ આખરે આ ભવાબ્ધિમાંથી તારી વૈકુંઠમાં લઈ જાય છે.

અજીતઃ—જેને પ્રભુની પરવાહ નથી અને જે પ્રભુને ઓળખતો નથી તેને સદાચરણની લેશ માત્ર જરૂર નથી. સદાચરણ શું વસ્તુ છે તે હું સમજતોજ નથી.

શૈલેશઃ—સદાચરણ કેવી અમૂલ્ય વસ્તુ છે તેની તારા જેવા પાપી પિશાચને કદાપિ સમજ પડેજ નહિ. સદાચરણ આ દુનિયાનું તેજ અને સત્વ છે, તેના પ્રતાપથીજ આ વસુંધરા તારા જેવા પાપીઓનો ભાર ઝીલી રહી છે. સદાચરણના વડેજ પૂન્યવાનો જગતમાં પ્રકાશે છે અને તમારા જેવા કુલાંગારોને ઠોકરો મારે છે.

અજીતઃ—ચૂપ ! ઓ દિવાના ! તું હવે મ્હોતનોજ મ્હેમાન છે.

શૈલેશઃ—અને તું પણ આ દુનિયામાં પત્થરા રૂપે થોડા દિવસજ રહેનાર છે. ઓ નિર્દોષના લોહીથી હાથ રંગનાર કસાઈ ! તારાં પાપ અપરંપાર છે. તું સદા કાળ અગ્નિ જવાળ સહન કરનાર છે. ઓ ઘોર–ઘાતકી ! તું શું મુખ લઇને જીવે છે ? જા, મરીજા. આ શૈલેશની સામેથી ટળીજા.

અજીતઃ—એક મહાન્ બળવાન વીરનું અપમાન કરનાર છોકરા ! તું મને હદપાર ઉશ્કેરે છે. મારૂ સમસ્ત શરીર ક્રોધથી કંપે છે !

શૈલેશઃ—બસ એજ સદાચારી વીરોની બહાદુરી છે. તારા જેવા નામર્દો પાછળ બકે છે અને પુણ્યવાન વીરો પ્રપંચીઓની સામે લોઢાની સાંકળોમાં બંધાઈ જવાબ આપે છે. અરે ! મરણ વખતે પણ શત્રુઓને સંતાપી હસ્તે મુખડે સ્વર્ગ સદનમાં ગમન કરે છે.

અજીતઃ—શૈલેશ ! શામાટે જીદ કરી તારી જીંદગીને રદ કરે છે ? મારૂં માન અને દિવ્યપ્રભા પરથી હાથ ઉઠાવી સુખી થા.

શૈલેશઃ—ચૂપ કર ! એક વખત કહ્યું છતાં સમજતો નથી !

દિવ્યપ્રભા તારી બ્હેન છે. તે પવિત્ર બાળાનું નામ તારી અપવિત્ર જીભપર ન લાવ. ખરેખર અધમને અધમતાજ વ્હાલી હોય છે. જો એમ ન હોત તો તારા મુખમાંથી આવા અધમ શબ્દો નીકળતજ નહિ.

અજીતઃ—હું કેવો ભયંકર છું તે તું જાણે છે ?

શૈલેશઃ—હા, જાણુંછું. તું આ પૃથ્વી પર અવતરેલો પ્રેત છે ? નિમકહરામ થએલો રાજ્યદ્રોહિ છે; ઘોર ઘાતકી છે—પાતકી છે.

અજીતઃ—છોકરા ! હું તારૂં આ સમયેજ ખૂન કરીશ !

શૈલેશઃ—શું તેથી આ શૈલેશ ડરી જશે ? નહિ—નહિ, તારા જેવા પાપી પલીતોને તો તે ઠોકરથી દૂર ફેંકશે.

અજીતઃ—બસ આજ વિચાર ?

શૈલેશઃ—હા, એજ વિચાર.

અજીતઃ—બસ હવે સમજ કે તને કોઈ નથી બચાવનાર. હું જાઉંછું અને સત્વરે તને ભયાનક યાતના સહન કરવાને બોલાવું છું. કહી પાપી અજીત રૌદ્ર ક્રોધથી ઉભો થયો અને પાસે ઉભેલા પહેરેગીરને ભયંકર અવાજે આજ્ઞા આપી કે આને અંદર પૂરી દે. પહેરેગીરે શૈલેશને અંદર પૂરી દીધો. બાદ અજીત તેને બરાબર બંદોબસ્ત રાખવાનું સૂચવી સાથે આવેલા માણસો સાથે સુરંગમાં ઉતરી ત્યાંથી ચાલ્યો ગયો. પહેરેગીર પહેરો ભરવા લાગ્યો. કોટડીમાં બેઠેલો શૈલેશ હૃદય દુઃખથી અકળાયો અને એક ઉંડી હાય મારી બોલી ઉઠયોઃ—હર—હર ! અમરાવતીના રાજકુમારની આશી અવદશા ! હા, હવે જીવનની આશા નકામી છે. મારા મનની આશાઓ મનમાંજ સમાશે. વ્હાલી દિવ્ય પ્રભાને અને વ્હાલા બંધુ વિશ્વેશને હવે ક્યાં મળાશે—જોવાશે ? હા, મારાં સ્નેહિ જનો ! મારાં સુખ—દુઃખનાં ભાગીદારો ! આ શૈલેશને હવે

સદાને માટે ભૂલી જજો અને જો મારા પ્રત્યે તમારો શુદ્ધ સ્નેહ હોય તો ગમે એ પ્રકારે પાપાત્માઓને જડમૂળથી ઉખેડી મારા વૈરનો બદલો લેજો. આમ બોલતો શૈલેશ પછી ઉંચે જોઈ બોલવા લાગ્યોઃ– ઓ પુરણ પુરુષોત્તમ ભગવાન ! આ શૈલેશને મારવો કે જીવાડવો એ હવે આપની સત્તાની વાત છે. દયાળુ પ્રભુ ! જો એકવાર તમારી કૃપાથી જીવતો છૂટું તો જરૂર દુનિયાંના ભાર રૂપ પાપાત્માઓને નિર્મૂળ કરૂં. આમ બોલતો શૈલેશ ઉંચે જોઈ રહ્યો. એવામાં એક નાનો સ્વરૂપવાન બાળક હાથમાં ભોજનની થાળ લઈ સુરંગમાંથી બહાર નીકળ્યો અને કોટડીનું બારણું ઉઘાડી ખાવાની થાળી શૈલેશની સામે મૂકી ઉભો રહ્યો. શૈલેશને ખાવાનું પહોંચાડવાને હમેશાં એક કદરૂપો માણસ આવતો હતો; પણ આજે આ નાનકડા અને સ્વરૂપવાન છોકરાને જોઈ શૈલેશના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે સુંદર છોકરો મુંગે મોઢે શૈલેશની સામે ટગર–ટગર જોતો ત્યાં ઉભો રહ્યો હતો. તેને એકી નજરે નિહાળી રહેલો જોઈ શૈલેશ મનમાં વિચારવા લાગ્યો કેઃ–અહા ! આ છોકરો કેવો સુંદર છે ! અરે આવો નિર્દોષ બાળક આ ઘોર–ઘાતકી શયતાન મંડળમાં ક્યાંથી ? લાવ હું તેને પૂછું કે અહિંથી છૂટવાનો કોઇપણ ઉપાય છે કે નહિ. મારા ધારવા પ્રમાણે આ દયાળુ બાળક અહિંથી છૂટવાનો રસ્તો અવશ્ય બતાવશે. આમ વિચારી શૈલેશે અશ્રુથી છલકાતા નયને પૂછ્યુંઃ–સુંદર બાળક ! હું ધારૂં છું કે તારૂં હૃદય નિર્મળ અને દયાળું હોવું જોઇએ. ભાઈ ! કૃપા કરીને મને જણાવ કે આ ભયાનક સ્થળેથી મારો ઉદ્ધાર થશે કે નહિ ? કહી તે તેની સામે જોઇ રહ્યો તેનો પ્રશ્ન સાંભળી તે છોકરો કંઇપણ નહિ બોલતાં બ્હેરા–મુંગાની માફક સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. શૈલેશના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એવામાંજ તે સ્તબ્ધ ઉભેલા છોકરાએ ખાવાની થાળી તરફ હાથ

લંબાવી શૈલેશને કંઈક ઈસારતથી સમજાવ્યું; પણ તેની ઇસારત તે સમજી શકયો નહિ. તે છોકરાને કોટડીમાં ઘણીવાર થઈ હોવાથી બહાર ફરતા પહેરેગીરે અકળાઇને બૂમ મારી:—શાન્તુ! ખાવાની થાળી ત્યાં મૂકી જલ્દીથી બહાર નીકળી આવ; કયદી તેની મેળે ખાઈ લેશે. પહેરેગીરની બૂમ સાંભળી તે સુંદર છોકરો દયાની મીઠી નજરે શૈલેશ સામે જોઈ ત્યાંથી બહાર નીકળ્યો અને ખુલ્લા કરેલા દ્વારને બંધ કરી સુરંગમાં ઉતરી ચાલતો થયો. તેના ગયા પછી શૈલેશે ખાવાની થાળી સામે જોયું. તેને ભૂખ લાગી હતી; પણ કોણ જાણે કે કેમ તે હજી સુધી ખાવા બેસવાનો વિચાર કરતો નથી. જમવાની થાળી ઘણીવાર સુધી તેની સામે પડી રહી. તે હજી સુધી ખાવાને નથી બેઠો તેનું કારણ એ હતું કે તે પેલા બાળકની ઈસારતના વિચારમાં પડયો હતો. વિચારને અંતે તેનો નિશ્ચય થયો કે ખરેખર એ બાળકની ઈસારતમાં કંઈક ગુપ્ત રહસ્ય સમાએલુ હોવું જોઇએ.

આમ કહી શૈલેશે ખવાને માટે થાળી તરફ હાથ લંબાવ્યો. થાળીને પાસે ખેંચી તેમાંના ભાતને એક બાજુએ કર્યો; પણ અરે આશું? આશ્ચર્ય! ભાત અલગ થતાંજ તેની નીચેથી એક નાની ચિઠ્ઠી નીકળી આવી. શૈલેશે સ્તબ્ધ બની એ ચિઠ્ઠીને ઉપાડી લીધી. ખરેખર કંઈક ભેદ જેવું છે, ધારીને તેણે ચિઠ્ઠીને ઉકેલી વાંચવા માંડી. તેમાં લખેલું હતું કે:—

અમરાતીના યુવરાજ!

તું કેવા ભયાનક અને ભેદ ભરેલા સ્થળમાં કેદ થએલો છે તે તું સારી રીતે સમજતો હોઇશ; પણ પ્રભુમાં દ્રઢ વિશ્વાસ રાખી શાન્તિ ધારણ કરજે. તું જે સ્થળે પૂરાએલો છે તે ઘોર ઘાતકી—પાતકીયોનું

ભયાનક સ્થાન છે. તું કોઈની સાથે કંઈ પણ વાત અગર કો-ઇને એક પ્રશ્ન સરખો પૂછીશ નહિ. પ્રભુ કૃપાએ તારો છૂટકારો જલ્દીથી થશે. તારી પાસે આવતા સાધુરામથી હમેશાં સાવધ રહેજે. તે શયતાન ઢોંગી-ધૂર્ત અને મનુષ્યના લોહીનો તરસ્યો પિશાચ છે. ટુંકાણમાં તે સાધુ નથી પણ ક્રૂર ખૂનીયોનો સરદાર છે. છેવટમાં એજ કે "રાજપૂત વીરો હજારો સંકટો પડતાં કર્તવ્યમાંથી પાછા હઠતા નથી." માટે ધૈર્ય ધરજે—પ્રભુ પર વિશ્વાસ રાખજે અને આ પત્રના ઝીણા ઝીણા કટકા કરી કોઈ જાણે નહિ એવે સ્થળે છૂપાવી દેજે. કુમાર! અલ્પ સમયમાં તારો અને મારો મેળાપ થશે. પ્રભુ તને સુખી રાખે. હાલ એજ.

લી.

દુનિયાંનું શ્રેય ઇચ્છનાર.

આશ્ચર્ય! આ શો ભેદ? કહી દેલેરે તે કાગળના ઝીણા ઝીણા કટકા કરી નાખ્યા અને કોટડીની બાજુ બાજુએ આવેલી જાળીમાં હાથ ઘાલી પાછળ આવેલી ઉંડી ખીણમાં ફેંકી દીધા. બાદ પાછો ફરી તે વિચારવા લાગ્યો કે:—અરે! આવી રીતે મને આશ્વાસન આપનાર દયાળુ કોણ હશે? આમ તર્ક-વિતર્ક કરી તેણે અનેક અટકળો કરી પણ કાંઈ સમજ પડી નહિ. આખરે કંટાળી તેણે ખાવાનું ખાઇ લીધું અને પછી પાસે ભરી મૂકેલા લોટાના જળથી હાથ મુખ ધોઈ જમીન પર શયન કર્યું.

# પ્રકરણ ૧૯ મું.

## "દુઃખીયારી દિવ્યપ્રભા."

" સિંહ મુછવાળ ભોરીંગ મણિ, વીર ક્ષત્રિ તલવાર,
વળી સતી નારી તણું શીયળ, જીવતાં નહિ જાનાર."

*   *   *   *   *

" પીયુ સેવામાં સતી ગતી, પિયુથીજ સૌભાગ્ય,
અન્ય પુરૂષને જે જપે, તે નારી હીન્ ભાગ્ય."

ગિરિનંદ સ્વામીનું દુષ્ટ મંડળ જે સ્થળે નિવાસ કરતું હતું, તે સ્થાન વિંધગિરિમાં સુરંગની માફક કોરી કાઢેલું હતું. તેની અંદર પત્થરની ગુફાના આકારના છૂટા છવાયા અનેકાનેક ઓરડા આવેલા હતા. આ ભયાનક સુરંગ પર્વતની તળેટીમાં આવેલી હોવાથી એ વિષે કોઇને કાંઈ પણ ખબર પડતી નહોતી. ઉપરથી તેમજ નીચેથી અંદર જવાના અનેક રસ્તા ગિરિનંદે ખોળી કાઢયા હતા. તે સ્થાને જવાનો રસ્તો વિકટ અને ભૂલભૂલામણીથી ભરેલો હતો. ઝાડોની ઘાડી ઝાડી સર્વત્ર પથરાએલી હતી. ક્રૂર હિંસક પ્રાણીયો ધોળે દિવસે દોડા દોડી કરી રહેતાં. આવી ભયાનક સુરંગમાં એક સમચોરસ ગુફાના આકારનો ઓરડો આવેલો છે. સમય સમીસાંજનો છે; છતાં એ સ્થળે ભયાનક અંધકાર વ્યાપી રહ્યો છે. ઓરડામાં એક ઝાંખો દિપક પ્રકાશી રહ્યો છે. ઓરડાનું બારણું બંધ છે. અંદરથી કોઇના કરુણ નિઃશ્વાસ સંભળાય છે. એ ઓરડામાં એક નાનકડો ખાટલો પાથરેલો છે. તેની પર એક લાવણ્યમયી લલના આ સમયે ચિંતાથી નિસ્તેજ જણાતી લમણે હાથ ટેકવીને બેઠેલી છે. " પ્રિય પાઠકો ! આ સુંદર બાળા તે બીજી કોઈ નહિ

પણ શૈલેશની હૃદયદેવી દિવ્યપ્રભા છે. આજે પાપી અજીતની મુદ્દત પૂરી થાય છે. એ પાપી હમણાં આવશે અને મને સતાવશે; એવા વિચારથી પારધીઓના પાશમાં સપડાએલી એ ગરીબ પંખિણી ગભરાતી હતી અને સમસ્ત શરીરે કંપતી હતી. આ એકાન્ત નિર્જન સ્થાનમાં કેદ પૂરાયા પછી દિવ્ય કાન્તિવાન દિવ્યપ્રભા ચિંત્તાતુર, ફિક્કી અને દીન્ જેવી બની ગઈ હતી. તેના હૃદયમાં અપાર કષ્ટ થતું હતું. તે વારંવાર ચોધાર અશ્રુએ રડી પડતી. તેને દિલાસો આપનાર કોઈ નહોતું. વિચારોને અંતે તે શુદ્ધ વિહીન્ થઈ વખતો વખત જમીનપર પછડાઈ પડતી. ઘણા દિવસો વિતવા આવ્યા છતાં આ પવિત્ર રાજપૂત રમણી તેના શુદ્ધ વિચારમાંથી લેશ માત્ર પણ વિચલિત્ થઇ નથી. ધન્ય છે તે આર્ય કુળ દિપક મહિલાને!

"દિવ્યપ્રભા દુ:ખથી જો કે નિસ્તેજ જણાતી હતી, પરંતુ તેના મુખપર શીયળનું પવિત્ર તેજ પ્રકાશી રહ્યું હતું. આંખ્યોમાંથી શ્રાવણભાદરવો વરસાવતી મણિપુરની રાજકન્યા પ્રભુને પોકાર પાડી રહી હતી. અંતે તે દુ:ખીયારી બાળા દુ:ખનો ઉભરો સમાવી નહિ શકવાથી ગળગળે અવાજે આત્મગત્ બોલવા લાગી:—હા, પ્રિયતમ! વ્હાલા સૌભાગ્યચન્દ્ર! આ અભાગણીને લીધે તમારી શી દુર્દશા થઇ હશે? હાય! મારે લીધેજ તમારે સંકટ સહન કરવું પડયું છે અને અંતે પાપીઓના શીકાર થવું પડયું છે! ક્ષમા કરજો, વ્હાલા! આ નિષ્ઠુર હૃદયની અબળાને ક્ષમા કરજો. હાય! આ સંસારમાં તમને સુખી કરવાને બદલે હું પોતેજ તમને દુ:ખકારક થઈ પડી છું. હા, મારા નેત્રમણિ! હું શું કરૂં? મને કાંઈ સુઝતું નથી. કહી કોમળ હૃદયની બાળા બેફાટ કલ્પાંત કરવા લાગી. એવામાંજ તેના ઓરડાનું બારણું ઉઘડતું સંભળાયું. દિવ્યપ્રભાએ

ચમકીને એ તરફ જોયું. મધુમુખી અંદર આવતી જણાઈ. દિવ્યપ્રભા આંસુ લ્હોઈ નીચે ઉતરી અને એક ખુણામાં નીચું નિહાળી ઉભી રહી. મંદમંદ પગલાં ભરતી મધુમુખીએ તેની પાસે આવીને હસ્તે વદને પૂછ્યું:—દિવ્યપ્રભા! તબિયત તો મઝામાં છે ને?

"હા, તબિયત તો સારી છે પણ મરણની તૈયારી હોય એમ સમજાય છે. મધુમુખી બાઈ! આ હૃદય મુંઝાય છે, જીવ ફરે છે ને પ્રતિ પળે ભયાનક અંધકાર નિહાળે છે." દિવ્યપ્રભાએ દુ:ખી દીલે જવાબ આપ્યો.

"આટલું બધું સહન કરવાનું કારણ તું પોતેજ છે. છોકરી! શામાટે તું તારી આ વસંતરૂતુ સમાન યુવાનીને વૃથા ગુમાવે છે? કોમળ હૃદયને શામાટે ચિંતાથી સળગાવે છે? વિચાર કર કે સરદાર અજીતસિંહ તારી પ્રત્યે કેટલી મમતા ધરાવે છે? અરે તે તારા પ્રેમને માટે કેટલો બધો. તલપાપડ થઈ રહ્યો છે? માટે જો સુખી થવું હોય તો તેની માગણીનો સ્વિકાર કર. તે સાચ્ચા પ્રેમીને નિરાશ ન કર. તે તને ખરા હૃદયથી ચાહશે, તારી પૂજા કરશે. તું તેને..." દિવ્યપ્રભા અકળાઇને તેને અધવચ્ચ બોલતી અટકાવીને બોલી ઉઠી:—બસ કરો, મધુમુખી બાઈ બસ કરો; તમારા ઝેરી શબ્દો મને વધારે વાર ન સંભળાવો. તમે જે અજીતને વખાણો છો તે રાજ્યદ્રોહિ અને પરદારા લંપટ છે. તેણે તેની સતી સ્ત્રીનું ખૂન કર્યું છે. તમે ભલે તેને પવિત્ર માનતાં હો; પણ તમારી નજરમાં અને મારી નજરમાં ફેર છે. શું કાગડો હંસણીને લાયક હોઈ શકે? હા, કયાં એક પવિત્ર રાજકન્યા અને ક્યાં એક પશુ વૃત્તિનો પિશાચ! રાજપૂત કુલાંગાર અજીત તો એક હલકામાં હલકો નરાધમ છે. તે મારે લાયક નથી, હું તેને લાયક નથી. મારો વિશુદ્ધ

પ્રેમ તો મારા પ્રાણનાથમાંજ વજ્ર સમાન જડાઇ ગયો છે. આ રાજપૂત બાળાના શરીરના કટકા થશે તોપણ તે તેના વિશુદ્ધ વંશને કાળું કલંક લગાડનાર નથી તે નથીજ.

" જોડાયું જીવન જે પ્રાણથી, બસ એજ મારો નાથ છે,
મારો રીબાવો મુજને, પણ ટેક મ્હારી સાથ છે;
આ દિવ્યપ્રભા નીજ જીવનની, પરવાહ જરા કરતી નથી,
જે ચાહે એકજ નાથને, તે અન્યને ગણતી નથી."

મધુમુખીઃ—દિવ્યપ્રભા ! આમાં આટલી બધી અકળાઈ શામાટે જાય છે? મને તારી ઘણી દયા આવે છે અને એજ કારણથી તને આટલું કહેવામાં આવે છે.

દિવ્યપ્રભાઃ—તારી દયાને તારી પાસેજ રાખ. મારે તેની જરૂર નથી. હું તો મરણને માટેજ તૈયાર થઇને બેઠી છું. મધુમુખી ! ઓ ઝેરી નાગણ ! તું આ ભોળી બાળાને ભરમાવવા આવી છે એ હું સારી રીતે સમજું છું. તારૂં અંતઃકરણ ઝેરથી ભરપૂર છે એ પણ જાણું છું. જા, જા. ઓ કાળ મુખી સર્પિણી મારાથી દૂર જા. હું તારા પરછાયાથી અપવિત્ર થાઉં છું.

મધુમુખીઃ—ઓ ડોઢ ડાહી છોકરી ! ચૂપ થા. હું કોણ છું, મારી શું સત્તા છે એ તું જાણે છે?

દિવ્યપ્રભાઃ—હા, જાણું છું. તું રમણી નથી પણ ભયાનક રાક્ષસી છે. ત્હેં હજારો જનને ભીખ માગતા કરી ભટકાવ્યા છે. અરે ત્હેં તારા સાશ્રિતો સાથે હજારો નિરપરાધીનાં ગળાં રેંશી લોહીની નીકો વહાવી છે. હા, તમારાં પૈશાચિક કર્મોથી આ શ્યામ અંધકાર તમારો નાશ કરવાને મુખ વિકાશી ઉભો છે. ઓ મલિન પ્રેતો ! ચેતો, હજી ચેતો.

તમારા મ્હોતનો ડંકો ગગનમાંથી વાગતો મારા કાને સંભળાય છે. ભયાનક દૂતો! વજ્રદંડના પ્રહાર કરવાને દોડી આવતા નજરે જણાયછે!

મધુમુખીઃ—ચૂપ કર ચીબાવલી છોકરી! જો હવે વધારે બોલીશ તો જીભજ ખેંચી નાખીશ. હું પૂછું તેનો સીધી રીતે જવાબ આપ? તારે અજીતની સાથે સ્નેહગાંઠ જોડવી છે કે નહિ?

દિવ્યપ્રભાઃ—એક વખત કહ્યું છતાં સાંભળતી નથી? એ અભાગણી! હું તારા જેવી નીચ નથી. હું મારા પ્રાણ કરતાં પણ શીયળને શ્રેષ્ઠ સમજું છું. **“જે અભાગણી અબળાઓ તુચ્છ લાલચોને વશ થઇ અમૂલ્ય શીયળ ધનને સંહારે છે તે કમ ભાગ્ય અબળાઓ સદા સર્વદા નર્ક કુંડની અધિકારી થાય છે.”**

“નારી નથી તે રાક્ષસી, જે પાપથી ડરતી નથી,
રમણી નથી તે રાક્ષસી, જે શીયળ સાચવતી નથી;
જે કુટિલ વામા અંધ થઇ, દુષ્કર્મથી ડરતી નથી,
તે કુટણી સંસાર માંહિ, સુખમય થાતી નથી.”

મધુમુખીઃ—અરે વાહરે! તું તો પતિવ્રતાની પૂંછડી નીકળી! અરે મૂર્ખી! તને કંઇ ભાન છે? પ્રેમ શાસ્ત્રનું જ્ઞાન શીખી છે? ખરેખર તું હજી અજ્ઞાનમાંજ ઘોરે છે. જ્યાં સુધી તારૂં અંગ અનંગને વશ થયું નથી ત્યાં સુધીજ તારૂં આ મિથ્યા જ્ઞાન છે. તુંજ વિચાર કરીને જો કે આત્મનિગ્રહ કરવાથી તું મનમાં કેટલી અમુઝાય છે? તારૂં સુકોમળ ગુલે ગુલાબી બદન દિન પ્રતિદિન કેવું સુકાય છે? અને આંમ મારા સામુ તો જો. નવ—નવા પ્રેમીઓ સાથે પ્રેમ બાંધી હું કેટલી બધી સુખી છું? મારૂં યૌવન કેવું ખીલ્યું છે! માટે વિચાર કર?

દિવ્યપ્રભાઃ—બસ બહું થયું. શીયળની કિંમતને નહિ સમજનારી કાળી કાગડી! એકદમ બોલતી બંધ થા. એ કુલટા સાંભળ!

" ધિક્કાર છે તે નારીને, દુષ્કર્મથી ડરતી નથી,
વેષ્યા સમી તે શંખણી. મરતી તેતો કયમ નથી.
મહા મોંઘેરા શીયળનું, જેને જરા નહિ જ્ઞાન છે;
તેવી દુષ્ટા નારીને, ધિક્કાર છે—ફિટકાર છે. "

મધુમુખીઃ—શું હું કુલટા? ઓ ઉદ્ધત છોકરી! હવે જોયા કરજે કે તારી શું દશા થાય છે. હું પણ જોઉંછું કે તું તારૂં શીયળ કેવી રીતે સંભાળી શકે છે?

દિવ્યપ્રભાઃ—" તુટે આભ પૃથ્વી પરે, પણ ધર્મથી ચૂકું નહી;
રહે એક બિંદુ રક્તનું, મમ સત્યને મૂકું નહી. "

અભાગણી અબળા! તને સતીના અમૂલ્ય શીયળની કીંમત ક્યાંથી હોય! ગધેડીમાં ગાયના ગુણ ક્યાંથી આવે? કાગડી હંસણીનું રૂપ કેવી રીતે ધારણ કરી શકે? ભુંડણ તેના નીચ આહારનો શી રીતે ત્યાગ કરી શકે? તેમ તારા જેવી વિષય સુખને ઇચ્છિનારી અધમ ભામટીઓ શીયળ રત્નની કીંમત ક્યાંથી આંકી શકે? જા, જા, ઓ નીચ તુખમની વેષ્યા! જા, તારૂં કાળું મુખ લઇને અહિંથી વિદાય થઇ જા. આ રજપૂત બાળા કોટી ઉપાયે તારૂં કહેવું માનનાર નથી. માટે છાનીમાની આવી હોય એ રસ્તે થઇને ચાલી જા. કહી દિવ્યપ્રભા છંછેડાએલી વાઘણની માફક તેની સામે કોપ પૂર્ણ નયને જોઇ રહી. એ અરસ્સામાં નરાધમ અજીતે ત્યાં પ્રવેશ કર્યો. તેને જોતાંજ મધુમુખી બોલી ઉઠીઃ—લે, હવે જોઉંછું કે તું તારૂં શીયળ કેવી રીતે સંભાળી શકે છે? આમ કહી તે પાપિણી અજીતની પાસે દોડી જઇ કહેવા લાગીઃ—વ્હાલા અજીત! તમે આવ્યા તો ભલે આવ્યા. આ તમારૂં પ્રેમ પાત્ર હાલ હડે ભરાયું છે, હું તો તેનાથી કંટાળી. માટે જો ખરા મર્દ હો તો તેને મનાવી

તેનો ગર્વ ઉતારો. કહી મધુમુખી તેનો હાથ પકડી ખાટલા પાસે લઇ આવી. અજીત હસ્તે વદને ખાટલા પર બેઠો અને મુછપર હાથ ફેરવી બોલ્યો:—રમણી! નીચું નિહાળી કેમ ઉભાં રહ્યાંછો ? આવો, આવો, આમ નજીક આવો અને તમારા મુખ દર્શનથી આ પ્રેમાભિલાષીને પાવન કરો. હું ધારૂંછું કે તમે હવે સંપૂર્ણ વિચાર કરી લીધો હશે ?

"દિવ્યપ્રભાએ રક્ત નેત્રે તેના સામે નિહાળ્યું. આ વખતે તેના નેત્રમાં એવું તો અલૌકિક તેજ જણાતું હતું કે જેથી અજીત પણ હૃદયમાં ભય પામ્યો. તે બોલવાને મુખ ઉંચુ કરે એવામાંજ દિવ્યપ્રભાએ તિવ્ર સ્વરે કહ્યું:—મરણને મળવા પતંગીયા થએલા અજીત! મ્હેં પૂર્ણ વિચાર કરી મૂક્યો છે. હું તારાથી ડરતી નથી; તેમ તારા અનહદ સુખને પણ ઇચ્છતી નથી. હું શૈલેશને ચાહુંછું અને તને ખરા હૃદયથી ધિક્કારૂંછું."

"શું આજ વિચાર ? માન, હઠિલી હજી કહુંછું કે માન ?

સુંદરી! મારો તારીપર સાચો પ્રેમ છે અને તેજ કારણથી હું તારા અનેક અસહ્ય અપશબ્દો સહન કરૂંછું. રમણી! જેમ સતી મંદોદરીએ વિભીષણને પતિ તરીકે સ્વિકાર્યો હતો તેમ તુ પણ શૈલેશનો મનથી ત્યાગ કરી મારો સ્વિકાર કર. હું તને અત્યંત પ્રેમથી ચાહીશ; અને જીંદગીભર તારી આજ્ઞા ઉઠાવવા તત્પર રહીશ. મૃગલોચની! મને નિરાશ કરીશ નહિ. આ તરસ્યા ચાતકને પ્રેમામૃતનું પાન કરાવી તૃપ્ત કર. મોહિની! વિચાર તો કર કે તને લાવવામાં મને કેટલી બધી મુશીબત પડી છે ?

માટે જો તું મારી વૃત્તિને શરણ થઇશ તો સુખની પરિ-

સિમાએ પહોંચીશ અને નહિ માને તો તારી શું દશા થશે તે હાલ હું કહી શકતો નથી. તારા હા અને ના, ના જવાબ પરજ ભવિષ્યની ભેદમય આશા બંધાઇ રહી છે. તમે જે વિશ્વેશના બળપર મૂક્ત થવાની આશા રાખતાં હતાં તે પણ અમારા ગુરૂ મહારાજના ક્રોધનો ભોગ થઇ બંધિખાનામાં પૂરાયો છે. શૈલેશ અને વિશ્વેશની જીંદગી પણ તારા હા, ના, ના જવાબ પરજ લટકેલી છે. માટે આગળ પાછળનો વિચાર કરી મને જવાબ આપ. મને ઉતાવળ નથી. તું જવાબ આપીશ ત્યાં સુધી હું અહિં બેસી રહીશ. માટે જે જવાબ આપે તેનો ઉંડો વિચાર કરજે." આટલું લંબાણ વિવેચન કરી પાપીષ્ઠ અજીતે મધુમુખી સામે જોઈ છૂપું હાષ્ય કરી નીચે નિહાળ્યું.

તેનાં વચનો સાંભળી પવિત્ર બાળા ધ્રુજી ઉઠી. તેણે અલ્પ સમયમાં મન સાથે વિચાર કરી લીધો કે વ્હાલા શૈલેશ અને ભ્રાતા વિશ્વેશના પ્રાણનો વિનાશ ભલે થાય પણ શીયળનો ત્યાગ કદાપિ નાંહી થાય. આમ દૃઢ નિશ્ચય કરી દિવ્યપ્રભા તેને જવાબ આપવાને તૈયાર થઈ. તેનું મુખ લાલચોળ થઇ ગયું. મરણને મળવાનું છે ધારીને તે હિંમતવાન થઈ અને અગ્નિમાં ઘી પડતાં જેમ ભડકો થઈ ઉઠે તેમ સતી સુંદરી વિક્રાળ દૃષ્ટે ભયાનક સ્વરે પાપીના સામે જોઇ કહેવા લાગીઃ—

" ઓ ઘોર–ઘાતકી કર્મ ચંડાળ! સાંભળ! આ ગરીબ બાળાનો છેવટનો જવાબ ધ્યાનપૂર્વક સાંભળ. ઓ પાપના પુતળા! તારાથી થાય તે કરી લે. શૈલેશ–વિશ્વેશને કાલ મારી નાખતો હોય તો આ પળેજ રેંશી નાખ. હું તેથી લગીર પણ ભયભીત થનાર નથી અને મારા સત્યથી લેશમાત્ર પણ ચલાયમાન થનાર નથી. ઓ રાજપુત કુલાંગાર! તું પવિત્ર વંશમાં શામાટે ઉત્પન્ન થયો છે? ઓ દુષ્ટ! આ પૃથ્વી માર્ગ આપે

તો અંદર સમાઈ જા. નાદાન! શું તું એક અનાથ અબળાની પવિત્ર-તાને કલંક લગાડવા ઇચ્છે છે? પરંતુ યાદ રાખજે કે તારી સઘળી આશાઓ હવામાં ઉડી જશે. ઓ પિશાચ! આ સવિતા દેવ તેમની પ્રતિષ્ઠિત્ જગાએથી ચલાયમાન થઈ કદાચ અન્ય દિશાએ ઉપસ્થિત્ થશે; અને રાત્રિને ઉજ્વળ કરનાર ચંદ્ર દેવ રાત્રિને બદલે દિવસે પ્રકાશશે તદપિ આ દિવ્યપ્રભા તેનું પવિત્ર સતીત્વ નહિ તજે તે નહિજ તજે. હિચકારા! આ શરીરનો સ્પર્શ કરતાંજ તે શબવત્ થઈને જમીનપર પડશે એ નક્કી સમજજે!"

મધુમુખીઃ—આટલું બધું કર્યા વિના પ્રથમથીજ પ્રેમ બાંધી સુખી થાય તો કેવું સારૂં?

દિવ્યપ્રભાઃ—સદા-સર્વદા વિષય સુખમાં આનંદ માનનારી નીચ વેશ્યાને સતીના પવીત્ર સતીત્વની ક્યાંથી ખબર પડે? સતી સન્નારી પોતાના શીયળને કલંક લગાડી શ્યામ મુખે સૃષ્ટિમાં સંચાર કરવાને બદલે તેના પેટમાં સ્વહસ્તેજ તીણું ખંજર ખોસી હસતે મુખડે મરણને શરણુ થશે.

અજીતઃ—ઓ કમભાગ્ય અબળા! શું તું નથી જાણતી કે આ અજીત તને આ પળેજ ભ્રષ્ટ કરવાને શક્તિમાન છે? શું તને મારા પંજામાંથી કોઇ બચાવનાર છે?

દિવ્યપ્રભાઃ—હા છે. દુષ્ટ બુદ્ધિ કીચકના રંગ મહાલયમાં દુષ્ટથી ઘેરાયલી સતી દ્રોપદીના સતીત્વનું સંરક્ષણ શ્રી કૃષ્ણચંદ્રે કર્યું હતું તે તું જાણે છે? પાપાત્મા! જેવી રીતે દ્રોપદીપર કુદષ્ટિ કરનારા કૌરવાદિ શ્રી કૃષ્ણના કોપથી રણમાં રોળાઇ ગયા હતા તેજ પ્રમાણે તું પણ ભગવા-નના ક્રોધનો ભોગ થઈ અંતે રીબાઇને મરવાનો. પાપીયા! એ દયાળુ ભગવાન તારા પાસમાંથી મને બચાવશે અને તને નર્ક કુંડમાં નાખશે.

અજીત:—જો હું તને આ સમશેરથી આ ક્ષણેજ કાપી નાખીશ તો શું તારો કૃષ્ણ તને આ સમયે આવીને બચાવશે ?

દિવ્યપ્રભા:—હા, તે જરૂર મારૂં રક્ષણ કરશે. **"જે માણસો પ્રભુમાં દ્રઢ વિશ્વાસ રાખે છે તેને જરૂર પરમાત્મા સહાય કરેછે."**

અજીત:—ઠીક છે. હું તને મારી નહિ નાખતાં અસહ્ય સંકટોથી રીબાવીશ કે જેથી તું આખરે મારૂં કહેવું માન્ય કરીશ.

દિવ્યપ્રભા:—તું આ શરીરના ઝીણા ઝીણા કટકા કરી નાખ, અને ભડભડાટ સળગતા અગ્નિ કુંડમાં ફેંકી દે તેમજ જીવતાં જીવત ભીંતમાં ખીલાની સાથે જડી દે તદપિ હું તારૂં કહેવું માન્ય કરી મારી પવિત્રતાને કલંક લગાડનાર નથી. હું તારી ભયંકરમાં ભયંકર શિક્ષા મારા પવિત્ર સતીત્વને માટે સહન કરવાને તૈયાર છું. હા, ધિક્કાર છે તને કે ત્હેં એક પવિત્ર વંશમાં અવતાર લઇ ન કરવાનાં કૃત્ય કર્યા છે. હા, આગળના વીર પુરૂષો અબળાના રક્ષણમાં મહાન્ ધર્મ સમજતા હતા. હાય તેજ શુદ્ધ અંગારાના વંશજો આજે કાળા કોલસા સમાન ઉત્પન્ન થઈ અબળાનું રક્ષણ કરવાને બદલે તેમનીપર ત્રાસ અને ઘાતકી જુલ્મ ગુજારવાને તત્પર થાય છે. હા, અજીત! મ્હેં તારી બહાદુરી ઘણી સાંભળી હતી; એ તારી બહાદુરી આજે એક નિરાધાર અબળાને સતાવવામાંજ કામ આવે છે એ પ્રત્યક્ષ જોઈ શકું છું. હા ધિક્કાર છે તારા શૌર્ય અને પરાક્રમને! **"જે માણસો અનાચાર આચરી, કર્તવ્યને વિસારી, પાપ કર્મમાં તદ્રુપ બની, ગાય જેવી ગરીબ અબળાઓની લજજા લુંટવામાંજ ખરી મર્દાઇ સમજે છે; તેવા પુરૂષાર્થહીન્ નાલાયક માણસોને અપરંપાર ધિક્કાર છે-ફિટકાર છે."** હા, પાપી! ઇશ્વર અવસ્ય તારા કર્મની શિક્ષા કરશે. તું નર્કનો અધિકારી થઈ ચોધાર અશ્રુએ રડશે અને અંતે કરૂણ કલ્પાંત કરશે.

અજીતઃ—શું આ અજીત કલ્પાંત કરશે? છટ્—છટ્, કલ્પાંત કરનારા તો નામર્દ ગણાય છે. આ બળવાન અજીત! શત્રુઓને થરથર ધ્રુજાવનાર વીર! જો કરૂણ કલ્પાંત કરશે તો નેવનાં નીર મોભે જશે —સૂર્ય પશ્ચિમમાં ઉગશે! સમજી?

દિવ્યપ્રભાઃ—તારા કરતાં રાવણ—દુર્યોધન વગેરે ઘણાજ બળશાયી હતા; પણ છેવટે નીચ કર્મના પ્રતાપે કાળના કોળીયા થઈ ગયા તેની તને ખબર છે?

અજીતઃ—હા, ખબર છે. આ અજીત મરશે પણ એકવાર તારા પ્રેમનો સ્વાદ ચાખશે. ઓ મૂર્ખ અબળા! હું જેમ જેમ તારા શબ્દો સહન કરૂં છું તેમ તું મને વધારે ડરાવતી જાય છે; પણ સમજજે કે આ આખા વિશ્વમાં મારી સામે માથું ઉંચકનાર કોઈ નથી.

દિવ્યપ્રભાઃ—નરાધમ! વૃથા શાને ફુલાય છે? "બહુ રત્ન વસુંધરા." શેરને માથે સવા શેર હોય છે એનું ભાન છે?

અજીતઃ—ઠીક છે. ભાન નહિ હોય તો લાવીશું; પણ હવે તું શું જવાબ આપે છે?

દિવ્યપ્રભાઃ—ડાહ્યા માણસો એકજ શબ્દથી સમજે છે, પરંતુ મૂર્ખ માણસો તો વારંવાર પૂછે છે.

એમ તો હવે જોયા કરજે કે પરિણામ કેવું ભયંકર આવે છે. ઓ હઠીલા અબળા! હવે તૈયાર થજે અને શૈલેશ—વિશ્વેશની સાથે ભીંતમાં જડાવાને તત્પર થજે. અરે કોણ છે? સિપાહીઓ! કહી અજીતે ભયાનક બૂમ પાડી. ઓરડો ધ્રુજી ઉઠયો. બહાર ઉભેલા સેવકો હાથ જોડી અંદર દોડી આવ્યા. તેમને જોઈ અજીત કહેવા લાગ્યોઃ—આ અભિમાની અબળાને દોરડાથી મજબુત બાંધો. તેને અસહ્ય ત્રાસ

આપો અને મારી બીજી આજ્ઞા થતાં તેને વધસ્થાનના ઓરડામાં હાજર કરો.

"જેવી આજ્ઞા. કહી સેવકોએ દિવ્યપ્રભાને એક મજબૂત દોરડા- થી સખ્ત બાંધી દીધી. મધુમુખી ખડખડાટ હસવા લાગી. પાપી અજીત રૂક્ત નેત્રે દિવ્યપ્રભા સામે એકવાર દૃષ્ટિ કરી મધુમુખીને કહેવા લાગ્યો:- આપણે હવે ચાલો, આ હઠીલી અબળા આવી રીતે માનનાર નથી. તેને પણ વધસ્થાને ઉભી કરી તેના દેખતાંજ પ્રથમ શૈલેશ–વિશ્વેશને લાંબા ખીલાથી ભીંત સાથે જડી દઇશ; બાદ તેનો પણ વારો આવશે."

"સ્નેહી જનોની સાથે હું સુખેથી સ્વર્ગ સદનમાં ગમન કરીશ પણ તારી ઇચ્છાને તો અવશ્ય ઠોકર મારતી જઇશ." કહી દિવ્યપ્રભા વિકળ નેત્રે તેની તરફ જોઈ રહી. ઠીક છે, તેની ખબર તે વખતે પડશે. કહી અજીત મધુમુખી સાથે ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી સેવકોએ દોરડાથી બાંધેલી દિવ્યપ્રભાને ઓરડાંમાં પૂરી દીધી; અને બારણાં બંધ કરી પહેરો ભરવા લાગ્યા. દિવ્યપ્રભા ખાટલા પર પડી અને શૈલેશ- વિશ્વેશને યાદ કરી રડી પડી. બાદ હૃદયનો ભાર ઓછો કરી તે દુ:ખીયારી બાળા શૈલેશના ધ્યાનમાં ધ્યાનસ્થ થઇ અને આંખો બંધ કરી ખાટલામાં પડી રહી.

---

# પ્રકરણ ૨૦ મું.

## " દયાની દેવી. "

" અધર્મી જન તણો, વિજય ધારવો દિન ચારનો;
પણ સત્ય વાદી સદા સુખી, એ ન્યાય છે કિરતારનો."

રાત્રિનો સમય છે. સર્વ સ્થળે શુન્યકાર ભાસે છે. ભિષણ અંધકારે જગતને ઢાંકી દીધું છે. પુષ્પભદ્રાના જળનો ઘુઘવાટ શાન્તિનો ભંગ કરી રહ્યો છે. જળનાં પ્રચંડ મોજાં ઉંચે ઉછળી રહ્યાં છે. આવા ભયાનક સમયે સરિતાના કિનારે એક અનુપમ રમણી કાળો જભ્ભો ઓઢીને ઉભેલી છે. તેના લાંબા વાળ ગરદનપર પથરાઇ પવનથી આમ તેમ ઉડી રહ્યા છે. તેની પાસે એક ચૌદ-પંદર વર્ષના આશરાનો ખુબસુરત છોકરો કાળા જભ્ભામાં ઢંકાઇને ઉભેલો છે. તેણે તેના હાથમાં એક ફાનસ પકડેલું છે. કિનારાપર એક નાનું હોડીયું પડેલું છે. તે વારંવાર પાણીની છાલકોથી આમતેમ હાલી રહ્યું છે. આ બન્નેનો વિચાર હોડીયામાં બેસી કંઇક જવાનો હોય એમ અનુમાન થાય છે. એવામાં કાળા જભ્ભાથી ઢંકાએલી રમણીએ પાસે ઉભેલા છોકરાને પૂછ્યું:—શાન્તુ ! વિશ્વેશને દરિયાઈ મહેલના ભોંયરામાં પૂર્યો છે એ તું ખરી ખાત્રીથી કહે છે ને ?

" હા, હું ખરૂં કહુંછું. મ્હેં ખરી હકીકત જાણીનેજ તમને જણાવ્યું છે. " શાન્તુએ જવાબ આપ્યો.

" આ છોકરો તે બીજો કોઈ નહિ પણ શૈલેશને ખાવાનું આપી જનાર હતો. તે કોઇની આગળ કંઈ પણ બોલતો નહિ. આથી તેને સૌ કોઇ બ્હેરો અને મુંગો સમજતા. આવી રીતે વતવાને કૈલાસે તેને

સમજાવ્યું હતું. એ રીતે રહેવાથીજ તે દુષ્ટ મંડળની તમામ બાતમી મેળવતો. શૈલેશ વિશ્વેશની ખબર તેણેજ કૈલાસને જણાવી હતી. તે પછી કંઇક વિચાર કરી તે રમણીએ શાન્તુને હોડીયામાં બેસવાનું સૂચવ્યું. તે હોડીયામાં ચઢી બેઠો. રમણીએ હોડીયાને પાણીમાં હડસેલ્યું; ઢીંચણ સુધીના પાણીમાં લાવી તે અંદર ચઢી બેઠી અને હલેસું હાથમાં લઈ હોડીયાને દરિયાઈ મહેલ તરફ હંકાર્યું. મોજાંને લીધે ઉંચું-નીચું ઉછળતું હોડીયું સડસડાટ ચાલવા લાગ્યું. અંદર બેઠેલાં વારા ફરતી હલેસાં મારવા લાગ્યાં. પવન સારો હોવાથી તેઓ થોડીકવારમાં એ ભેદી ખડક આગળ આવી પહોંચ્યાં. નજીક આવી પહોંચતાં તેણે હોડીને ધીમે-ધીમે ચલાવવા માંડી; અને તે ભેદી ગુફાના બેટ આગળ લાવી થોભાવી. તે પછી બન્ને નીચે ઉતરી એ નાનકડી હોડીને બેટના થડમાં ખેંચી લાવ્યાં. અહિં પાણી બહુ નહોતું; એક લાંબા ખીલાને જમીનમાં ઠોકી દોરડાથી હોડીયાને બાંધ્યું. બાદ બન્ને જણાં અંદર ગયાં. શાન્તુ ફાનસ પકડીને આગળ ચાલતો હતો. તેની પાછળ શ્યામ સાલ્લામાં છૂપાએલી રમણી આસપાસ જોતી બેધડક અંદર ચાલી. આ સમયે કોઇ પણ પહેરેગીર ત્યાં જણાતો નહોતો. આવી રીતે ચાલતાં તેઓ તે વિશાળ ગુફાના આકારના ઓરડાની વચ્ચોવચ આવ્યાં. ત્યાં આગળજ તેમને ચાલવાના અવાજથી નીચે પોલાણ હોય એમ માલમ પડયું. રમણીએ શાન્તુને તે સ્થળે ઉભો રહેવાનું સમજાવ્યું અને તેના હાથમાંથી ફાનસ લઇ તે આસપાસ ફરી તપાસ કરવા લાગી. તે અંદરના ભાગમાં ઘણી જગાએ ફરી વળી પણ તેને કંઇ જણાયું નહિ, આથી તે નિરાશ થઈ પુનઃ શાન્તુ પાસે આવી. આ વખતે શાન્તુએ અજાયબીનું કામ કર્યું હતું. તેણે તેની નજદીકમાં આવેલું એક ગુપ્ત ઢાંકણ ઉઘાડયું હતું. તેમાં નીચે ઉતરવાને સીડી આવેલી હતી. નિરાશ થએલી રમણી અ-

ન્તુના વખાણ કરી તેની સાથે અંદર ઉતરવા લાગી; અને છેક નીચે ઉતરી એક સળંગ લાંબી ચાલમાં થઈને આગળ વધવા લાગી.

વાચકો ! આ સુંદરતાની દેવી વિશ્વેશ પાસે આવે તે પહેલાં ચાલો આપણે વિશ્વેશને તપાસીએ કે તે ઉંઘે છે કે જાગે છે ?

" વીર વિશ્વેશ દુષ્ટના દગાનો ભોગ થઇ લોખંડી જાળીમાં ફસાયો અને ગિરિનંદની ભયાનક આજ્ઞા સાંભળી અતિશય ગભરાયો. તે તેના જીવનની શંકા કરવા લાગ્યો. આ ભયાનક એકાન્ત સ્થાનમાં તેને શૈલેશ—વિશ્વપ્રભા અને પાલન કર્તા મહાત્મા એક પછી એક યાદ આવવા લાગ્યાં. વિશ્વેશ મૃત્યુથી ડરતો નહોતો પણ પોતાનું આવી કંગાલ રીતે મ્હોત થશે એ જાણીનેજ દિલગીર થતો હતો. પુનઃ તેણે એકવાર છૂટવાનો પ્રયત્ન કરી જોયો. લોખંડી જાળીને ચારે તરફથી જોઈ વળ્યો, પણ એકે રસ્તો જણાયો નહિ. તેના હાથ પગ દોરડાથી બાંધેલા હતા. તેણે દોરડાને છૂટું કરવાનો પ્રયત્ન માંડ્યો; પ્રયત્નને અંતે અપાર પરિશ્રમે તેણે હાથે બાંધેલું દોરડું દાંતથી કરડી નાખ્યુ અને પછી એક ઝાટક મારી તોડી નાખ્યું. હાથ છૂટા થતાંજ તેણે પગમાંથી પણ દોરડું છોડી દૂર ફેંકી દીધું. હાથ પગ છૂટા થતાંજ વિશ્વેશ વન-રાજની માફક એ લોખંડી પિંજરામાં ફરવા લાગ્યો. તેણે તેના સઘળા જોરથી પિંજરાના દ્વારને હલાવવા માંડ્યું, પણ તે લગીરે હાલ્યું નહિ. જ્યારે તેણે છૂટવાની એક પણ બારી ન જોઈ ત્યારે તેણે ગુરૂની ભયા-નક શિક્ષા યાદ આણી દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

તેના મનમાં હજારે–હજાર વિચાર તરવરવા લાગ્યા. વિશ્વેશ ગમ-ગીન ચ્હેરે એ પિંજરામાં પડ્યો રહ્યો. તેણે એવી રીતે બે દિવસ ત્યાં ગુજાર્યા. બે દિવસ થયા પણ તેની પાસે કોઈ આવ્યું નહિ. આથી તે

વિશેષ ગભરાયો અને વિચારવા લાગ્યો કેઃ—શું દુષ્ટોનો ઇરાદો મને ભૂખ—તરસથી રીબાવીને મારી નાખવાનો હશે ? અરે! શું મારે ભૂખ—તરસ સહન કરીનેજ મરણને શરણ થવું પડશે? હા, એમજ જણાય છે. આમ શોક કરતો વિશ્વેશ સમય વ્યતિત કરી રહ્યો હતો. આજે ત્રીજા દિવસની રાત્રિ હતી. હોડીયામાં આવેલી રમણી એક હાથે ફાનસ અને બીજા હાથે શાન્તુનો હાથ પકડી નિર્ભયતાથી વિશ્વેશના પિંજરાની તરફ ચાલી આવતી હતી. ભૂખ—તરસથી પીડાતો વિશ્વેશ નીચું નિહાળી બેસી રહ્યો હતો; એ અરસ્સામાંજ તેને ચાલી આવતી રમણીના પગનો અવાજ સંભળાયો. તેણે ચમકીને ઉંચે જોયું; તો તેની અત્યંત અજાયબીની અંદર માલમ પડ્યું કેઃ—કોઇક હાથમાં ફાનસ પકડીને મારી તરફ આવે છે. તે ઉભો થયો અને આશ્ચર્યતાથી એ આવનારને જોઇ રહ્યો. બન્ને જણું આગળ ચાલ્યાં આવતાં હતાં, એવામાંજ એક કૌતક થયું કે જેથી ચાલી આવનાર રમણી અને શાન્તુ સ્તબ્ધ બની ઉભાં રહ્યાં અને પાછળ જોવા લાગ્યાં. તેમને આવી રીતે સ્તબ્ધ ઉભાં રહેવાનું કારણ એ હતું કે તે રમણીને કોઇના આવવાનો ભાસ થયો તેમજ ઉપરના ભાગમાંથી નીચે ઉતરી આવનાર કેટલાં માણસોના અવાજનો પડઘો સંભળાયો; આથીજ તે રમણી આગળ નહિ વધતાં ત્યાંજ ઉભી રહી. તેણે ફાનસને જભ્ભાના ખીસ્સામાં છૂપાવી દીધું; અને શાન્તુના કાનમાં કંઇક સમજાવી દીધું. તે પછી બન્ને જણાં ઝડપથી આગળ વધ્યાં અને પિંજરા આગળના નાનકડા ચોગાનમાં એક ગુપ્ત સ્થળે છૂપાઇને ઉભાં. ખરેખર! તેમની અગમચેતી ખરી હતી. એક માણસ તેના એક હાથમાં ફાનસ પકડી અને બીજા હાથમાં કેદીને માટે ખાવાની થાળી લઇ ત્યાં આવતો જણાયો. વિશ્વેશ સંભ્રમમાં પડ્યો; અને આ શું બની ગયું તે વિચારવા લાગ્યો. એવામાંજ એ આવનાર

માણસે પિંજરા પાસે આવી તેને થાળી લેવાનું સૂચવ્યું. વિશ્વેશે વિના વિલંબે તેના હાથમાંથી થાળી લઈ લીધી. ભૂખ-તરસથી અધમૂઆ જેવા થઇ ગએલા વિશ્વેશે ઝપાટાબંધ ખાવાનું ખાઇ લીધું અને થાળીમાં મૂકેલા લોટામાંથી જળ પીધું. ખોરાક મળવાથી તેની ગએલી હિંમત તાજી થઇ. તેણે ઉભા થઈ ખાલી થાળી પાછી આપતાં આવનાર માણસને પૂછ્યું:—ભાઇ! તારો ગુરૂ મહારાજ હાલ ક્યાં છે?

"તેની તારે શું જરૂર છે? અભાગી માણસ! હું તને કંઈ પણ કહેવાને યા જણાવવાને શક્તિમાન નથી." તે માણસે જવાબ આપ્યો.

"શું તું મને જવાબ નહિ આપે?" વિશ્વેશે દમથી પૂછ્યું.

"તને જવાબ આપવાને હું આવી પહોંચ્યો છું." આમ કહેતો ગિરિનંદ તેના ચાર સેવકો સાથે ત્યાં આવીને ઉભો રહ્યો. છૂપાઇ રહેલી રમણીનું ધારવું ખરૂં પડયું. તે પણ દિઙ્મુઢ બની આ બનતો પ્રકાર જોઈ રહી. એ માણસો સળગતી મસાલો સાથે પિંજરા પાસે આવી ઉભા રહ્યા. વિંશ્વેશ તેને જોતાંજ ધિક્કારની નજરે જોઈ રહ્યો. સાધુએ એવી રીતે જોઈ રહેલો જોઇ ગંભીર અવાજે પૂછ્યું:—નાદાન છોકરા! તારા ધિક્કારની મને દરકાર નથી. ત્હેં ચલાવેલી વર્તણુક માટે તારે ઘણુંજ સહન કરવું પડશે."

"બસ એજ કે કાંઈ બીજું? સાધુ રૂપના રાક્ષસ! આ વીર તારાથી લગીર પણ ડરનાર નથી. તારામાં જો સત્તા હોય તો મને આ પિંજરામાંથી બહાર કાઢી જો, અને પછી જોઇ લે કે તારા સ્થાનમાં તારાં માણસોની વચ્ચમાં ઘેરાએલો આ વીર કેવો અદ્ભુત રંગ જમાવે છે!" કહી વિશ્વેશ તેની સામે વિરછી નજરે જોઇ રહ્યો.

"તારી ઉદ્ધતાઇથીજ તું મારો કોપ તારીપર વધારે ખેંચી લેછે,

કારણ કે તું હજી મને બરાબર રીતે ઓળખતો નહિ હોય?" સાધુએ ગર્જના કરીને કહ્યું.

વિશ્વેશઃ—"ઓળખું છું; ભગવા રંગના વેશમાં છૂપાએલા કાળા નાગને હું સારી રીતે ઓળખું છું; અને આ સ્થળેથી સ્હેજ છૂટો થતાંજ તારો છુંદો કરી નાખવાને ઉત્સુક છું."

ગિરિનંદઃ—તારી છૂટવાની આશા આકાશ કુસુમવત્ છે. તારા મનની સઘળી આશાઓ સ્વર્ગમાં સફળ થશે. પ્રપંચનાં ફળ તારે ઘણાંજ ઘાતકી રીતે ચાખવાં પડશે. છોકરા! તું ઘણોજ શયતાન છે, સાંપ જેવો ઝેરી છે; તારે માટે તો ફક્ત એકજ ફટકાની જરૂર છે; પણ નહિ મારે તો તને રિબાવીનેજ મારવો છે.

વિશ્વેશઃ—ઓ ગરીબ ઘેટા! તું આ વીરને શું કરવાને સમર્થ છે. મારવાનો વિચાર હોય તો લગીર પાસે તો આવ! આ વીરના હાથ હાલ છૂટા છે. નજીક આવતાંજ આ પ્રચંડ ભૂજાઓ તારા મોટા માથાનો ભૂકો કરી નાખશે."

ગિરિનંદઃ—ઓપ! શું ત્હેં દોરડું છોડી નાખ્યું? ખરેખર! આ છોકરો ઘણોજ બદમાસ છે. એ હરામખોર! તું નાનો છે પણ તારી જીભ ઘણીજ લાંબી છે. બસ તે તારી ઝેરી જીભજ તને કાળના મુખમાં હડસેલે છે."

વિશ્વેશઃ—આ વીરને કાળના મુખમાં મોકલનાર કોણ છે? શું તું? છટ્-છટ્! તારાથી શું થઇ શકે એમ છે! એ ભગવાં ધારી ભામટા! યાદ રાખજે કે ક્યાંક તારે કાળના મુખમાં હડસેલાવું ના પડે?

ગિરિનંદઃ—એ સઘળું થોડીવાર પછી જણાશે. તારે પણ તારા મિત્ર શૈલેશની સાથેજ ભીંતમાં જડાવું પડશે.

વિશ્વેશઃ—ઓહ્ ! શું મ્હારો મિત્ર પણ તારો શીકાર થયો છે? બોલ બોલ, ઓ ભીખ માગતા ભીખારી ! બોલ. જલ્દી જવાબ દે ?

ગિરિનંદઃ—ઓ ઝેરી સાંપ ! તારા શબ્દો મને તીરની માફક ખુંચે છે; પણ પરવાહ નહિ. તું હવે થોડાક વખતનો મ્હેમાન છે. તેટલા વખતમાં ફાવે એમ બોલી લે. સાંભળ, ઓ કમભાગ્ય ! તારા પ્રશ્નનો જવાબ સાંભળ. તારો મિત્ર શૈલેશ અને તેની અભાગણી સ્ત્રી હાલ મારા પંજામાં છે. તેઓ પણ થોડા વખતનાંજ મ્હેમાન છે; અને તારી સાથેજ ભયંકર યાતના સહન કરીને મરનાર છે.

વિશ્વેશઃ—( કંપીને ) ઓહ્ ! હું આ શું સાંભળુંછું ? ઓ ભાઇ શૈલેશ અને ઓ બ્હેન દિવ્યપ્રભા ! તમારી ઉપર આશો ગજબ ગુજર્યો છે ? ઓ જગતના પ્રકાશીત સૂર્ય ! તું હાલને હાલ આ વિશ્વને બાળીને ભષ્મ કર ! ઓ ઘોર અંધકાર ! તું ભિષણરૂપ ધારણ કરી સદાકાળ છવાયો રહે. ઓ ભૂ માતા ! તું તારૂં ઉદર ફાડી આ નરાધમોને અંદર છૂપાવી દે. ઓ વિંધ્યાચળનાં ગગન ચુંબિત્ શિખરો ! તમે એકદમ ટૂટી પડો ! ઓ પત્થરના મોટા પર્વતો ! તમે તમારી જગાએથી ખસો અને આ શયવાન સાધુને તમારી તળે દબાવી દયો. હાય ! શું કરૂં ? પાપીના પ્રપંચમાં ફસાયોછું. ઓ સાધુરામ ! જો તારે મારવો હોય તો મને સુખેથી માર પણ તે પુન્યવાન આત્માઓને બચાવ—તેમનીપર દયા કર. તેમણે તારૂં શું બગાડયું છે ?

ગિરિનંદઃ—તેમણે મારૂં સર્વસ્વ બગાડયું છે. છોકરા ! તારા નાહકના ધમપછાડાથી કંઇ વળનાર નથી; તેમજ તારી આજીજીથી પણ હું તેઓને જીવતાં છોડનાર નથી.

વિશ્વેશઃ—એમ! તો સમજજે કે પુન્યવાનોને એક ઇશ્વર સિવાય

કોઇની દરકાર નથી. તે વીર બાળકો ખુશીથી મરણને શરણ થશે પણ કદાપિ તારી પાસે દયાની યાચના નહિ કરશે. જા, જા, ઓ નીચ તુખમના ગુલામ! તારાથી થાય તે કરી લે અને તારી સત્તાથી તેમને માર-રિબાવ. જા હવે આ હૃદય પાષાણમય બન્યું છે; પણ તેની સાથે યાદ રાખજે કે મરણ પછી પણ તારા અત્યાચારનો બદલો લેવાનું હું ભૂલનાર નથી. માણુસની મૃત્યુ સમયની જેવી ભાવના એવીજ પુનર્જન્મમાં વાસના. એ સિદ્ધાંતથીજ હું ઇશ્વરના દરબારમાંથી તારે માટે પુનઃ આ પૃથ્વીપર અવતાર ધારણ કરીશ અને તને—ઓ ભગવાં ધારી! તને, તારા સમસ્ત મંડળ સાથે આ પગતળે કચડી નાખીશ—છુંદી નાખીશ. હા. ત્યારેજ; બસ ત્યારેજ આ હૃદયમાં ભભકતો વૈરાગ્નિ શાન્ત થશે.

ગિરિનંદઃ—(હશીને) હા, હા, હા. આ તારાં તરફડીયાં નકામાં છે. તારાથી કંઇ પણ થનાર નથી.

વિશ્વેશઃ—(ઉંચે જોઇ) ઓ ઇશ! મારી ઉપર દયા કરી મને મૂક્ત કરો. હું આ અક્કરમી સાધુને સદાને માટે બોલતો બંધ કરી દઉં કે જેથી તેનો લવારો બંધ થાય. હું તેનાં વાક્ય બાણ સહન કરી શકતો નથી. ઓ સાધુરામ! આમ લગીર મારી પાસે તો આવ! હું તારી આગળ પડતી જીભને બહાર ખેંચી કાઢું!

ગિરિનંદઃ—બસ બહુ થયું. આટલામાં આટલો બધો અકળાઇ શાને જાય છે? હજી તો તારે ભયંકર પ્રસંગ નજરે જોવાના છે. બસ એજ કારણથી તું વ્હેલો મરણને મળી શકતો નથી. ક્રોધ તો એવો ચઢે છે કે તને આ વખતેજ કાપી નાખું; પણ નહિ; તારે તો ભયાનક યાતના સહન કરવાની છે. વ્હાલાં જનોને લોહીમાં તરબોળ થએલાં નજરો નજર જોવાનાં છે.

"તેનાં વચનોથી વિશ્વેશના દુઃખનો પાર રહ્યો નહિ. તે ક્યાંએ ક્રુર પ્રહાર કરીને બોલી ઉઠયોઃ—હા, મિત્રો! વ્હાલાં જનો! ક્ષમા કરજો કે હું તમારા મૃત્યુનું સૂચન આ દુષ્ટ સાધુના મુખથી સાંભળી રહ્યો છું. ઓ યમરાજ! આવો, આવો અને આ ઘાતકી હૃદયના ઘોલ્લારા સાધુને તમારી ભિષણ ગદાથી જમીનદોસ્ત કરી નાખો. તેનું આવી રીતનું બોલવું સાંભળી સાધુરામ ખડખડાટ હસવા લાગ્યો. વિશ્વેશ વધુ ઉશ્કેરાયો. તે ભયાનક ત્રાડ પાડી બોલી ઉઠયોઃ—ઓ કર્મ ચંડાળ! સાવધ! જીવ બચાવવો હોય તો નાશ, નહિ તો સમજજે કે છે મારા હાથથી તારો વિનાશ. જો, જો, ઓ ભામટા જો. હું આ તારૂં પિંજરૂં તોડીને બહાર નીકળું છું. આમ બોલતા વિશ્વેશે કારમી કીકીઆરી કરી મોટી છલાંગ મારી. પ્રભુએ તેનામાં અપૂર્વ બળ મૂક્યું. તે ધબાક કરતો બહાર ઉછળી પડયો. પિંજરૂં ધ્રુજી ઉઠયું. ગિરિનંદે ભયભીત થઈ ભયાનક બૂમ મારી કહ્યુંઃ—બહાદુરો! આને પકડો અને એકદમ તેના ગળામાં લોખંડની સાંકળ નાંખી દ્યો. આજ્ઞાનો અમલ તરત થયો. વિશ્વેશ ઉભો થવા જાય એ પહેલાંજ પાસે ઉભેલા માણસોએ તેને બાંધીને લઇ જવા માટે લાવેલી સાંકળ સફાઇથી તેના ગળામાં નાખી દીધી. બાદ મસાલવાળાઓ પણ મસાલો નીચે મૂકી તેનીપર ધસી આવ્યા અને વિશ્વેશની લાત મૂકીઓ સહન કરતા તેને બાંધવામાં અંતે ફતેહમંદ થયા. ગિરિનંદના ક્રોધનો પાર નહોતો. તે રૌદ્ર સ્વરે તેનાં માણસોને કહેવા લાગ્યોઃ—બહાદુરો! હું આંના વધની તૈયારીને માટે અત્યારેજ જાઉં છું તમે આને જલ્દીથી ત્યાં લઈ આવો. કહી સાધુરામ એક ધિક્કારની નજર ફેંકી ત્યાંથી ચાલતો થયો. યમદૂત જેવા જણાતા માણસોએ વિશ્વેશને ઉભો કર્યો. તેના હાથમાં લોઢાની બેડી નાખવામાં આવી. તેના આખા શરીરે લોઢાની સાંકળો વિંટવામાં આવી. વિશ્વેશ ક્રોધથી કંપતો હતો.

પાસે ઉભેલા માણસો પણ મનમાં ભયભીત થતા હતા. એ અરસ્સામાંજ તેણે લાગ જોઈ પાસે ઉભેલા એક માણસના માથાપર બેડીવાળા બન્ને હાથનો પ્રહાર કર્યો. મરી ગયો રે બાપ. કહી તે માણસ ચકરી ખાઈ જમીનપર ટૂટી પડયો. તેના માથાના છૂંદે–છૂંદા ઉડી ગયા. પોતાના સાથીદારની આવી દુર્દશા નિહાળી બાકીના ત્રણ જણા ઉશ્કેરાયા અને મ્યાનમાંથી તલવારો ખેંચી વિશ્વેશની સામા ધસ્યા. વિશ્વેશે ભયાનક શબ્દથી તેમને આગળ વધતા અટકાવ્યા; પણ તેમાંનો એક તેની દરકાર રાખ્યા વિના છેક નજીક ગયો; અને ઘા કરવાને તલવાર ઉંચી કરી; તલવારનો ઘા વિશ્વેશ પર પડે એ પહેલાંજ સનનન અવાજ કરતી એક ગોળી આવી અને તે દુષ્ટના માથામાં વાગી. પાપી માણસ લોહીમાં તરબોળ થઇ નીચે પડી તરફડવા લાગ્યો. એ અરસ્સામાંજ બીજો અવાજ થયો; અને તેની સાથેજ ઉભા રહેલા બે દુષ્ટોમાંથી એક નીચે પડયો. ઉપરાઉપરી અવાજ થવા લાગ્યા. ભોંયરૂં કંપવા લાગ્યું. જીવતો રહેલો એક દુષ્ટ ભયભીત થઇ ધ્રુજવા લાગ્યો. વિશ્વેશ ફાટી આંખે ચોગરદમ જોવા લાગ્યો. એવામાંજ ખૂણામાં છૂપાઈ રહેલી રમણી હાથમાં પિસ્તોલ પકડી ત્યાં દોડી આવી. તેને જોઇ ધ્રુજતો માણસ નાશવા લાગ્યો. રમણીએ તેની પાછળ પિસ્તોલનો પ્રહાર કર્યો. ગિરિનંદનો બાકી રહેલો એક સેવક પણ અંતે અધવચ ઘાયલ થઇને ટૂટી પડયો. રમણીની સાથે આવેલો શાન્તુ હાથમાં ફાનસ પકડી સર્વ પ્રકાર જોઈ રહ્યો. ભયના વાદળને વિદારી તે વિશ્વેશની પાસે આવી અને જબ્ભામાંથી કંઇક હથીયાર જેવું કાઢી તેની સાંકળો ખોલી નાખી. બાદ હાથની બેડી પણ છોડી નાખી. વિશ્વેશ સાનંદાશ્ચર્યથી તેની સામે જોઇ રહ્યો; અને બંધન મૂક્ત થતાંજ ગળગળે સાદે બોલી ઉઠયો:—દયાની

દેવી! તમે આજે દેવથી પણ ન બની શકે એવું મહાન્ કાર્ય કર્યું છે. રમણી! તમે મનુષ્ય છો કે દેવ કન્યા છો?

"અમરાવતીના સેનાપતિ! શું તું મારી ઓળખાણ ભૂલી ગયો? શું આ કૈલાશને એટલાજમાંજ વિસરી ગયો! કહી તે રમણી તેના મુખ સામે જોઇ રહી.

"ઓહ્! શું કૈલાસ? ધન્ય છે, રમણી રત્ન તમને લાખો ધન્યવાદ છે. હા, તમારા મારી પર કેટલા ઉપકાર! એ ઉપકારો હું કેવી રીતે વાળી શકીશ?"

"ઉપકારની જરૂર નથી. મનુષ્યની ફરજ મ્હેં બજાવી છે, કુમાર! હવે ચાલો આપણે જલ્દીથી બહાર નીકળી જઇએ. કહી કૈલાસે શાન્તુને આગળ ચાલવાને કહ્યું. શાન્તુ ફાનસ પકડીને આગળ ચાલ્યો. ફાનસના પ્રકાસમાં વિશ્વેશ અને કૈલાસ આસપાસ જોતાં સીડી ઉપર થઇને ઉપર આવ્યાં; અને બહાર પડેલા હોડીયામાં બેસી સામેના કિનારે આવીને ઉભાં.



## પ્રકરણ ૨૧ મું.

—:o:—

### " મ્હોતની ભીખ. "

"મિત્રો તેનું નામ બજાવે બંધુ સેવા,
મિત્રો તેનું નામ, સુખ દુઃખ અંગે સ્હેવા.
મિત્રો તેનું નામ, ભોગ થઈ દુઃખજ વામે,
મિત્રો તેનું નામ, દુઃખમાં સ્હાયજ આપે;
વળી સ્વાર્થને અળગો કરી, જે મિત્ર હિતને જાણવા,
તે સત્ મિત્રો સમજવા, બાકી પત્થર જાણવા."

કિનારે થોડીકવાર શાન્તિથી ઉભાં રહી કૈલાસે પૂછ્યું:—કુમાર! હવે શું વિચાર છે?

" વિચારમાં મિત્રનો ગમે એ પ્રકારે ઉદ્ધાર કરવો છે અને દુષ્ટ ગિરિનંદને રસાતાળમાં ચાંપવો છે. દેવી કૈલાસ! મારીપર કૃપા કરો અને મારા મિત્રને દુષ્ટોએ ક્યાં છૂપાવ્યો છે એ બતાવો? વિશ્વેશે પૂછ્યું.

" તમારો મિત્ર ભયાનક સ્થળે પૂરાએલો છે. તેનો જીવ હાલ જોખમમાં છે. દુષ્ટ ગિરિનંદ તેને આજકાલમાં ભયાનક મ્હોતથી મારનાર છે; માટે તેને બચાવવાની આશા હવે નકામી છે. " કૈલાસે જણાવ્યું.

" શું કહોછો? શું મારો મિત્ર મ્હારા પહેલાં સ્વર્ગમાં ગમન કરશે? નહિ, નહિ. તે એવો નિષ્ઠુર હૃદયનો નથી. હું આ રોજ તેની પાસે જાઉંછું ને તેના બચાવમાં પ્રાણનું બલીદાન આપુંછું. જણાવો,

દેવી! મને જલ્દી જણાવો કે તેને કયાં રાખવામાં આવ્યો છે? વિશ્વેશે અકળાઇને પૂછ્યું.

કૈલાસઃ—કુમાર! ત્યાં જવાથી કંઈ પણ ફાયદો થનાર નથી. હાલ ગિરિનંદ તેના તમામ મંડળ સાથે ત્યાં હાજર હશે અને તમને જોતાંજ મૃત્યુના મુખમાં હોમી દેશે.

વિશ્વેશઃ—મિત્રને માટે હું આ પ્રાણની પરવાહ કરતો નથી. હું અવશ્ય ત્યાં જઇશ અને એ ક્રુર સાધુને મારા બળનું ભાન કરાવીશ. દેવી! આ હૃદયની દૃઢ પ્રતિજ્ઞા છે કે શૈલેશના વિના જીવવું હરામ છે. આ વિશ્વેશ! મિત્ર ઉદ્ધારનાં કાર્યમાં પ્રાણ આપશે પણ પાછો નહિ ફરે તે નહિજ ફરે.

કૈલાસઃ—વિશ્વેશ! ત્યાં જતાંજ તમારી ધારણા ધુળમાં મળશે: માટે મારૂં માની ત્યાં જવાનું છોડી દયો. તમે જો જીવતા હશો તો મિત્રનું વેર લઈ શકશો. સાહસમાં પ્રાણ હાની સિવાય કશું વળનાર નથી. માટે તમારી સર્વ પ્રતિજ્ઞા આ પુષ્પભદ્રાના પ્રવાહમાં મૂકી દયો અને ઝટ અમરાવતીના પંથે પળો.

વિશ્વેશઃ—દેવી કૈલાસ! મને લાગે છે કે તમે આ હૃદયની પરિક્ષા જોતાં હશો? શું આ વિશ્વેશ જીવવાના સ્વાર્થને વશ થઇ મિત્રને મૃત્યુના મુખમાં હોમાવા દેશે? નહિ, નહિ. આ વીર મિત્રનો ત્યાગ કરી જીવનના એક તુચ્છ સુખને ખાતર પ્રાણ આપતાં પાછો હઠનાર નથી. દેવી! હું મૂર્ખ નથી. હું મારા મિત્રના કલ્યાણમાંજ મારૂં સર્વ સુખ સમાએલું સમજું છું.

કૈલાસઃ—પણ માણસનું મન ચલાયમાન છે, સ્થાયી નથી!

વિશ્વેશઃ—આ હૃદય જ્યારે નીતિનો માર્ગ ઉલ્લંઘન કરી ચળા-

યમાન થશે ત્યારે આ વસુંધરા રસાતાળમાં જતી રહેશે; અને તે સમયેજ આ વિશ્વેશ પોતાના કોમળ હૃદયમાં તરત કટાર ભોંકી પ્રાણનું વિસર્જન કરશે. દેવી ! ચિત્ત ચળાયમાન થતાં કાળો કેર વર્તાશે અને આ દેહ ભડભડાટ સળગતી ચિતામાં પડી ભષ્મિભૂત થશે–હતો નહતો થઈ જશે.

કૈલાસઃ—ધન્ય છે, વીરકુમાર ! તને ધન્ય છે. તારો મિત્ર પ્રત્યેનો પ્રેમ અજબ છે. કુમાર ! મનમાં દુઃખ લગાડશો નહિ, હું તો તમારા સારાને અર્થેજ આટલું સૂચન કરતી હતી.

વિશ્વેશઃ—જો તમે મારીપર પ્રસન્ન થયાં હો તો મારા મિત્રનું સ્થળ મને બતાવો. કૈલાસ ! જે એક પળ જાય છે તે એક કલ્પસમ સમજાય છે. હું એ સ્થળે આ સમયેજ જવાને ઇચ્છું છું.

કૈલાસઃ—કુમાર ! અહિંથી થોડેક દૂર જતાં ત્યાં જવાનો રસ્તો શરૂ થાય છે; પણ ત્યાં થઇને જતાં ધારેલું કામ પાર પડે એ મને અશક્ય જણાય છે. કારણ કે દુષ્ટ સાધુરામ તેના અસંખ્ય માણસો સાથે ત્યાં હશે; અને તેથીજ ત્યાં થઈ જવું મુસ્કેલ પડશે. પણ અહિંથી દૂર એક બીજો રસ્તો આવેલો છે. તે ઘણોજ લાંબો અને ભયાનક છે. એ પર્વતોની વચમાં એક ઉંડી ખીણ આવેલી છે. તે મ્હોતની ખીણના નામથી ઓળખાય છે. તેને પસાર કરીને બીજી બાજુએ જવાય છે. એ બીજી બાજુના પ્હાડપર થઇને નીચે ઉતરી શૈલશની કોટડી પાસે પહોંચાય છે; પણ ત્યાં થઇને જવું તે ખરેખર મ્હોતને મળવા જેવું છે.

વિશ્વેશઃ—મૃત્યુની મને પરવાહ નથી. મારે તો ફક્ત મારા મિત્રને બચાવવો છે. હું એ ભયાનક ખીણને પસાર કરીશ. દેવી ! ચાલો, ચાલો અને દૂર ઉભાં રહી મને એ માર્ગ બતાવો.

" ચાલો હું સાથે આવું છું; અને ત્યાં જવાનો માર્ગ બતાવું છું. કહી કૈલાસ જવાને તૈયાર થઇ. વિશ્વેશના આનંદનો પાર રહ્યો નહિ. કૈલાસે શાન્તુના કાનમાં કંઇક ધીરેથી વાત કરી કે જેથી તરત તે હોડીયામાં બેસી ગુફાવાળા ઓરડામાં પાછો ગયો. ત્યાં એક સાતેક હાથનું લાંબુ પાટીયું પડેલું હતું. શાન્તુએ તેને બહાર ઘસડી લાવી પાણીમાં નાખ્યું અને પોતે હોડીયામાં બેસી તેને કિનારે ખેંચી લાવ્યો. બાદ કિનારે ઉતરી કૈલાસની પાસે ઉભો રહ્યો. વિશ્વેશ તેની હિલચાલથી આશ્ચર્ય પામ્યો. એ પાટીયું સાથે લઇ લેવાનું હતું. તે પાતળું હતું. તેનામાં બહુ ભાર નહોતો. શાન્તુ તેને માથાપર ઉઠાવી આગળ ચાલવા લાગ્યો. કૈલાસે તેના હાથમાંનું ફાનસ પોતાના હાથમાં પકડ્યું અને એ દયાની દેવી વિશ્વેશની સાથે વાતો કરતી મ્હોતના ખીણ તરફ જવા લાગી. ખાડા ટેકરા ચઢતાં ઉતરતાં તેઓ આગળ ચાલવા લાગ્યાં. પાછલી રાતનો ચંદ્ર આકાશમાં ઉગ્યો હતો. હિંમતવાન કૈલાસ સૌને મોખરે ચાલતી હતી. જાણે દેવ લોકો રાત્રિના સમયે ફરવાને ના નીકળ્યાં હોય એવો તેમનો દેખાવ હતો. પહાડી પ્રદેશમાં કોઇ કોઇ ચઢાણ એવું તો વિકટ આવતું હતું કે તેની પર ચઢતાં–ઉતરતાં શરીર ધ્રુજી ઉઠતું. બે ત્રણ વેળા તો એવી જગા આવી કે પાછું ફરીને નીચે જોતાંજ સમસ્ત શરીર કંપી ઉઠતું અને આંખે અંધારાં આવી જતાં. આવી રીતે ચાલતાં–ચાલતાં તેઓ એક ગુફાના મુખ આગળ આવી ઉભાં. આ ગુફા કુદરતે એક કોટડીના જેવી બનાવેલી હતી. તેના મુખ આગળ વાઘ–વરૂઓએ ફાડી ખાધેલા જનાવરોનાં હાડકાં અને હાડપિંજર પડેલાં હતાં. આ ગુફામાં થઇનેજ મ્હોતની ખીણ પાસે જવાનો ટુંકો રસ્તો હતો. કૈલાસ બેધડક આગળ વધી. વિશ્વેશે શાન્તુના

માથાપરથી પાટીયું પોતે ઉપાડી તેને આગળ ચાલવાનું સૂચવ્યું: શાન્તુ બીચારો થાકી ગયો હતો.

આ ગુફાની લંબાઈ આશરે અર્ધા માઇલિની હતી. અંદરનો રસ્તો વાંકો અને અગવડતા ભરેલો હતો. અંદર અંધારૂંઘોર હતું. ફાનસનું અજવાળું ઝાંખુ-ઝાંખું જણાતું હતું. અંતે તેઓ ગુફાને પસાર કરી બહાર નીકળ્યાં; અને એક ઉંચા પ્હાડ પર આવીને ઉભાં. આ પહાડમાં એક જબરજસ્ત ચીરો પડેલો હતો; આથી તે બે ભાગમાં વ્હેંચાઈ ગએલો જણાતો હતો. તેઓ જે પહાડપર ઉભાં હતાં તે ઘણોજ ઉંચો હતો. નીચેથી જો તેમને કોઇ જુએ તો ઉપર ઉભેલાંઓ એક ઝીણામાં-ઝીણા આકારની વસ્તુની માફક જણાય. બે ભાગમાં વહેંચાયલા પ્હાડની વચ્ચમાં કરોડો માથોડાં ઉંડી ખીણ આવેલી હતી. જેમાં નજર ફેંકતા નજર પહોંચી શકતી નહોતી. અંદર ભયાનક અંધકાર સિવાય કશું જણાતું નહોતું. પવન સુસવાટાબંધ ફુંકાતો હતો. કૈલાસ-વિશ્વેશ અને શાન્તુ જે સ્થળે ઉભાં હતાં ત્યાં એક મોટો પત્થર બહાર નીકળી જુદા પડેલા પર્વતની દિવાલ તરફ ઝુકેલો હતો; અને તેનો છેડો ઉંડી ખીણપર લટકતો હતો. વિશ્વેશ અને શાન્તુ એ પત્થરને આશ્ચર્યતાથી જોઇ રહ્યા હતા. એવામાંજ કૈલાસે કહ્યું:—આપણે આ પત્થરપર થઇનેજ પેલી તરફ જવાનું છે. માટે સંભાળજો, સાવચેતી રાખજો. જો-જો ચક્કર ખાઇને પડી જતા નહિ. આમ કહી કૈલાસ ધીમેથી પગ ટેકવી તેનીપર ચઢી. વિશ્વેશ તેની હિંમતની પ્રસંસા કરતો શાન્તુનો હાથ પકડી ધીમે-ધીમે આગળ વધવા લાગ્યો. વિશ્વેશને સંભાળપૂર્વક ચાલવાનું હતું કારણ કે તેણે તેના માથાપર પાટીયું ઉંચકેલું હતું. ત્રણે જણાં પત્થરના સાંકડા છેડાપર ચાલવા લાગ્યાં. પવન સુસવાટાબંધ વાતો હતો; વારે ઘડીએ નીચે ઉથલાઈ પડવાની ધાસ્તી ઉપજતી હતી. કૈલાસે ઓઢેલો જભ્ભો પવનને લીધે પાછળથી

ઉડતો હતો; તેને દબાવી તે વીરબાળા સમતોલપણું જાળવતી આગળ વધવા લાગી. જીવ સટોસટનો મામલો હતો. જો ચાલવામાં લગીર ચુક થઇ તો સુમાર વિનાની ઉંડી ખીણમાં પ્રાણ ગયાજ સમજવા. આખરે તેઓ ઝુકી રહેલા પત્થરના છેક છેડા પાસે આવી ઉભાં. ત્યાંજ પેલી મ્હોતની ખીણ આવેલી હતી. તેની પર થઇનેજ જુદા પડેલા પ્હાડપર તેમને જવાનું હતું. સાથે રાખેલું પાટીયું અહિંજ ઉપયોગી થનાર હતું. પાંચ-છ હાથ પહોળાઇના આશરાની આ જીવલેણ ખીણ તેમણે સાથે રાખેલા લાંબા અને સાંકડા પાટીઆપર થઇને પસાર કરવાની હતી. તેઓએ સામે નજર કરી તો જણાયું કે સામેના જુદા પડેલા પ્હાડ-પરના એક નાના બહાર નીકળી આવેલા ખડકની અણી ઉપર પત્થરનું ચોસલું આવેલું છે. તે ચોસલું પવનમાં ઝુલા ખાતુ જણાતું હોય એવો ભાસ થતો હતો. તે ચોસલું ખડકની અણીપર ગોઠવાએલું હોવાથી ત્રાજવાનાં પલ્લાંની માફક તેની બાજુઓ નમેલી હતી. ખરેખર એ ચોસલું કુદરતેજ ત્યાં ગોઠવેલું હોવું જોઇએ. અડી રહેલું એ ચોસલું જો કે નાનકડું જણાતું હતું પણ તે હજારો મણનું વજનદાર હતું. કૈલાસે કંઇક વિચાર ગોઠવી વિશ્વેશને પાટીયા સાથે આગળ આવવાનું સૂચવ્યું. વિશ્વેશ ધીમે રહી પાટીઆ સાથે તેની નજદીક ગયો. બન્ને જણાંએ પાટીઆને ખસેડી સામેના ચોસલા પર તેનો છેડો ગોઠવ્યો. પાટીયું બરાબર ગોઠવાતાં કૈલાસ ઉભી થઈ અને ધીમે પગલે તેની પર થઈ બીજી બાજુએ જઈ ઉભી. તેણે ત્યાં ઉભાં રહી પ્રથમ વિશ્વેશને ચાલી આવવાનું જણાવ્યું. વિશ્વેશ વીર હતો પણ આ વખતે એ પાટીઆપર થઇને જતાં કંપ્યો. કૈલાસે તેને જલ્દી ચાલી આવવાની બૂમ મારી. વિશ્વેશ ભયનો ત્યાગ કરી રામનું નામ લઈ ધીમે પગલે ચાલવા લાગ્યો. તેને નજીક આવવા દઈ કૈલાસે તેનો હાથ પકડી

પોતાની પાસે ખેંચી લીધો. તે પછી નાનકડો શાન્તુ પણ હિંમતથી ચાલી આવ્યો. ત્રણે જણાંએ આ મ્હોતની ખીણ નિર્વિધ્ને પસાર કરેલી હોવાથી ધુંટણીએ પડી પ્રભુનો ઉપકાર માન્યો. વિશ્વેશ! હવે ભય નથી. આપણે નજીકમાં આવી પહોંચ્યાં છીએ. વીર કુમાર! હવે તમારે એકલા-એજ આગળ જવાનું છે ને મિત્ર ફરજ બજાવવાની છે. જુઓ! આ પ્હાડની નીચે મોટું મયદાન દેખાય છે, ત્યાં આ રસ્તે થઇને જવાય છે. આ રસ્તો સાફ અને સહેલો છે. તમે થોડીવારમાંજ નીચે ઉતરી જશો. નીચે જતાંજ તમારી નજરે એક પત્થરનો કમાનદાર દરવાજો દેખાશે, તેમાં તમે દાખલ થજો. તેની અંદર બે રસ્તા આવેલા હશે. તેમાંના જમણા રસ્તે ચાલ્યા જશો કે જેથી તમે શૈલેશની કોટડીની પાસે જઇને ઉભા રહેશો. વિશ્વેશ! આ કામ ઘણુંજ જોખમનું છે. માટે સંભાળપૂર્વક વર્ત્તજો.

મારા સાંભળવા પ્રમાણે ગિરિનંદના તમામ સેવકો બે દિવસથી ત્યાં એકઠા થએલા છે. માટે તમે ભૂલેચૂકે પણ ડાબા હાથને રસ્તે જવાનો વિચાર કરશો નહિ. વિશ્વેશ! લ્યો! આ ત્યાંનું તાળું અને બેડીઓ ખોલવાનું હથીઆર. કહી કૈલાસે જબ્ભાના ગજવામાંથી એક વાંકુ–તિક્ષણ નાનકડું શસ્ત્ર તેના હાથમાં આપ્યું. વિશ્વેશ તેના ઉપકારના આભારથી દબાઈ ગયો અને નમૃ અવાજે પૂછવા લાગ્યોઃ—દયાનીદેવી! તમે આ ભયાનક સ્થળેથી એકલાં કેવી રીતે જઈ શકશો? કદાચ તમે કોઇક વિપત્તિમાં સપડાઈ જશો તો?

“કુમાર! મારી ચિંતા કરશો નહિ. મારૂં કલ્યાણ કરનાર શ્રી હરી મારી પાસેજ છાયા રૂપે નિવાસ કરે છે. હું આ ભયાનક સ્થળથી પૂરે-પૂરી માહિતગાર છું. આપણે જે રસ્તે થઇને આવ્યાં હતાં તે રસ્તે થઇને હું શાન્તુ સાથે જલ્દીથી આશ્રમમાં પહોંચી જઇશ.” કૈલાસે જણાવ્યું.

"આપણો મેળાપ હવે ક્યાં અને ક્યારે થશે?" વિશ્વેશે પૂછ્યું.

"કૈલાસ ટેકરીની તળેટીમાં એક આમ્ર વૃક્ષ આવેલું છે. તે વૃક્ષનાથી થોડેક દૂર એક નાની ગુફા આવેલી છે. ત્યાં તમે શૈલેશની સાથે રહેજો અને ત્રીજા દિવસના મધ્યાન્હ સુધી મ્હારી રાહ જો જો. હું ત્યાં આવી તમને મળીશ. વિશ્વેશ! અને તો શૈલેશને લઈ તમે તેની કોટડીના દ્વાર નજીક આવેલી સુરંગમાં ઉતરજો કે જે રસ્તેથી તમે જલ્દીથી બહાર નીકળી શકશો." કૈલાસે વધારે જણાવ્યું.

"હું હવે જાઉં છું. પણ...દિવ્યપ્રભાના વિચારે કંપું છું. દેવી! તેનું શું થશે? પુનઃ વિશ્વેશે પૂછ્યું.

"તેની ચિંતા કરશો નહિ. તેના એક વાળને પણ હું ઈજા આવવા દેનાર નથી. દયાળુ ભગવાન તેમની ગયબી શક્તિએ તે દુખીયારી બાળાનું રક્ષણ કરશે. હું તેને પણ હવે જેમ બને એમ જલ્દીથી મૂક્ત કરવાના પ્રયત્ન કરીશ." તમે હવે જાઓ. કૈલાસે ધિરજ આપી જણાવ્યું.

"દેવી પ્રણામ! કહી વિશ્વેશ તેણે બતાવેલા માર્ગે પ્રયાણ કરવા લાગ્યો. કૈલાસ અને શાન્તુ તે દેખાયો ત્યાં સુધી તેની પીઠ પાછળ જોઈ રહ્યાં. બાદ તેઓ પણ ત્યાં વધારે વાર નહિ રોકાતાં આવેલા રસ્તે થઈને તેમના આશ્રમ તરફ જવા લાગ્યાં. વીર વિશ્વેશ ઝડપથી નાચે ઉતરવા લાગ્યો. રસ્તો સીધો અને સાફ હોવાથી તેને મુશીબત પડતી નહોતી. થોડીવારમાંજ તે નીચે ઉતર્યો અને કમાનવાળા દરવાજામાં થઈને જમણા હાથના રસ્તે પૂર વેગે દોડ્યો."

# પ્રકરણ ૨૨ મું.

:o:

## "મિત્રનો ઉદ્ધાર."

*અશ્રુ હવે નયનનાં નયને જજો હો,
નિઃશ્વાસ આ હૃદયના હૃદયે રહે હો;
આશા બધી દિલતણી દિલ ત્યાગજો હો,
આનંદ આ નદ તળે જળમાં પડો હો.

પાછલી રાત્રિનો સમય છે. બહાર ચંદ્ર સમસ્ત સૃષ્ટિને ઉજ્વળ કરી રહ્યો છે; પણ ભયાનક કાળ કોટડીમાં તેનું એક પણ કિરણ પ્રવેશી શકતું નથી. ત્યાંતો ઘોર અંધકાર છવાએલો છે. પહેરેગીરો નિશ્ચિંત મને નિદ્રામાં પડેલા છે. જ્યારે સર્વ સૃષ્ટિ નિદ્રાને શરણે પડેલી જણાય છે; ત્યારે કાળ કોટડીમાં પૂરાયેલો શૈલેશ નિદ્રાનો ત્યાગ કરી ભિષણ અંધકારમાં ભૂતના ઓળાની માફક આમતેમ ફરતો જણાય છે. મ્હોતના સુચન પછી તેનું હૃદય વ્યાકુળ બની ગયું છે. તે વારંવાર ભ્રમિષ્ઠ માણસની માફક આમતેમ ફર્યા કરે છે. તેના હાથ પગમાં ભારે વજનની બેડી અને સાંકળ પડેલી છે. ચાલવાથી તેનો ખડખડાટ થયા કરે છે અને તેથી નિદ્રાધિન થએલા પહેરેગીરો વારે ઘડીએ ચમકી ઉઠે છે; પણ કેદીને કોટડીમાં જોઈ પુનઃ નિદ્રાને ખોળે પડે છે. આજે સમી સાંજમાં શૈલેશ નિદ્રામાં પડ્યો હતો; પરંતુ કોણ જાણે કે શાથી તે થોડીક વાર પહેલાં એકાએક જાગી ઉઠયો હતો. તે વારંવાર મુખથી નિઃશ્વાસ નાખે છે. તેણે થોડીકવાર કોટડીમાં એક છેડેથી તે બીજા છેડા સુધી ફર્યા કર્યું. તેનું હૃદય અસ્સ્વથ હતું. તે એકાએક કંઇક થઇ આવતાં

* કલાપિ.

ભ્રમિષ્ટની માફક બોલી ઉઠયો:—હા, સ્વપ્ન! કેવું ભયાનક સ્વપ્ન! હા, તેથીજ હું સફાળો જાગી ઊઠયો અને શાન્ત હૃદયમાં પાછો અગ્નિનો ભડકો થયો. હા, હજી એનું એ યાદ આવે છે. ભયાનક સ્વપ્ન હજી પણ દેખાય છે. ઓ સ્વપ્ન સૃષ્ટિ વિસ્મૃત થા. હાય, કંટાળી ગયો. બળી ગયો. રાખમાં રોળાઈ ગયો. હા, સ્વપ્નમાં મારી દિવ્યપ્રભા મૃત્યુના મુખમાં હોમાઇ ગઇ. હાય! શું તે સત્ય હશે? હા, ભયાનક સ્વપ્ને મને ગભરાવ્યો છે—હૃદયનો ચૂરો કર્યો છે. ઓ હૃદય દેવી! જો તું સ્વર્ગમાં ગઈ હોય તો મને પણ બોલાવી લે. દેવી! મને મૂકીને તું જઇશ નહિ! હું ત્હારી સાથે આવીશ. ઓ પ્રાણવલ્લભા! મને તારા દેદારનાં દર્શન કરાવ કે જેથી આ મુઝાતો જીવ વિરામે. હા, શું તે દિલદારનાં દર્શન હવે ફરીથી નહિ થાય? હા, શું તે કુસુમકળી ઘાતકીઓના હાથે કપાઈ જશે—છૂંદાઈ જશે? ઓ વિભુ! જો એમ થશે તો આ હતભાગ્ય કેવી રીતે જીવશે? કહી તેણે નીચે પડતું નાખ્યું. જમીનપર શીશ પછડાયું. આ વખતેજ વીર વિશ્વેશ ત્યાં આવી પ્હોંચ્યો, તેણે શૈલેશના પડવાનો ધબાકો સાંભળ્યો અને તે આધારે કોટડીની પાસે ગયો. પ્રિય મિત્રની દુર્દશા નિહાળતાં તે સ્વગત બોલી ઉઠયો કે:—વાહ, ભાગ્ય, વાહ! તું રાયને રંક બનાવે છે તે આજે આ રાજકુમારને બંધનમાં જોતાં સત્ય સમજાય છે!

હા:— "સુવર્ણના સુખ હિંચકે, હળુ હળુ જે હિંચતો,
બહેકતી ગુલદાવદીના, પ્રાણને પણ ખીંચતો,
મલ્લિકાના વદનમાં, જે પ્રેમ વારી સીંચતો,
તે આજે કઠિન્ ભાગ્ય ચક્રે, શીશ જમીન ઘુંટીચતો.! "

આમ બોલતા વિશ્વેશે આસપાસ નજર ફેરી સાથે રાખેલા હથી-

આરથી તાળું ખોલી નાખ્યું. બાદ દ્વાર ઉઘાડી તે ધીમે પગલે અંદર ગયો અને શૈલેશની નજદીક જઇ ધીમે અવાજે બોલ્યો:–શૈલેશ !

"કોણ ?" કહેતો શૈલેશ સફાળો ઉઠી ઉભો થયો પણ પુનઃ સાંકળના ભારે બોજાથી જમીનપર પછડાઈ પડ્યો. વિશ્વેશે તેના શરીરે સ્પર્શ કરી કહ્યું:—વીરા ! સાવધ થા. હું તને લઈ જવાને આવ્યો છું.

"ક્યાં સ્વર્ગમાં ! મારી પ્રિયાની પાસે ?" કહી શૈલેશ સંભ્રમમાં પડી તેને જોવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પણ અંધકારમાં કંઇ જોઈ શક્યો નહિ. વિશ્વેશની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તે તેની સાંકળ તથા બેડી તોડતાં કહેવા લાગ્યો:—વીરા ! ભય પામીશ નહિ હોંકે ?

"તમે દેવ છો કે યમરાજ છો ? બોલો ? અને મને જણાવો કે તમે મને ક્યાં લઇ જવાને આવ્યા છો ? પુનઃ શૈલેશે ગાંડાની માફક પ્રશ્ન કર્યો. વિશ્વેશ તેને બેડી તથા સાંકળથી મૂકત કરી કહેવા લાગ્યો:–શૈલેશ ! આમ ગાંડાની માફક શું કરે છે ? ઊઠ, ઉભો થા. હું વિશ્વેશ છું અને પ્રાણના જોખમે તને મૂકત કરવાને અહિં આવ્યોછું.

"હેં ! કોણ મારો ભાઈ ! મારા હૃદયનો વિસામો વિશ્વેશ વીર! મને મૂક્ત કરવાને આવ્યો છે ? આમ બોલતો શૈલેશ આવેશથી તેને વળગી પડયો."

"હા, મારા દુખીયારા મિત્ર ! હું પ્રભુ કૃપાએ તને અંતે આવી મળ્યો છું. કહી તેણે જોરથી તેને છાતી સરસો દબાવ્યો. દુ:ખીયારા મિત્રનું ઘણે દિવસે મિલન થયું. તે પછી વિશ્વેશ કહેવા લાગ્યો:–ભાઇ ! હવે આપણે ચાલો અહિંથી નીકળી જઇએ. આ કોટડીના દ્વાર આગળ એક ગુપ્ત સુરંગ આવેલી છે તેની તને ખબર છે ?

"હા, છે; પણ આ અંધકારમાં ખોળી કાઢવી મૂસ્કેલ છે. તેમ છતાં તું કહે તો આપણે બહાર નીકળી તે સુરંગને ખોળી કાઢીએ." શૈલેશે જણાવ્યું.

ના, તેમ કરવા જતાં કદાચ પહેરેગીરો જાગી ઉઠે ને આપણે પાછા સંકટમાં સપડાઈ પડીએ, માટે હવે તો જલ્દીથી મારી પાછળ ચાલ્યા આવો. વિશ્વેશે અગમચેતી વાપરી કહ્યું. "વિરા! અહિંથી થોડેક દૂર જવાં ડાબા હાથપરનો એક રસ્તો આવેલો છે. તે રસ્તે થઇને જતાં દિવ્યપ્રભાની કોટડીએ પહોંચાય છે. માટે તું કહે તો આપણે બન્ને તેને છોડાવવા જઇએ અને આ સૂતેલા પહેરેગીરોના હથીઆરો લઈ લઇએ." શૈલેશે બીજી વાત જણાવી.

"દિવ્યપ્રભા અહિં કેદછે એ હું સારી રીતે જાણુંછું; પરંતુ તેને છોડાવવા જવાનો હાલ સમય નથી. તે દિવ્યબાળાને કંઇપણ ઇજા આવનાર નથી; માટે આપણે હવે એક પળનો પણ વિલંબ કર્યા વિના અહિંથી નીકળી જવું જોઇએ."

"વીરા! પ્રાણવલ્લભાને તજી ચાલ્યા જવાને આ હૃદય ના કહેછે. આપણે ક્ષત્રિયવીર છીએ અને હાલ બંધન મૂક્ત થયા છીએ. માટે ચાલો પેલા પહેરેગીરોનાં શસ્ત્ર લઈ દિવ્યપ્રભાને છોડાવી પાપીઓને પૂરા કરીએ."

"શૈલેશ! હાલ સમય પ્રતિકુળ છે. એક પળ જાયછે તે ભયકારક જણાયછે. આસ્થાન પાપીઓથી ભરપૂર છે તેથી આપણે હાલ લાચાર છીએ. જો સાહસ કરીશું તો નાહક પ્રાણ ગુમાવીશું પણ જો છૂટા હોઇશું તો એકે એક પાપાત્માઓને નર્ક કુંડમાં મોકલી આપીશું." આમ વાત ચાલે છે એ અરસ્સામાંજ કંઇક ખડખડાટ થયો. વિશ્વેશ ગભરાટથી શૈલેશનો હાથ પકડી

ખેંચવા લાગ્યો. તેની સાથે ધીમે પગલે જતાં પુનઃ શૈલેશે પૂછ્યું:–ભાઈ! દિવ્યપ્રભાનું શું થશે?

“તેનું કલ્યાણ થશે. તે આપણને ટુંક મુદતમાં મળશે; માટે અત્યારે તેના વિચાર ત્યાગ કરી અહિંથી નાસો.” વિશ્વેશે જણાવ્યું. શૈલેશ ભગ્ન મને વિશ્વેશની સાથે ચાલ્યો. તેમના જવાની કોઇને પણ ખબર પડી નહિ. એક પહેરેગીરે ઉંઘમાં પાસું બદલ્યું હતું તેના હથીઆરનો ખડખડાટ વિશ્વેશને સંભળાયો હતો. વિશ્વેશ શૈલેશને લઈ કમાનવાળા દરવાજામાં થઇને બહાર નીકળી પ્હાડપર ચઢવા લાગ્યો. ચાલતાં ચાલતાં શૈલેશે પૂછ્યું:–ભાઇ! તું આટલા દિવસો સુધી ક્યાં હતો?

“વીરા! હું પણ દુષ્ટોના દગાનો ભોગ થયો હતો, પણ રમણી રત્ન કૈલાશની કૃપાથી જીવતો છૂટયો છું; અને તને મૂક્ત કરવામાં ફાવ્યો છું. શૈલેશ! તે પવિત્ર રમણીના આપણીપર અત્યંત ઉપકાર છે; તે માણસના અવતારમાં દેવી રૂપે નિવાસ કરે છે ને દુઃખીનાં દુઃખ દૂર કરવા પોતે અત્યંત કષ્ટ ઉઠાવે છે. પરમાત્મન્! તે પરોપકારી બાળાને સદા સર્વદા સુખી રાખો.” વિશ્વેશે આશીષ આપી.

“ખરેખર તે દેવ બાળાજ છે, એમ હવે મને સમજાય છે. જે વખતે હું શબતુલ્ય થઇને પુષ્પભદ્રાને કિનારે પડયો હતો, તે વખતે તે દેવકન્યાએજ મારી સારવાર કરી મને શુદ્ધિમાં આણ્યો હતો. તેણે તે વખતે મને તેનું નામ વનવાસિની જણાવ્યું હતું, અને તેણેજ મને નવું જીવન અર્પ્યું હતું. ધન્યછે તે પરોપકારી રમણીને!” શૈલેશે ઉદ્દગાર કાઢયા. આવી રીતે વાતો કરતા બન્ને મિત્રો પ્હાડપર ચઢી પેલી વિક્રાળ ખીણ આગળ આવ્યા. વિશ્વેશનો વિચાર પાટીયા ઉપર થઇને બીજી બાજુએ જવાનો હતો, પણ ત્યાં આવતાંજ તેની બીજી બાજુએ જવાની આશા નિરાશામાં બદલાઈ ગઈ. કારણકે ત્યાં રહેલું પાટીયું ત્યાં જણાતું

નહિ. તે પવનથી યાતો કોઈ બીજા કારણથી ખીણમાં પડી ગએલું હોવું જોઇએ, વિશ્વેશના હૃદયમાં અપાર દુઃખ ઉત્પન થયું. બીજી બાજુએ હવે કેવી રીતે જઈ શકાશે? આમ જઇએ છીએ તો હજારો માથોડાં ઉંડી ખીણ આવેલી છે અને આમ પાછા જઇએ છીએ તો ભૂખ્યા વરૂ જેવા દુષ્મનોના શીકાર થઈ પડીએ છીએ. હે હરી! હવે શું કરવું ? આમ શોચ કરતા વિશ્વેશે પોતે કેવી રીતે આવ્યો હતો અને કેવી રીતે જવાનો વિચાર હતો વગેરે બાબત શૈલેશને કહી સંભળાવી. શૈલેશ પણ ઉંડા વિચારમાં પડી ગયો. બન્ને નીચે બેઠા અને શું કરવું–કેવી રીતે જવું વગેરેના વિચાર કરવા લાગ્યા. મોદું મળસકું થયું હતું. ચંદ્રનું અજવાળું ધીમેધીમે ઝાંખુ થતું જણાતું હતું. બાદ થોડીવારે શૈલેશે કંઇક નિશ્ચય કરીને કહ્યું:—વિશ્વેશ! જો તારો વિચાર હોયતો આપણે આ નાનકડી ખીણ કુદી જઇએ. તેને કુદતાં આપણને મુશીબત નડશે નહિ."

"હા તે તો ખરૂં પણ જો કદાચ ફાળ ચૂકયા ને તેમાં પડયા તો આપણે જીંદગીથીજ ગયા સમજવા. વીરા! આ આપણી છેલ્લી કસોટીનો સમય છે. જો તેમાં પાર ઉતર્યા તો ગંગા ન્હાયા. આપણે જો કે આ ખીણ કુદીશું ને સામા ખડકપર પડીશું પણ તેમ કરતાં આપણા શરીરના ચૂરેચૂરા થઈ જશે, આપણાં માંથાં ફુટી જશે અને આપણે લોહીમાં રંગાઈ જઇશું." વિશ્વેશે જણાવ્યું.

"ત્યારે હવે આપણે કરવું શું? કહી શૈલેશ તેની સામે જોઈ રહ્યો. વિશ્વેશ કંઇક જવાબ દેવા જાય છે; એટલામાં તો તેમની પાછળ કોલાહલ થતો સંભળાયો. બન્ને એ ચમકીને એ તરફ જોયું તો જણાયું કે પચીશેક માણસોનું ટોળું હાથમાં લાંબા ભાલા પકડી પકડો પકડોની બૂમો પાડતું પ્હાડપર ચઢી આવે છે. શૈલેશ ગભરાટથી ઉભો થઇ બોલી ઉઠયો:–વિશ્વેશ! આપણા નાશી જવાની જાણ થઈ ગઈ છે

અને એજ કારણથી દુષ્ટો આપણને પકડવાને દોડયા આવે છે, માટે નાશો અને જીવ બચાવવા આ ખીણને કુદો. જો આપણે કદાચ ખીણમાં પડી જઇશું તો શાન્તિથી મરીશું પણ જો દુષ્મનોને હાથે પકડાયા તો ઘણાજ ઘાતકી રીતે રીબાઈ રીબાઇને મરણ પામીશું. માટે હવે તો સાહસ કરવામાંજ જીવ બચાવવાનો સંભવ છે.”

“વિશ્વેશે દોડી આવતા માણસો સામે ફરીથી જોયું. દુષ્મનો ઝડપથી દોડી આવતા જણાયા. વીરા! સાવધ! હું પ્રથમ આ ખીણને કુદું છું, તું પણ તૈયાર થા. કહી તેણે શૈલેશને ગાઢ આલિંગન દીધું. જાણે કે એકમેકથી તેઓ સદાને માટે વિખૂટા પડનાર ના હોય એવો તેમનો કરૂણ દેખાવ થઈ રહ્યો. શૈલેશ સજળ નયને કહેવા લાગ્યોઃ—વીરા જા. હું પણ તારી પાછળ આવું છું. પ્રભુ કૃપાએ જો કુદવામાં ફાવીશું તો એક બીજાને મળીશું, નહિ તો છેવટના પ્રણામ.

“હા, વીરા! પ્રણામ.” કહી વિશ્વેશે દસ–બાર કદમ પાછા હઠી દોટ મૂકી અને જય શ્રી હરી, કહી તેણે જોરથી છલાંગ મારી. ખીણ જો કે પાંચ–છ હાથ પહોળી હતી પણ તેની બીજી બાજુએ આવેલું ખડક વાંકુ–ચુકું હતું. વિશ્વેશની છલંગ સ્હેજ ટુંકી નીવડી. તે ખડકની કોર પર પછડાયો. શૈલેશે કારમી ચીસ નાખી. પરંતુ “જેને રામ રાખનાર તેને કોણ ચાખનાર?” વિશ્વેશે મહા પ્રયત્નથી ખડકની ટોચ પકડી લીધી. બહાદુર વીર ઉંડી ખીણમાં લટકવા લાગ્યો. તેનો જીવ જોખમમાં આવી પડયો. તેને ઉપરની બાજુએ કોઈ ખેંચી લે, તોજ તેનો જીવ બચે. આવો વિચાર આવતાંજ શૈલેશે તેને ધીરજ ધરવાનું સૂચવ્યું અને તેણે પણ છેવટે દસ–બાર કદમ દૂર જઈ દોટ મૂકી છલંગ મારી. શૈલેશ પવનમાં ઉંચે ઉછળ્યો; અને થોડીવારમાંજ ખડકના સમચોરસ ઢળકતા પત્થર પર પડયો. પડવાથી તેનું આખું શરીર ઝીકલાઈ ગયું;

છતાં તેની દરકાર નહિ કરતાં તેણે બેઠા થઈ કહ્યું:—વિશ્વેશ! હું આવ્યો છું. પ્રભુએ આપણી સ્હાય કરી છે. હું હમણાંજ તને બહાર ખેંચી લઉં છું. કહી તે ચત્તોપાટ એ ચોસલા પર સૂતો; અને ધીમે રહી યુક્તિપૂર્વક તેણે વિશ્વેશનો હાથ પકડી લીધો. મ્હોત અને જીવન વચ્ચે ઝોલા ખાતા વિશ્વેશમાં હિંમત આવી. તેણે પૂછ્યું:—ભાઈ! તું મને કેવી રીતે ખેંચી શકીશ?

"તું ગભરાય છે શાને! આ આપણી છેલ્લી મહેનત છે. તું હવે ખડકને મૂકી દે. હું તને મારા સઘળા બળથી ખેંચી લઉં છું. જો તને ખેંચી લેવામાં ફતેહમંદ થઈશ તો ઠીક છે નહી તો હું પણ તારી સાથે ઉંડી ખીણમાં ખેંચાઈ આવીશ. વીરા! મરીશું તો આપણે સાથેજ. માટે હવે પ્રભુનું નામ લઈ હાથ છોડી દે. વિશ્વેશે ધીમે રહી એક અને પછી બીજો હાથ છોડી દીધો. બન્ને માટે આ પળ ઘણીજ ભયંકર હતી. વિશ્વેશ થોડીકવાર અંદર લટકી રહ્યો. પછી શૈલેશે ધીમે-ધીમે જોર કરવા માંડયું. તેના સાંધે-સાંધા કકડવા લાગ્યા. તેણે અપૂર્વ બળ અને ઉત્સાહથી વિશ્વેશને ખેંચવા માંડયો. લગીર ઉંચો આવતાં વિશ્વેશનો હાથ ત્યાં નજીકમાં ઉગેલા એક ઝાડના ડાળને લાગ્યે. તેણે તરત તે ડાળ પકડી લીધું. આમ કરવાથી શૈલેશને પણ ઓછું જોર પડવા માંડયું. અંતે શૈલેશના પ્રયત્નથી વિશ્વેશ ઉપર આવ્યો. તેનું તમામ અંગ છોલાઈ ગયું હતું. વસ્ત્રો લોહીથી લાલ રંગાઈ ગયાં હતાં. બન્ને જણા થાકીને લોથ થઇ ત્યાં પડ્યા. તેમની પાછળ દોડી આવેલા દુશ્મનો ક્યારનાએ સામી બાજુએ આવી આ મ્હોત જીવતનો ખેલ જોઇ રહ્યા હતા. ખીણ કુદી તેમને પકડવાની કોઈની પણ હિંમત ચાલી નહિ. આથી નિરાશ થઈ ગુરૂ મહારાજને સર્વ સમાચાર જણાવવાને તેઓ ત્યાંથી પાછા ચાલ્યા ગયા. ખડકની શીલા પર પડેલા બન્ને મિત્રો પુનઃ

સાવધ થયા. આ વખતે પ્રભાતનો ઓછો–ઓછો પ્રકાશ પથરાયો હતો. વિશ્વેશ માર્ગનો ભોમીઓ હોવાથી શૈલેશ સાથે ત્યાંથી ચાલવા લાગ્યો અને થોડીવારમાં પ્રથમ કહેલી અંધારી ગુફાના મુખ આગળ આવી પ્હોંચ્યો. બન્ને વીરોએ તે અંધકારમયી ગુફામાં પ્રવેશ કર્યો; અને અંતે તેમાંથી બહાર નીકળી ચાલતા–ચાલતા દરિયાઈ મહેલની ખીણના મોખરે આવી ઉભા. ત્યાં કૈલાસવાળું હોડીયું હજી પડેલું હતું. તેમાં બન્ને બેઠા. વિશ્વેશે હલેસું હાથમાં લઈ હોડીયું ચલાવ્યું અને પ્હો ફાટતાં તો તેઓ કૈલાસ ટેકરીની તળેટીના કિનારે ઉતર્યા. બન્ને આનંદ પામ્યા અને જાણે નવો જન્મ ન પામ્યા હોય એવી ઉલટથી એક બીજાને ગાઢ આલિંગનથી ભેટયા. પ્રભાતનો ખુશનુમા સમય હતો. વિંધાચળની લાંબી અને ગગન ચુંબિત હારોપર સૂર્ય ભગવાનને અભિવંદન આપવાને નભમંડળમાં સિંદુરીયા રંગના સાથીઆ પૂરેલા જણાતા હતા. મધુરાં પક્ષીઓના ટહુકારથી એ પવિત્ર ભૂમી આનંદમય ભાસતી હતી. કૈલાસ ટેકરી પર તપસ્વિની દેવીના આશ્રમમાં આવેલા શિવાલય પર ભગવા રંગની ધ્વજા પવનમાં ફડફડાટ ઉડી રહી આશ્રમની પુન્ય ભૂમીના પ્રભાવનો ભાસ કરાવી રહી હતી. આ રમણીય સ્થાનને અવલોકવા બન્ને મિત્રો એક બીજાની આંગળીયો પકડી કૈલાસે સૂચવેલી ગુફા આગળ આવી પહોંચ્યા. આ જગા ઘણી સગવડતા ભરેલી છે ધારી બન્ને જણા પાછા ફરી પુષ્પભદ્રામાં સ્નાન કરી આવ્યા; અને આસપાસના સ્થળમાં ફરી આવી મળી આવેલાં ફળ વીણી લાવી ગુફામાં પ્રવેશ્યા. ગુફાની અંદરની જમીન સાફ કરી એક પહોળા પાંદડામાં વિશ્વેશે ફળ ગોઠવ્યાં; અને પછી બન્ને જણા બની ગએલી વાર્તા કરતા ખુશ મીજાજે ફળ ખાવા લાગ્યા.

# પ્રકરણ ૨૩ મું.

—:o:—

## "ગુરૂનો ક્રોધ અને નિર્દોષનો ભયંકર ભોગ."

+"કાગ ભણ્યો ‡કાબેલ ઘણો, ચતુરાઈ ધરે ×શુક પીકથી સારી,
તો દીધ ઇશ્વરે વાણી ન સારી, કારણ ઠીક વિચારી-વિચારી,
*સૌરભ ઠીક ‡સુમન વિષે, તવ કંટક †ગુલની પાસ દીસે,
ઘટતું સઘળું કિરતાર કરે, ગણી કારણ ડા'પણનું અતિસે ?"

ગિરિનંદ! શૈલેશ અને વિશ્વેશને મારી નાખવાનો નિશ્ચય કરી અજીતની કોટડીમાં આવ્યો. પ્રભાતનો સમય હતો. સાધુના તે બન્ને દુશ્મનો તો ક્યારનાએ પલાયન કરી ગયા હતા, તેની હજી એ દુષ્ટને ખબર પડી નહોતી. અજીતસિંહ તેની કોટડીમાં દિવ્યપ્રભાને શી રીતે મનાવવી તેના વિચારમાં આજ સહવારના પહોરથીજ ગુંથાયો હતો. તેણે ગુરૂને જોઇ વિચારનો ત્યાંગ કરી ઉભો થઈ નમન કર્યું.

સાધુએ ગંભીર અવાજે પૂછ્યું:-"વીર સરદાર! શું વિચાર ચાલે છે ?"

"હઠિલી દિવ્યપ્રભાને કેવી રીતે મનાવવી તેના વિચાર કરૂં છું. ગુરૂજી! આ સેવકને કંઈ આજ્ઞા છે ?" અજીતે પૂછ્યું.

"અજીત! દિવ્યપ્રભા તારી છે અને તારીજ થશે; માટે હાલ તેના વિચારને એક બાજુએ મૂકી દે ને હું કહું તે ધ્યાનપૂર્વક સાંભળી લે. મારો વિચાર આજે શૈલેશ તથા વિશ્વેશને મૃત્યુના મુખમાં હોમવાનો છે. તે કામ આજ મધ્યાન્હે પૂરૂં થવુંજ જોઇએ; કારણ કે તેઓ જ્યાં

---

+સ્વ. કવી કાસરવાળા. ‡કાબેલ-હોંશીયાર. ×શુક-પોપટ. *સૌ-રભ-સુગંધ. ‡સુમન-પુષ્પ. †ગુલ-ગુલાબ.

સુધી જીવે છે ત્યાં સુધી આપણને ચારે તરફનો ભય છે. બોલ આમાં તારો શું વિચાર છે ? "

" મારો વિચાર પણ આપને મળતોજ છે. તેઓના મૃત્યુ સમયે દિવ્યપ્રભાને પણ ત્યાં હાજર રાખવી કે જેથી તે તેમનું ભયાનક મ્હોત જોઈ ધ્રુજે અને કદાચ મરણના ભયે મારી માગણી સ્વિકારે." અજીતે કહ્યું.

" બસ, ત્યારે ચાલો હવે આપણે તેમના મ્હોતની તૈયારી કરીએ. મ્હેં વિશ્વેશને તો વધસ્થાને લાવવાની આજ્ઞા આપી છે. તેને લઈ આપણા સેવકો આવતા હશે; માટે આપણે હવે વધસ્થાનના ઓરડામાં ચાલો અને શૈલેશને પણ ત્યાં પકડી મંગાવો." કહી ગિરિનંદ અજીતને લઈ ત્યાંથી :વધ કરવાના વિશાળ ઓરડામાં આવ્યો. આ ઓરડો ઘણોજ ભયંકર હતો. ઠેરઠેર મૃત મનુષ્યોનાં હાડપિંજરો ગોઠવેલાં હતાં. ઓરડાની અંદર ચારે તરફની દિવાલોની લગોલગ નાનકડી ઓટલીઓ આવેલી હતી. તેની પર દસ બાર મૃત માણસોનાં શબ ખીલાથી જડેલાં જણાતાં હતાં. ઘણા દિવસો થવાથી તે શબ બિહામણાં અને કિડાથી ખદબદી રહેલાં દેખાતાં હતાં. તેમાંથી ઘણીજ ખરાબ દુર્ગંધ નીકળતી હતી; કે જેથી માથુ ભમી ગયા વિના રહે નહિ; પરંતુ આ આ ચંડાળ સાધુ અને તેના સેવકોને તો દુર્ગંધ શી વસ્તુ છે એની ખબરજ નહોતી. આવા ભયાનક ઓરડાને જોતાં ભલભલા વીર નરો ભય પામ્યા સિવાય રહેજ નહિ એવો દેખાવ હતો. અંદર કેટલાંક જીવલેણ હથીઆરો લટકાવેલાં હતાં અને ખુણામાં ઝેરી દવાઓના શીશા ગોઠવેલા નજરે પડતા હતા. ગિરિનંદ અને અજીત એ ભયાનક ઓરડામાં આવીને ઉભા રહ્યા. આ વખતે ત્યાં પચાસેક કદરૂપા અને બિહા-

ઘણા માણસો બેઠેલા હતા. ગુરૂને જોઇ સઘળા ઉભા થઈ પગે લાગવા મંડયા. સાધુએ હાથ લાંબો કરી તેઓને આશિર્વાદ આપી નીચે બેસવાનું સૂચવ્યું. સર્વ જણા ગુરૂ મહારાજની જય ગર્જના પોકારી ગોળ કુંડાળું વળી નીચે બેઠા. સાધુરામે અને અજીતે તેઓની આસપાસ નજર કરી નજીકમાં બેઠેલા એક માણસને પૂછ્યું:–દિલાવરસિંહ! પેલા વિશ્વેશને લઈ હજી કેમ અહિં કોઈ આવ્યું નહિ હોય?

"શું ખબર પડે મહારાજ!" દિલાવરે હાથ જોડીને કહ્યું.

"તમે ત્યાં જઇને તપાસ કરો ને તેને જલદીથી અહિં ખેંચી લાવો." કહી તે દુષ્ટે એક બીજા સેવક તરફ જોઇ કહ્યું:—"સલાબતજંગ! તું પણ જા અને કાળકોટડીમાંથી શૈલેશને અહિં લઇ આવ."

"જેવી આજ્ઞા." કહી બન્ને સરદારો ત્યાંથી ચાલતા થયા. તેઓના ગયા પછી સાધુરામ ઉભો થઈ આસપાસ ફરવા લાગ્યો અને ખૂણામાં પડેલા ઝેરી દવાના શીશા ધ્યાન પૂર્વક જોવા લાગ્યો. બાદ થોડીવારે શૈલેશને લેવા ગએલો સલાબતજંગ શ્વાસભર ત્યાં દોડી આવ્યો અને ગભરાટથી બોલી ઉઠયો:–"મહારાજ! શૈલેશ કાળકોટડીમાં નથી. ત્યાંના પહેરેગીરો તેની શોધખોળ ચલાવી રહ્યા છે.

"હેં! શું કહે છે?" કહી ગિરિનંદ ચમકીને તેના સામે ટગર ટગર જોઈ રહ્યો. તેના વિકાળ વદનપર ક્રોધની રેખાઓ પ્રકટવા લાગી, બદન થરથર કાંપવા લાગ્યું, અને આંખ્યોમાંથી અગ્નિના તનખા ઝરવા લાગ્યા. ત્યાં બેઠલું મંડળ પણ સ્તબ્ધ બની ગયું. એટલામાં તો ગુસ્સે થએલો સાધુ ભયાનક અવાજે બોલી ઉઠયો:—"અરે! કોઈ જાઓ અને ત્યાંના કમભાગ્ય પહેરેગીરને બોલાવી લાવો." ઓહ! આ શું થઈ ગયું! શાથી પિંજરાનું પંખી પસાર થયું? બોલાવો ત્યાંના પહેરેગીરને, જલ્દીથી અહિં બોલાવો. તે ચંડાળ અત્યારે ક્યાં મુઓ છે?

"આ રહ્યો હું કમનશીબ પહેરેગીર." કહી કાળ કોટડીનો પહેરેગીર ધ્રુજતે પગલે આગળ આવ્યો અને હાથ જોડી નીચે વદને ઉભો રહ્યો. તેને જોતાંજ સાધુ બરાડ પાડી ઉઠયોઃ–"શૈલેશ ક્યાં છે?"

"પ્રભુ! આપની આજ્ઞા પ્રમાણે આ શેવક કાલનો અહિં છે માટે મને કેદી કયાં છે તેની ખબર નથી." પહેરેગીરે જણાવ્યું.

"ઓહ! તું જુઠું બોલે છે! ત્હેં મારી આજ્ઞાપર શા માટે ધ્યાન આપ્યું? હાય! મને ખબર ન રહી કે કાળકોટડીનો પહેરેગીર તું છે; નહિ તો તને કદાપી અહિં રહેવાનું કહેતજ નહિ; ઓ કમનશીબ! ત્હેં મને તે વખતે કેમ જણાવ્યું નહિ કે હું ત્યાંનો પહેરેગીર મુઓછું? હા, ગજબ થયો! મારો શીકાર છટકી ગયો! ઓ સરદારો! હવે સમજજો કે આપણા મ્હોતનો ડંકો થયો. આવી રીતે તે બરાડા પાડી રહ્યો છે એ અરસ્સામાંજ શૈલેશ અને વિશ્વેશની પાછળ પડેલા માણસો ત્યાં શ્વાસભર દોડી આવ્યા અને બંન્નેના અદ્‌ભુત પરાક્રમથી બીણુ કેદીને નાશી જવાના સમાચાર જણાવ્યા. તે માણસો વિશ્વેશને ઓળખતા નહિ હોવાથી ફક્ત એટલુંજ જણાવી શકયા કે શૈલેશની સાથે બીજો એક અજાણ્યો માણસ હતો. આ નવા સમાચારથી સાધુ આભો બન્યો ને તેનો ક્રોધ ચાર ઘણો વધ્યો. તે રૌદ્ર સ્વરે બોલી ઉઠયોઃ–"મારા સરદારો! શું જોઈ રહ્યા છો? આ કમનશીબ પહેગીરને ઓટલીપર ચઢાવો, તેની છાતીમાં લાંબા ખીલા ભોંકો અને શૈલેશના નાશી જવાનું વૈર લો. ગુરૂની આજ્ઞા થતાંજ ભૂખ્યા વરૂ જેવા જણાતા માણસો તે ગરીબ અને નિર્દોષ માણસની આસપાસ ફરી વળ્યા. પહેરેગીર થરથર કાંપવા લાગ્યો. જોત જોતાંમાં તેને એક સમચોરસ ઓટલી આગળ ઘસડી લાવી ઉભો રાખવામાં આવ્યો. બીજી ઓટલીઓપર દુર્ગંધ મારતાં મુડદાં જોઇને એ કમભાગ્ય માણસ ચીસ પાડી ઉઠયો અને દયાને માટે

એ હાથ જોડી દૂર ઉભેલા સાધુને કરગરવા લાગ્યો.

પ્રભુ ! બચાવો. આ સેવક વફાદાર છે, નિર્દોષ છે.

"સમજ્યું છું માદાન! આ તારી વફાદારીનુંજ છે મોટું ઇનામ! બહાદુરો! તેને જલદીથી ઓટલીપર બેસાડી ભીંત સાથે જડી દ્યો. સાધુએ છેલ્લી આજ્ઞા આપી દીધી. પાષાણ હૃદયના પાપીઓ તેને ઓટલી નજીક ખેંચી જવા લાગ્યા."

"પ્રભુ દયા કરો–દયા કરો આ નિર્દોષને આવા ભયાનક મ્હોતથી ન મારો." કહી તે ગરીબ માણસ જોર કરીને પકડનાર માણસોના હાથમાંથી છૂટી ગયો અને દૂર ઉભેલા ગિરિનંદની પાસે દોડી જઈ તેના ચરણમાં પડી કાલાવાલા કરવા લાગ્યો. ગિરિનંદે તેને પગમાં પડેલો જોઈ આંખ્યો બંધ કરી દીધી અને જાણે ઈશ્વરની પ્રાર્થના ન કરતો હોય એવી રીતે હોઠ ફફડાવવા લાગ્યો; થોડીવારે તેણે આંખ્યો ઉઘાડી પગમાં પડેલા પહેરેગીરને લાત મારી દૂર કરતાં કહ્યું:–"પાપી માણસ! મ્હેં તારે માટે પ્રભુને પૂછી જોયું; પણ તને બચાવવાને તેમણે ના કહ્યું. જો તું આ સમયે બચી જાયતો બીજાં માણસો પણ તારી માફક બે દરકાર થાય, માટે તારે મરવુંજ જોઇએ." કહી તે સાધુ મહારાજે પાસે ઉભેલા અજીતને કહ્યું:–"અજીત જળપાત્ર લાવ અને આ પાપીને સ્પર્શ થએલા પગને ધોઈ નાખ." તત્કાળ અજીતે ગુરૂના પગ ધોઈ નાખ્યા પુનઃ ગુરૂએ ગર્જના કરી કહ્યું:–"આને અહિંથી ઘસડી જાઓ ને જલ્દીથી ઓટલીપર બેસાડી કામ પુરૂં કરો." તરત એ કાલાવાલા કરતા માણસને ત્યાંથી ઘસડી જવામાં આવ્યો. લાખો વિંછીની વેદના કરતાં પણ વધારે આ ખીલાની શિક્ષા ભયંકર હતી. પાપી ગિરિનંદ તેના શીકારને એ પત્થરની સમચોરસ ઓટલીપર બેસાડતો અને તેની આજ્ઞા થતાંજ

એક ક્રૂર કાળજાનો માણુસ ત્રણવેંત લાંબો ખીલો એ કમનશીબ માણુસની છાતીની વચ્ચમાં આવેલા પોચા ખાડામાં રઝુની માફક ધીમે ધીમે ઉતારતો. આથી તે માણુસની છાતીમાંથી લોહીનો ફુંવારો ઉડતો અને ધીમેધીમે રક્તનો પ્રવાહ વહેતો હતો. ખીલો બરડાની બહાર નીકળ્યા પછી તેનીપર હથોડાના પ્રહાર થતા. ખીલો તેના ભોગની સાથે ભીંતમાં જડાતો અને અંતે એ દુર્ભાગી માણુસ ત્રાસદાયક વેદના સહન કરીને મરણુ પામતો. આવો દેખાવ જોઈ વજ્ર જેવું હૃદય પણુ પિંગળી ગયા વિના રહે નહિ, પણુ આ દુષ્ટોનાં હૃદયતો લગાર પણુ પિંગળતાં નહિ; તેઓ તો કરૂણુ કલ્પાંત જોઇ ખડખડાટ હસી પડતા અને તે મરણુ પામનારના દુઃખની મશ્કરીયો કરતા. આજે આ ગરીબ નિર્દોષ પહેરેગીરનો વારો આવ્યો છે. તે છૂટવાને માટે કાલાવાલા સાથે ખેંચતાણુ કરી રહ્યો છે. કદરૂપા માણુસો તેને સજ્જડ પકડીને ઉભા રહ્યા છે, એવામાં ગુરૂમહારાજે તેને પ્રભુનું સ્મરણુ કરવાને સૂચવ્યું. તેણે ધ્રુજતા પગે અને રડતા અવાજે ગુરૂની સામે દયાર્દ્ર નેત્રે જોઇને કહ્યું:—"ગુરૂમહારાજ! આ નિર્દોષને શા માટે મારી નાખો છો? અરે! મને બચાવો, હું જીવવાને ઘણોજ ઇન્તેજાર છું. હાય, મેં હજી સુધી કંઇપણુ સુખ ભોગવ્યું નથી. પ્રભુ દયા કરો અને ઇશ્વરે બનાવેલા આ અમૂલ્ય દેહને મૃત્યુના મુખથી બચાવો. દયા, દયા; પ્રભુ! આ જીભ દયાનો જાપ રહી છે. હું હવે કોઈ દિવસ બેદરકાર નહિ રહું."

"બસ, બેવકુફ! ચૂપ થા. દયા આ દેહમાં નથી, તેમ આ ભયાનક ઓરડામાં દયા શબ્દ વાપરવાની જગા પણુ નથી; માટે તારે પ્રભુનું નામ લેવું હોય તો લેઈ લે નહિ તો છેલ્લી આજ્ઞા ફરમાવી દઉં છું અને આ ક્ષણેજ ખીલો ભોંકવાનું શરૂ કરાવું છું." ગુરૂએ ક્રોધથી કહ્યું.

હવે જીવવાની આશા નથી. મરણુ નક્કી છે ધારીને તે ગરીબ પહેરેગીર ઘુંટણે પડયો અને ઉંચે નજર કરી બે હાથ જોડીને બોલવા લાગ્યો:—"હે જગનિયંતા પ્રભુ! આ સેવકની મરણ અગાઉ એક ફરીયાદ છે તે કૃપા કરીને શ્રવણુ કરો. મ્હેં પૂર્વ જન્મનાં પાપે આ આખી જીંદગી એક દુષ્ટની સેવામાં વૃથાજ ગુમાવી છે. પ્રભુ! આ પાપી પેટને પોષવા માટે હું પૂર્ણુ વફાદારીથી માલિકનો ધર્મ બજાવતો હતો; પણુ તે પાપપૂર્ણ માલીકે છેવટે વફાદારીનું આ અમૂલ્ય ઇનામ આપી મારી નોકરીની કદર કરી છે. પ્રભુ! આમાં દોષ કોનો છે તે આપ સારી રીતે જાણી શકયા છો. હે પરમાત્મન્! આ કકળતા હૃદયની પ્રાર્થના છે કે એ દુષ્ટ સાધુને ભયંકર શિક્ષા થજો અને અંતે રીબાઈ-રીબાઇને મરજો. હાય! આ પાપી પેટને માટેજ મ્હેં આ નરપિશાચની સેવા ઉઠાવી હતી. પ્રભુ! હવેના અવતારમાં નોકરી કરવા વખત ન આપશો. હાય! પાપીની નોકરીથી પાપનો ભાગીદાર થયો છું અને છેવટે કમ્હોતે મરૂં છું. હાય! જે સેવકો ધર્માત્મા માલિકની સેવા ઉઠાવે છે તે સર્વ અંતે સુખ ભોગવે છે; પરંતુ આવા નરાધમ! ગરીબોની ગરદન કાપનારા—નિર્દોષનાં લોહી પીનારા અને હરામના દ્રવ્યથી તાગડધિન્ના ઉડાવનારા કસાઇઓની સેવા કરનારા કમભાગ્યો આખરે મારી માફકજ દુઃખી થઇને મરે છે; અને પાપીષ્ઠ માલીકના પાપ કર્મના ભાગીદાર થઈ અધોગતીએ પહોંચે છે. **"નોકરી કરવી તો પુન્યવાન અને કદરદાનની; નહિ તો મહેનત-મજુરી કરી સંતોષ માની પ્રભુ ભજન કરવામાંજ જીવનની સાફલ્યતા કરવી."** હા, ધિક્કાર છે નગુણા માલિકોને અને ધન્યવાદ છે નોકરીની કદર કરનારા પુન્યવાનોને! પ્રભુ! એવા ધર્મિષ્ઠ અને હજારો ગરીબોનું પાલન કરનારા શ્રીમંતોને સુખી રાખજો અને આવા બેકદર-દયાહિન્-અને ગરીબોને કનડનારા

મૂર્ખ પૈસાદાર કહેવાતા જનોની જીંદગી ટુંકી કરી આ પૃથ્વીનો ભાર ઉતારજો. "પ્રભો! આ કકળતા અંતઃકરણની છેલ્લે આજ વિનંતી છે." કહી તે ગરીબ પહેરેગીરે પ્રભુને પ્રણામ કરી વિકળ નેત્રે ગિરિનંદના સામે જોયું. ગિરિનંદે તેને બોટલી પર ચઢાવી દેવાનું ફર્માન કર્યું. તત્કાળ ચાર માણસોએ તેને ઉપાડી બોટલીપર બેસાડયો. મરણને મળવા તૈયાર થએલા પહેરેગીરે આંખ્યો બંધ કરી પ્રભુનું સ્મરણ શરૂ કર્યું. પાષાણુ હૃદયના પાપીએ છેવટની આજ્ઞા આપી દીધી. એક ક્રૂર હૃદયના માણુસે ખીલો હાથમાં લીધો. હૃદયભેદક દેખાવ હવે શરૂ થયો. તે નરાધમ હત્યારા માણસે જોરથી તે પહેરેગીરની છાતીના પોચા ભાગમાં ખીલો ભોંક્યો. તેની સાથેજ એ કમભાગ્ય પહેરેગીરે કારમી ચીસ નાખી. સઘળા ખડખડાટ હસી પડ્યા. ખીલો સ્કુની માફક ધીમે-ધીમે અંદર ઉતરવા લાગ્યો. લોહીનો ધોધ નીકળ્યો. પાસે ઉભેલો હત્યારો પણ લોહીથી રંગાવા લાગ્યો. નિર્દોષ પહેરેગીર વેદના સહન નહિ કરી શકાવાથી કાનને ફાડી નાખે એવી ચીસ પાડવા લાગ્યો. અંતે છાતીમાં પેઠેલો ખીલો પીઠ પાછળ નીકળ્યો. એ વખતેજ એ ગરીબ માણસની આંખ્યો ઉંચે ચઢી ગઈ. લોહીમાં રંગાએલું શરીર થોડીવારને માટે તરફડવા લાગ્યું. ખીલો ભીંત સાથે ઠોકાવા લાગ્યો. નિર્ભાગી માણસ ભીંત સાથે સજ્જડ જડાતો ગયો; અને અંતે તેણે દારૂણ વેદના સહન કરી પ્રાણ મૂક્યો. પાપીઓ પુનઃ ખડખડાટ હસવા લાગ્યા. ગિરિનંદ તેની પાસે જઈ જીવે છે કે નહિ તેની તપાસ કરવા લાગ્યો; પણ પ્રાણ જણાયો નહિ. આથી તે નરાધમની દિલગિરીનો પાર રહ્યો નહિ. તે કર્કશ સ્વરે બોલી ઉઠયો:- "આણે બરાબર વેદના સહન કરી નથી. આ ઘણોજ જલ્દી મરી ગયો." આમ બોલી તે જેવો પાછું વાળીને જોવા જાય છે; એટલામાં તો વિશ્વેશને લેવા ગએલો દિલાવરસિંહ ધસમસ્યો ત્યાં દોડી આવ્યો અને

મ્હાડી અવાજે બોલી ઉઠયો:—"ગુરૂજી! કેદી વિશ્વેશ ત્યાંથી છટકી ગયો છે."

"હેં! શું તે કર્મ ચંડાળ પણ છટકી ગયો?" ગુરૂએ ગભરાટથી પૂછ્યું.

"હા, મહારાજ." દિલાવરે જવાબ આપ્યો.

"પકડી લાવો તેની રક્ષા કરનાર પહેરેગીરોને; તેઓને પણ આની સાથે આ ઓટલીઓપર ચઢાવી દઇએ." ગુરૂએ આજ્ઞા કરી.

"મહારાજ! તેઓ તો નિર્જીવ બની લોહીમાં તરબોળ થઇને પડેલા છે. કેદી તેઓનાં ખૂન કરીનેજ પસાર થયો છે." દિલાવરે વધુ જણાવ્યું.

"હેં! શું વિશ્વેશ ખૂન કરીને નાસી ગયો? "અફસોસ! હવે આપણે સુખમાં ફરવું મુસ્કેલ છે. હા, તે કટ્ટામાં કટ્ટો શત્રુ છે; તેના જીવતા જવાથી સઘળી આશાઓ વ્યર્થ છે. મારી ધારેલી ધારણાઓ આવી રીતે ધૂળ મળી છે. મારી આંખે કાળચક્ર ફરતું જણાય છે." ઓ બહાદુરો! દુષ્મનોના જીવતા જવાથી આપણી આશાઓ અધવચ સમાય છે." કહી તે ચંડાળ સ્વામી કપાળપર કર પ્રહાર કરી અપાર શોક કરવા લાગ્યો.

"ગુરૂજી શાન્ત થાઓ. બનનાર વસ્તુ બને જાય છે." કહી અજીતે તેના શરીરે હાથ ફેરવી તેને નીચે બેસાડયો. આ સમયે તે શયતાન સાધુ ઘણોજ ઉશ્કેરાઇ ગયો હતો. તેની આંખ્યો લાલચોળ જણાતી હતી. તે થોડીકવાર મન સાથે વિચાર કરી ત્યાં બેઠેલા મંડળ સામે જોઇ કહેવા લાગ્યો:–"મારા વફાદાર સેવકો અને સરદારો! તમે સર્વ જુઓ છો કે અત્યારે મારી હાલત કેવી કફોડી થઇ રહી છે! મારા

મનમાં થતું દુઃખ હું કહી શકતો નથી. મ્હેં સર્વને પ્રથમજ જણાવ્યું હતું કે આપણા મંડળમાં કોઇક કર્મ ચંડાળ ફુટેલો છે અને તેનુંજ આ સઘળું કારસ્થાન છે. તે બેવફાનો આમાં હાથ હોવાથી શૈલેશ અને વિશ્વેશ નિર્વિઘ્ને છટકી જવા પામ્યા છે. માટે આપણે પ્રથમ તો તે કર્મ ચંડાળને યુક્તિપૂર્વક ખોળી કાઢવો જોઇએ."

"મહારાજ! એવો વિશ્વાસઘાતક કોણ મુએો હશે?" અજીતે પૂછ્યું.

બસ તેજ જોવાનું છે." વારૂ શૈલેશને ખાવાનું કોણ પહોંચાડતું?" ગુરૂએ પૂછ્યું.

"આપણો વીરસિંહ તેને હમેશાં ખાવાનું પહોંચાડતો હતો; પણ એક દિવસે તેને તાવ આવવાથી શાન્તુ નામક નાનકડો છોકરો તેને ખાવાનું આપવા ગયો હતો." અજીતે જણાવ્યું.

"બસ ત્યારે એમ કહોની! સઘળા કારસ્થાનનું કારણભૂત બસ એજ છોકરો છે." ગુરૂએ ઉભા થઇને જણાવ્યું.

"ના મહારાજ! તેના પરનો વ્હેમ નકામો છે. તે છોકરો ઘણો સુંદર છે પણ કમભાગ્યે મૂંગો છે; વળી તે કૈલાસ બ્હેનની પાસે રહે છે." અજીતે જણાવ્યું.

આ વળી નવું સાંભળ્યું. કૈલાસની પાસે તે છોકરો ક્યાંથી? હા, મને વ્હેમ પડે છે; પણ કૈલાસનું નામ સાંભળી વ્હેમ ટળી જાય છે; છતાં પણ એ છોકરાની હિલચાલ મારે બારીકાઇથી તપાસવી પડશે." પુનઃ સાધુએ કહ્યું.

"ભગવતિ કૈલાસને પૂછવાથી સર્વ બીના જણાઈ આવશે; કારણ કે તે દેવબાળા વિશ્વાસઘાતી થએલા પાપીને સારી રીતે ઓળખી ગઈ હશે." સલાબતે સલાહ આપી.

તે પવિત્ર બાળાને મ્હેં આ વિષે પ્રથમજ પૂછ્યું હતું. મારી સાથે તે વખતે આ કપટ અને વરૂણુ પણુ હાજર હતા. જવાબમાં તેણે ફક્ત એટલુંજ જણાવ્યું હતું કે:—"તમારાં પાપની અત્યંત વૃદ્ધિ થઈ રહી છે માટે તમારો જુલ્મ હવે બંધ કરો. તમારા પાસા હવે અવળા પડશે. તમારાં નીચ આચરણોથી તમારી પાસે નિવાસ કરનાર એક પુન્યાત્માનો જીવ દુખાય છે અને તેજ સમય મળતાં તમારા કામમાં ધૂળ નાખે છે. બસ તે આટલુંજ જણાવે છે. વધારે જણાવવાની સ્પષ્ટ ના પાડે છે." ગુરૂએ ગમગીન ચ્હેરે જણાવ્યું.

"જ્યારે તે એટલું પણ જણાવે છે ત્યારે અવશ્ય આપણે એ એવશને ગમે તે પ્રયાસે ખોળી કાઢીશું; અને તેનો જલ્દીથી ઘાત કરી નાખીશું." કહો ગુરૂ મહારાજ ! હવે શું આજ્ઞા છે ? અજીતે દિલાસો આપ્યો.

"અજીત ! આજ્ઞામાં એજ કે તું હવે દિવ્યપ્રભાને મનાવ. જો તે ન માને તો તેને ભ્રષ્ટ કરી સ્વર્ગમાં વિદાય કરી દે. હું અત્યારે મધુમુખી પાસે અમરાવતીમાં જાઉં છું. કારણુ કે તે ભદ્રેશની અને મણિપુરની રાણી તથા તેના છોકરા રણધીરની શોધમાં ત્યાં ગઈ છે. તે હમણાં થોડાક દિવસ ત્યાં રહેવાની છે. હું અત્યારેજ તેની પાસે જાઉં છું અને તેને રાજા વીરભદ્રનું ખૂન કરવા રાજ્ય મહેલમાં યુક્તિથી મોકલું છું. તેના ગયા પછી હું નાશી ગએલાની શોધમાં નીકળીશ. આપણે પ્રથમ રાણી કુમાર અને ભદ્રેશને પકડી પાડવાની ઘણી જરૂર છે; કારણુ કે જો કદાચ શૈલેશ અને વિશ્વેશ તેમને મળી જાય તો આપણા પ્રપંચની સાથે આ ખાનગી રહેઠાણોનો ભેદ પણ ઉઘડી જાય. વીરાઓ ! હવે આપણે સાવધ રહેવાની ઘણીજ જરૂર છે. આપણે કઈ પળે ફસાઈશું તે કહી શકાતું નથી. કહી ગિરિનંદ જવાને ઉભો થયો; પણ એટલામાં અજી-

તને કંઇક યાદ આવતાં બોલ્યોઃ—ગુરૂજી! મારા સાંભળવા પ્રમાણે રાજા વીરભદ્ર હાલ અમરાવતીમાં નથી."

"ત્યારે તે ક્યાં મૂઓ હશે?" ગુરૂએ ગર્જના કરીને પૂછ્યું.

"આપણા બાતમીદારો જણાવે છે કે તે તેના ચારસો સ્વારો સાથે "અદ્ભુત ટેકરી" પર પડાવ નાંખીને પડયો છે." અજીતે જણાવ્યું.

"ઠીક છે હું મધુમુખીને ત્યાં લઈ જઈશ." તમે સઘળા સાવધ રહેજો અને બને તો બેવફાને ખોળી કહાડજો. અજીત! તું પેલા શાન્તુના બારીકાઇથી હિલચાલ તપાસજે." કહી ગિરિનંદ ઝપાટાબંધ ત્યાંથી ચાલ્યો ગયો, અને ત્યાં એકઠું થયેલું મંડળ પણ થોડીવારે વિખરાઈ ગયું. સરદાર અજીતસિંહ તેના ઓરડામાં ગયો અને ભોજન કાર્યમાં ગુંથાયો.

## પ્રકરણ ૨૪ મું.

### "રાક્ષસ અને રાક્ષસી."

"પિશાચ વૃત્તિનાં પાપીયો, ઘડતાં ઘાટ અપાર,
રંજાડતાં નિર્દોષને, ડરે નહિ તલભાર"

શત્રુઓના નાશી જવાથી ગિરિનંદના શોકનો પાર રહ્યો નહિ. તે સર્વથી છૂટો પડી તેના એકાન્ત ઓરડામાં આવ્યો અને ચિંતાતુર મને તેણે આખો દિવસ વિચારમાં કાઢયો. છેવટે રાત્રિ પડી. એટલે ગિરિનંદ ભોજનથી પરવારી અમરાવતી જવાને તૈયાર થયો. તેણે ભગવા અંચળાની નીચે વીરવેષ ધારણ કરી શસ્ત્ર અસ્ત્ર સજી લીધાં; અને ઉપર કાળો જબ્બો ઓઢી લીધો. બાદ રાત્રિના બીજા પ્રહરે તે બહાર નીકળ્યો

અને પર્વતપરથી નીચે ઉતરી ઝડપથી પગ ઉપાડતો બરાબર મધ્યરાતે અમરાવતીમાં પ્રવેશ્યો. સર્વત્ર ઘોર અંધકાર છવાએલો હતો. જનસમાજ નિદ્રાને શરણે પડેલો હતો. સર્વે સ્થળે નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. દૂરના મહોલ્લામાં કુતરાં લાંબા રાગડે રૂદન કરી ભય ઉત્પન્ન કરતાં હતાં. આવા સમયે ગિરિનંદ ગલી કુંચીયોમાં ભરાતો છૂપાતો અમરાવતીના પાદરે આવેલા મધુમુખીના ભેદી મકાન તરફ જવા લાગ્યો. ભયાનક અંધકારમાં કાળા જભ્ભાથી ઢંકાએલો સાધુરામ ભૂત જેવો ભાસતો હતો. આખરે એ દુષ્ટ મધુમુખીના મકાન આગળ આવીને ઉભો રહ્યો અને ગજવામાંથી એક લોખંડી આંકડી કહાડી મકાનનું દ્વાર ઉઘાડી બેધડક અંદર પેઠો. તેણે પુનઃ દ્વાર બંધ કર્યું. તે અંદરના કેટલાક ઓરડા વટાવી મધુમુખીના શયનાલયમાં આવીને ઉભો. આ સમયે મધુમુખી એક સુંદર પલંગમાં નિદ્રાવશ થઇ પડેલી હતી. પલંગની પાસેના એક નાનકડા સમચોરસ ટેબલ પર ઝાંખી બત્તી બળી રહી હતી. સાધુરામે ટેબલ નઝીક જઈ ઝાંખી બત્તીને સતેજ કરી અને પછી તેને જગાડવાના ઇરાદે પલંગ પાસે આવી વાંકા વળી તેના ગુલે ગુલાબી ગાલપર ચુંબન લીધું. મધુમુખી સફાળી જાગી બેઠી થઇ અને આંખ્યો ચોળતી ગભરાટથી ચોગરદમ જોવા લાગી. તેને ભયથી વિહ્વળ બનેલી જોઈ સાધુરામ હસતા વદને પલંગપર બેસી તેના શરીરે હાથનો સ્પર્શ કરી બોલ્યો:—"દિલારામ! આટલી બધી ડરેછે શાને? ગભરાઇશ નહિ એતો હું છું."

"કોણુ વ્હાલા સ્વામીજી?" કહી મધુમુખીએ તેને ગાઢ આલિંગન આપ્યું.

"કાં સુંદરી! ભય દૂર થયો ને?" ગિરિનંદે પૂછ્યું.

"વ્હાલા સ્વામીજી અહિં હોય એટલે ભય મારી પાસે આવી શકેજ નહિ. કહો વ્હાલા! આમ મધ્ય રાત્રે એકાએક આગમન શા કારણથી થયું છે?" મધુમુખીએ પૂછ્યું.

"તે પહેલાં મને જણાવ કે તારી દાસીઓ હાલ ક્યાં સૂતી છે?" ગુરૂએ પૂછ્યું.

"તેઓ તો નીચેના ભાગમાં સૂતી છે; વારૂ તેમનું કંઈ કામછે?"

"ના, મારે તારી સાથે એક ખાનગી વાત કરવાની છે તેથીજ પૂછવું પડયું. હું અત્યારે અગત્યના કામ માટે તારી પાસે આવ્યો છું. તે વાત હું તને હમણાં જણાવું છું; પણ પ્રથમ મને પાણી પા, તરસથી મારૂં ગળું સુકાય છે."

મધુમુખી ઉભી થઈ અને પાણી લઈ આવી તેને પાયું. બાદ તેની પાસે બેસી તેના ગળામાં હાથ નાખી પૂછવા લાગીઃ—"વ્હાલા ગુરૂજી! આજે આટલા બધા ગભરાએલા કેમ જણાઓ છો?"

"દિલદાર! કંઈ કહેવાનીજ વાત નથી. આપણીપર ભયાનક આફતનું વાદળ ચઢી આવ્યું છે. શૈલેશ અને વિશ્વેશ પસાર થઈ ગયા છે. તેમજ રાજા વીરભદ્ર ચારસો સરદારો સાથે આપણી શોધમાં નીકળ્યો છે; અને તેણે અદ્ભુત ટેકરીપર પડાવ નાંખ્યો છે."

"હેં! શું શૈલેશ અને વિશ્વેશ સહિસલામત નાશી ગયા? મને લાગે છે કે તેમને નસાડી મૂકનાર આપણામાંનુંજ કોઈ હોવું જોઇએ." મધુમુખીએ શંકાશિલ થઇને જણાવ્યું.

"હા, મને પણ એવોજ વ્હેમ પડે છે; પણ તે કોણ મુઓ છે તેની ખબર પડતી નથી."

"સ્વામીજી! તે પાપીઆને ખોળી કાઢવાની ઘણી જરૂર છે. શૈ-

ક્ષેશ તથા વિશ્વેશના છૂટા થવાથી આપણે ઘણુંજ સંભાળવાનું છે. બીજું આપ કહોછો કે રાજા વીરભદ્ર સૈનિકો સાથે અદ્દ્ભુત ટેકરી પર પડયો છે; તેમાં પણ કંઇક કપટ જેવું સમજાય છે. મારા ધારવા પ્રમાણે તેને લઈ આવનાર ભદ્રેશ હોવો જોઈએ. "ઘર ફૂટેયે ઘર જાય." એ પ્રમાણે તેણેજ આપણો સર્વે ભેદ રાજાને જણાવેલો હોવો જોઇએ; તેમજ તેનો પત્તો પણ આપણને આજ દિન સુધી મલ્યો નથી;પછીતો આપ ધારો એ ખરૂં? "હા, એમજ હોવું જોઇએ, મધુમુખી! આપણા શત્રુઓ જયાં સુધી જીવતા છે; ત્યાં સુધી આપણે કાળ ચક્રના સપાટા માંજ છીએ એમ હવે સમજવાનું છે. તેમાં રાણી સુલોચના અને રણધીર કુમાર આપણાં દરેક ગુપ્ત સ્થળોથી વાકેફગાર છે; તેમજ ભદ્રેશ પણ આપણા દરેક કામથી જાણીતો છે; બસ તે કારણથીજ આ હૃદય હમેશાં ચિંતાતુર રહે છે. વળી વિશેષમાં મ્હેં એમ પણ સાંભળ્યું છે કે તેમની મદદમાં એક તપસ્વિની કરાને કોઇક યોગિની છે, અને તે બાઇ ચમત્કારોથી ભરપુર છે.

"હેં! શું તેઓની મદદમાં એવી ચમત્કારી યોગિની છે?"

"અરે! એમાં તે આટલી બધી ચમકે છે શાને? હું જેમ આપણા મંડળમાં મહાન્ પવિત્ર મહાત્માછું તેવીજ તે વળી કોઇ હશે! આપણા એકાદ બે સરદારોએ પણ તેને આપણા ગુપ્ત સ્થળ આગળ ફરતી જોઈ છે. તેઓ તેને પકડવા ધસ્યા હતા; પરંતુ તે એકાએક ગયબ થઈ ગઈ હતી."

"અરે! આતો ઘણુંજ ભયંકર! વ્હાલા ગુરૂજી! હવે તો ગમે એમ કરી આ બાબતનો ફેંસલો લાવો તો સારૂં."

"હા, હું પણ હવે એજ વિચારૂંછું; અને તેમાં તારી પણ મદદ માગુંછું."

"શું મારી મદદ! બોલો, હું કેવી રીતે મદદગાર થઈ પડીશ? આપ બહાદુર થઇને કોઇકિ વખતે ગભરાઇ જાઓછો તો હું સ્ત્રી થઇને શું સલાહ આપી શકીશ?"

"તું સૌ કાંઇ કરી શકીશ; અરે અમારાથી પણ વધારે કરી શકીશ. મધુમુખી! તારે કાલ રાત્રે રાજા વીરભદ્રની છાવણીમાં જવાનું છે અને તેને હરકોઈ ઉપાયે મારી નાખી પાછા આવવાનું છે; બસ એજ કારણથી મારૂં અત્યારે અહિં આવવું થયું છે."

"પણ તે કામ મારાથી કેવી રીતે બની શકશે? મને કંઈ સમજ તો પાડો?"

"જો સાંભળ! તારે કાલે રાત્રિના સમયે ભગવી કફની પહેરી ખુબસુરત યોગિની બની જવું; અને હાથમાં સિતાર લઈ અહિંથી નીકળી પડી વીરભદ્રની છાવણીથી થોડેક દૂર બેસી એક મધુરૂં ગાન લલકારવું. વીરભદ્ર ગાયનનો ઘણોજ શોખીન છે; તે તત્કાળ તને તંબુ-માં બોલાવશે અને તને ગાન ગાવાનું ફર્માન કરશે; તારે તે વખતે એવું તો સુંદર ગાન ગાવું કે સઘળા તેમાં તલ્લિન બની જાય; બસ એજ વખતે તારે સમય સૂચકતા વાપરી છૂપાવેલી કટાર ધીમે રહી બહાર કાઢવી અને લાગ મળતાંજ રાજાના કલેજામાં ભોંકવી. ગુરૂએ જણાવ્યું.

"પણ પછી મારૂં શું થશે તેનો કંઇ વિચાર કર્યો?" મધુમુખીએ ગભરાઇને પૂછ્યું."

"તારી કટારના ઘાથી રાજા જમીનપર પડશે, તે વખતે ત્યાં ઘણીજ ગરબડ મચી રહેશે; અને એ અરસ્સામાં જ તને નાશી છૂટ-વાનો સમય મળશે. સમજી?"

"મધુમુખી કંઈ જવાબ આપે તે પહેલાંજ કોઈ અદૃશ્ય રહેલી

મૂર્ત્તિએ અટ્ટહાસ્ય કરી કહ્યું:—"પાખંડી સાધુ! તારૂં ધારેલું કદાપી સિદ્ધ થનાર નથી."

"હેં આ શું!" કહી મધુમુખી બેબાકળી બની આસપાસ જોવા લાગી. સાધુરામ પણ સ્તબ્ધ બની ચારે તરફ વિક્ષણ નજરે જોવા લાગ્યો. પુનઃ અવાજ થયો. સાધુરામ! ભયાનક કામ કરતાં વિચારજે! "પારકાનું બુરૂં કરવા જતાં તારોજ નાશ થશે એ નક્કી સમજજે." અવાજ બંધ થયો. શાન્તિ છવાઈ ગઇ. ગિરિનંદના શરીરમાંથી ભયની કંપારી નીકળી અને તેનાં રૂંવે રૂંવાં ઉભાં થઈ ગયાં. મધુમુખી તો ધોળી પુણી જેવી બની ધ્રુજતા અવાજે બોલા ઉઠી:—"હાય! હાય! આ કેવી વિચિત્ર ઘટના કે આપણને મળી મૃત્યુની સૂચના! હાયરે હવે શું થશે?" "ન ગભરા! દિલદાર! ન ગભરા, કોઈ વિશ્વાસઘાતીનો આ ભયાનક પ્રપંચ છે. હું હમણાંજ એ પાપીને ખોળી કાઢું છું. આપણા મકાનમાંથી તે હવે કયાં જવાનો છે?" કહી ગિરિનંદ ઉભો થયો અને દિવો લેઈ આખા મકાનમાં ચારે તરફ ફરી વળ્યો. તેણે ઉંઘતી દાસીયોના ઓરડામાં જઈ તેમની સંખ્યા ગણી જોઈ; ત્યાંથી પાછો વળી નીચે આવ્યો પણ કંઈ જણાયું નહિ. આથી ઢીલા લમણે તે પાછો ઉપર આવી મધુમુખીની પાસે બેઠો.

"ગુરૂજી! કંઈ જણાયું?" મધુમુખીએ પૂછયું.

"ના, મને તો લાગે છે કે આપણે જે ગોઠવણ કરીએ છીએ તેની ભ્રમણાનો ભાસ થયો હશે. બાકી હું તો આખા મકાનમાં ફરી વળ્યો પણ કાંઇ જણાયું નહિ." ગુરૂએ ગમગીન ચ્હેરે જણાવ્યું.

"મને તો ભ્રમણા લાગતી નથી અને તેથી હવે એ ભયંકર કામ કરવા જતાં મારી હિંમત ચાલનાર નથી." મધુમુખીએ નાશીપાસ થઈ કહ્યું.

"શું તું મારૂં કહેલું માન્ય નહિ કરે!? મધુમુખી! વિચાર કર કે હું તને કેટલા પ્યારથી ચાહું છું અને આ સઘળાં ખૂના મરકીનાં કામ કોને મહારાણી બનાવવાને માટે કરૂં છું?"

"મારે હવે મહારાણી થવું નથી; હું એ ભયાનક શબ્દથી ગભરાઇ ગઇ છું."

"સુંદરી! ગભરાટને દૂર કાઢી મૂક. આપણો આખરે વિજય થશે અને તારા હાથથીજ વીરભદ્ર પૂરો થઇ જશે."

પુનઃ ગયબી અવાજ થયો:—"એમ કદી પણ નહિ થશે; પવિત્ર રાજાના પ્રાણને હાની પહોંચાડવા જનારને જ આખરે મૃત્યુના મુખમાં હોમાવું પડશે."

"ઓ બાપરે! વળી આ શું!?" કહી મધુમુખી ચીસ પાડી ઉઠી. "ખરેખર કોઇ ભૂતનો જ ચમત્કાર છે. વ્હાલી ડરીશ નહિ, મ્હેં લાક્ષમાં એક પણ પિશાચને બળીદાન આપ્યું નથી, તે કારણથી જ આ ચમત્કાર થયા કરે છે." ગુરૂએ જુઠું સમજાવ્યું. મધુમુખી ઉંડા વિચારમાં પડી ગઇ. સાધુરામ પણ વ્હેમાઇ તર્ક વિતર્ક કરવા લાગ્યો. વિચારને અંતે કંઇક ઠરાવ પર આવી મધુમુખીને કહેવા લાગ્યો:–"પ્રિયતમા! જે પિશાચે આપણને આટલાં બધાં ભયભીત કર્યા છે તેનું હવે આવી બન્યું સમજજે. તું રાજાને પૂરો કરી આવીશ તેને બીજે દિવસેજ હું મોટો યજ્ઞ આરંભીશ અને તે ચંડાળ પિશાચનો મંત્રના બળથી અગ્નિકુંડમાં ભોગ આપીશ."

"એતો ઠીક, પણ હું હવે કદાપી એકલી બહાર નીકળનારજ નથી."

"ફિકર નહિ, હું તને ઠેઠ વીરભદ્રની છાવણી સુધી મૂકી જઇશ અને તું પાછી આવીશ ત્યાં સુધી ઝાડની ડાળમાં છૂપાઇ રહીશ. બોલ પછી કાંઇ?"

"સ્વામી! વહાલા ગુરૂજી! મનેઆજે કંઈ સમજ પડતી નથી. ભયાનક અવાજથી ધ્રુજું છું, ભય પામું છું; માટે કૃપા કરી મને એ ભયંકર કામ કરવાને ન મોકલો."

"તું શું બોલે છે તેનું કંઈ ભાન છે? મધુમુખી! મારા ક્રોધને વધુ વધારતાં શું પરિણામ આવશે તેનો તું વિચાર કરજે. જો મારી આજ્ઞાનો અનાદર કરીશ તો તું પણ પેલા ભયાનક ઓરડાની યાતનાને અનુભવીશ."

"નહિ, ગુરૂજી નહિ, એમ ન બોલો. તે ઓરડાનું નામ સાંભળતાંજ હું ધ્રુજી ઉઠું છું. હું આપના કહ્યા પ્રમાણે વર્તીશ અને અવશ્ય રાજા વીરભદ્રનું ખૂન કરીશ." મધુમુખીએ કમકમી જણાવ્યું.

"બસ, ત્યારે જ તારીપર હું ખુશ થઇશ. દિલદાર! કાલ રાત્રે તૈયાર થજે અને આ તારા ગુલેગુલાબ સમાન કોમળ દેહને ભગવી કંથાથી શણગારી ઉપર અચ્છી રેહની ટાપટીપ કરજે. બસ ચાલ હવે રાત્રિ ઘણી ગઇ છે માટે થોડોક સમય શયન કરીએ." કહી સાધુરામે તેના પ્રવાલસમ અધરોષ્ઠનું પાન કરી ઝગઝગાટ બળતા દીવાને ફુંક મારી ગુલ કર્યો. બાદ એ સાધુ રૂપનો રાક્ષસ અને રાક્ષસી અનેક પ્રકારની આનંદદાયક વાર્તા કરતાં આખરે નિદ્રાને શરણ થયાં,



# પ્રકરણ ૨૫ મું.

## "રાજા વીરભદ્રની છાવણી."

"ધર્મ નિપુણ જે વિરલા, તેનું કોણ લે નામ;
તલવારો ટૂટી પડે, રક્ષક છે શ્રી રામ."

પુત્ર શોકથી પીડાતા મહારાજા વીરભદ્ર ચારસો સરદારો સાથે ઘણા દિવસથી વિંધ્યગિરિમાં આવેલી અદ્ભુત ટેકરીપર ડેરા તંબુ તાણી પડયા હતા. તેમણે અનેક સ્થળે શૈલેશ વગેરેની શોધ કરાવી પણ કંઈ પત્તો લાગ્યો નહિ, આથી મહારાજાના શોકનો પાર રહ્યો નથી. આજે સાયંકાળનો સમય છે. વસંત ઋતુ ચાલી રહી છે. વનનાં વૃક્ષો નવીન અંકુરોથી ફાલ્યાં છે. મધુરા પવનની લ્હેરો આવી રહી છે. આકાશ કુસુંબી રંગનું જણાય છે. સમય રમણીય છે; છતાં મહારાજા વીરભદ્રનું હૃદય અશ્રાન્ત છે. તે તંબુની મધ્ય ભાગે આવેલી ગાદી પર બેસી વારંવાર હા, શૈલેશ! મારા હૃદયના વિસામા! કહી નિઃશ્વાસ નાખે છે. તેમની સામે પચીસેક સરદારો બેઠા છે અને તેઓ ધૈર્ય ધરવાને અનેક દૃષ્ટાંતો આપી તેમને શાન્ત કરવાના પ્રયત્ન કરી રહ્યા છે.

બાદ થોડીવારે મહારાજા સરદારો સામે જોઈ શોકાર્ત હૃદયે કહેવા લાગ્યાઃ—હા, ઘણી શોધ કરતાં પણ શૈલેશ—વિશ્વેશ અને દિવ્યપ્રભાની ભાળ મળતી નથી. તેમજ અમરાવતીમાં ઉપદ્રવ મચાવનારા હરામખોરોનો પણ પત્તો લાગતો નથી. અરે! તેમના વિયોગથી મારી પ્રિયતમા પણ મૃતઃપ્રાય થઈ રહી છે; અને ઉન્માદિની થઇ શૈલેશનો જાપ જપી રહી છે. જો આવું ઘણા દિવસ ચાલશે તો તે પણ અંતે સ્વર્ગમાં સિધાવશે. મારા સરદારો! આ હૃદયમાં અંધકાર છવાઈ રહ્યો

છે. હા, શૈલેશ ! હું તને ક્યાં ખોળું—ક્યાં આવીને મળું ? આ જગતમાં પુત્ર તે એક નર-નારીના હૃદયમંદિરના આનંદ દિપક છે; પ્રીતિના બિછાના રૂપ છે; ટુંકાણમાં પુત્ર માતા-પિતાનું સર્વસ્વ છે. મહાપુન્યે આ સંસાર સમુદ્રમાંથી તારનાર પુત્ર રત્ન ઉત્પન્ન થાય છે. વિદ્વાનો કહે છે કે દરેક મનુષ્યને સંસારનાં ત્રણ ઋણથી મૂક્ત થવાનું છે. "દેવ ઋણ, મનુષ્ય ઋણ અને પિતૃ ઋણ." આ ત્રણ ઋણથી મૂક્ત થનારજ સ્વર્ગ સદનમાં ગમન કરી શકે છે. તેને માટેઃ—

**ऋणं देवस्य यागेन ऋषीणां दानकर्मणा ।**
**संतत्या पितृलोकानां शोधयित्वा पारे[illegible] ॥**

આમ શોક કરતો રાજા બે હાથ જોડી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યોઃ—ઓ પ્રભો ! તમે દયાના દાતા છે. સંસારના ત્રાતા અને સર્વ મનુષ્યોના પિતા છો. તમે સર્વનાં દુઃખ દૂર કરો છો; તો શું તમને આ પામરની લગીર પણ દયા નથી આવતી ? પ્રભો ! દયા લાવો અને પુત્ર વિયોગથી ભષ્મ થતા આ હૃદયને પુત્ર સમાગમથી શિતળ કરો. આવી રીતે પ્રાર્થના કરી રાજા ચિંતાતુર વદને તકીયાને અઢેલી બેઠો. રાત્રિ પડી. પર્વત પ્રદેશપર અંધકારનો કાળો પડદો પડયો. તંબુઓમાં દિપકો પ્રકાશી રહ્યા. આ સમયે આ છાવણીથી થોડેક દૂર એક ભગવાં ધારિણી કાન્તીવાન યોગિની કે જેના માથાના કાળા લાંબા વાળ સર્પાકારે પીઠ પાછળ લટકી રહ્યા છે; કપાળપર ભષ્મનું લેપન કરેલું છે. ગળામાં માળા લટકી રહી છે અને જેનું ગૌર મુખ પુનેમના ચંદ્રને પણ લજાવે એવું સુંદર છે; આવી નવયુવાન યોગિની હાથમાં સિતાર પકડી એક વૃક્ષ નીચે એક હૃષ્ટ-પુષ્ટ સાધુરામ સાથે ધીમેથી વાતો કરતી ઉભી છે.

પ્રિય પાઠકો! આ યોગિની તે મધુમુખી છે અને સાથેનો સાધુરામ ગિરિનંદ છે. એ દુષ્ટ સાધુરામ પ્રપંચજાળ કેવી રીતે પાથરવી તેનો ઉપદેશ આપતો હતો. મધુમુખીને સર્વ વાત સમજાવી તેણે કહ્યું:— પ્રિયા! હવે જલ્દીથી પરવરો અને કામની શરૂઆત કરો. હું આ વૃક્ષની ડાળમાં છૂપાઇને બેઠો છું. તું કામ સમાપ્ત કરી જલ્દીથી અહિં નાશી આવજે; બાદ આપણે એક જાણીતા રસ્તે થઇને પસાર થઇ જઇશું; પણ યાદ રાખજે કે કામ કરતાં કંઈ ગફલત થાય નહિ—ઘા ખાલી જાય નહિ.

"નિશ્ચિંત રહો; આપની આજ્ઞા પ્રમાણે વર્તવામાં આ દાશી લગીર પણ પછાત પડશે નહિ. લ્યો સ્વામીજી! હવે રજા લઉં છું." કહી મધુમુખી ત્યાંથી ચાલતી થઈ. ગિરિનંદ ઝાડ પર ચઢયો અને ઘનઘોર ઘટામાં એક ડાળ પર છૂપાઈ બેઠો. પેલી તરફ મધુમુખી રાજાના તંબુથી થોડેક દૂર બેસી સિતારમાં સૂર મેળવી એક મધુરૂં ગાન લલકારવા લાગી. તેનો કોમળ અવાજ શાન્ત રાત્રિના પવનમાં મળી ચારે તરફ ફેલાવા લાગ્યો. તંબુમાં તકીયાને અઢેલી બેઠેલો રાજા સંગીત સાંભળી ચમક્યો. સરદારો પણ આશ્ચર્ય પામ્યા અને આ વિકટ પ્રદેશમાં અત્યારે કોણ ગાતું હશે એમ વિચારવા લાગ્યા. આ સમયે રાજાના બીજા સરદારો પોતપોતાની રાવઠીયોમાં હતા. પહેરેગીરો રસોઈ બનાવવાના કામમાં ગુંથાયા હતા. એકાદ બે પહેરેદાર રાજાના તંબુની આગળ પહેરો ભરતા હતા. સૌ કોઇ કાન માંડી મધુર ગાન સાંભળી રહ્યા. મધુમુખી પણ એક ગાન પૂરૂં કરી બીજું અને બીજું પૂરૂં કરી ત્રીજું એમ ઉપરા–ઉપરી ગાવા લાગી. તેના ગાનથી સર્વનાં હૃદય આકર્ષાયાં. એવામાંજ મધુમુખીએ છેલ્લું ગાન પૂરૂં કર્યું. ગાન પૂરૂં થતાં સર્વત્ર શાન્તિ પથરાઈ ગઈ. તત્કાળ રાજા વીરભદ્રે બહાર ઉભેલા સિ-

પાહીને પૂછ્યું:—પહેરેગીર! જોતો ખરો કે આ નિર્જન સ્થાનમાં રાત્રિને સમયે ગાનાર કોણ છે?

"સિપાહી તંબુની પાછળ જઈ તપાસ કરી આવી કહેવા લાગ્યો:-મહારાજ! એક યુવાન યોગિની આપણા તંબુથી થોડેક દૂર બેસી સિતાર સાથે ગાયન ગાઈ રહી છે."

"તેને તંબુમાં બોલાવી લાવો." રાજાએ આજ્ઞા આપી.

"પહેરેગીર ચાલ્યો ગયો અને મધુમુખીની પાસે આવી કહેવા લાગ્યો:—પૂજ્ય યોગીની! જો આપને કાંઈ હરકત ના હોય તો મારી સાથે પધારો. મારા મહારાજા આપને બોલાવે છે."

"મધુમુખી ઉભી થઈ અને સિપાહીની સાથે રાજાના તંબુમાં આવી." તેનું દેવી સમાન સ્વરૂપ નિહાળી સૌ ઉભા થયા અને તેને વંદન કરવા લાગ્યા. રાજાએ પણ પ્રણામ કરી તેને સન્માનદર્શક ભાવથી પૂછ્યું:—યોગિની! આપ કોણ છો? અને આ ભયાનક પર્વત પ્રદેશમાં આ રાત્રિને સમયે સંગીત ગાવાનું શું પ્રયોજન છે? આપ ક્યાંનાં નિવાસિની છો?"

"યોગી જનોનો નિવાસ સર્વ સ્થળે હોય છે. તેમને સારો યાને વિકટ પ્રદેશ સરખોજ છે. રાત્રિ અને દિવસ સમાન છે. અમારી ઇચ્છા થતાં અમે અમારૂં કાર્ય કર્યે જઇએ છીએ અને સદા-સર્વદા પ્રભુના ધ્યાનમાં મસ્ત રહીએ છીએ." મધુમુખીએ વિનીત ભાવે જણાવ્યું.

"પવિત્ર યોગિની! તમે સુંદરતાની દેવી છો; છતાં સંસાર સુખનો ત્યાગ કરવામાં શું રહસ્ય સમાએલું છે? તમે કુમારિકા છો, સૌભાગ્યવતી છો કિંવા વિધવા છો? અવિનયની ક્ષમા કરજો; આપનું કથન જાણવાના ઉદ્દેશથીજ હું આ પ્રશ્ન કરૂં છું." પુનઃ રાજાએ પૂછ્યું.

"રાજન્! હું અદ્યાપિ પર્યંત કુમારિકા છું. માતા પિતા અને ભ્રાતા વગેરેનાં મરણ જોઇ સંસારપર વૈરાગ્ય આવવાથી મ્હેં ભગવાં ધરી કૌમારવૃત્ત અંગિકાર કર્યું છે. શરીર સૌન્દર્ય આજે છે અને કાલે નથી ધારીને મ્હેં મારી ચિત્ત વૃત્તિયોને પ્રભુના ધ્યાનમાં નિમગ્ન કરી છે." મહારાજ! હવે જણાવો કે આપની શું ઇચ્છા છે?" મધુમુખીએ પૂછ્યું.
"યોગિની! તમારૂં મધુર સંગીત સાંભળી મારા હૃદયનું દુઃખ સ્હેજ ઓછું થયું છે; તો કૃપા કરી અન્ય સંગીત સંભળાવશો તો ઉપકાર થશે. તમારો કંઠ કોમળ છે. ગાનમાં જ્ઞાન છે અને શબ્દોમાં મીઠાશ છે." રાજાએ પ્રસંસા કરી કહ્યું.

"એ સૌ ઇશ્વિરની કૃપા છે. રાજન્! અત્યારે આપને સંગીત સંભળાવીશ તો ઘણો સમય વ્યતિત થઇ જશે. મધ્યરાત્રિ પહેલાં મારે મારા નિવાસ સ્થાને પહોંચવું જોઇએ."

"હાલમાં નિવાસસ્થાન કયે સ્થળે નિર્માણ કરેલું છે?" રાજાએ પૂછ્યું.

"આ પર્વતની તળેટીમાં મારી પર્ણકુટિ આવેલી છે. ત્યાં જવાનો રસ્તો રાત્રિ જતાં હિંસક પ્રાણીઓથી વિકટ થાય છે; એ કારણથી હું હવે જવાની ઇચ્છા રાખું છું."

"ગભરાશો નહિ. તમને મારો સિપાહી તમારા આશ્રમ સુધી પહોંચાડી જશે; માટે થોડીકવાર અત્રે વિરામ લઇ એકાદ સંગીત શ્રવણ કરાવો."

જેવી આપની ઇચ્છા. કહી કપટ કળામાં નિપુણ મધુમુખી ત્યાં બેસી સિતાર સાથે સુર મેળવવા લાગી. થોડીવારમાં તો તેનો કોમળ સુર સિતારની સાથે એક્ય થઇ ગયો; અને એ સાથેજ તેના મનમોહક કંઠમાંથી ગાન નીકળવા લાગ્યું. ગાન આ પ્રમાણે હતું:—

માલીકનાં બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ (૨)
કર્તા હર્તા સૃષ્ટિના, સહુ બાજી એને હાથ; (૨)
ઋણાનુબંધે આવી મળતું, ખાદ્યું નવ કોઇનાથી ખળતું;
જગત્ માત્ર તેને આધીન છે, અનાથના એ નાથ—માલીક.

* * * * * *

નહિ પીંડ આ પોતા તણો, પોતાનું કાંઇએ ન જાણવું;
સૌએ શુભાશુભ કર્મને પોતા તણુંજ પ્રમાણવું:-જગત માત્ર.

ગાન પૂરૂં થયું. મધુમુખીએ રાજાની સામે જોયું. રાજા તેના સંગીતથી મુગ્ધ થઈ બોલી ઉઠયો:—તમારૂં ગાન સત્ય છે; કર્મ સિવાય સઘળું વ્યર્થ છે.

રાજન્! તમારા બોલવાના ભાવાર્થપરથી સમજાય છે કે તમને કંઇક ઉંડું દુઃખ છે. કાં મહારાજ! મારૂં માનવું સત્ય છે કે નહિ? મધુમુખીએ પૂછ્યું.

“યોગિની! આપની ધારણા સત્ય છે; ભાવિએમને અકળાવ્યો છે.”

શું તમે પ્રારબ્ધ વાદી છો? પુનઃ મધુમુખીએ પૂછ્યું.

હા, પ્રારબ્ધ વિના સૌ નકામું છે. આ સંસારમાં કોઈ પ્રારબ્ધને તો કોઈ પુરૂષાર્થને માન આપે છે; પરંતુ ઉંડો વિચાર કરતાં એમ સમજાયછે કે પ્રારબ્ધ પ્રથમ છે અને પછી પુરૂષાર્થ છે. પ્રારબ્ધ વિના પુરૂષાર્થ નકામું છે. પ્રારબ્ધ યોગેજ સારી યા નરસી બુદ્ધિ ઉત્પન્ન થાયછે અને એ બુદ્ધિજ પુરૂષાર્થ કરવાને મનને ઉશ્કેરે છે. સારૂં થવાનું હોય છે તો પ્રારબ્ધ શુભ બુદ્ધિ ઉત્પન્ન કરે છે; અને ખરાબ થવાનું હોય છે તો નીચ કાર્ય કરવાને બુદ્ધિ વૃત્તિયોને પ્રેરે છે. પૂર્વ જન્મનાં સારાં યા નરસાં કર્મોપર પ્રારબ્ધની ઘટમાળ ચાલ્યા કરે છે. શુભ કર્મથી

પ્રારબ્ધ પુરૂષાર્થ કરાવી સારૂં ફળ આપે છે. પ્રારબ્ધ યોગે હું હાલ રાજા છું અને આ તંબુ પાસે ઉભેલો પહેરેદાર એક સિપાહી છે. તે વફાદાર રહી મારી સેવા ઉઠાવાને પુરૂષાર્થ કરે છે; પરંતુ તે પ્રારબ્ધ સિવાય સારી સ્થિતિએ આવી શકશે નહિ. "ઇશ્વર પ્રારબ્ધ યોજે છે, પ્રારબ્ધ બુદ્ધિ ઉત્પન્ન કરે છે અને બુદ્ધિ પુરૂષાર્થ કરાવે છે."

"રાજન્!" આપનું કહેવું સત્યછે; પણ આજે આપના હૃદયમાં કયું ગુપ્ત દુઃખ ઉત્પન્ન થઈ આપને સતાવેછે ? મધુમુખીએ વાત બદલાવાને પૂછ્યું.

"હું શું કહું ? આજે કેટલાક સમયથી મારે મારા પ્રાણાધિક પુત્રથી વિયોગ થયો છે.ઘણી શોધ ખોળ કરતાં પણ તેનો પત્તો મળતો નથી. એજ કારણથી આ હૃદય હરહમેશ વ્યાકુળ રહ્યા કરે છે."

" મધુમુખી આંખ્યો બંધ કરી થોડીકવાર બેસી રહી અને પછી ઉઘાડી તે બોલીઃ—રાજન્! ઇશ્વર દયાળુછે, તેનીપર શ્રદ્ધા રાખો. તે કોઇના અકલ્યાણમાં રાજી નથી. આ સંસાર દુઃખનો દરિયો છે તેને પાર ઉતરવા પ્રભુ ભક્તિ અને તેનીપર દૃઢ વિશ્વાસ એજ સુખમય છે. આપના ગુમ થએલા પુત્રની સાથે આપનો હવે ટુંક સમયમાં મેળાપ થશે."

"શું મારો પુત્ર મને મળશે ?" રાજાએ આશ્ચર્યતાથી પૂછ્યું.

"હા અને તે વળી ટુંકમાંજ." મધુમુખીએ જણાવ્યું.

"તમારા શબ્દો સફળ થાવ. હા, તમારા વચનથી આ હૃદયમાં શાન્તિ વળી છે. યોગિની દેવી! હવે એકાદ ભજન સંભળાવવાની કૃપા કરો અને પછી મારા સિપાહી સાથે આપના પંથે પળો."

"યોગિજનને કદાપિ ભય હોતો જ નથી. મારે સિપાહીને સાથે લઈ જવાની જરૂર નથી. આપની ઇચ્છા છે તો સાંભળો હું એકાદ

ભજન સંભાવું છું. આવી રીતે તેણે વાક્ય ચાતુર્યતાથી રાજાને મુગ્ધ બનાવી દીધો. તે કાળીનાગણ તેની ચકોર આંખ્યો ચારે તરફ ફેરવી કામ પૂર્ણ કરવાનો લાગ તપાસતી હતી. તેણે ભગવી કફનિની અંદર એક તીણી કટાર છૂપાવી રાખી હતી. તે દુષ્ટા રાજાથી ફક્ત દોઢ હાથ જ દૂર બેઠેલી હતી. તે રાજાની નજર ચૂકાવવાને અનેક પ્રયત્નો કરી રહી હતી. તે એક હાથે કટારને ધીમે-ધીમે બહાર કાઢતી અને વળી પાછી મૂકી દેતી. સિતાર હાથમાં રહેશે તો કામ બનશે નહિ ધારીને તેણે રાજા સામે જોઈ કહ્યું:-રાજન્! આ ભજન સિતાર સિવાય ગાવાની મારી ઇચ્છા છે.

"તમારી ઇચ્છા પ્રમાણે વર્તવાને આપ મુખત્યાર છો."

"મધુમુખીએ સિતારને નીચે મૂકી એક સુંદર ભજનનો આરંભ કર્યો. ત્યાં બેઠેલું મંડળ એકાગ્રતાથી શ્રવણ કરવા લાગ્યું. ધીમે-ધીમે તેના મોહક ગાનથી સૌ કોઈ તલ્લિન બની ગયા. ચાલાક વેશ્યા ઉપરા-ઉપરી પલટા મારી ગાનને લંબાવવા લાગી; અને કોઈ જાણે નહિ એમ રાજાની પાસે ખસી અંદરથી કટાર હળવે હળવે બહાર કાઢવા લાગી. છેવટે ગાનની છેલ્લી કડી આવી કે તત્કાળ તે ઉભી થઈ અને કટાર બહાર કાઢી રાજા વીરભદ્રની ઉપર ધસી. ફક્ત એકજ પળ; પરંતુ અફસોસ! એકાએક ભયંકર અવાજ થયો અને તેની સાથેજ એક દૈવી યોગિનીએ ત્યાં દોડી આવી તેનો કટારવાળો હાથ પાછળથી મજબુત પકડી લીધો. સર્વ સ્તબ્ધ બની ગયા. તે પ્રભાવશાળી યોગિનીએ ભયાનક શબ્દે મધુમુખીને ઉદ્દેશી કહ્યું:-કર્મચંડાળણી! તારૂં ધાર્યું કદાપી નહિ થાય." શું હેં મારા પ્રથમના શબ્દો સાંભળ્યા નહોતા ? કહી તે તિક્ષ્ણ નજરે મધુમુખીની

સામે જોઈ રહી. આ બધું એક પળવારમાં બન્યું, હજી રાજા તથા સરદારોને ખબર નથી કે આ ગાનારી યોગિનીએ પ્રાણ હરવાની પ્રપંચ જાળ પાથરેલી છે; પરંતુ તેઓએ જ્યારે આ નુવન યોગિનીનો ભયાનક અવાજ સાંભળ્યો ત્યારે સાવધ થયા અને આશ્ચર્ય યુક્ત થઈ બન્ને યોગિનીયોની સામે જોઈ રહ્યા. મધુમુખી આ અણધાર્યા બનાવથી જડ જેવી થઇ ગઈ. તેણે નીચે જોયું, તત્કાળ આવનાર યોગિની તેના હાથમાંથી કટાર છીનાવી લઈ રાજાની સામે જોઈ કહેવા લાગી:–રાજા વીરભદ્ર! તમારે તો સુખ દુઃખમાં ઘણીજ સંભાળ પૂર્વક રહેવાનું છે, તમારે આ વિકટ પ્રદેશમાં અને આ કાળી રાત્રે એક અણજાણ યોગિનીનું ગાન સાંભળાની ઇચ્છા રાખવી નહોતી જોઈતી. કહી તે યોગિની મધુમુખી સામે જોઇ કર્કશ સ્વરે કહેવા લાગી:–કુકર્મી કુલટા! નીચું જોઇ કેમ ઉભી છે? બોલ જવાબ દે! શું તું આ રાજાનો જીવ લેવાને ઇચ્છે છે?

"હજી પણ મધુમુખી જવાબ આપતા નથી. તે તો હજી નાચું જ નિહાળી રહી છે. આવું જોઈ યોગિની તેની પાસે ધસી ગઇ અને તેને ધક્કો મારી બોલી:—અભાગણી! બોલ નહી તો હમણાં વારૂં પોકળ ખુલ્લું કરી તને જીવતી ખાડામાં દટાવી આ સરદારો પાસે ગોળી બહાર કરાવું છું."

"નહિ, નહિ. ઓ મહાદેવી! મારીપર દયા કરો; હું હતભાગિની છું–પાપીની છું. મા! મારી પર દયા કરો; હું હવે કદાપી આવું કર્મ નહિ કરૂં. કહી મધુમુખી તેના ચરણમાં પડી ઝાર–ઝાર રડવા લાગી."

"સાધુ જનનાં હૃદય હમેશાં દયાળુ હોય છે." દેવીને આ દુષ્ટાની દયા આવી. તેમણે તેની નજીક જઈ પૂછ્યું:—તું શું ઇચ્છે છે?

"ફક્ત જીવિતદાન." મધુમુખીએ ગળગળે સાદે કહ્યું.

તે તને મળશે; પણ તેની સાથે યાદ રાખજે કે આવું દુષ્કાર્ય કરવાં વિચારજે નહિ તો હું ગમે ત્યાંથી તને ખોળી કાઢી આ ત્રિશુળથી તારી છાતી વિંધી નાખીશ. જા, પૃથ્વીના ભાર રૂપ પિશાચણી! જા, જલ્દી અહિંથી નીકળી જા. દેવીએ તિરસ્કાર યુક્ત વદને જણાવ્યું.

ક્યાં જાઉં? મારે જવાનું હવે એકે સ્થળ રહ્યું નથી. મહાદેવી! મારી પર દયા કરો અને આપની સાથે લેતાં જાઓ. હું નિરંતર આપની સેવા કરીશ. આપના પવિત્ર આશ્રમને હમેશાં વાળી ઝુડી સાફ રાખીશ અને એવી રીતે કાળ નિર્ગમન કરી આ અપવિત્ર દેહને થોડોક પવિત્ર કરીશ. મા! મને લેતાં જાઓ. મારી પાછળ એક ભયાનક યમ દૂત ભર્યા કરે છે. હું તેના ત્રાસથીજ આ દુષ્ટ કર્મ કરવાને આવી હતી. કહી મધુમુખી દીન વદને તેની સામે જોઈ રહી.

"તારી ઇચ્છા સફળ થાઓ." કહી દેવીએ એક સંજ્ઞાદર્શક અવાજ કર્યો કે જેથી તત્કાળ સાત મજબૂત બાંધાના પહેલવાનો ત્યાં દોડી આવ્યા અને માથું નમાવી દેવીની આજ્ઞા સાંભળવાને ઉભા રહ્યા. તેમને જોઇ યોગિનીએ કહ્યું:—બહાદુરો! આ સ્ત્રીને આપણા આશ્રમે લઈ જાઓ; અને હું આવું નહિ ત્યાં સુધી તેને પેલા...સ્થળે છૂપાવી રાખજો.

"જેવી આજ્ઞા." કહી તે મધુમુખીને આગળ કરી ચાલવા લાગ્યા અને જે ઝાડ પર ગિરિનંદ છૂપાયો હતો તેની નીચે થઇનેજ નીકળ્યા. સાધુરામે સઘળો બનાવ જોઈ લીધો; તે મધુમુખી પર અત્યંત ક્રોધાયમાન થઈ ગયો. તેઓના ચાલ્યા ગયા પછી તે દુષ્ટ સાધુરામ નીચે ઉતર્યો અને મધુમુખીને અનેક કુવચનો સંભળાવતો પર્વત પ્રદેશમાં અદૃશ્ય થઈ ગયો. હજી યોગિની દેવી રાજાની સામે ઉભી રહી હતી.

રાજા અને સરદારો દિઙ્મુઢ બની સર્વ પ્રકાર અવલોકી રહ્યા હતા. છેવટે રાજા વીરભદ્રે કંઈક બોલવાને મુખ ઉંચું કર્યું કે તરત યોગિની બોલી ઉઠી:—રાજા! તમારા હૃદયમાં જે પૂછવાની ઈચ્છા છે તે હું હાલ જણાવી શકતી નથી. હું હવે આ તંબુનો ત્યાગ કરીને જાઉં છું અને જતાં પહેલાં હજી પણ એક વખત જણાવું છું કે તમે પૂર્ણ સાવધ રહેજો. તમારા માથે હમેશાં કાળચક્ર ભમ્યા કરે છે. પ્રભુ! તમારૂં કલ્યાણ કરો. કહી યોગિની ત્વરીત્ ગતિએ ત્યાંથી નીકળી ગઈ. રાજા અને સરદારો આશ્ચર્યતાથી તેની પાછળ જોઈ રહ્યા.

વાચકો! આ યોગિની તે તપસ્વિની દેવી હતાં; પણ એ તપસ્વિની કોણ?

---

## પ્રકરણ ૨૬ મું.

—:o:—

### "મિલન મંદિર."

*"આ હૈયાનું મધુર મુખડું, વિશ્વનું મધ્ય બિંદુ,
સૌંદર્યનું વહન જગ તે એજ મ્હોથી વહન્તુ;
એ મ્હોંનું હું સ્મરણ કરતાં ઝિન્દગી ગાળતો છો,
ચાલ્યા જાતા શશી, રવી, ગ્રહો આથમી કે ઉગીછો!"

કૈલાસની સૂચનાનુસાર શૈલેસ અને વિશ્વેશ ગુફામાં રહેવા લાગ્યા. આજે ત્રીજા દિવસનો પ્રાતઃકાળ છે. મધ્યાન્હ સમયે તેણે મળવાનું સૂચવેલું છે; બન્ને મિત્રો વહેલા ઉઠી પુષ્પભદ્રામાં સ્નાન કરી આવી પ્રાતઃકર્મ

* કલાપી.

કરી પરવાર્યાં. બાદ વિશ્વેશ આસપાસ ફરી આવી ફળ વિણી અવ્યો અને સમય થતાં બન્નેએ તેને પ્રાસન્ન કરી ક્ષુધાને શાન્ત કરી. અનેક પ્રકારના વાર્તા-વિનોદમાં મધ્યાન્હ સમય થયો ને છેવટે સાંજ પણ પડી પરંતુ કૈલાસ ત્યાં આવી નહિ. બન્ને મિત્રોએ ગુફાના દ્વાર પાસે બેસી આખો દિવસ રાહ જોયા કરી. અંતે રાત્રિ પડી અંધકાર અવનિપર પથરાયો. પવનના પ્રવાહે વૃક્ષોનાં પાંદડાં ખખડવા લાગ્યાં. એ ખડખડાટથી બન્ને જણા ચમકતા અને કૈલાસના આવવાનું અનુમાન બાંધતા. રાત્રિ પણ ઝપાટા બંધ જવા લાગી. શૈલેશની આંખ્યો ઉંઘથી ઘેરાવા લાગી. તે એકે-એકે ઝોકાં ખાવા લાગ્યો. વિશ્વેશે તેને સૂઈ રહેવાનું સૂચવ્યું. શૈલેશ તેના ખોળામાં માથું મુકી જમીન પર સુતો અને થોડીવારમાં નિદ્રાને શરણ થયો. રાત્રિના બીજા પ્રહરનો સમય ચાલતો હતો. વિશ્વેશનાપર નિદ્રા દેવીએ હજી પણ કૃપા કરી નહિ. તે એ સમયે અત્યંત વિચારોથી ઘેરાયેલો હતો, અને તેમાં નિમગ્ન થઇ વારંવાર ઉંઘતા શૈલેશના મુખ સામે જોયા કરતો હતો. પોતાની અને શૈલેશ-દિવ્યપ્રભાની થએલી દુર્દશા માટે તેને ઘણું લાગી આવ્યું. આખરે વિચારનો વેગ સમાવી નહિ શકાવાથી તે બોલવા લાગ્યો:- હા, હજી આવી દુઃખ દાયક યાતનાઓ ક્યાં સુધી સહન કરવા પડશે! ઓ નિયંતા! જણાવો તો ખરા કે અમારી ઉપર ઘેરાયલા દુઃખ દાવાનળનું આખરે શું પરિણામ આવશે?

અહા! આ રાજકુમાર! કે જેની સેવામાં હજારે-હજાર દાસ-દાસીયો હાજર રહેતાં; હા, તેજ શૈલેશ કુમાર ભાવિના ભૂલાવાથી આજે આ ભયાનક નિર્જન સ્થાનની હવડ ગુફામાં ફળ પ્રાસન્ન કરીને જમીન પર સૂતો છે. અરે! મહારાજા વીરભદ્ર અને રાજ્ય માતા વીરમતીની

શી દશા હશે? અરે! દુષ્ટ ગિરિનંદનો જન્મ કયે ચોઘડીએ થયો હશે કે જેથી તે આટલો ઘાતકી–પાતકી બન્યો હશે! અરે! તેને ને અમારે શું વૈર હશે? હા, જો દયાળુ કૈલાસે સમયસર સ્હાય ન કરી હોત તો અમે બન્ને અત્યારે આ ગુફામાં ક્યાંથી નિવાસ કરત? ખરેખર તે દયાળુ દેવીની કૃપાએ કરીનેજ આ જીવન હજી હયાત છે. આવી પરોપકારી પવિત્રતાની મૂર્તિ કોણ હશે? શું તે દુષ્ટ ગિરિનંદની પુત્રી તો નહિ હોય? ના, ના, દુષ્ટાત્માઓના વાસમાં પૂન્યાત્માઓનો વાસ સંભવેજ નહિ, પણ "**કંટકમાં ગુલાબ**" હોય છે એ પ્રમાણે હોય તો નવાઈ નહી. ગમે તેમ હોય પણ તે માણસના રૂપમાં દેવી છે; દયાની ભંડાર છે. વીરબાળા! તને સદા સર્વદા ઇશ્વર સુખી રાખો એવી આ અંતરની આશીષ છે. આમ બોલતો વિશ્વેશ થોડીકવાર શાન્ત ચિત્તે બેસી રહ્યો, પણ પુનઃ તે બોલી ઉઠયોઃ–તે દયાની દેવી આજે અમને મળનાર હતી; પણ કોણ જાણે કે કેમ તે અહિં આવી નહિ હોય? તે અમને મૂક્ત કરનાર છે એવું તો તે દુષ્ટ સાધુરામ જાણી ગયો નહિ હોય? જો એમ થયું હશે તો તે યમદૂત જેવો સાધુ દયાળુ કૈલાસને જીવતી કદાપી રાખશે નહિ. હે પ્રભુ! એ દયાની દેવીને દુષ્ટના ત્રાસથી બચાવ જે. કહી તેણે કૈલાસને માટે બે હાથ જોડીને પ્રભુની પ્રાર્થના કરી. આવી રીતે અત્યંત વિચારોમાં વ્યાકુળ બનેલો વિશ્વેશ આખરે નિદ્રાના સપાટામાં સપડાયો અને જોત જોતામાં તો નિદ્રા દેવીએ તેના વિચારોને કાઢી મુકી નીચે સુવાડી દીધો. તેને નિદ્રાધિન થએ થોડીવાર થઇ હશે એટલામાં તો તે જેના વિચાર કરતો હતો તે કૈલાસ બદન પર કાળો સાલ્લો ઓઢી શાન્તુ સાથે ત્યાં આવી. શાન્તુએ ફાનસ પકડેલું હતું. બંન્ને જણાં ગુફામાં પેઠાં. શૈલેશ–વિશ્વેશ ઘસઘસાટ ઉંઘતા હતા, તેમના ગૌર મુખપર ફાનસનો પ્રકાશ નાખી શાન્તુ ઉભો રહ્યો. કૈલાસ

ક્ષણભર તેમનાં મુખ જોઇ રહી અને પછી વિશ્વેશના માથા આગળ બેસી તેના મુખ સામે નિહાળી આત્મગત્ બોલવા લાગી કેઃ—અહા! કેવું ગૌર મુખ! વિશ્વેશ! અમરાવતીના સેનાધ્યક્ષ! ખરેખર તું એક મહાન્ ભૂપતિ થવાને યોગ્ય છે; પણ તું તારા કર્મના કઠિન્ સંસ્કારે કરીને હાલ દુઃખમાં દટાયો છે. પ્રભુ તને તારા કાર્યમાં યશ આપો. હા, વીર કુમારો! તમારો પરસ્પરનો શુદ્ધ સ્નેહ નિહાળી હું આનંદ પામું છું અને પ્રભુ તમને સત્વર સુખની પરિસીમાએ પહોંચાડો એમ ઇચ્છું છું. આમ બોલતી કૈલાસ વિશ્વેશના મુખ પર હાથ ફેરવવા લાગી. કોમળ કર સ્પર્શથી તેની નિદ્રાનો ભંગ થયો; તે સફાળો ઉઠીને બેઠો થયો. તેને જાગ્રત થયેલો જોઈ કૈલાસ મૃદુ અવાજે બોલીઃ—વીરશ્રેષ્ઠ! હાલ કંઇ ભય પામવા જેવું નથી.

"હેં તમે...કોણ દયાળુ કૈલાસ! અત્યારે આ સ્થળે?" વિશ્વેશ તેને ઓળખી આશ્ચર્યતાથી બોલી ઉઠયો.

"હા, તમને જણાવ્યા પ્રમાણે બપોરે આવી શકાયું નહિ. હું એક અગત્યના કામમાં રોકાઈ ગઇ અને તેથી અત્યારે આપને તથા રાજકુમારને મળવા આવી છું." કૈલાશે જણાવ્યું.

"પરોપકારી બાળા! તમારી અનહદ્ કૃપા છે; તેનો બદલો વાળવા ને હાલ અમે અશક્ત છીએ. ખરેખર! તમેજ અમારાં જીવનદાતા છો. દેવી! આપને મારા પ્રણામ છે. કહી તે તેને નમવા ગયો કે તરત તેનો હાથ પકડી કૈલાસે કહ્યુંઃ—વિશ્વેશ! તમે વીરયુવક છો. આપને આવી રીતે બોલવું યોગ્ય નથી. કર્ત્તા હર્તા નારાયણ છે, તો બદલાની શું જરૂર છે! "**મનુષ્ય માત્રે પરોપકાર કરી પોતાનો ધર્મ બજાવવો જોઇએ પરંતુ બદલાની કદાપિ ઇચ્છા રાખવી નહિ.**" વીર કુમાર! તમારે મને એક મિત્ર સમાન જ માનવી. જો તમે આવી

રીતે વારંવાર બોલ્યા કરશો તો તમારી અને મારી મુલાકાત ટુંકમાંજ બંધ પડશે."

"ધન્ય છે, આટલી અવસ્થામાં તમારા અપ્રતિમ જ્ઞાનથી અને તમાર સુકોમળ હૃદયમાં દયાનાં અંકુરો જોઈ હું મોહ મુગ્ધ થઇ ગયો છું. દેવી! આ હૃદયમાં તમારી પ્રત્યેનો શુદ્ધ સ્નેહનો ઝરો ઝડપથી દોડી રહ્યો છે–બસ એજ કારણથી આ હૃદય તમારા ઉપકાર યાદ કરી ઉછળે છે." વિશ્વેશે જણાવ્યું.

"હવે જવાદ્યો એ વાત. શૈલેશ કુમારને શાન્તિ છે ને ? પુનઃ તેણે પૂછ્યું.

હા, સુખનો અભિલાષી કુમાર તેનું કષ્ટ નહિ જણાવતાં મારી સાથે પૂર્ણ શાન્તિથી નિવાસ કરે છે. વારૂં, કંઇ દિવ્યપ્રભાના સમાચાર છે ? વિશ્વેશે પૂછ્યું.

"દિવ્યપ્રભા છે ત્યાં ને ત્યાં છે. તેને માટે આપણે ભયાનક સાહસ ઉઠાવવું પડશે. તમારા ગયા પછી મ્હેં તેને મૂક્ત કરાવવાને અર્થે ઘણી યુક્તિ–પ્રયુક્તિયો કરી જોઈ; પરંતુ દુષ્ટોની કાર્ય દક્ષતાથી સૌ ધારણા અને યુક્તિયો નિષ્ફળ ગઈ." કૈલાસે જણાવ્યું.

"ત્યારે આપણે શું કરવું ? તેના પ્રેમમાં પરવશ થએલો શૈલેશ તેની આશાએજ દિવસ નિર્ગમન કરે છે. દેવી! બન્નેનો પ્રેમ સ્વર્ગીય છે. જો શૈલેશને ખબર પડશે કે દિવ્યપ્રભા કદાપી મૂક્ત નહિ થશે તો તરત તે ઉન્મતની માફક દુષ્ટ સાધુરામને સંહારવા દોડી જશે અને આખરે ક્રૂર સાધુનો ભોગ થઇ મરશે, માટે દિવ્યપ્રભાને ગમે તે પ્રકારે છોડાવવી તો જોઇએ." વિશ્વેશે ગંભીર સ્હેરે કહ્યું.

"ચાલો આપણે અત્યારેજ દેવીના આશ્રમે જઇએ અને તેને માટે હવે શું કરવું તેની સલાહ લઇએ." કૈલાસે કહ્યું.

"હા ચાલો, હું શૈલેશને જાગૃત કરૂં. કહી વિશ્વેશ શૈલેશને જગાડવા જાય છે કે બહાર કંઈક ગરબડ જેવું સંભળાયું. સઘળાં ચમક્યાં. વિશ્વેશ ઉભો થઈ બોલી ઉઠયોઃ–શું તે હરામી સાધુ તો નહિ આવતો હોય?"

"વિશ્વેશનો અવાજ સાંભળી શૈલેશ પણ એકદમ જાગૃત થઈ ગયો અને એકાએક ઉભો થઈ ભયાનક નાદે ગર્જી ઉઠયોઃ–ક્યાં છે ક્યાં છે, તે અધર્મનો અવતાર નીચ સાધુરામ?"

"શાન્ત, વીરા! શાન્ત. અત્રે કોઇ નથી; પણ બહાર કંઇક ગરબડ સંભળાય છે."

શૈલેશ ગુફાના દ્વાર તરફ જોઇ રહ્યો; ફાનસ પકડી ઉભેલા શાન્તુનું મુખ જોતાં જ તે ચમક્યો અને સાનંદાશ્ચર્યથી બોલી ઉઠયોઃ–અરે! આતો મને ખાવાનું આપવા આવ્યો હતો તે છોકરો! કહી તેણે શાન્તુ સામે જોઇ પૂછ્યું–છોકરા! તું અહિં કયાંથી?

"જવાબમાં શાન્તુએ કૈલાસ સામે આંગળી કરી."

"શૈલેશે કૈલાસ સામે જોઇ કહ્યું:–શું આપ પણ આવી પહોંચ્યાં છો કે? દેવી! આપને મારા પ્રણામ છે." રાજકુમારે પ્રણામ કર્યા.

"કુમાર! આપનું કલ્યાણ થાઓ." કૈલાસે આશીષ આપી. વીર વિશ્વેશ અત્યાર સુધી શાન્તુના મુખ સામે ટગર ટગર જોઇ રહ્યો હતો. એ છોકરાને જોઈ તેના હૃદયમાં એમ થઈ આવતું હતું કે આને મ્હેં કયાંક જોએલો છે. શાન્તુ પણ વિશ્વેશના સામે જોઈ રહી મૃદુ–મૃદુ હસતો હતો, એવામાંજ તેણે કૈલાસને પૂછ્યું– દેવી! આ બાળક કોણ છે? શું પેલું પાટીયું ઉપાડી આપણી સાથે આવનાર તો આ નહિ?"

"હા, એ જ. તેની વિશેષ ઓળખાણ અત્યારે આપી શકાય એમ નથી; તમે હાલ એટલુંજ જાણી લ્યો કે તે મારો એક ખરો મદદગાર છે, તેની યુક્તિયો વડેજ હું મારા પ્રયત્નમાં હાલ ફાવી શકું છું." કૈલાસે જણાવ્યું.

"હા વીરા! તે છોકરો ઘણોજ ચાલાક છે. જેવો તે ઉપરથી મુંગો અને શાન્ત જણાય છે તેવોજ અંદરથી બહાદુરને યુક્તિબાજ છે. તેણે મને ભાવની અંદર એક ચિઠ્ઠી પહોંચાડી ધીરજ ધરવાનું સૂચવ્યું હતું; કાં ખરૂં ને ભાઇ?" કહી શૈલેશે શાન્તુને ઉમળકાથી પાસે ખેંચ્યો. શાન્તુ હસવા લાગ્યો.

"કુમાર! એ ચિઠ્ઠી મ્હેં પોતે જ લખી તેની સાથે મોકલી હતી." કૈલાસે જણાવ્યું. એ અરસ્સામાંજ બહાર જય ગર્જના થઇ કે "તપસ્વિની દેવીની જય" ગર્જના સાંભળી અંદર બેઠેલાં આશ્ચર્ય પામીને ઉભાં થયાં અને તરત બહાર નીકળ્યાં. ખરે-ખાત તપસ્વિની દેવીજ ગંભીર મુખ મુદ્રાથી ત્યાં ઉભેલાં હતાં. તેમની પાછળ પચીસેક માણસો ઉભા રહ્યા હતા. બે માણ-સોના હાથમાંની મશાલોનો પ્રકાશ સર્વત્ર પડી રહ્યો હતો. સઘળાંએ તેમની પાસે દોડી જઇ નમન કર્યું. "બાળકો! સુખી રહો." કહી દેવીએ હસ્તે વદને દરેકના માથે હાથ મૂકયો." કૈલાસ હસ્તે વદને કહેવા લાગીઃ—માતા! તમારા એકાએક આગમનથી અમે ભયભીત થયાં હતાં પણ અત્યારે તમને જોઇ આનંદિત થયાં છીયે. "હું અહિં થઇને આશ્રમ પ્રતિ જતી હતી; એવામાં મને આ ગુફામાં ઝાંખુ અજવાળું જણાયું; તેથી હું આ તરફ આવી અને અંતે તમને જોવા પામી. બાળકો! આ સ્થળે હવે વધારે વાર રહેવું અતી ભય

કારક છે, કારણ કે શૈલેશ અને વિશ્વેશની શોધને અર્થે અસંખ્ય માણસો નીકળી ચૂકયા છે. માટે હવે જલ્દીથી આશ્રમે ચાલો; દુષ્ટ સાધુરામના દિવસો હવે ભરાઇ ચૂકયા છે. ક્રોધે તેને હાલમાં આંધળો બનાવ્યો છે. તેણે મહારાજા વીરભદ્રનો નાશ કરવા માટે મધુમુખીને ગાનારી બનાવી યોગિનીના વેશમાં મોકલી હતી; પણ મારા ત્યાં જવાથી તેની ધારણા નિષ્ફળ નીવડી હતી." દેવીએ જણાવ્યું.

"શું તે ચંડાળે મહારાજાના પ્રાણને પણ હાની પહોંચાડવાનો પ્રયત્ન કરી જોયો?" વિશ્વેશ ઉશ્કેરાઇને બોલી ઉઠયો.

"હા, તેનો એ પ્રયત્ન હવામાં ઉડી ગયો. મધુમુખીને પકડાએલી જોઇ તે દુષ્ટ પલાયન કરી ગયો." પુનઃ દેવીએ જણાવ્યું.

"માતા! મારા પિતા હાલ કયાં નિવાસ કરે છે?" શૈલેશે પૂછ્યું.

તેઓ તારી શોધમાં નીકળયા છે અને હાલ અદ્ભૂત ટેકરી પર ડેરા તંબુ તાણી પડયા છે. દેવીએ જણાવ્યું.

આ હીન ભાગ્યનો તેમની સાથે કયારે મેળાપ થઇ શકશે? શૈલેશે ગળગળે સાદે પૂછયું.

"કુમાર! એ સમય હવે ટુંકમાંજ છે. પ્રભુ કૃપાએ તમે હવે થોડા સમય પછી સુખની પરીસિમાએ પહોંચશો." દેવીએ ભવિષ્ય ભાખ્યું.

"માતા! બાળકનીપર આપનો ઘણોજ અનુગ્રહ થયો." કહી પુનઃ શૈલેશ દેવીના ચરણમાં નમી પડયો.

"કુમાર! ઉઠ, ઉભો થા. સમય–સમયનું કામ કરે જાય છે." દેવીએ તેને સ્વહસ્તે ઉભો કરતાં કહ્યું.

"માતા! મારી પ્રેમ મૂર્તિ દિવ્યપ્રભાની શું દશા થશે? પુનઃ શૈલેશે પૂછ્યું.

"તેનું ઇશ્વર કલ્યાણ કરશે. કુમાર! દુઃખી થઈશ નહિ; તે પવિત્ર બાળાની સંભાળ રાખનાર શ્રી હરી છે. આપણે હવે તેને માટે જ સૌ કાંઇ કરવાની જરૂર છે. અત્યારે આપણે આશ્રમે ચાલો અને ત્યાં જઈ શું કરવું તેનો વિચાર કરીએ· દિવ્યપ્રભાને છોડાવવા આપણે ભયાનક ખેલ ખેલવો પડશે. કહી દેવી આગળ ચાલવા લાગ્યાં. તેમની પાછળ સર્વ મંડળ આશ્રમ તરફ પ્રયાણ કરવા લાગ્યું. અંતે ખાડા–ટેકરા ચઢતાં ઉતરતાં સૌ આશ્રમમાં આવ્યાં. સૌએ દેવીની જયગર્જના પોકારી શાન્ત પ્રદેશ ગજાવી મૂકયો. નિદ્રાવશ જનો જાગૃત થઈ સર્વને મળ્યાં. વિશ્વેશ અને શૈલેશ રાણી સુલોચનાને મળ્યા. વિશ્વેશે શૈલેશની ઓળખાણ કરાવી દિવ્યપ્રભાની વાત જણાવી, રાણી ગળગળી થઈ અને શૈલેશને માથે હાથ મૂકી આશીષ દીધી. વિશ્વેશે રણધીરની ખબર પૂછી; પણ તેના સંબંધમાં રાણી જવાબ આપે તે પહેલાંજ પાસે ઉભેલી કૈલાસ બોલી ઉઠીઃ–રણધીર! હાલ નિર્ભયસ્થાને છે તેનો અને તમારો મેળાપ હવે ટુંકમાંજ થશે.

"વિશ્વેશ તેના જવાબથી આશ્ચર્ય પામ્યો; બાદ સર્વ મંડળ ત્યાં બેઠું. તપસ્વિની દેવી વચમાં સ્થાન લઇ હવે શું કરવું તેના વિચાર કરવા લાગ્યાં."

"બરાબર મધ્યરાત્રિ થઈ હતી, સર્વત્ર નિઃસ્તબ્ધતા જણાતી હતી. મશાલોનું તેજ લાંબે સુધી પથરાએલું હતું. એ અરસ્સામાં જ સૌની પાછળ બેઠેલા વિશ્વેશને એક અદ્‌ભૂત રહસ્ય જણાયું. તે ઉભો થઈ જોવા લાગ્યો તો તેની નજરે આશ્રમથી થોડેક દૂર આવેલી એક ઘાડી ઝાડી તરફ દશેક માણસોનું ટોળું ચાલી જતું જણાયું. સઘળાએ કાળા જબ્બા ધારણ કરેલા હોવાથી ભૂતના ઓળાની માફક જણાતા હતા. વિશ્વેશે ત્યાં જવાનો નિશ્ચય કર્યો પણ એટલામાંજ એ દેખાતા માણસો

જોત જોતામાં ગયબ થઈ ગયા. આથી તે તેમને ભૂતાવળ માની નિશ્ચિંત થઈ ત્યાં બેઠો."

પાઠકો! વિશ્વેશનો વ્હેમ ખરો હતો. તે ભૂતાવળથી વધારે ભયંકર માણસો હતા; અને તેઓ મધ્યરાત્રે ભયાનક કામ કરવાને જ નીકળ્યા હતા.

# પ્રકરણ ૨૭ મું.

:o:

## "અચાનક મેળાપ."

* છે ઇશ્ક સુંદર બાગ, પણ એમાં હવા સારી નથી,
છે ઇશ્ક સારો સાથ, પણ એમાં વફાદારી નથી;
છે ઇશ્ક મોહક રંગ, પણ સાચો ન એમાં રંગ છે,
સુખ નથી કંઇએ ઇશ્કમાં, દુઃખ દુઃખનોજ પ્રસંગ છે.

મધ્યનિશાના સમયે દેવીના આશ્રમમાં સર્વ મંડળ એકઠું થઈ પાપીઓને છેલ્લો ફટકો મારવાના નિર્ણયમાં ગુંથાયું હતું ત્યારે તેમાં ફક્ત બે માણસોજ હાજર નહોતાં, એક ભદ્રેશ અને બીજી મધુમુખી. ભદ્રેશને હજી ખબર પડી નહોતી કે અંતે મધુમુખીએ પણ દેવીનું શરણ સ્વિકાર્યું છે. ભગવતિના શુભોપદેશ વડે ભદ્રેશ પૂર્ણ શાન્તિ મેળવી આશ્રમમાં નિવાસ કરતો હતો. તે ઘણોખરો સમય ભગવતિના સહવાસમાં જ ગાળતો. તે દયાળુ દેવીએ પાપથી પરતાઇ નિર્મળ થએલા હૃદયમાં અમૃત પ્રવાહ રેલાવ્યો હતો. "ભદ્રેશનો પુનઃર્જન્મ થયો હતો." તે કોઇકિ દિવસ વહી ગયેલા સમયનો વિચાર કરતો; તે વખતે તેને

---

* વાર્તા વારિધી.

ધ્રાસ્કુંજ લાગી આવતું. ભારતીને યાદ કરી તે કલ્પાંત કરતો અને પછી આસપાસના પહાડી પ્રદેશમાં ભ્રમણ કરવાને નીકળી પડતો. આજે આખો દિવસ તેણે ગત બનાવોનાજ વિચાર કર્યા હતા, સ્વાર્થાંધ મિત્રોની સોબતથી પવિત્ર પત્નીનો નાશ યાદ આવતાં તેનું હૃદય ધ્રુજી ઉઠતું હતું. અત્યંત વિચારોને અંતે તે તત્કાળ બહાર નીકળી કૈલાસ ટેકરીથી દૂર આવેલી એક નાનકડી ગુફામાં ગયો અને મન મોકળું મૂકી રડી પડયો. આવી અવસ્થામાં તેણે આખો દિવસ ત્યાંજ વિતાડયો. સાંજ પડી–રાત્રિ થઇ અને છેવટે મધ્ય રાત્રિ થઈ પણ ભદ્રેશ આશ્રમમાં ગયો નહિ. ભગવતિએ તેની શોધ કરી હતી પણ ભદ્રેશ મળ્યો નહિ, આથી થાકી ભગવતિ તેના વિચારમાં નિરંજની જોડે વાતો કરતી નિદ્રાધિન થઇ અને અંતે મધ્યરાત્રે દેવીના આગમનથી જાગી. બન્ને યોગિનીયો દેવીને વંદન કરીત્યાંના મંડળમાં બેઠી.

"ભયાનક અંધકારમાં ભદ્રેશ મહાન્ શોકાતુર થઇ ગુફામાં લમણે હાથ ટેકવીને બેશી રહ્યો છે. મધ્યનિશા છે. પ્રકૃત્તિ શાન્ત છે; ક્વચિત્ ક્વચિત્ વનરાજના તાડુકા શાન્તિના સામ્રાજ્યને વિખેરી નાખે છે. ભદ્રેશ વારંવાર મનને પ્રશ્ન કરતો હતો કે "ભવિષ્યમાં શું થશે?" આ પ્રશ્ન તેણે ભગવતિને પણ ઘણી વખતે પૂછ્યો હતો. તેણે ભદ્રેશને શાન્તિ આપી જણાવ્યું હતું કેઃ–**પૂર્ણ પશ્ચાતાપથી નિર્મળ થએલા મનુષ્યનું ભાવિ ભયાનક હોય પણ શ્રી પરમાત્મન્ તેના ભાવિને ઉજવળ કરે છે; શુદ્ધ કરણીએ નર નારાયણ બને છે."** માટે ભવિષ્યની ચિંતા કર્યા વિના આત્મબળ અને દ્રઢ શ્રદ્ધાની વિદ્યા સંપાદન કરો. આથી તે શાન્ત થઇ જતો પણ વળી પાછો કોઇક દિવસ અકળાઇ જતો. આજે પણ તે હૃદય યંત્રણાથી અકળાઇ બોલી ઉઠયોઃ–મારૂં સર્વસ્વ નાશ કરાવનાર મારા મિત્રોજ છે. હા,

તેમણેજ તેમનાં પાપી પેટ પોસવાને અર્થેજ મને રખડતો ભીખારી બનાવ્યો છે. હા, જેને હું ગુરૂ સ્વરૂપ માનતો હતો, તેજ નરાધમે મારો જીવ લેવાનો ધાર્યો છે. હાય પાખંડી પ્રેમદાના કૃત્રિમ વિષય-સુખમાં અંધ થઈ મ્હેં સર્વસ્વ ગુમાવવા સાથે અસહ્ય અપમાન સહન કર્યું છે. અરે આ હૃદયની જીવનદોરી–મારી નેત્રમણિનો હાથે કરીને નાશ કર્યો છે. પારસમણિની સંગત મૂકી એક ઝેરી નાગણને, અરે એક નીચ ભુંડણના ઝેરી પ્યારમાં આ જીંદગી બરબાદ કરી છે. હા, એક વખતનો શ્રીમાન પુત્ર ભદ્રેશ તેનાં નીચ આચરણોથી ભટકતો થયો છે અને આ સંસારમાંજ નર્કની યાતના જેવી ચિંતા જ્વાળમાં ભડભડાટ સળગી ભષ્મ થાય છે.

ઓ પૈસાની પૂજારી વેષ્યાઓ! તમારા કૃત્રિમ રૂપમાં હળાહળ ઝેર સમાએલું છે; તમારામાં અંધ થનારની અંતે અવદશા થાય છે. હા, મારા જેવા કુટિલ કમભાગ્ય યુવાનો પદ્મિની સમાન પવિત્ર પ્રેમદાઓનો ત્યાગ કરી પ્રપંચી પિશાચિના કૃત્રિમ પ્યારમાં ફસાઈ સર્વસ્વ નાશ કરે છે. અરે આ ભૂમંડળના ભાર રૂપ હેવાનો ચિંથરે હાલ થઇને મરે છે અને રૌરવ નર્કના અધિકારી થાય છે. ચેતજો, ઓ યુવાનીમાં દિવાના બનેલા યુવાનો! આ કમભાગ્યના દ્રષ્ટાંતથી સમજજો; છતાં જો તમારૂં ભાગ્ય ફુટેલું હોય તોજ પવિત્ર પ્રેમદાનો ત્યાગ કરી વિષ ભરેલી વેષ્યાને વળગી તમારી જીંદગી બરબાદ કરજો. હા, કૃત્રિમ રૂપની રાક્ષસીયો! તમે જેવી ઉપરથી સુંદર છો એવી અંદરથી નથી. સ્ત્રીના સ્વરૂપ વિષે એક વિદ્વાને કહ્યું છે કેઃ—

*"ગોળા છે માંસ કેરા સ્તન પણ કળશો ×હેમના એમ કલ્પે,

* સ્ત્રગ્ધરા છંદ. × સોનાના.

લાળે થુંકે ભરેલું મુખડું પણ જનો ચંદ્રનું રૂપ આપે;
મૂત્રાદિથી ભિંજેલું જઘન પણ §કરી સૂંઢ સાથે પ્રમાણ્યું;
નિંદાને પાત્ર આ છે સ્વરૂપ જન તણું ફક્ત કાવ્યે વખાણ્યું."

આવું જાણવા છતાં હું અભાગી પતંગીઆ રૂપ થયો; અને અંતે આ દુર્દશાએ પહોંચ્યો. ખરેખર જીવનને બરબાદ કરનાર **"વેશ્યાનો વિલાસ અને મૂર્ખ મિત્રોનો સહવાસજ છે."** સતી ભારતીના શબ્દો યાદ આવે છે; હા, તે ગુણીયલ બાળા કહેતી હતી કેઃ—સાંપ્રત સમયમાં દાનો મિત્ર કોઈ છેજ નહિ. આજના મિત્રો ફક્ત સ્વાર્થનાજ સગા છે. "કોઈ પૈસાને માટે સ્નેહ કરે છે તો કોઈ સ્ત્રીના અભિલાષથી મિત્રાઈ બાંધે છે. આવા અનેક કુલાંગારો આ પૃથ્વીના ભાર રૂપ થઈ ફરે છે; હમેશાં ભભકો મારી રહે છે અને પૈસા ખૂટતાં કોઈ બીચારા શ્રીમંતના પુત્રને ભોળવી તેને પાયમાલ કરે છે; અરે છેવટે ગરદન પર ઝેરી છૂરી ફેરવી ભોળા મિત્રને સ્વધામ રવાના કરે છે. હા, ધિક્કાર છે એવા પ્રેતોને. સતી ભારતી! તારા એ ચિર સ્મરણિય શબ્દો આ હ્રદયમાં હજી લખાઈ રહ્યા છે; અને તેજ શબ્દો અત્યારે પ્રત્યક્ષ પ્રમાણ બતાવી રહ્યા છે. પાપી વરૂણ અને કપટેજ તેમનાં પાપી પેટને માટે મને દુનિયાની પાર કર્યો છે. પ્રભો! હવે કોઈ કાળે પણ એવા નીચ મિત્રોની સોબત કરવાને મન ઉશ્કેરાય તો મને બચાવજો. દીન દયાળ પ્રભુ! હવે આ બાળકને તારા સિવાય કોઇનો આધાર નથી.

*"પ્રભુ હું જેવો તેવો પણ ત્હારો, મને રંકને પાર ઉતારો,—નાથ હું.
જોગ ધ્યાનને જપ તપ તિરથ, નાથ નથીરે નીપજતાં;
મનડું પાપી મારે કુદકા, ભગવત તુજને ભજતાં.—નાથ હું.

---

§ હાથી. * સ્વ. ડા. ઘો. ઝવેરી.

મધ્ય દરિયે જીવ મચ્છ મુઝાણો, તૃષ્ણાને નથી તજતો;
સામું ભાળે કાળ ખડો પણ, નફ્ટ નથી કંઈ સજતો.—નાથ હું.
અંતરની દુગ્ધાને વારે, તન મન વ્યાધી ટાળે;
દેવ દયા નિધિ નવીન પાપીને આપ વિના કોણ તારે.—નાથ હું.

તારો—ઉગારો—ભવાબ્ધિમાંથી બાંહ્ય ઝાલી ખેંચી કાઢો. દયાળુ! હું ભૂલ્યો છું; દુષ્ટોથી ઠગાયો છું અને મલિન વૃત્તિયોના પરિબળે હાલ આ દશાએ પહોંચ્યો છું. આમ બોલતા ભદ્રેશે આકાશ સામે જોઈ હાથ જોડ્યા. તેણે શુદ્ધ અંતઃકરણથી પ્રભુની પ્રાર્થના કરી; અને અંતે સ્વસ્થ થઈ આસપાસ દૃષ્ટિ કરી. રાત્રિ વ્યતિત થતી હતી. પ્રકૃત્તિ દેવી શાન્ત હતી. પવનના પ્રતાપે સૂકાં પાંદડાં ખડખડાટ કરી શાન્તિના સામ્રાજયનો ભંગ કરતાં હતાં. ભિષણ અંધકારમાં પણ તારાઓનું જાંખુ તેજ જણાતું હતું. એવામાં એકાએક ભદ્રેશને કોઇના નિઃશ્વાસનો ધ્વનિ સંભળાયો. તે ચમકીને લાંબી નજરે જોવા લાગ્યો. તેને કોઇક મનુષ્યનો ઓળો દૂર ઉભેલો જણાયો.

તેથી તે ધીમે પગલે આગળ ચાલ્યો. થોડેક દૂર જતાંજ તેની નજરે એક કાળી આકૃત્તિ વૃક્ષ નીચે ઉભેલી જણાઈ. ભદ્રેશ આગળ નહિ વધતાં ઉભો રહ્યો અને મુખ વિકાશી જોઈ રહ્યો. તેના મનમાં અનેક વિચાર તરવરવા લાગ્યા; અંતે તે આત્મગત્ બોલી ઉઠયોઃ—મને લાગે છે કે કોઇક પિશાચ મારા દુઃખની મશ્કરી કરવાનેજ અહિં આવ્યું છે. તેનો વિચાર આ પાતકી દેહનો ભક્ષ કરવાનો હશે. હા, એ કાળી આકૃત્તિને જોતાંજ આ મન કંપે છે—ડરે છે. આ મન જેવું અત્યારે આ સામે ઉભેલા પિશાચથી ડરે છે એવું જો દુષ્ટ મિત્રોની મિત્રાઇથી અને વેષ્યાના વિલાસથી ડર્યું હોત તો તેણે તેનો ધર્મ યથાર્થ બજાવ્યો સમજાત,

પણ હવે ડરવું નકામું છે. આવ, આવ, ઓ પિશાચ રાજ! મારી પાસે આવ અને આ કંપતા–ડરતા મનને શરીર સાથે ગળી જા. અરે તું...ભદ્રેશ આગળ બોલતો અટકયો; કારણ કે તે ઉભી રહેલી આકૃત્તિ નિઃશ્વાસપર નિઃશ્વાસ નાખી બોલવા લાગી કેઃ—હાય! આવા અમૂલ્ય માનવ દેહને મ્હેં નિરર્થક ગુમાવ્યો છે; પશુવૃત્તિના પાપીઓનો સહવાસ કરી આ દેહ ભ્રષ્ટ કર્યો છે. દેવી! પવિત્ર માતા! તમારાં અમૂલ્ય બોધ વચનથી હવે આ અંધ આંખ્યો ઉઘડી છે. હા, માતા! તમે આ નીચ વેષ્યાને અંતે ખરા રસ્તે ચઢાવી છે. દેવી! તમારૂં સદા–સર્વદા કલ્યાણ થાઓ. માતા! હું પાપિણી તમને મંગળ આશીષ દેવાને લાયકની રહી નથી. "શંખણીના શ્રાપ અને આર્શિવાદ કદી ફળતાજ નથી." એ હું સમજુંછું છતાં આ કકળતા શુદ્ધ અંઃતકરણે તમારા વિજયને માટે પ્રભુને કાલાવાલા કરૂંછું. પવિત્ર માતા! તમેજ મને પુનર્જીવન આપ્યું છે; પણ આ જીવન હવે વધારે વાર ટકશે કે કેમ તેની શંકા રહે છે. ક્રુર પિશાચ મારી શોધમાં ફરતો હશે; તે ગમે એ પ્રકારે મને ખોળી કાઢી મળશે અને મારા શુદ્ધ વિચારની જાણ થતાંજ એ અઘોર પાપી મને ભયંકર યાતનાને આધિન કરી મારશે. હા, તે ભયાનક દુઃખ મારાથી કેવી રીતે સહેવાશે? ઓ પરમાત્મન્! એ નરાધમ રાક્ષસથી મારૂં રક્ષણ કરજો. કહી તે અબળા ઘુંટણીએ પડી પ્રભુને વિનવવા લાગી. દૂર ઉભેલો ભદ્રેશ તેનાં વચન સાંભળી આશ્ચર્ય પામ્યો અને એ કોણ હશે એવી ભ્રાન્તિમાં પડી ઉભો રહ્યો. એ અરસ્સામાંજ એ દુઃખી અબળાએ પુનઃ બોલવા માંડયું. અઘોર કર્મની શિક્ષા તો મારે આ લોકમાં કે પરલોકમાં અવસ્ય સહન કરવીજ પડશે; તો શા માટે એ દુષ્ટની ભયાનક શિક્ષાથી કંપવું? હું તેની ત્રાસદાયક શિક્ષા સહન કરીનેજ મરીશ કે જેથી પરલોકમાં મારી

શિક્ષા કંઇક ઓછી થાય. હા, દુર્લભ મનુષ્યદેહ! મ્હેં તને વ્યર્થ ગુમાવ્યો છે; મારે મારાં પાપનું જેટલું થાય તેટલું પ્રાયશ્ચિત આ લોકમાંજ કરવું જોઇએ. મારાં પાપ કર્મોના પ્રતાપે કરીનેજ મારી અવદશા થઇ છે. આ જીવનમાં ઝેર રેડવાનો આરોપ હું મારાં માતા-પિતાને માથે મૂકું છું. જો તેમણે પ્રથમથીજ મને સ્વેચ્છાચારી થવા દીધી ના હોત અને તેમના દુષ્ટ સ્વાર્થને અટકાવી મને યોગ્ય કેળવણી આપી હોત તો આજે મારી આવી અધમ દશા ન થાત. હા, માતા-પિતા! તમેજ આ પાપિણીનું જીવન નષ્ટ કર્યું છે; જીવતાં જીવત ચિતાની ભડભડાટ સળગતી જ્વાળામાં હોમી દીધી છે. તમે અમૃતને બદલે વિષ પાન કરાવ્યું છે. ઓ પ્રભો! બચાવો, આ પિશાચણીને ભવસિંધુમાંથી તારો. આમ બોલતી તે અબળા ભ્રમિષ્ટની માફક આસપાસ જોવા લાગી. તેનું શરીર ધ્રુજવા લાગ્યું. તે આંખ્યો ફાડી પુનઃ વિકટ સ્વરે બોલી ઉઠીઃ—ઓ અદૃશ્ય રહેલા વન દેવતા! હું તમારા જંગલમાં આવી કલ્પાંત કરૂં છું. દેવ! મારી દયા ખાશો નહિ; પણ મારાં પાપથી મને તિરસ્કારો. ઓ ભૂત-પ્રેતો! જો તમે આટલામાં છૂપાયાં હો તો એકદમ દોડી આવો અને આ મલિન શરીરના ટુકડેટુકડા કરી વ્હેંચી ખાઓ. હાય! મારા શરીરમાં અસહ્ય વેદના થાય છે, પશ્ચાતાપનો કીડો મારૂં કલેજું ફોલી ખાય છે. હાય! કોઇ મારાં જેવાં પાપ કર્મ કરવાનો વિચાર સરખો પણ કરશો નહિ. હાય! ઉચ્ચ કુટુંબમાં અવતાર લઇ મ્હેં કુળને કલંકિત કર્યું છે. ઓ પવિત્ર બ્હેનો! તમે મારી માફક સ્વેચ્છાચારી ન થશો. તમે તમારા અમૂલ્ય શિયળનું રક્ષણ કરી સદા-સર્વદા સ્વામિની સેવામાં જીવનની સાફલ્યતા કરજો; કે જેથી તમે તમારો સંસાર સોના સમાન શોભાવી ચિરકાળના સુખનાં અધિકારી થશો. વિષય વાસનામાં હળાહળ ઝેર સમાએલું છે; તેનો વિચાર

આવતાં પણ કંપજો. એ નીચ વૃત્તિ તમારી પર બળાત્કાર ગુજારશે; ક્ષણીક સુખને માટે લલચાવશે; અને પશુવૃત્તિના પાપીઓ તેઓની ક્ષુદ્ર મન કામના પૂર્ણ કરવાને અનેકાનેક પ્રયત્નો આરંભી તમારી પાછળ શ્વાનની માફક રખડશે; પરંતુ હૃદયને દૃઢ કરી સાવધ રહેજો. હમેશાં સુજ્ઞ જનોના સહવાસમાં રહી તેમના બોધવચનનું મનન કરજો. લાલચુ પાપીષ્ટ જનોને ધિક્કારજો. તમારૂં સાચ્ચું જીવન અને સ્વર્ગ તમારા પતિના ચરણમાં સમાએલું છે એ ખૂબ યાદ રાખજો. આમ બોલતી તે સ્ત્રી ધ્રુસકે–ધ્રુસકે રડવા લાગી. ભદ્રેશના હૃદયમાં હજારે–હજાર તર્ક–વિતર્ક થવા લાગ્યા; તે મનમાં બોલતો હતો કે આ બોલનાર મારા જેવુંજ પાપીષ્ટ છે. તેના અવાજ પરથી તે કોઇક અબળા હોય એમ સમજાય છે. અરેરે! વિષય સુખના પરિણામમાં કેવી ભયંકર યાતના સમાએલી છે તે અનુભવીજ જાણે છે.

લાવ, હું તે બાઇની પાસે જઇ તેને ધિરજ આપું. "દુઃખીનું દુઃખ ફક્ત દુઃખીજ જાણે છે." કહી ભદ્રેશ ધીમે પગલે તેની તરફ જવા લાગ્યો. તેના પગરવથી તે સ્ત્રી ચોંકી અને ભયથી એક ઝીણી ચીશ પાડી ઉઠી. ભદ્રેશ તેને ભયભીત થએલી જોઇ ધીમે અવાજે બોલ્યોઃ– બાઈ! મારાથી ભય પામીશ નહિ. હું તારૂં હૃદયભેદક કલ્પાંત સાંભળીનેજ તને આશ્વાસન આપવાને આવ્યો છું. આમ કહેતો તે તેની પાસે આવીને ઉભો રહ્યો. તારાના ઝાંખા પ્રકાશમાં તે સ્ત્રીએ પોતાની પાસે ઉભા રહેનારના મુખ સામે જોયું. ભદ્રેશ નીચું જોઈ ઉભો હતો. તેનું મુખ જોતાંજ તે સ્ત્રી ચોંકી અને એકદમ જમીનપર બેસી જઈ કરૂણ કલ્પાંત કરવા લાગી. ભદ્રેશ તેને આશ્વાસન આપતો કહેવા લાગ્યોઃ– આ ભયાનક જંગલમાં કલ્પાંત કરવાથી કંઈ વળનાર નથી, તેમ થયું તે

ન થયું થનાર નથી. બાઈ! મ્હેં પણ તમારા શબ્દો સાંભળ્યા છે. તમે જે નીચ આચરણથી ખરાબ થયાં છો; તેજ વિષય વાસનાથી હું પણ મારૂં સર્વસ્વ ગુમાવી એક ભટકતો ભીખારી થઇ આ ભયાનક પ્રદેશમાં કાળી રાત્રે ભટકું છું. માટે શાન્ત થાઓ અને તમે કોણ છો એ જણાવો ?"

"તે રમણી એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલીઃ—આ અભાગણીની ઓળખથી આપ પવિત્ર થએલા અપવિત્ર થશો. તમે મારો ધિક્કાર કરશો. જાઓ; આપના આશ્રમે પધારી જાઓ. દેવ ! આ વિષકન્યાથી દૂર નાશી જાઓ. આમ બોલી તે વળી પાછી રડવા લાગી. ભદ્રેશને તેની અત્યંત દયા આવી. તે નીચે બેસી કહેવા લાગ્યોઃ—બાઈ! આવું બોલી શા માટે વધારે દુઃખી થાઓ છો ? તમારા રૂદનથી મને ઘણું લાગી આવે છે; શું તમે આવી રીતે કલ્પાંત કરી આશ્વાસન આપવા આવનારને દુઃખી કરવા ચાહો છો ? બાઇ તમારૂં નામ તો જણાવો ?

"હા, દુઃખી કર્યા છે, હવે શું બાકી રહ્યું છે? હા, તમારૂં હૃદય દયાળુ હતું, તેનાંથી પણ વિશેષ દયાળુ રહ્યું છે—આ અભાગણીએજ તમારૂં સર્વસ્વ નાશ કરાવ્યું છે. આમ આત્મગત્ પશ્ચાતાપ કરતી તે સુંદર સ્ત્રી ગળગળે સાદે બોલીઃ—પાપથી પરવાઈ પવિત્ર થએલા મહાત્મા! તમે આ ચંડાળણીથી દૂર નાશી જાઓ. તમારા પવિત્ર મુખનું દર્શન આ પિશાચીને વધારે વાર ન કરાવો." જાવ, જતા રહો; હું આપને ઓળખું છું.

"શું તમે મને ઓળખો છો ?" ભદ્રેશે આશ્ચર્ય પામીને પૂછ્યું."

"હા ઓળખું છું; અને તમારી દુર્દશા નિહાળી અત્યારે કંપું છું ધ્રુજું છું." જાઓ આ રાક્ષસીથી દૂર જતા રહો—પ્રભુ જતા રહો. કહી તે ભદ્રેશના ચરણમાં પડી.

" તમે મને શા માટે જતા રહેવાનું સૂચન કરો છો ? શું તમે

મારીથી ભય પામો છો? બાઈ! તમે લગીર પણ મારાથી ડરશો નહિ, હું દુઃખીનો મદદગાર અને નિર્દોષનો રખવાળ છું." ભદ્રેશે શાન્તિ આપી.

"તે યુવતીની આંખ્યોમાંથી અશ્રુધારા નીકળવા લાગી. તે નિઃશ્વાસ નાખી મનમાં બોલવા લાગી કેઃ–હા, આ ધર્માવતારને મ્હેંજ પાયમાલ કરી ભીખારી બનાવ્યા છે. હાય! તેમને આ સ્યામ મુખ કેવી રીતે દેખાડું. ઓ ભયાનક અંધકાર! તું તારો અંધાર પિછોડો મારી પર ઢાંકી દે કે જેથી આ પવિત્ર મહાત્મા મારૂં સ્યામ મુખ જોઈ શકે નહિ."

"તેનો જવાબ નહિ મળવાથી પુનઃ ભદ્રેશ બોલ્યોઃ—બાઇ! તમે શા માટે રડો છો? જો મારા આવવાથી તમને દુઃખ ઉત્પન્ન થયું હોય તો હું આ પળેજ અહિંથી ચાલ્યો જાઉં છું."

"પ્રભુ! મને આપના આવવાથી કંઈ પણ દુઃખ લાગ્યું નથી. પણ...પણ...હા, શું કહું? બોલતાં આ જીભ ઉપડતી નથી."

"શા માટે અચકાઓ છો? તમારૂં દુઃખ જણાવો. હું તમને બનતા પ્રકારે શાન્ત કરીશ. બાઇ! જો કદાચ તમે મને પરપુરૂષ જાણી ભય પામતાં હો તો ભય પામશો નહિ, મ્હેં પાપથી પૂર્ણ પસ્તાઇ "પર સ્ત્રીને ભગિની" સમાન ગણવાની પ્રતિજ્ઞા કરી છે; એ પ્રતિજ્ઞા પ્રમાણે હું તમને મારાં બ્હેન પ્રમાણેજ સમજીને પૂછું છું."

"હાય ગજબ! ઓ કાળી રાત્રિ આ કલંકિનીને તારા શ્યામ સાલ્લામાં છૂપાવી દે. ઓ મહાત્મા! શા માટે પવિત્ર જીભને બ્હેન શબ્દથી સંબોધી અપવિત્ર કરો છો? હું એક નીચમાં નીચ વિપકન્યા છું–નર્કની અધિકારી છું. ભદ્રેશરાય! મને ક્ષમા કરો; હું જ પાપિણી આપની આ સ્થિતિની કારણરૂપ છું. દેવ! કહો, એકવાર આ નીચ રાક્ષસીને કહો કે તને ક્ષમા છે; બસ જીવનમાં મારી મહાન્ ઇચ્છા આજ

છે. ” કહી તેણે બે હાથ જોડયા. ભદ્રેશ સફાળો ઉભો થઈ બોલી ઉઠયોઃ—શું તમે આ પાપીની ક્ષમા ઇચ્છો છો ?

“ હા, તમારી. ભદ્રેશરાય ! તમારા મીઠા શબ્દોની ક્ષમા ચાહું છું. પ્રભો ! આ પાપિણીને હજી કેમ ઓળખી શકતા નથી ? જુઓ, જુઓ આ તારાના ઝાંખા પ્રકાશમાં આ ઝેરી નાગણને ધ્યાન પૂર્વક જુઓ કે તે કોણ છે ? ”

“ ભદ્રેશે સ્તબ્ધ બની તેના મુખ સામે જોયું. ઝાંખા પ્રકાશમાં પણ તે તત્કાળ તેને ઓળખી ગયો. તે એકાએક વિકટ સ્વરે બોલી ઉઠયો:—અરે તું કોણ મધુમુખી ? ”

“ હા, એજ ઝેરમુખી !” કે જેના પ્રતાપે તમે રસ્તાના રઝળતા થઇ આ ગિરિ ગુફાઓમાં રહો છો. પ્રભુ ! દયા, ક્ષમા, આ ઘોઝારી નારીને એક વખત મીઠા અવાજથી ક્ષમા શબ્દ સંભળાવો. ”

“ વિચારવશ થએલા ભદ્રેશે પુનઃ તેના સામે જોઈ કહ્યું:—મધુમુખી ! ત્હેં મારી જીંદગી બરબાદ કરી છે; તારાં કુકર્મો યાદ આવતાં મારૂં શરીર કંપે છે; પણ થનારં વસ્તુ મિથ્યા થતી નથી. આ ભદ્રેશનો હવેથી પુનર્જન્મ થયો છે. દયાળુ તપસ્વિની દેવીએ મારૂં અજ્ઞાન દૂર કરી હૃદયમાં જ્ઞાન દિપક પ્રકટાવ્યો છે. જા, તને મારી ક્ષમા છે. તું હવે ભગવત્ ભજનમાં આયુષ્યની પૂર્ણાહુતી કરજે. મધુમુખી ! હવે જણાવ કે તારી આવી દુર્દશા શાથી થઈ અને શા કારણથી તારી પાપ-વૃત્તિ પલાયન થઇ ?

પછી મધુમુખીએ તમામ હકીકત ભદ્રેશને કહી સંભળાવી; અને પછી તપસ્વિની દેવીને લાખો ધન્યવાદ આપવા લાગી. તેની વાત સાંભળી ભદ્રેશે પૂછયું:—મધુમુખી ! હવે શું કાર્યમાં જીવન વ્યતિત કરવાનો વિચાર છે ? ”

"આપ આજ્ઞા આપો તો ભગવદ્ ભજન સાથે આપના ચરણની સેવા કરી મારૂં જીવન પાવન કરૂં ? કારણ કે આ પાપી પેટ આપના દ્રવ્ય વડેજ ઘણા સમય સુધી પોષાએલું છે."

"મધુમુખી ! આપણો પુનર્જન્મ થયો છે. આ જીભે તને હવે બ્હેન કહીને બોલાવી છે. તું પણ મારી પ્રત્યે ભ્રાતૃભાવ રાખી મારી સાથે ભગવત્ ભજનમાં અને જનસમાજના કલ્યાણમાં તારા જીવનની સાફલ્યતા કરજે. દીનદયાળ પરમાત્મા ! આપણને સુબુદ્ધિ આપી અંતે ભવસિંધુમાંથી તારશે...ભદ્રેશ આગળ બોલવા જાય છે એવામાંજ એક નજીક આવેલા શિખરપરથી એક મોટો પત્થર નીચે ગબડી પડયો. ભદ્રેશ એ તરફ જોવા લાગ્યો; એટલામાં તો તે નાનકડા શિખરપરથી લાલરંગના ફાનસનો પ્રકાશ આવ્યો અને તેના તેજમાં ભદ્રેશે અને મધુમુખીએ એક ભયાનક પુરૂષને ત્યાં ક્રોધથી કંપતો ઉભેલો જોયો. ભદ્રેશ શાન્તતાથી તેના મુખ સામે જોઇ રહ્યો; પણ મધુમુખી તેને જોતાંજ ફિક્કી પડી ગઇ અને બેબાકળી બની ભદ્રેશનો હાથ પકડી ધ્રુજતે અવાજે બોલી ઉઠી:—તમે એ ભયાનક મૂર્તિને ઓળખી કે ?

"ના, તે કોણ છે ?" ભદ્રેશે પૂછ્યું.

"હા, તેજ નર રાક્ષસ સાધુ ગિરિનંદ છે. તેની ઇચ્છા આપણને ભયાનક મ્હોતથી મારવાની છે. માટે ન્હાસો, તે કાળમુખા સર્પથી જીવ બચાવા ચાલો આપણે નાશી જઇએ. કહી મધુમુખી તેનો હાથ ખેંચવા લાગી. એવામાંજ એ ક્રૂર સાધુએ ત્યાં ઉભે ઉભે કર્કશ સ્વરે કહ્યું:—

મધુમુખી અને ભદ્રેશ ! તમારા જીવનની પૂર્ણાહુતી હવે ટુંકમાંજ છે. હું તમારા લોહીનો તરસ્યો છું. મહા પ્રયાસે તમને શોધી કાઢવામાં ફાવ્યો છું; આમ બોલતા તે સાધુ રામે ખભે ભરાવેલું

રણશીંગું વગાડયું; કે જેના નાદથી પર્વત પ્રદેશ ગાજી રહ્યો. ભદ્રેશ અને મધુમુખી ભયભીત થઇ જોઈ રહ્યાં. થોડી વારમાં તો તે સાધુ રામની આસપાસ અનેક માણસો વિંટળાઇ વળયા. તેમને લઇ તે દુષ્ટ વૃત્તિનો સાધુ ભદ્રેશ અને મધુમુખી તરફ આવવા શિખર પરથી નીચે ઉતરવા લાગ્યો. તે હજી નીચે ઉતરી રહ્યો નથી; એટલામાંજ તેને પણ સામેથી માણસોનું એક ટોળું હાથમાં મશાલો સાથે ચાલી આવતું જણાયું. તે ટોળું તપસ્વિની દેવીના સેવકોનું હતું. રણશીંગાનો અવાજ સાંભળી તપસ્વિની દેવીએ વિશ્વેશને થોડાક માણસો સાથે આ તરફ મોકલ્યો હતો. તેમણે તપસ્વિની દેવીનો જય નાદ કર્યો. આગળ વધતો સાધુ એકાએક અટકયો અને કંઇક વિચાર કરી તેના માણસો સાથે પર્વતની ઉંડી ખીણમાં ઉતરી જોતજોતામાં અદ્દશ્ય થયો.

વિશ્વેશે ત્યાં જઈ તપાસ કરી પણ કંઇ જણાયું નહિ. તે ભદ્રેશ અને મધુમુખીને મળેલાં જોઇ આશ્ચર્ય પામ્યો; ભદ્રેશે તેને મધુમુખીની વીત જણાવી. વિશ્વેશ મધુમુખીના પશ્ચાતાપથી વિચારમાં પડયો અને મનમાં બોલી ઉઠ્યો કે; – શું કાગડી હંસણી થઈ હશે !" શી ખબર પડે ? આ આશ્રમનો મહિમાજ કંઇ ઓર છે. કહી તે સર્વને લઇ આશ્રમમાં આવ્યો. તપસ્વિની દેવી પણ ભદ્રેશ અને મધુમુખીના એકાએક મિલનથી આશ્ચર્ય પામ્યાં. ભગવતી–નિરંજની વગેરે મધુમુખીને એકાગ્ર નેત્રે અવલોકી રહ્યાં. મધુમુખીએ કકળતા હૃદયે સર્વની ક્ષમા યાચી. દયાળુ સાધુ જનોએ તે કુટિલ વેષ્યાની પર દયા દર્શાવી. વિશ્વેશે શૈલેશને મધુમુખીની ઓળખાણ કરાવી. રાજકુમાર તેની તરફ ધિક્કારની નજર ફેંકી દૂર જઈ ઉભો રહ્યો. મધુમુખીએ તેની પાસે જઈ તેના ચરણમાં માથુ નમાવ્યું. બાદ તપસ્વિની દેવીની સાથે સર્વે જણાં પુષ્પભદ્રાએ સ્નાનાર્થે જવાને તૈયાર થયાં

કારણકે રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો. કૈલાસનો ક્યારનીએ તેના શાન્તુ સાથે તેના ગુપ્ત નિવાસ તરફ ચાલતી થઇ હતી. સૂર્ય ઉદય પહેલાં તો સઘળાં સ્નાનથી પરવારી આશ્રમમાં આવ્યાં અને નિત્ય કર્મમાં નિમગ્ન થયાં. નિત્ય કર્મથી પરવારી ભગવતિ ભદ્રેશની પર્ણ કુટિમાં આવી. ભદ્રેશે ઉભા થઇ તેનું સન્માન કર્યું. તે પછી ભદ્રેશ સાથે તે નિરંજનીની પર્ણકુટિમાં આવી અને ત્યાં બેસી તેણે એક માણસને મોકલી મધુમુખીને ત્યાં બોલાવી. મધુમુખીએ તેમના ચરણમાં પ્રણામ કર્યા. બાદ ભગવતિએ સૌ સાથે ત્યાં ફળાહાર કર્યો. સુબોધક વાર્તાઓમાં અંતે મધ્યાન્હ કાળનો સમય થવા આવ્યો. તપસ્વિની દેવી પ્રભુના ધ્યાનમાં નિમગ્ન થયાં હતાં. તેઓ ધ્યાનમાંથી ચાર વાગે જાગૃત થતાં. આશ્રમનાં તમામ જનો નિરંજનીની પર્ણકુટીના ચોગાનમાં આવી બેઠાં. પર્વત પ્રદેશની ભીલ સ્ત્રીયો અને બાલિકાઓ પણ મધ્યાન્હ સમય ભગવતિના સહવાસમાં ગાળતી અને સૌ તેનાં બોધક વચનો સાંભળતાં. સૌ શાન્ત થઇ બેઠાં. બાદ ભગવતિએ થોડીવાર કંઇક વિચાર કરી કહ્યું:—મધુમુખી! તમારો જો કે પુનર્જન્મ થયો છે, છતાં તમારો પૂર્વ ઇતિહાસ સાંભળવાની મને અત્યંત ઉત્કંઠા ઉત્પન્ન થઇ છે. તમારા એ વૃતાંતમાં કંઇક નવુંજ જાણવાનું મળી આવશે માટે વગર સંકોચે તમારી પૂર્વ વાત જણાવો.

"મધુમુખીનું હૃદય ભરાઇ આવ્યું. તે ગદ્‌ગદ્‌ કંઠે કહેવા લાગી:—મહાદેવી! પાપિણીનું સમસ્ત જીવન પાપમયજ હોય છે. મારૂં આખું જીવન નીચ કર્મોથી ભરપૂર છે. હા, તેનું સ્મરણ કરતાં હૃદય કંપે છે. દેવકન્યા! સાંભળો! હું મારૂં પાપમય જીવન વૃતાંત કહી સંભળાવું છું. કહી મધુમુખી તેનું પૂર્વ વૃતાંત કહેવા લાગી.

# પ્રકરણ ૨૮ મું.

## "મધુમુખીનું પૂર્વ વ્રતાંત"

"સતી એ પતિનું નુર છે, પતિ પત્નીનું બળ,
અન્યો અન્ય પ્રભાવથી, ટક્યાં જગ ભૂતળ;
જેવો તેવો પણ પતિ, તેથી મોક્ષ પમાય,
સતીનો પતિ પરમેશ છે, બીજા પ્હાણ ગણાય;
નારી જે નીર્લજ બની, સ્વેચ્છાચારી થાય,
સાતે ભવ એળે જતાં, હડધુત હડધુત થાય."

"દક્ષિણમાં રાજપૂર નામક નગર આવેલું છે. ત્યાં મારાં માતા પિતા રહેતાં હતાં. પિતાનું નામ મણીરાય અને માતાનું નામ વીજકું-વર હતું. હું તેમની એકની એક પુત્રી હોવાથી તેમજ ભવિષ્યમાં મારા વડે દ્રવ્ય સંપાદન કરવાની આશાથી તેઓ મને અત્યંત વ્હાલથી ચાહતાં. હું જલ્દીથી મોટી થાઉં એથી મને સારામાં સારો ખોરાક ખવરાવવામાં આવતો. આખરે મારી પંદર વર્ષની ઉમ્મર થઈ. હું લખતાં-વાંચતાં શીખી. હમ્મેશાં મેવા મીઠાઈ ખાવામાં અને શૃંગારીક પુસ્તકો વાંચવામાં મારો સમય વિતતો. મારા સૌન્દર્યના સઘળે વખાણ થતાં; હું મનમાં ઘણી ફુલાતી. મારા પિતા મને પરણાવવાની ગોઠવણમાં હતા. હું ઉમ્મર લાયક થઈ છતાં મારા પિતા મને જલ્દીથી પરણાવતા નહોતા, તેનું કારણ એ હતું કે તેમનો વિચાર મારા બદલામાં દ્રવ્ય મેળવવાનો હતો. અમારી ન્યાત ઘણીજ નાની હતી, કન્યાઓની ઘણીજ અછત હતી. બલબલા કુળવાનો પણ કન્યાને માટે ફાંફાં મારતા. જેને કન્યા જોઇએ તે મારા પિતાની સલાહ પૂછતા. મારા પિતા એ બાબ-

તમાં ઘણાજ ખટપટીયા હતા. તેમણે કેટલીએ કન્યાઓના દ્રવ્યમાંથી દલાલી કરી હતી. મારા બાપ એ ત્રણ વખત જેલમાં પણ જઈ આવ્યા હતા. તેમણે મારે માટે પૈસા આપે એવા વરની શોધ કરવા માંડી. મારી માતા પણ તેમના વિચારને મળતી હતી. તેને નવનવા ઘરેણાં પહેરવાનો બહુ શોખ હતો. આખરે મારા બાપે રૂપિયા દસહજાર લઈ એક કુળવાન ગૃહસ્થના પુત્રની સાથે મારૂં લગ્ન કર્યું. હું સાસરે ગઈ. મારો પતિ મારાથી નાનો હતો. અમારૂં કજોડું કહેવાયું. હું મારા નાના ધણીને સ્નેહથી બોલાવતી પણ એ તો મને જોઈ ચીસ પાડી બહાર નાશી જતો; અને રાતપડે છાનોમાનો ઘરમાં આવી મારાં સાસુની પાસે સૂઈ જતો. એક રાતના મ્હેં સમય સાધી મહાપ્રયાસે તેને અટકાવી વાર્તાલાપ શરૂ કર્યો; પણ એમ કરવા જતાં તો તે બૂમે બુમ પાડી ઉઠયો. મારાં સાસુ ઉપર દોડી આવ્યાં અને મને ગાળો દઇ ધમકાવવા મંડયાં. મારો માવડી મુખો પતી તેના સોડીયામાં ભરાઇ ધ્રુસકે-ધ્રુસકે રડવા લાગ્યો; અને વહુએ મને માર્યો કહી ડુસકાં ભરવા લાગ્યો. મારી સાસુ મને ન સંભળાવાય એવી ગાળો ભાંડી તેને લઈ નીચે ચાલી ગઈ. તે પછી હું પણ બીજે દિવસે સાસરાનો ત્યાગ કરી પિયેર ચાલી ગઈ; અને પછી ત્યાંજ રહેવા લાગી. મારાં માબાપ મને અત્યંત લાડ લડાવી સારૂં-સારૂં ખવરાવવા લાગ્યાં. હું સ્વચ્છંદપણે રહેવા લાગી. હું હમ્મેશાં પડોશના યુવાન છોકરાઓની સાથે વાતો કરવામાં કલાકોના કલાકો ગાળતી. આવું જોઈ મારાં માતા-પિતાએ મને કંઇ પણ ઠપકો આપ્યો નહિ. આથી છેવટે હું નિરંકુશ થઇ. હું નિશદિન નવનવાં વસ્ત્રાભુષણો સજી કુવે જળ ભરવા જતી. નગરના વિષયાંધ યુવાનો મારી પાછળ આવતા અને મને સમજાવી નગરની બહાર બગીચામાં હવા ખાવા-લઈ જતા. ત્યાં તેઓ સાથે લાવેલી મીઠાઈ-મેવા મને

આપતા અને મારા રૂપનાં વખાણુ કરતા. આવી રીતના સહવાસથી આ અભાગણી આખરે ધર્મથી ભ્રષ્ટ થઇ. હા, જીવનમાં ઝેર રેડી દુષ્ટા બની. હા, એ સમયનો ચિતાર અત્યારે મારી નજર સામે તરી આવે છે અને આ કકળતી આંતરડી વ્હાલી બ્હેનોને સૂચન કરે છે કેઃ—" આ સંસારમાં વિષયના અનેક કીડા ફરે છે અને તેઓ પરસ્ત્રીઓને ફસાવવાનાજ ધંધામાં નિશદિન લક્ષ આપે છે. વ્હાલી બ્હેનો ! તે શ્વાનવૃત્તિઓના પાપીઓ તમને વિષકુપમાં ઉતારવાને અનેકાનેક પ્રયત્નો આદરશે. તમારી પાછળ તેમના સર્વસ્વનો નાશ કરશે અને છેવટે તુચ્છ વાસનાને માટે પગે પડી કરગરશે. અરે તેઓ તમારા ગુલામ જેવા જણાશે; પણ એ તેમના સર્વ આડંબરને મિથ્યા માનજો અને તેઓને રાક્ષસ સ્વરૂપ સમજી ધિક્કારી કાઢજો; કે જેથી તમારો ધર્મ સચવાશે, નહિતર આ દુષ્ટા મધુમુખીના જેવા હાલ થશે." આટલું બોલતાં મધુમુખી ગળગળી થઇ ગઇ. તેની આંખ્યોમાં આંસુ ભરાઇ આવ્યાં. ભગવતિ આશ્વાસન આપવા લાગી. અંતે મધુમુખી તેની વાત આગળ ચલાવવા લાગીઃ—મારા કુસંસ્કારે કરીને ધીમે-ધીમે મારી અધોગતી થવા આવી. હું હમેશાં ટાપટીપ કરી ભપકાબંધ પોશાકમાં રહેવા લાગી, મારે ઘેર નવ-નવી ભેટો અને મેવા મીઠાઇઓ આવવા લાગી. મારાં માતા-પિતાને પણ સારો તડાકો પડવાથી આંખ આડા કાન કરવા લાગ્યાં. આ કામમાં તેમની સંમત્તિ જોઈ હું રાજી થઈ અને તેમના દેખતાંજ નવ-નવા યુવાનોને બોલાવી વાર્તા-વિનોદ કરવા લાગી. થોડા દિવસ માંતો મારી વાતો આખા નગરમાં વાને વેગે ઉડવા લાગી. લોકો મારી મસ્કરીયો કરવા લાગ્યા; અને બહાર ફરવા જતાં મારી પર કાંકરા પડવા લાગ્યા. હું હમેશાં દેવ દર્શને જતી. રાત પડતાં ઢોંગી મહારાજોનાં ભજનમાં જતી અને વાયદા કરેલા યુવાનોને મળતી. ભજન કર-

નાર મહાત્મા પણ મારા પર સારો પ્રેમ રાખતા અને ભજન પછી ઘેર જતાં એકાન્તમાં બોલાવી પ્રસાદનો પડીઓ આપતા. મારૂં નામ ભક્તાણી તરીકે પંકાવા લાગ્યું. મારાં સાસુ-સસરાના કાને એવી વાત આવતાં તેમણે તત્કાળ મને તેડવા માણસ મોકલ્યું. મારાં માબાપે સાસરે મોકલવાને સ્પષ્ટ ના કહી. જેથી મારા સસરાએ મારે પિયર આવી મોટું તોફાન મચાવ્યું; આથી મારે નિરૂપાયે સાસરે જવું પડયું. મારો સ્વામી મને જોઈ આખો દિવસ બહાર ભટકવા લાગ્યો. સાસુ-સસરાએ મારીપર સખ્ત જાપતો રાખ્યો. તે મને એક પળવાર પણ બહાર જવા દેતાં નહિ. મારો પતિ સૌને લાડકવાયો હતો. સાસુ—સસરાએ તેને પણ ઘણો મોઢે ચઢાવેલો હતો; આથી તે શીખામણ દેનારના સામે થઈ જતો. મારા સસરા ગૃહસ્થ અને કુળવાન હોવાથી મારા પતિને સૌ કોઈ માનપૂર્વક બોલાવતાં. "પૈસાદારનો ગાંડો પુત્ર પણ ડાહ્યો ગણાય" એ મુજબ મારા સ્વામીના સંબંધમાં બનતું. હું મહા દુઃખમાં દહાડા કાઢવા લાગી. મને ચાહનારા યુવનો પણ મને મળવાને હજારો પ્રયત્નો કરવા લાગ્યા. સાસુ—સસરાનો સખ્ત જાપતો હોવા છતાં પણ હું મારા સ્ત્રી ચરિત્રથી મધ્યરાત્રે છાનીમાની બહાર નીકળી રાહ જોતા યુવકોને મળતી અને પછી મોડી રાત્રે ઘેર આવી છાનીમાની સૂઈ જતી. મ્હેં મારા બે ખરા ચાહનારાઓને સમજાવ્યું કે તમે ગમે એ પ્રકારે મારા પતિની જોડે ભાઇબંધી બાંધી મારા ઘરમાં પગ પેસારો કરો. તે બન્ને યુવાનો ઘણા ચાલાક હતા. તેઓ મારી માફક આખા નગરમાં પંકાતા. નગર જનો તેમને લાલ લોકો કહીને સંબોધતા. તેઓ પણ તે વખતે પૈસાવાળા હતા. બાલ્યાવસ્થામાંજ તેમનાં માતા-પિતા અઢળક દ્રવ્ય મૂકીને મૃત્યુ પામ્યાં હતાં. યુવાન વયમાં દ્રવ્ય હાથ લાગતાં તેઓ દુરાચારી બની દ્રવ્યનો દુરૂપયોગ કરવા લાગ્યા. મ્હેં તેમને એવી

રીતે સમજાવી તેમને મળવું બંધ કર્યું. મ્હેં એ દિવસથી મારી ચાલ ચલગતમાં સુધારો કર્યો. હું સાસુ-સસરાની આજ્ઞા પાળવા લાગી અને તેમને સુખ ઉપજે એવા પ્રયત્નો કરવા લાગી; આથી જતે દિવસે હું સાસુ સસરાની પ્રીતિ સંપાદન કરી શકી. તે પછી જો કોઈ મારી જરીક નિંદા કરતું સંભાળતું તો વરત મારાં સાસુ-સસરા એ નિંદાખોરની સાથે લઢી આવતાં અને ઠેર-ઠેર મારાં વખાણ કરતાં.

મ્હેં મારા પતિને પણ ધીમે ધીમે યુકિત—પ્રયુકિતથી વશ કરી લીધો. તેને સારૂં-સારૂં ખાવાનું ખવરાવતી અને જોઇતા પૈસા વાપરવાને આપતી. જ્યારે મારે પૈસાની જરૂર પડતી ત્યારે મારા સ્વામીને જ હું એ લાલ લોકોને ત્યાં મોકલી પૈસા મંગાવતી; આથી તેઓ પણ મારા પતિની સાથે મિત્રતા બાંધવામાં ફતેહમંદ થયા. મારો અણુસમજુ સ્વામી તેમની મિત્રાઇથી હોંશીયાર બનતો ગયો. તે મને અત્યંત પ્યારથી ચાહવા લાગ્યો. તેને પૂરેપૂરો મારા સ્વાધિનમાં લઈ હું નવનવા રંગ કરવા લાગી. અંતે આ પાપિણી તેના ભોળા ભર્તારને એકાન્તમાં મદિરા પીવરાવવા લાગી; અરે અમે બન્ને પીવા લાગ્યાં. મારા પતિને તેમાં મઝા પડવા લાગી; અને સમય જતાં તે નિશામાં ચકચુર રહેવા લાગ્યો. આવી રીતે તેને અનુકુળ કરી હું મારાં સાસુ-સસરાનું સાલ દૂર કરવાના કામમાં લક્ષ આપવા લાગી. મ્હેં મારા બન્ને લાલની માર્ફતે એક નવી જાતનું ઝેર મેળવ્યું. તે ઝેરનો પ્રયોગ એકવિસ દિવસનો હતો. બરાબર બાવીસમે દિવસે રામ રમી જતા. કોઈ જાણી શકતું નહિ કે આ માણસનું મ્હોત ઝેરથી થયું છે. આવું અજબ ગુણવાળું ઝેર મેળવી મ્હેં મારાં સાસુ-સસરાને દુનિયાની પાર કરવાને વારા ફરતી દિવસે વિષ પ્રયોગ શરૂ કર્યો. બન્નેના શરીર દિ-

વસે-દિવસે ક્ષીણ થવા લાગ્યાં. આઠમે દિવસે તો તેઓ ભયંકર તાવથી બેશુદ્ધ થઈ ગયાં. બસ તે પછીથી તેઓ હમ્મેશાંની સુસ્તીમાં પડયાં. મારા પતિએ અને મ્હેં અનેક વૈદ્યો બોલાવી તેમની ચિકિત્સા કરાવી; પણ પુસ્તકો વાંચી મિથ્યા આડંબર રાખનારા ઉંટવૈદ્યો શારીરિક વિદ્યાનું ઉંડું જ્ઞાન મેળવ્યા વિના કેવી રીતે જાણી શકે કે આમની પરતો વિષય પ્રયોગનો આરંભ થયો છે. તેઓતો ફી લઇ ચાલ્યા જતા. અમે પૈસા ખરચવામાં કચાશ રાખી નહિ. પેલા બન્ને લાલ લોકોતો અમારા ખરેખરા મદદગાર થઈ પડયા હતા. તેઓ રાતદિવસ અમારે ત્યાંજ પડયા પાથર્યા રહેવા લાગ્યા. અંતે બાવીસમા દિવસે મારા સસરાએ અને તેમના બીજા દિવસે મારાં સાસુએ પ્રાણ મૂકયા. અમે તેમની સારી રીતે ઉતરક્રિયા કરી નામ પ્રમાણે ખર્ચ કર્યું. ખર્ચકાર્યના કારભારી પણ બન્ને લાલ હતા એટલે પૂછવુંજ શું ? મારા પતિતો નિશામાં ચકચૂર થઈ બેસી રહેતા અને અમે સલાહ આપીએ એ પ્રમાણેજ વર્તતા. સાસુ-સસરાનું નડતર દૂર થતાં હું પૂર્ણ સ્વતંત્ર થઇ. મારીપર કોઈ દેખરેખ રાખનાર રહ્યું નહિ. મારાં માત પિતા તો મને સ્વતંત્ર થએલી જોઈ ખુશી થયાં. મારા સસરાના પવિત્ર મકાનમાં દિન પ્રતિદિન ભ્રષ્ટાચાર વધવા લાગ્યો, અને એથી કરીને લક્ષ્મીનો નાશ થવા લાગ્યો. હા, કહ્યું છે કેઃ—" જો રાજ્યરાણી હોય અને તે શીયળનો સંહાર કરી ભ્રષ્ટ થાય છે તો અંતે તેના સર્વસ્વનો નાશ થાય છે." એ પ્રમાણેજ મારા સંબંધમાં બનવા લાગ્યું. પવિત્ર મકાનમાં મદિરાનો ઉપયોગ-ભ્રષ્ટતા અને નીચ કર્મોથી લક્ષ્મી ચંચળ થઈ ચાલવા લાગી. મારો પતિ પણ અંતે વ્યભિચારી થઈ બહાર ભટકવા લાગ્યો. " જેની પત્ની વ્યભિચારિણી તેનો પતિ કુટિલ નીકળે એમાં શું નવાઈ ! " તે બહાર પડયો પાથર્યો રહેવા લાગ્યો. મારે પણ જોઇતું હતું ને વૈદ્યે કહ્યું.

એ બહાર રહેવા લાગ્યો અને હું ઘેર રહી ભ્રષ્ટાચારમાં અઢળક દ્રવ્યનો દુરૂપયોગ કરવા લાગી. સાસુ–સસરાના મરણને હજતો બે વર્ષ પણ પૂરાં થયાં નથી એટલામાં તો અમારી પાસે રહેલી લાખ રૂપીઆની રોકડ ખલાસ થઈ ગઈ. મારી પાસે પૈસા ખૂટતાં મને ચાહનારા લાલ લોકો પણ મારો ત્યાગ કરીને ચાલતા થયા. અમે પૈસે ટકે હેરાન થવા લાગ્યાં. લોકો અમારી મશ્કરીયો કરી ગાળો દેવા લાગ્યા, અરે તેઓ અમારા મુખ દર્શનથી પણ લજવાવા લાગ્યા. બાદ અમે એક પછી એક મકાનો વેચી ગુજરાન ચલાવવા લાગ્યાં. જો કે અમે હેરાન થતાં હતાં પણ હજી નીચ ધંધાથી દૂર થયાં નહોતાં. છેવટે અમે ઘર વેચી ભાડાના ઘરમાં રહેવા લાગ્યાં. પૈસા વિના અકળાઈ મારો સ્વામી મારી પર અત્યંત જુલ્મ ગુજારવા લાગ્યો. હું તેનાથી ત્રાસી પિએર રહેવા લાગી, આથી તે મારે પિએર આવી તોફાન મચાવવા લાગ્યો; પણ મ્હેં તથા મારાં માતા–પિતાએ તેની દરકાર કરી નહિ. જો મારાં માતા–પિતાએ તે વખતે પણ તેને અને મને સુધારવાનો પ્રયત્ન કર્યો હોત તો અમે સુધરી અમારો સંસાર સુખથી નીભાવી શકત; પરંતુ પુત્રીની પેદાશ ખાનારાં માબાપોને તેનું જ્ઞાન હોતું નથી. પૈસા ટકા વિનાનો મારો પતિ કે જે એક વખતે શ્રીમાન પુત્ર કહેવાતો હતો તે આ અભાગણીના નીચ કર્મોના પ્રતાપે અંતે ભૂખના દર્દથી મહા રોગીષ્ટ થઈ મરણ પામ્યો. હું વિધવા થઈ. મ્હેં વેશ રાખ્યો. સ્વામીના શોકને દૂર કરી હું આનંદથી માતા–પિતાની પાસે રહેવા લાગી. બાદ એકાદ વર્ષ પછી આ કુલટાના પગથી પુત્રીની પેદાશ પર જીવન ગુજારનારાં માબાપો ભયંકર રોગથી દારૂણ કષ્ટ ભોગવી યમપૂરી તરફ પ્રયાણ કરી ગયાં. તેને બીજે દિવસેજ મકાનમાં ભયાનક આગ લાગી. પુત્રીના પૈસાથી હવેલી જેવું બનાવેલું ઘર અગ્નિદેવે બાળીને ભસ્મ કર્યું. "પુત્રીના

પૈસા પર તાગડધિન્ના કરનારાં માબાપોનું આખરે સર્વસ્વ નાશ થાયછે અને તેઓ ભુંડી હાલતે મરીને રૈરવ નર્કમાં જાય છે." હું નિરાધાર–ઘરબાર વિનાની બની જનસમાજના તિરસ્કારને પાત્ર થઇ પડી. હું જ્યાં જતી ત્યાં હડધુત થતી. આથી હું મારા પ્રથમના ચાહનારા જે બે લાલ હતા તેમની પાસે ગઈ. તેઓ પણ પૈસે ટકેથી પરવારી ભાડાના મકાનમાં રહેતા હતા. તેઓ આખો દિવસ જુગાર રમતા અને રાત્રે દારૂના પીઠામાં પડયા રહેતા. તેઓ હમ્મેશાં સારા પોશાક પહેરી નગરમાં ફરતા અને પૈસાદારના ભોળા પુત્રની સાથે મિત્રાઇ બાંધી ફસાવતા. હાય! તેમનો એ નીચ ધંધો યાદ કરતાં આખા શરીરે ધ્રુજી ઉઠું છું, અને પવિત્ર દેવબાળાઓની સમક્ષ નીચ વૃતાંત કહેતાં કંપુંછું. દયાની દેવીઓ! મને ક્ષમા કરજો. આ ચંડાળણીનાં નીચ કર્મો અપરંપાર છે કે જે કહેતાં હું લજવાઉં છું. હાય! આ પૃથ્વી મને માર્ગ આપે તો હું અંદર સમાઈ જવાને ચાહું છું, અરે હું આ ક્ષણેજ મરણને મળવા તૈયાર છું, પણ મરણ મારાથી દૂર નાસતું હોય એમ જણાય છે. હાય દુષ્ટથી સૌ દૂર નાસે. આમ બોલતી મધુમુખી ધ્રુસકે–ધ્રુસકે રડવા લાગી. એટલામાં તો નિરંજના અકળાઇને બોલી ઉઠીઃ–મધુમુખી! હવે નાહકની શા માટે રડે છે? તારાં નીચ કર્મો સાંભળી મને કંપારી વછૂટે છે. ત્હેં તારી જીંદગી ખરાબ—ખસ્ત કરી છે; અરે ત્હેં અનેકાનેક કુકર્મો કર્યાં છે. ત્હેં આ ભોળા ભદ્રેશરાય જેવા અનેકાનેક ગર્ભ શ્રીમંતોને પાયમાલ કર્યા છે; આની શિક્ષા તારે ઘણીજ ભયંકર ભોગવવી પડશે." નિરંજનીને શાન્ત કરતી ભગવતિ કહેવા લાગીઃ—બ્હેન! એની ઉપર હવે નાહકનાં શા માટે અકળાઈ જાઓછો? તેનાથી થયું તે ન થયું થનાર નથી. તેની વાત જોકે નીચ કૃત્યોથી ભરપૂર છે; પરંતુ તેમાંથી કંઇક નવું જાણવાનું મળી આવશે અને સંસારના કા-

વાદાવાથી અણજાણ આ ભદ્રેશરાય પણ કંઇક નવું શીખશે. વારૂ મધુમુખી ! પછી ત્હેં શું કર્યું ?

" મધુમુખી કપાળપર હાથ પછાડી આગળ કહેવા લાગી:—હું તે દુનિયાંના ભાર રૂપ પિશાચોની સાથે રહી શ્રીમંતોના પુત્રોને પાયમાલ કરવા લાગી. તે બન્ને દુષ્ટો હમેશાં નવનવા શ્રીમંત પુત્રોને ફસાવી લાવતા અને તેમના દ્રવ્યનું પાણી કરી કાઢી મૂકતા. અરે તે ઉપરાંત તેઓ હલકામાં હલકો ધંધો કરતા. તેઓ કુળવાન બાળાઓને તેમના કૃત્રિમ હવસમાં ફસાવી અંતે દેશ પરદેશ લઇ જતા અને કોઇ ગુણકાને ત્યાં અગરતો કોઈ શ્રીમંતને ત્યાં સારૂં દ્રવ્ય લેઇ તેમને વેચી દેતા. હું પણ ભલમલા પુરૂષોને ભોળવી પૈસા પડાવા લાગી; એ અરસ્સામાંજ મારા સાથિતો એક ખૂનના કેસમાં પકડાવાથી સદાને માટે દેશ નિકાલ થઇ ગયા. ઇશ્વિરે તેમને આ જન્મમાં જ યોગ્ય ફળ આપ્યું. મરણ પછીની ભયંકર શીક્ષાઓ તો તેમને માટે બાકી રહી. હું એકલી પડી. મારા પર ગામના રાજાની સખ્ત દેખરેખ રહેવા લાગી, આથી હું એક રાતના રાજપૂરનો ત્યાગ કરી ચાલી નીકળી અને ફરતી ફરતી મધુપુર નામના નગરમાં આવી. મ્હેં ત્યાંના મંદિરનો આશ્રય લીધો. મંદિરના મહારાજની સાથે મારે પ્રથમની ઓળખાણ હતી. તે કોઇ—કોઇવખત રાજપૂરમાં ભજન કરવાને આવતા. તે હાલમાં ત્યાં મોટા મહાત્મા તરીકે પૂજાતા. મધુપુરનાં તમામ માણસો તેમને પૂજ્ય ગણી વંદન કરતાં. હું મહારાજની સેવા કરી કાળ નિર્ગમન કરવા લાગી. તે પવિત્ર મંદિરમાં પણ ભ્રષ્ટાચાર ચાલતો હતો. મને ત્યાં રહે ઘણા દિવસ થવા આવ્યા. હું સઘળાથી માહિતગાર થઇ. સાંજના સમયે મહારાજ કથા વાંચતા. નગરનાં નરનારી કથાનો લાભ લેવા આવતાં. કથા વાંચતી વખતે એ ઠગ મહાત્મા તેની ચપળ ચક્ષુઓ ચારે તરફ ફેરવતો અને કથા સાંભળવા આવેલી

કોઇ એકાદ નવ યૌવનાને ધ્યાનમાં રાખતો. પછી કથા પૂર્ણ કરી પ્રસાદ વ્હેંચવામાં આવતો. બાદ સર્વના ગયા પછી તે કામાંધ મહાત્મા ધારેલી રમણી વિષે મને ભલામણ કરતો. હું ગમે એ પ્રકારે તેને સમજાવી મહારાજને સ્વાધિન કરતી. આવી રીતનો કાર્યક્રમ ચાલતો હતો. હું અનેક બાળાઓના પરિચયમાં આવી તેમને ભક્તાણીઓ બનાવતી ને તેમને મંદિરમાં લઇ જઇ પ્રસાદના પડીયા અપાવતી. બાદ સમય જતાં એજ ભક્તાણીયો મહારાજની સેવા કરવા લાગતી. તે નરાધમ મહાત્મા દર આઠ દિવસે રાસ લીલા કરી અનેક સ્ત્રીયોને એકઠી કરતો. રાસલીલાને માટે એક એકાન્ત સ્થાન નિર્માણ કરેલું હતું. તે દુષ્ટ સાધુ સર્વને સમજાવતો કે હું કૃષ્ણ છું અને તમે સર્વ પૂર્વજન્મની ગોપીકાઓ છો. ભોળી અબળાઓ તે કુટિલ મહાત્માની જાળમાં સપડાઇ તેને ગુરૂ માની સર્વસ્વ અર્પણ કરતી. ધીમે-ધીમે અમારા મંડળમાં વધારો થતો ગયો. આવી રીતે બીજાં પાંચેક વર્ષ નીકળી ગયાં. મારી ઉમ્મર ચોવીસ વર્ષની થઈ. એવામાંજ એક અલૌકિક બનાવ બન્યો. અમારા મંડળની એક સ્ત્રીએ મહારાજના કહેવાથી તેના ધણીનું ખૂન કર્યું અને તમામ ધન લેઈ તેણે મહારાજનું શરણ સ્વિકાર્યું; આમ કરવા જતાં તે બાઇ એકાએક પકડાઈ. તેણે અધિકારીયો આગળ ખૂન કબુલ કર્યું. ખૂન કરવામાં મહારાજનો હાથ હોવાથી તેઓ પણ પકડાયા. તેમણે છૂટવાને માટે ઘણું દ્રવ્ય વેર્યું; પણ પાપીષ્ટ મહારાજનું કંઈ ન ચાલ્યું. અમારા જેવી નીચ નારીઓના સહવાસથી ભ્રષ્ટ થએલો મહારાજ! અરે જેણે મહાન્ સમર્થ શ્રી કૃષ્ણચંદ્રની અવગણના કરી હતી તે દુષ્ટ મહારાજ જેલ જાત્રા કરવાને પધાર્યા અને ત્યાંજ દારૂણ કષ્ટ ભોગવી નર્કમાં સિધાવ્યા.

હા, સાંપ્રતસમયમાં પણ એવા અનેક કુટિલ ઠગ મહાત્માઓ ધર્મને નામે ધતીંગ ચલાવે છે. હા, કહ્યું છે કેઃ—

" લાંબા લાંબા તીલક તાણી, ગળામાં માળાના થોકડા ઘાલે,
અંતરમાં બહુ મેલ, બેરખા હાથે ઝાલે.
દઈ ઠાકોરનું નામ, દ્રવ્યથી ચમન ઉડાવે,
ચપટી દઈ પ્રસાદ, ચેલીનાં ચિત્ત ચળાવે,
છાનો કરે વ્યભિચાર ને, વળી ઉપર આડંબર ધરે,
એવા ઠગ સાધુ બની, રોઝ રખડતા બહુ ફરે. "

તેમની ગાદી પર બીજા મહારાજ આવ્યા. તે મહારાજ પરમ પવિત્ર હતા. તેઓ જોકે યુવાન વયના હતા પણ નિષ્કામ વૃત્તિના હતા. તે નિરંતર એકવાર ફળાહાર કરતા અને આખો દિવસ ભગવત્ કથા કરી જન સમાજને સદ્બોધ આપી દિવસ નિર્ગમન કરતા. તે કોઇની પાસે કંઇપણ યાચના કરતા નહિ. જે મળે તેમાંજ સંતોષ માનતા. દર અઠવાડીએ સાધુ વૈરાગી અપંગ વગેરે દરિદ્રી જનોને સારા ભોજનથી સંતોષતા અને દરેકને એકેક વસ્ત્ર આપી વિદાય કરતા. આવા પવિત્ર મહાત્માનાં ચારે તરફ યશોગાન થવા લાગ્યાં. મારા મંડળની વીસ વિધવાઓ તો તેમના ઉપદેશથી સુધરી ગઇ. તે પવિત્ર મહાત્માએ તેમનીપર દયા કરી દરેકને પાંચસો–પાંચસો રૂપીયા આપી મંદિરમાંથી વિદાય કરી દીધી, કારણકે તેઓ બ્રહ્મચારી હતા. સ્ત્રીયોથી હમ્મેશાં દૂર રહેવાને ઇચ્છતા. તે વિધવા બાઇયો મળેલા રૂપીયામાંથી એકાદ નાનકડું ઝુંપડું ખરીદી લઈ મહેનત મજુરી કરી નિર્વાહ ચલાવવા લાગી. મારા કમભાગ્યે મહારાજનો સદુપદેશ મને પસંદ પડયો નહિ. હું અને ચંપકમાલીની નામની મારી સખી મંદિરનો ત્યાગ કરી છાનામાનાં ચાલી નીકળ્યાં; અને અપાર કષ્ટો સહન કરી અંતે અમરાવતીમાં આવ્યાં. અમે અમરાવતીમાં આવી કળાવતી નામની ગુણકાને ત્યાં રહેવા લાગ્યાં. અમે સ્વરૂપવાન હોવાથી એ ગુણકા અમને

સારી રીતે તેને ત્યાં રાખી શીક્ષણ આપવા લાગી. અમારો કંઠ મીઠો હતો. ગણીકાએ ગાન સાથે કામ ચલાઉ નાચ પણ અમને શીખવાડી દીધો. અમને એ ધંધામાં આનંદ પડયો. ઠેર–ઠેર અમારા નાચ–મજરા થવા લાગ્યા. આખા અમરાવતીમાં મારા નાચ–ગાનના વખાણ થવા લાગ્યાં. કળાવતીને પણ સારો ફાયદો થવા લાગ્યો. અમરાવતીના અનેક યુવાનો–સરદારો–ભાયાતો અમારે ત્યાં ગાન સાંભળવા આવતા અને અમને ઇનામો આપી જતા. હું રાજ દરબારમાં નાચ–ગાનને માટે જવા લાગી; અને ત્યાંથી પણ સારૂં માન મેળવવા પામી. બાદ બે વર્ષ પછી ચંપકમાલીની અને કળાવતી ઉડતા ચેપી રોગથી એકાએક મરણ પામ્યાં. તેમના મરણથી મને ઘણું લાગી આવ્યું; કારણ કે હું જ્યાં જતી ત્યાં સર્વની નાસ્તી થતી. મારી પાસે સારો પૈસો એકઠો થયો હતો, તેથી અમરાવતીની પાદરે એક મોટું મકાન ખરીદી હું ત્યાં રહેવા લાગી. એવામાંજ મને કપટસેન–અને વરૂણસિંહ નામક બે યુવાનોનો સમાગમ થયો. તેઓ રાજપૂરના બે લાલ યુવાનોના જેવા અરે તેમનાથી પણ ચઢે એવા નીચ ધંધા કરતા હતા. તેઓની મદદથી હું રાજ્યના નાયબ દિવાન વૈરિસિંહ–સરદાર અજીતસિંહ અને આ ભદ્રેશરાયનો પ્રેમ સંપાદન કરી રહેવા લાગી. ધીમેધીમે મારા મકાનમાં રાજ્ય ખટપટ ચાલવા લાગી. એ ખટપટમાં કેવા ભયંકર બનાવો બન્યા અને બને છે એ આપ સૌને ખબર છે. અમારા મંડળનો વૈરીસિંહ થોડાંક વર્ષોપર ગુજરી ગયો છે. તેની જગાએ ગિરિનંદ નામનો નર પિશાચ સાધુ ભયંકર કૃત્યો કરી રહ્યો છે. દયાળુજનો! મારી નીચ વાર્તા પુરી થાય છે; કરેલાં કુકર્મોથી આ હૃદય ફાટી જાય છે. કહી મધુમુખી કલ્પાંત કરવા લાગી.

# પ્રકરણ ૨૯ મું.

—:o:—

## " ભગવતિનો સદ્બોધ. "

"સંસાર રૂપી સાગરે, સન્નારી જો નૌકા મળે,
પાર ઉતરે સ્હેજમાં, વળી સ્વર્ગમાં એ સંચરે;
સન્નારી ચીજ અમૂલ્ય છે, શું વર્ણવું હું મુખથી,
ત્રિલોકવાસી સૂર પણ પ્રગટ્યા છે જેની કૂખથી."

મધુમુખી તેની વાર્તા પૂર્ણ કરી રડવા લાગી. તેની વાત સાંભળી ત્યાં એકઠું થયેલું મંડળ એ કુટિલ નારીને ધિક્કારની નજરે જોવા લાગ્યું. ભદ્રેશની નજીકમાં બેઠેલાં રાણી સુલોચના તો એકાએક ગર્જી ઉઠ્યાં કે.—આ દુષ્ટાનું ચરિત્ર ખરેખર નીચતાથી ભરપૂર છે. આવી અપવિત્ર રંડાને પવિત્ર દેવીએ શા માટે આશ્રય આપ્યો હશે ? આ કમ ભાગ્ય ચંડાળણીને તો આ ઉંચા પર્વત પરથી નીચેની ઉંડી ખીણમાં ફેંકી દેવી જોઇએ. કહી તે વક્ર નેત્રે મધુમુખીના સામે જોઈ રહ્યાં. તત્કાળ નિરંજની પણ ગુસ્સાથી બોલી ઉઠીઃ—માતા સુલોચના ! આપનું કહેવું સત્ય છે. આ નારકી નારીએ તેની નીચ વાર્તાથી અહિં બેઠેલા મંડળનું લોહી ઉકાળ્યું છે. આ સર્વ સ્ત્રી–પુરૂષો તે કુલટાને તિરસ્કારની નજરે જોઈ રહ્યાં છે. એ નીચ વેશ્યાએ આ પવિત્ર ભૂમીને અપવિત્ર કરી છે. હા ! વ્યભિચારિણી સ્ત્રીઓને તો શીકારી કુતરાઓ પાસે ફાડી ખવરાવવી જોઇએ યાતો ધગધગતા લોખંડના પલંગપર સુવારી જીવતાંજ બાળી મૂકવી જોઇએ. ભગવતિ બ્હેન ! કહો જોઇએ કે આવી નીચ રંડાની આગળ ભોળા ભદ્રેશરાય જેવા અનેક યુવાનો ભોળવાઈ જીંદગીને બરબાદ કરે એમાં શી નવાઈ ! માટે હવે આ નીચ નારીને

એકદમ અહિંથી હાંકી કાઢો; નહિ તો આ ઉંચા શિખરપરથી નીચેની ઉંડી ખીણુમાં પધરાવી દયો; કે જેથી પૂર્વ જન્મમાં પણ નીચ કર્મ કરવાને તેનું મન ચંચળ થાય નહિ.

"હા, નિરંજની બ્હેનનું કહેવું ખરૂં છે. આ ચંડાળણીને કાઢી મૂકો યાતો અંધારી ખીણમાં ફેંકી દયો." સઘળું મંડળ એકી અવાજે બોલી ઉઠયું. સઘળે કોલાહલ મચી રહ્યો. બીચારો ભદ્રેશ પણ મધુમુખીની વાત શ્રવણ કરી સ્તબ્ધ બની ગયો. તે પણ આત્મગત્ બોલતો હતો કે:—હાય! મ્હેં એક કુકર્મી કુલટાના મોહમાં અંધ થઈ જીવન નષ્ટ કર્યું છે. હા, પવિત્ર માબાપને કાળું કલંક લગાડયું છે. ક્ષમા, ઓ પવિત્ર માતા-પિતા! આ તમારા કમભાગ્ય પુત્રને ક્ષમા આપો. આમ બોલતો તે શોકમાં ગરકાવ થઇ ગયો. મધુમુખીના શોકનો પણ પાર નહોતો. ત્યાં મળેલાં જનો ઉશ્કેરાઈ ગયાં હતાં અને તેને માટે ફાવે—એમ બોલતાં હતાં. ગુસ્સે થએલી નિરંજની તેની પર ધિક્કારનો વર્ષાદ વર્ષાવતી તેને કાઢી મૂકવા તૈયાર થઈ. સ્ત્રી—પુરૂષો તેને ટેકો આપવા લાગ્યાં. આવો મામલો નિહાળી ભગવતિ ઉભી થઇ. મધુમુખીના કલ્પાંતથી તેનું હૃદય દ્રવતું હતું. સારા કુળની સ્ત્રીની અધમ દશા થએલી સાંભળી તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, તે દયાની દેવીએ મધુમુખી તરફ ગુસ્સાથી જોઈ રહેલી નિરંજનીને કહ્યું:—બ્હેન! ગુસ્સે કેમ થયાં છો? દુઃખિણીને શા માટે વધુ ત્રાસ આપોછો?

"આ પવિત્ર પર્વતપર આ દુષ્ટાની જરૂર નથી; તેને અહિંથી હાંકી મૂકવી જોઇએ." નિરંજનીએ કહ્યું.

"તે હું સમજુછું. તમે પ્રથમ ક્રોધ શત્રુને શાન્ત કરી મારી પાસે બેસો. શું તપસ્વિની માતા કંઈ વિચાર કર્યા વિના તેને જીવિત-

દાન દેઈ અહિં લાવ્યાં હશે ? બ્હેન ! "દયા એ ધર્મનું મૂળ છે." ગમે એવાં પતિત જનોપર આપણે તો દયા દર્શાવવીજ જોઇએ. એ નીચનારી પોતાનાં નીચ કર્મોનો અત્યંત પશ્ચાતાપ કરી અત્યારે કલ્પાંત કરે છે, તેવા વખતમાં તેને દાઝયાપર ડહામ દેવા કરતાં તેને સદુપદેશ દેવો એજ આપણું કર્તવ્ય છે. તેના કર્મની શિક્ષા શ્રી હરિ કરશે. કહી ભગવતિએ નિરંજનીને શાન્ત કરી પોતાની પાસે બેસારી. ઉશ્કેરાએલું મંડળ પણ તેના ગંભીર વચનોથી શાન્ત થઈ નીચે બેઠું. મધુમુખી દયાર્દ્ર નેત્રે તેના સામે જોઈ રહી. ભદ્રેશ તેની દયાને માટે મનમાં પ્રસંસા કરવા લાગ્યો. બાદ થોડીવાર શાન્તિ ફેલાવા દેઈ ભગવતિ મધુમુખી સામે જોઇ કહેવા લાગીઃ—તું શાન્ત થા. આક્રંદ કરવાથી કંઇ વળનાર નથી; માટે હવે તો કરેલાં કુકર્મોનો પશ્ચાતાપ કરી પ્રભુ ભજન કર; અને અન્ય સ્ત્રીયોને દ્રષ્ટાંત આપી સમજાવ કે મારાં જેવાં કોઇ કુકર્મો કરશો નહિ. આમ કહેતી ભગવતિ રાણી સુલોચના સામે જોઈ કહેવા લાગી. માતા! આપ પૂર્ણ અનુભવી છો. આ બાળકી હજી અનુભવાર્થી છે. સ્ત્રી—પુરૂષો શાથી દુ:ખી થાય છે, તેમનો સંસાર શાથી ક્લેશમય બને છે, તે વિષે હું આ એકઠા થએલા મંડળને બે શબ્દો સંભળાવવાને ચાહુ છું. તેમાં આવતા દોષો તરફ દુર્લક્ષ્ય કરી મને ક્ષમા આપશો.

"બ્હેન! તું પવિત્ર છે. તપસ્વિની દેવીએ તને સારૂં જ્ઞાન આપ્યું છે. પારસમણિના સંગથી લોહ પણ કુંદન થાય છે; એ પ્રમાણે તારૂં જ્ઞાન અથાગ છે. તારા ઉપદેશમાંથી આ મંડળને અવસ્ય કંઇ નવુંજ જાણવાનું મળી આવશે; માટે ઉર્મીઓને અટકાવ્યા વિના તારે જે કંઈ કહેતું હોય તે બેલાશક કહે!" સુલોચનાએ કહ્યું.

"અમે ભગવતિ બ્હેનનાં વચનામૃતનું પાન કરવાને અત્યંત આતુર છીયે." એટેલું મંડળ પણ ગર્જી ઉઠયું. દયાળુ ભગવતિ સર્વેના સામે અમી દ્રષ્ટે જોઈ બોલવા લાગી:—બ્હેનો અને બંધુઓ ! તમે સઘળાં આ મધુમુખીના દ્રષ્ટાંતથી સમજ્યાં હશો કે એની કેવી શોચનીય દશા થઈ રહી છે. અરે તેને કોઈ સ્થળે ઉભાં રહેવાની પણ જગા રહી નથી. તમે પોતેજ એ દુષ્ટાને દૂર હાંકી કાઢવાને ઉત્સુક થયાં છો. તેની આવી દુર્દશા થવાનું કારણ ફકત એજ કે તેને તેના માતા—પિતાએ ઉચ્ચ જ્ઞાન આપ્યું નથી. તેમણે સ્વાર્થને વશ થઇ તેને અજ્ઞાન અવસ્થામાં રાખી અધમ થવા દીધી છે. કોઇ કહેશે કે સ્ત્રીને જ્ઞાનની શી જરૂર છે ? તો તેને આ મધુમુખીના દ્રષ્ટાંતથી સમજવાનું છે કે ઉચ્ચ જ્ઞાન વિના દરેકની આવી અવદશા થાય છે. માટે પ્રત્યેક માતા—પિતાએ તેમનાં બાળકોને સદ્ગુણી બનાવવાંજ જોઇએ. તેમાં પુત્ર કરતાં પુત્રીની પર વધારે લક્ષ આપવાની જરૂર છે. "પુત્રી એ પારકું ધન છે. તે બીજાના ગૃહમાં જનાર છે." તેણે જેવું જ્ઞાન મેળવ્યું હશે તેવું ગૃહ રાજ્ય ચલાવશે. "સદ્ગુણી સન્નારી તેના સંસારને ઉજવળ કરશે અને જ્ઞાન વિહીન્ નારી તેના સંસારને ક્લેશ—કંકાશવાળો બનાવશે." બાળકોપર બાલ્યાવસ્થાથીજ જેવા સંસ્કાર પાડયા હોય એવા પડે છે. "જે માતા-પિતા તેમનાં સંતાનોને સ્વચ્છંદતાથી વર્તવા દઇ ઉચ્ચ જ્ઞાનથી વિમુખ રાખે છે; તેઓ તેમનાં બાળકોના પરમ શત્રુ ગણાય છે." પરમકૃપાળુ પરમાત્માએ શા માટે સ્ત્રી—પુરૂષોને ઉત્પન્ન કર્યાં હશે ? શું એક બીજાની પશુ વૃત્તિને તૃપ્ત કરવાને માટે? ના, ના. એવું કોણ કહે છે ? સ્ત્રી—પુરૂષો તો આ સંસારમાં એક બીજાને સાહ્યક થઈ શુભ કર્મ કરવાને સૃજાએલાં છે. સ્ત્રી એ પુરૂષનું અર્દ્ધું અંગ ગણાય છે. જેમ એક ચક્રથી ગાડું ચાલી શકતું નથી તેમ આ સંસારનું ગાડું એકલા

પુરૂષથી ચાલી શકતું નથી. નાવને સુકાનની જરૂર છે, સુકાન સિવાય નાવ ચાલી શકતું નથી એ પ્રમાણે પુરૂષનો સંસાર સ્ત્રી સિવાય કદાપિ શોભતોજ નથી. સ્ત્રી-પુરૂષ બેય સરખાં ઉપયોગી છે. "**આ સંસારમાં સદ્ગુણી સ્ત્રી સાક્ષાત લક્ષ્મી સ્વરૂપ છે.**" આપણા શરીરનું એકાદ અવયવ તુટી જાય યા તો નિર્માલ્ય થઈ જાય તો આપણને કેટલું કષ્ટ થાય? એવીજ રીતે જો આપણું અર્ધાંગ કેળવણી વિહીન હોય, સંસારનાં સારાં કામથી અજ્ઞાન હોય તો પછી સંસાર કેવો શોભે? બસ આ કારણથીજ સ્ત્રી-પુરૂષને ઉચ્ચ જ્ઞાનની પ્રથમથીજ જરૂરછે. તે જ્ઞાન આપવાની મહાન્ ફરજ મા-બાપના શિરે રહેલી છે. પોતાની પુત્રીઓને યોગ્ય ગૃહિણી બનાવવાને દરેકે પૂરતું લક્ષ આપવાની જરૂર છે. બાળાઓને નિરંતર ત્રાસ આપવાથી યાતો ઘરમાં પૂરી રાખવાથી ખરૂં જ્ઞાન મળી શકતું નથી. તેમને ભભકાદાર પોશાક પહેરાવી બાગબગીચામાં ફરવા લઈ જવાથી યાતો આખો વખત રસોડામાં ઘાલી મૂકવાથી જ્ઞાન મળી શકતું નથી. તેમને તો સંસારના નવ-નવા દેખાવોનું અવલોકન કરાવવું, અને છાજતો પોશાક પહેરાવી હમ્મેશાં સદુપદેશ કર્યાં કરવો. વળી શ્વસુર પક્ષમાં કેવી રીતે વર્તી વડિલોની મર્યાદા જાળવવી; તેમજ પતિવ્રતાના રહષ્યનું પૂરેપૂરૂં જ્ઞાન આપી લખતાં-વાંચતાં શીખવાડવું; કે જેથી તેઓ ધર્મ-નીતિના ગ્રંથો વાંચી ઉચ્ચ જ્ઞાન સંપાદન કરી જીવનને ઉજવળ કરે. બાળકોના સુકોમળ હૃદયમાં મૂળથીજં જેવી છાપ પાડશો એવી પડશે, નાના છોડવાને સંભાળપૂર્વક ઉછેરવાથી ભવિષ્યમાં સુંદર વૃક્ષ થઇ મધુરાં ફળ આપે છે; એ પ્રમાણે જો પુત્ર-પુત્રીયોને બાલ્યાવસ્થાથીજ શુભ કેળવણી આપશો તો તેઓ ભવિષ્યમાં મહાન્ નર-નારી કહેવાશે. કોઇ કહેશે કે કન્યા એ પારકું ધન છે; તેને ભણાવવાની શી જરૂર છે; તેને તો ઘરનું કામકાજ કર-

વાનું છે. આવું કહેનારાં ખરેખર મૂર્ખા છે. કન્યાઓને અભણ રાખવાથી તેઓ નિરંતર કજીયા–કંકાસ કરશે, અને લોકોની નિંદા કરવામાં ઝાઝું લક્ષ રાખશે. અભણ સ્ત્રી અને ભણેલ પુરૂષનો સંસાર કદાપિ સુખમય થતોજ નથી. સ્ત્રી એ પુરૂષનું વામ અંગ ગણાય છે. આપ સર્વ સારી રીતે સમજતાં હશો કે જેવું જમણા અંગથી કાર્ય થાય છે, એવું ડાબા અંગથી થતું નથી; એથીજ સ્ત્રીને વામા કહેવામાં આવે છે. સ્ત્રી–પુરૂષનાં કામ પણ જુદાંજ છે. પુરૂષને બહારનાં કામ ઉપરાંત દ્રવ્ય ઉપાર્જન કરવાના કાર્યમાં ધ્યાન આપવાનું છે અને સ્ત્રીને એ દ્રવ્યનો સદુપયોગ કરી ગૃહરાજ્ય ચલાવવાનું છે; સ્ત્રીઓને પુરૂષોની માફક ઘણાં વર્ષો સુધી ભણવાની જરૂર નથી. તેમને લાંબુ ભણીને નોકરી ખોળવા જવાનું નથી. તેમને તો પંદર સોળ વર્ષની ઉમ્મરમાં ભણી–ગણી તે તૈયાર થઈ સગુણી માતા પાસેથી સંસાર વ્યવહાર ચલાવવાનું ઉત્તમ જ્ઞાન ગૃહણ કરી લેવું જોઇએ; પણ આવી રીતે કોણ વર્ત્તે છે? સાંપ્રત સમયમાં જ્ઞાનનો અર્થ કોણ સમજે છે? હાલમાં તો પુત્રીયોને ભપકાબંધ પોશાક પહેરાવી, જેમ–બને એમ વધારે ભણાવી ગણાવી હોંશીયાર કરવામાં અને જન સમાજમાં સ્વછંદપણે વર્તી શકે એવી ચાલાક બનાવવામાંજ કેળવણીનું ખરૂં રહષ્ય સમાએલું સમજવામાં આવે છે. તેમને સંસાર વ્યવહારનું જ્ઞાન આપવાને બદલે બીજાજ રસ્તે દોરી તેમનાં માતા–પિતા ભવ બગાડે છે.; અરે તેમનો સંસાર ધુળ મેળવે છે. તે અર્ધદગ્ધ બાળાઓ કેળવણીને કલંક લગાડે છે. ધર્મ–નીતિનાં પુસ્તકોને બદલે શૃંગારનાં પુસ્તકો વાંચી વૃત્તિયોને ચંચળ બનાવે છે. હમ્મેશાં નવનવા પોશાક પહેરી સ્વરૂપ શોભાવે છે. યુવક વર્ગમાં વધારે ફરી–હરી નજરે પડવામાં અને પોતાના વખાણ સાંભળવામાં જ ખરૂં જ્ઞાન ધરાવે છે. સામાન્ય સ્થિતિનો ભણેલ પતિ મહાપ્રયાસે દ્રવ્ય સંપાદન

કરી લાવે છે ત્યારે તેની અર્ધદગ્ધ પત્ની તેમાંથી નિર્વાહ ચલાવવાને બદલે નવ-નવાં વસ્ત્રાભુષણમાં અને મોજ શોખમાં દ્રવ્ય ખર્ચી નાખે છે. આથી તેમનો સંસાર ક્લેશમય બને છે, અને તેમાંથી કદાચ આત્મ ત્યાગનાં યાતો વંઠી જવાનાં ભયંકર પરિણામો આવે છે. કુલીન કન્યાઓએ ઉંચ્ચ જ્ઞાન ગૃહણ કરી ધર્મ-નીતિના ગ્રંથો વાંચવા જોઇએ; અને પતિની આવક પ્રમાણે ખર્ચ કરી સંસાર શોભાવવો જોઇએ. આર્ય બાળાની ખરી મહત્વતા તો જ્યાં ધન નથી ત્યાંજ સમજાય છે. **"જ્યાં ધન છે, હમેશાં ગાડી-ઘોડામાં ફરી મોજ-શોખ કરવાના છે તેમાં કુલીન બાળાઓને માન સમજવાનું નથી; પરંતુ જ્યાં લક્ષ્મી નથી; પતિ કમાવાને અશક્ત છે-શરીરે અપંગ છે; તેવાના ગૃહને દિપાવે એજ ખરેખરી ગૃહલક્ષ્મી છે."** એક વિદ્વાને કહ્યું છે કે—

"પતિ ક્રોધી અંધો કદિ અતિ જરા જીર્ણ તનમાં,
મળે તોએ તેને પરમ શિવ માનીજ મનમાં;
સદા સેવી શાણી ઉભય કુળને ઉજ્વળ કરે,
સુકન્યા એવી આ અવનિતલમાં દુર્લભ ખરે."

દરેક માતા-પિતાએ પુત્ર-પુત્રીઓને પરણાવતાં પહેલાં પણ ખૂબ વિચાર કરવાનો છે. એ સમયપરજ તેમના ભાવી સુખ દુઃખનો આધાર રહેલો છે. આજની કેટલીક ન્યાતોમાં પુત્ર-પુત્રીના સુખને નહિ જોતાં કેવળ કુળ જોવાય છે. ફલાણાનું કુળતો ઉત્તમ છે. તેના કુળમાં લગ્ન કરવાથી આપણી પ્રતિષ્ઠા વધશે અને આપણા પુત્રોને જલ્દીથી કન્યા મળશે; બસ આવા વિચાર કરી યા હોમ કરે છે. પછી ભલે ને કુળવાનનો પુત્ર અભણ અને વ્યસની હોય, ભલેને પુત્રી દુઃખમાં મરી જાય, પણ તેની એવાઓને કિંચીત્ દરકાર હોતી નથી. એ બે અક્ષરના કુળ

શબ્દ પરજ અજ્ઞાન માબાપો તેમનાં પુત્ર-પુત્રિયોના સંસાર વિષમય બનાવે છે, કારણ કે નાની ન્યાતોમાં કુળ જોવાથી લાયકનાં વર-કન્યા મળી આવતાં નથી, આથી નિરૂપાયે મિથ્યા મોટાઇને લીધે લાકડે માંકડું વળગાડવું પડે છે. પૂર્વ કાળમાં વિવેક નીતિ અને ધર્મ પરાયણ માણસને જ કુળવાન ગણવામાં આવતા કે જે કુળવાન માણસ જન-સમાજમાં અગ્રસ્થાન ભોગવતા અને મોટા મહારાજાની સાથે બેશી અપૂર્વ સન્માન સંપાદન કરતા; એવા સદ્‌ગુણી કુળવાનોને બદલે આજે નામના કહેવાતા કુળવાનો રહ્યા છે; કે જેઓ પારકી બાળાઓના ભવ બગા-ડવાનોજ ધંધો આરંભી બેઠા છે. આજના કેટલાક કહેવાતા કુળવાન માબાપના યુવકો અભણ રહી વ્યસની અને જુગારી હોય છે; અને કન્યાનાના ધન પરજ તાગડધિન્ના કરનારા હોય છે. જ્યારે નિર્દોષ કન્યા દાગીના પહેરી સાસરે આવે છે ત્યારે એ કહેવાતા કુળવાનનો ઉચ્છ્રંખલ પુત્ર તેને થોડા દિવસ રાખી સમજાવી ફોસલાવી દાગીના ઉતારી લે છે અને અંતે તે ગરીબ કન્યકાને પિયર વિદાય કરી દે છે. ગરીબ કન્યાનાં માબાપ તેમને વિનવે છે ત્યારે એ મૂર્ખ કુલાઇને કહે છે કેઃ-અમે તો કુળવાન છીએ; અમારે ક્યાં કન્યાની ખોટ છે કે કાઢી મૂકેલી કન્યાને પાછી ઘરમાં ઘાલીએ. આમ કહી તે દુષ્ટાત્મા બીજાનું ઘર મારે છે અને એજ ધંધામાં જીવન ગુજારે છે. આથી કેટલીક નિર્દોષ બાળાઓને સદાકાળ પિયર વાસ કરીને પરતંત્રતાથી પેટ પોષવું પડે છે; કે કાંતો આત્મહત્યા કરીને મરવું પડે છે. આવું છતાં પણ અજ્ઞાન માબાપો સમજતાં નથી અને કુળની મિથ્યા મોટાઇમાં મરી પડી ગાય જેવી દીકરીને સદાકાળ દુઃખમાં હડસેલવાને અચકાતાં નથી. આવા લે ભાગુ કુળવાનો કરતાં કુળ વિનાનો ગરીબ વર લાખ દરજ્જે ઉત્તમ છે, કે જે પોતાની પત્નીને હમ્મેશાં સુખમાં રાખવાના પ્રયત્ન કરે છે. સાંપ્રત

સમયનું ફુળી તેકુળ નથી પણ જીવલેણ સૂળી છે; અને તેમાં અનેક નિર્દોષ કન્યાઓ બળિદાન રૂપે હોમાય છે. જ્યારે કુળનાં લાલચુ માબાપો આવી રીતે વર્તે છે ત્યારે કેટલાંક લોભીષ્ટ માબાપો તેમની પુત્રિયોને જીવતાંજ વેચે છે. તે આ મધુમુખીના દષ્ટાંતથી સર્વને વિદીત છે. તેને દ્રવ્ય લેઈ પરણાવવાથી તેની અને તેના માબાપની આખરે કેવી દુર્દશા થઇ એ તેણે સ્વમુખેજ જણાવ્યું છે. પુત્રિના પૈસા લેવા ઇચ્છિનાર લાલચુ માબાપને પુત્રીના સુખની પરવાહ હોતી નથી. તેઓ તો કન્યાનાં હાંડકાં અને માંશને બદલે રૂપાના સફેત શિક્કાઓને ચાહે છે. હર, હર, આતે કેવી અધમતા! ભગવાન મનુએ કહ્યું છે કે:—

**ज्ञातिभ्यो द्रविणं दत्वा कन्यायै चैव शक्तित: ।**
**कन्याप्रदानं स्वाच्छन्यादासुरो धर्म उच्यते ॥**

કન્યાનાં માબાપને અથવા તો તેનાં સગાં વહાલાંને ધન આપીને તથા કન્યાને પણ શક્તિ પ્રમાણે પલ્લા તરિકે ધન આપીને સ્વચ્છંદપણે (શાસ્ત્રાનુસાર નહિ) પરણાવવામાં આવે છે; તેને અસુર વિવાહ કહેવામાં આવે છે. તેનો કન્યાદાનનો સંકલ્પ ફક્ત મિથ્યાજ છે. ઉત્તમ પ્રકારના વિવાહથી ગુણવાન પ્રજા ઉત્પન્ન થાય છે અને અસુર વિવાહથી વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થાય છે. ભાઇઓ અને બ્હેનો! અવશ્ય કરીને યાદ રાખજો કે "**જે કુટુમ્બમાં કન્યાવિક્રય થાય તે સ્થળે અવશ્ય અન્ન અને દાંતને વૈર થાય છે.**" કન્યાને વેચનારો નીચ ચંડાળ ગણાય છે; પછી ભલેને તે ઉચ્ચ જ્ઞાતિનો હોય! તે દુષ્ટો કન્યાને વેચતા નથી પણ પોતેજ વેચાય છે, કારણ કે કન્યા એ માતા-પિતાના અંગ ઉપાંગનો એક ભાગ ગણાય છે. તે ચંડાળો એટલો પણ વિચાર કરતા નથી કે અમે આ કોને વેચીએ છીએ. અરે અમે આ કોનું સર્વસ્વ નાશ કરીએ છીએ. જ્યારે આવાં માબાપોજ પોતાની પુત્રીયોના ગળે

છરીઓ ફેરવવા તૈયાર થાય ત્યારે તેમાં બીજાનો શો ઉપાય? બસ એવા નર રાક્ષસોનાં કૃત્યોથીજ આ પવિત્ર ભૂમીની પવિત્ર પ્રજા અ-પવિત્ર થઈ છે. હાય! જેને આપણે ધર્મ-કર્મ વિનાના યવન ગણીએ છીએ તેઓ પણ કન્યાવિક્રય કરનારાઓ કરતાં લાખ દરજ્જે ઉત્તમ છે. હા, કહ્યું છે કેઃ—

**+ गायत्रि हरते पापं त्र्यंबके नायुर्वर्धते।**
**उभयं रुद्र जाप्येन न कन्या हय विक्रयैः॥**

દુષ્ટો! કન્યા વિક્રયમાં મહાપાપ સમજે છે છતાં સમય આવે એ પાપ કર્મ કરવાને ડરતા નથી. જેને હરામનું ખાવાની ટેવ પડી હોય છે; તે મરણ સુધી પણ છોડતા નથી. જે લોકો કન્યાવિક્રય કરે છે તેઓ પોતાની ન્યાતને પણ કાળું કલંક લગાડે છે; અને જેઓ એવા કામ-માં તેમને ઉત્તેજન આપે છે એવાઓને ક્રૂર હૃદયના રાક્ષસ કહીએ તો પણ ચાલી શકે. કન્યા વિક્રય કરનારાઓ અને તેમને ઉત્તેજન આપનારા દલાલો તો ખુલ્લા શબ્દોમાં કહે છે કેઃ-તમે ભલેને અમને ધિક્કારો, પરંતુ અમે તો ન્યાતનુ ભલું ચાહનારા છીએ; કારણ કે અમારા યત્ન વડેજ એકાદનું ઘર મંડાય છે. શું આ તેમનું બોલવું વ્યાજબી છે? ના. " **જેણે મુકી લાજ એને નાનું સરખું રાજ્ય.** " તેમના બોલવાની મતલબ એમ સમજવાની છે કેઃ—અમે ઉછેરીને મોટી કરેલી કન્યાને ફાવે એમ

+ ગાયત્રીનો જાપ જપવાથી અનેકાનેક પાપનો પ્રલય થાય છે; મૃત્યુંજયનો જાપ જપવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે. રૂદ્રના જાપથી મહા પુન્ય થાય છે પણ કન્યા વિક્રયથી ગમે એટલાં પુન્ય કર્યાં હોય અને કરવાની ઇચ્છા હોય તે પણ બળીને ભષ્મ થાય છે.

કરીએ. જેને ગરજ હશે તે પૈસા આપીને લઇ જશે. અમે અમારી પુત્રિયોને શું મફતમાં ફેંકી દેવાને ઉછેરી મોટી કરવાના પ્રયત્નો કરતા હોઇશું? નહિ, નહિ. અમારી પુત્રીયો તો અમારે મન એક જાતની અમૂલ્ય સોના મ્હોરો છે; કે જેને વટાવતાં તરત નાણું મળે; અને એ નાણાંથી અમારી વૃદ્ધાવસ્થા સુખમાં જાય. હા, ધિક્કાર છે-ફિટકાર છે આવું સમજનારા હેવાનોને! ધૂળ પડો એવા ચંડાળોના મુખપર કે જેઓ પોતાનું પાપી હોજરૂં ભરવાને માટે પોતાની વ્હાલી પુત્રિયોને દુઃખ દરિયામાં હડસેલી દે છે. હા, તેમને તો ફક્ત પૈસાનીજ જરૂર હોયછે; પછી ભલેને વર અપંગ હોય કે મરણ કાંઠે પડેલો ભયંકર રોગી હોય; અરે ભલેને તે ઘોડીયામાં હિંચતો હોય! હાય! આ કેટલો અન્યાય! ભાઇઓ! ભલે ભૂખના દુઃખથી દેહાંત થાય, અરે ભલે તમારા પુત્રો ઘેર–ઘેર ફરી ભીખ માગી ખાય પરંતુ કદાપિ પુત્રીનો પૈસો લઈ તેને અયોગ્ય સ્થળે પરણાવવાનો વિચાર સરખો પણ કરશો નહિ.

એ ધનના લોભીયો! એ સૂતાનું શોણિત પીનારા પિશાચો! શું તમને તમારી ગરીબ ગાય જેવી દીકરીની લગીર પણ દયા આવતી નથી? અરે! શું તમે તેને ભવિષ્યમાં આક્રંદ કરતી નથી જોઈ શકતા? હા, જુઓ છો પણ પૈસા લીધેલા હોવાથી આંખ આડા કાન કરો છો. ખરેખર! તમે આ પૃથ્વીના ભારરૂપ પ્રેતો છો! તમારો જન્મતાંજ નાશ કેમ થયો નહિ કે જેથી જીવતા રહી નિર્દોષ સુતાનું શોણિત પીઓ છો. એ આળસુઓ! એ હરામનું ખાનારા ઉદ્યોગના દુશ્મનો! શું તમે માણસ છો? ના, ના, તમે તો ભાર ઉઠાવનારા ગધેડાથી પણ અધમ છો. હાય! તમારી પુત્રીયો કે જેને તમે દ્રવ્ય લઈ અયોગ્ય સ્થળે પરણાવી છે; તેની કકળતી આંતરડી કેવો શાપ આપે છે; તે તો વિચારી જુઓ.

તેઓ તેમના દુ:ખી હૃદયથી કહે છે કે અમને આવા દુખદ્ સ્થળે પરણાવનારનું નખ્ખોદ જજો અને ઘેર-ઘેર ભટકી ભીખ માગી ખાઇ ભૂંડી હાલતે મરજો.

ભાઇઓ અને બ્હેનો! કંટાળશો નહિ. મારે હવે થોડુંજ બોલવાનું છે. તે એ કે આજકાલ વરકન્યાના લગ્ન સમયે વય, વિદ્યા, ગુણ વગેરેનો વિચાર નહિ કરતાં કેવળ દ્રવ્ય જોવાય છે. પુત્રીના સાસરીયાં પૈસા વાળાં છે કે નહિ! તેમને ઘેર ગાડીઘોડા છે કે નહિ! તેમજ તેઓ ઘરેણાં લુગડાંથી પુત્રીને શણગારશે કે નહિ! બસ સર્વ સ્થળે આવુંજ જોવાય છે. આનું કારણ એજ કે ફક્ત જ્ઞાનનીજ ખામી. જ્યાં જ્ઞાનની ખામી તો પછી સંસાર સુખનો આસ્વાદ ક્યાંથી મળી શકે? માટે આવું નહિ કરતાં દરેક ગુણજ્ઞ માતા-પિતાએ પુત્રીના ભવિષ્ય સુખનો ઉંડો વિચાર કરવો જોઇએ. જેની સાથે પુત્રીને પરણાવવાની હોય તે યુવકની ઉમ્મર પુત્રી કરતાં ઓછામાં ઓછી પાંચ વર્ષની વધારે હોવી જોઇએ. તે પછી તેની વિદ્યા, પછી શરીર (એટલે કંઇ પણ ખોડ-ખાંપણ વગરનું નિરોગી) પછી ધન અને તે પછી કુળ-સારી ચાલ-માથે માબાપ વગેરે અવશ્ય જોવું. પુત્ર-પુત્રીયોને પરણાવવાં તે કાંઇ ખેલ નથી; એમાં તો ઘણા જ્ઞાનની જરૂર છે અને તેનાપરજ પુત્ર-પુત્રીયોના ભાવી સુખનો આધાર રેહેલો હોય છે. માટે દરેકે શુભ જ્ઞાન સંપાદન કરી સંસાર શોભાવવો જોઇએ. સન્નારીએ પતિ પ્રત્યે પૂજ્યભાવ ધરવો એ પતિવ્રતાનું ભૂષણ છે. જેમ અજાણ્યો સુકાની તેના નાવને આડું અવળું ચલાવી ખરાબા સાથે અથડાવી ડુબાવી દે છે, એ પ્રમાણે જ્ઞાનહિન સ્ત્રી-પુરૂષો પણ આ સંસાર સિંધુમાં તેમના નાવને ડુબાવી ચૂરેચૂરા કરી નાખે છે અર્થાત્ જીવન ક્લેશમય ગુજારે છે. બંધુઓ! તમે ખાસ કરીને યાદ રાખજો કે "પત્ની એ સાક્ષાત લક્ષ્મી છે" તેનામાં જો જ્ઞાન

નહોય તો તમારે તેને જ્ઞાનવાન બનાવવાની જરૂર છે. તમે બન્ને પરસ્પરનાં સહાયક છો. તમે જેની સાથે લગ્નથી જોડાયા હો તેનું સદાકાળ પાલન કરજો અને એક બીજાં આનંદમાં રહી સુખી દિવસો નિર્ગમન કરજો. **"જ્યાં સ્ત્રીને સુખ છે ત્યાંજ સ્વર્ગ સુખ આવી મળે છે અને જ્યાં સ્ત્રીને દુઃખ છે ત્યાં દારિદ્રતા ફરી વળે છે."** તેમ વ્હાલી બ્હેનોને પણ યાદ રાખવાનું છે કેઃ—પોતાને મળેલો પતિ પછી ગમે એવો હોય પણ તે પ્રભુ સ્વરૂપજ છે. સ્ત્રીઓને પતિ એજ પ્રભુ, પતિ એજ બંધુ અને પતિ એજ ગુરૂ છે. **"પત્નીને સદ્ગતિ દેનાર પતિ સિવાય અન્ય કોઇ છેજ નહિ."** માટે દરેક બ્હેનોએ પતિમાં દૃઢ પ્રેમ રાખી જીવનને ઉજ્વળ કરવું. બ્હેનો! આજની કેટલીક અજ્ઞાન બાળાઓ ઘરમાં પતિરૂપ પ્રભુને મૂકી અન્ય દેવળોમાં દેવ દર્શને જાય છે. પરંતુ તેમનીપર ભગવાન પ્રસન્ન થતા નથી. પ્રભુની આજ્ઞા છે કે તમારો પતિ એજ મારૂં સ્વરૂપ છે; તેમની મન-વચન અને કર્મથી સેવા કરશો તોજ હું પ્રસન્ન થઇશ. સદ્ગુણી સન્નારીયો! પતિનાથી લગીર પણ વિમુખ થશો નહિ. આજની કેટલીક શ્રીમંત માબાપની પુત્રીયો પતિની સાથે સ્હેજ તકરાર થતાં તત્કાળ તેનો ત્યાગ કરીને પિતાના ગૃહે નિવાસ કરે છે. બ્હેનો! શું આ ઓછા કલંકની વાત છે? શું તેમાં તેમની વડાઇ વધતી હશે? ના, ના. સતીનું સાચું સુખ તો પતિની સેવામાંજ છે. કહ્યું છે કેઃ—

"પિતા ઘેર જે પુત્રી, હોય રિદ્ધી પણ રાંડી,
બોલે ભુંડા લોક, કહે જે કંથે છાંડી;
પિતા ઘેર જે પુત્રી, કુટુંબ કહાવે ખોટી,
ભોજાઇ બોલે ભુંડ, કહે આ કરમે ચોંટી.

ધન હીન હોય ધરનો 'ધણી, પિતા હોય પૃથ્વીપતિ,'
પણ સ્ત્રી તો શોભે સાસરે, શામળ કહે તે તો સતી."

પતિની આજ્ઞા વિના જે સ્ત્રી પિયરમાં પણ એક પળવાર રહે છે, તે મહા પાતકી ગણાય છે. સન્નારી કોનું નામ? કે જેનામાં દયા હોય, ક્ષમા હોય તેમજ મિઠી વાણી, નીતિમય રહેણી-વિવેકની કહેણી-ઉદારતાની ખાણ અને પતિને પ્રભુ રૂપ માનનારી હોય એજ સન્નારી કહેવાય. હે પરમકૃપાળુ પરમાત્મન્! તમે આ આર્યભૂમીનાં બાળકોને સદ્‌ગુણી બનાવજો-પતિ પત્નીમાં સ્વર્ગિય પ્રેમ પ્રગટાવજો અને તેમનો ગૃહસ્થાશ્રમ સુખમય શોભાવજો, એજ મારી અંતિમ્ પ્રાર્થના છે. આટલું બોલી ભગવતિએ બે હાથ જોડી પ્રભુને પ્રણામ કર્યા. તેની સાથેજ પાછળથી શબ્દ થયો. અસ્તુ. ભગવતિ! તારા કહેવા પ્રમાણેજ પરમાત્મા સર્વને સદ્‌ગુણી બનાવી સુખી કરશે.

"ભગવતિએ ચમકીને પાછળ જોયું તો તેણે ત્યાંથી થોડેક દૂર એક વૃક્ષ નીચે તપસ્વિની દેવીને ઉભેલાં જોયાં. તેણે તેમની પાસે દોડી જઇ પ્રણામ કર્યા. તપસ્વિની તેને લઇ મંડળમાં આવ્યાં. સર્વે મંડળ ભગવતિનો ઉપદેશ સાંભળી આશ્ચર્ય ચકિત થઇ ગયું હતું. રાણી સુલોચના તો તેનું જ્ઞાન જોઇ સ્તબ્ધ બની બેશી રહ્યાં. સર્વે મંડળ એકાગ્રતાથી ભગવતિના સદ્‌બોધને શ્રવણ કરી તેના સામે જોઇ રહ્યું. તપસ્વિની દેવી પણ ક્યારનાંએ વૃક્ષ નીચે ઉભાં ઉભાં તેનો ઉપદેશ સાંભળતાં હતાં, અને પોતાના સહવાસનું સાર્થક થયું જાણી મનમાં તેની પ્રસંશા કરતાં હતાં. દેવીને ત્યાં આવેલાં જોઈ સઘળાં ઉભાં થઈ નમન કરવા લાગ્યાં. રાણી સુલોચનાએ તો મૂક્ત કંઠે ભગવતિનાં વખાણ કર્યાં. નિરંજની પણ શાન્ત થઈ ગઇ.

ભદ્રેશતો તેને દેવી સ્વરૂપજ સમજવા લાગ્યો. મધુમુખી હજી ઓશીયાળા જેવી બની દૂર બેશી રહી હતી. દેવીએ તેને સ્નેહથી પાસે બોલાવી બેસારી. બાદ આડી અવળી વાતો કરી તપસ્વિનીએ કહ્યું:—મધુમુખી! તું આજથી સમજજે કે તારો નવો જન્મ થયો છે. તારા આ નવા જન્મને પ્રભુ ભજનથી પાવન કરજે. વળી વિશેષમાં તને જણાવાનું કે તારે હવેથી આશ્રમની બહાર નીકળવું નહિ; કારણ કે દુષ્ટ ગિરિનંદ તને પકડવાના અનેક પ્રયત્નો કરી રહ્યો. તું હમ્મેશાં શંકરના શિવાલયમાં બેશી રહી પ્રભુનું ધ્યાન ધરજે.

"માતા! આપની આજ્ઞાને હું માથે ચઢાવું છું." કહી તેણે માથું નમાવી દેવીને પ્રણામ કર્યા. દેવીએ ભદ્રેશને પણ સાવધ રહેવાની સૂચના આપી. અંતે સાંજ પડી. દેવી સૌ સાથે આશ્રમમાં ગયાં.

સાયંકાળે શ્રી શંકરની મહાપૂજા કરવામાં આવી. પૂજાને અંતે આરતીનો સમય થયો. પીતળની ઘડીયાળ સાથે ઢોલનો ધ્વની થવા લાગ્યો-પર્વત પ્રદેશ ગાજી રહ્યો. પર્વત વાસીયો શંકરનાં દર્શનાર્થે દોડી આવ્યાં. દેવી પ્રભુની આરતી ઉતારવા લાગ્યાં. બીજાં જનો ભગવાનની સ્તુતી કરવા લાગ્યાં. આરતી ઉતારી દેવી બહાર આવ્યાં. સઘળાંએ હર, હર, મહાદેવનો જય ઘોષ કરી આરતીનું વંદન કર્યું. તે પછી દર્શનાર્થે આવેલાં અન્યજનો ચાલ્યાં ગયાં. બાદ દેવીએ સૌ સાથે ભોજન કર્યું. ભોજન વગેરે કાર્યથી પરવારી તપસ્વિની દેવી સર્વત્ર મંડળ સાથે શિવાલયના ચોગાનમાં બેઠાં. તે પછી થોડીવાર સુધી કંઈક વિચાર કરી તેમણે પાસે બેઠેલા વૃદ્ધ સરદારને કહ્યું:—સમરસિંહ! મારો વિચાર હવે પાપાત્માઓને છેલ્લો ફટકો મારવાનો છે; કારણ કે હવે વધારે દિવસ ગુમાવવાથી નિર્દોષ દિવ્યપ્રભાનું અનિષ્ટ થઈ જશે. તેને હવે જેમ

બને એમ જલ્દીથી છોડાવવાની જરૂર છે. માટે તમે આ વખતેજ રણશીંગુ વગાડો અને આપણા તમામ માણસોને અહિં બોલાવો.

"દેવીની આજ્ઞા સાંભળી તત્કાળ સમરસિંહે પાસે પડેલા રણશીંગાનો નાદ કર્યો; કે જેનો ભિષણ અવાજ ચારે તરફ ફેલાઇ રહ્યો. જોત જોતાંમાં અસંખ્ય માણસો ત્યાં દોડી આવતા જણાયા. શાન્ત રાત્રિએ માણસોનો કોલાહલ મચી રહ્યો.

# પ્રકરણ ૩૦ મું.

:o:

## "નિર્દોષની વ્હારે."

"કરે ઉપકાર અવરનો, એ સજ્જન છે ખાસ,
સુખડને સળગાવતાં, આપે સરસ સુવાસ;
સાગર સરિતા સંતજન, અન્ય પશુ વૃક્ષ જેહ,
પરમારથને કારણે, રહ્યાં સૃષ્ટિમાં એહ."

તપસ્વિની દેવીના આશ્રમમાં શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થએલા અસંખ્ય વીરો આવીને ઉભા રહ્યા. રાત્રિના સમયે તેઓની સંખ્યા ગણવી મુસ્કેલ હતી. દેવીની આજ્ઞાથી સઘળા નીચે બેશી ગયા અને તેમનું ફરમાન સાંભળવાને આતુર બની રહ્યા. એ અરસામાંજ મુખવટો પહેરેલા બે માણસો હાથમાં ભાલા પકડી ત્યાં આવ્યા. તેઓ દૂરથી આવેલા હોય એમ જણાતું હતું. તેમણે બે હાથ જોડી દેવીને નમન કર્યું, દેવીએ તેમને ઓળખી પૂછ્યુંઃ—મારા વિશ્વાસુ સરદારો! તમારૂં અત્યારે એકાએક આવવું શાથી થયું છે?

"માતા! અગત્યનું કામ હોવાથીજ કૈલાસ બ્હેને અમને અત્યારે આપની પાસે મોકલ્યા છે." શ્યામસિંહ નામના સરદારે જણાવ્યું.

"એવા તે શું સમારચાર છે કે જેથી તમે આમ ગભરાએલા જેવા જણાઓ છો?" પુનઃ દેવીએ પૂછ્યું.

"તત્કાળ બીજો સરદાર કે જેનું નામ રામસિંહ હતું તે બોલી ઉઠયોઃ—માતા! સઘળા સમાચાર જણાવવાનો હાલ સમય નથી. અમને તરત પાછા ફરવાની કૈલાસ બ્હેને આજ્ઞા કરેલી છે. એ ઉપરથી જાણી લ્યો કે સમાચાર વિપરિત છે; ફક્ત ઇશ્વરનીજ આશ છે; નહિ તો સર્વ વિનાશ છે."

"હેં! સ્પષ્ટ જણાવો કે શું છે? શું દુષ્ટ સાધુનો કંઈ નવો પ્રપંચ છે?" વિશ્વેશ વચ્ચે બોલી ઉઠયો.

"વિશ્વેશને અકળાએલો જોઈ દેવી કહેવા લાગ્યાં:-વીર! એકાએક શા માટે અકળાઈ જાય છે. શાન્ત થા, પ્રભુનો મહિમા જોયા કર અને ધૈર્યથી આવેલા સમાચાર શ્રવણ કર. કહી દેવીએ સરદારો સામે જોઈ પૂછ્યું:—"બોલો શું સમાચાર છે?"

શ્યામસિંહઃ—માતા! સાધુ ગિરિનંદ તેના સર્વ કામમાં નિષ્ફળ જવાથી ક્રોધાક્રાન્ત બની ગયો છે; અને તેથી તે દુષ્ટ ભયાનક ખેલ ખેલવાને તત્પર બની રહ્યો છે. તેણે અજીતની સાથે મળી નિશ્ચય કર્યો છે કે હવે મયદાનમાં પડવું. તેણે અજીતને ત્રણસો સૈનિકો સાથે અદ્ભુત-ટેકરી પર પડાવ નાખી પડેલા મહારાજા વીરભદ્રની પર અચિંતો હુમલો કરી મહારાજાનો નાશ કરવાનું સૂચન કરેલું છે; અને તે પછી સૂના પડેલા સિંહાસનને હસ્તગત કરવાનું સમજાવેલું છે. માતા! આવી રીતે તેને કામ કરવાનું સૂચવી પોતે પણ થોડાક સૈનિકો સાથે

રાત્રિના સમયે આપણા આશ્રમમાં આવનાર છે અને તેનો વિચાર સઘ-ળાંને ઉંઘતાંજ કત્લ કરવાનો છે. આથી–"

"શ્યામસિંહ આગળ બોલે એ પહેલાંજ વીર વિશ્વેશ એકાએક ઉભો થઇને બોલી ઉઠયો:–આવવા દ્યો, એ પામરપશુને આ પવિત્ર મયદાનમાં આવવા દ્યો. તે કર્મ ચંડાળને તેના સમસ્ત સેવકો સાથે રોળવાને અહિંના વીર યોદ્ધાઓ તૈયાર છે; ફક્ત તેના આવવાનીજ વારેવાર છે."

"તે દુષ્ટ મૃત્યુને મળવા આ તરફ કયારે આવનાર છે?" શૈલેશે પૂછ્યું.

"આજથી ત્રીજા દિવસની સાંજે અજીત અદ્ભુત ટેકરી તરફ જનાર છે અને તે પછી મધ્યરાત્રે ગિરિનંદ આ તરફ આવનાર છે." રામસિંહે જણાવ્યું.

"વારૂં બીજા કંઈ સમાચાર છે?" દેવીએ પૂછ્યું.

"હા, આ સૌ કામ કરતાં પહેલાં એ દુષ્ટો કાલ મધ્યાન્હકાળે એક ભયાનક કામ કરનાર છે. દુષ્ટ અજીત સતી દિવ્યપ્રભાને બળાત્કા-રથી ભ્રષ્ટ કરી આ દુનિયાંમાંથી વિદાય કરનાર છે અને દુષ્ટ સાધુરામ ચાર નિર્દોષ સરદારોપર બેવફા થવાનો આરોપ મૂકી તેમને ભીંત સાથે જીવતા જડી મારી નાખનાર છે. આ કામ કાલ મધ્યાન્હકાળે થનાર છે." રામસિંહે વિશેષ જણાવ્યું.

"બસ, પાપની પરિસિમા આવી રહી. જુઓ, જુઓ; પાપીના પાપ સમાચારથી આ રાત્રિ પણ ભિષણ સ્વરૂપ ધારણ કરતી જાય છે; બસ એથીજ સિદ્ધ થાય છે કે પાપીઓની હવે છેલ્લી ઘડીયોજ ગણાય છે. તે પશુવૃત્તિના પાપીઓ ભયાનક કામ કરતાં પહેલાં આ ચળકતી કટા-રના ભોગ થશે. પાપી અજીત સદાને માટે આ અવનિમાંથી અદૃશ્ય

થશે અને અંતે સતીના શીયળનો વિજય થશે." આમ બોલતી નિરંજનીએ કફનીમાંથી એક તિક્ષણ કટાર બહાર ખેંચી કાઢી. તેની આંખ્યો ગુસ્સાથી લાલચોળ થઈ ગઇ. તેણે દેવીના સામે જોયું. તપસ્વિની તેની પરીસ્થિતિ સમજી કહેવા લાગ્યાંઃ—મારાં બાળકો! હવે છેલ્લી ઘડી આવી પહોંચી છે. દુષ્ટોનો વિનાશ પાસે છે. બાળકો! પ્રભુ કૃપાએ આપણા વિજયનો સમય સમિપ આવી પહોંચ્યો છે.

વારૂ રામસિંહ! બીજા કંઈ સમાચાર છે?

"બીજા સમાચારતો કાંઇ નથી પણ કૈલાસ બ્હેને જણાવ્યું છે કે હવે વિલંબ કરશો નહિ. જે સમય જાય છે તે અમૂલ્ય છે." રામસિંહે જણાવ્યું.

"તે પછી તપસ્વિની દેવીએ થોડીકવાર કંઈક વિચાર કરીને શૈલેશ સામે જોઈ કહ્યુંઃ—રાજકુમાર! હું અત્યારેજ દુષ્ટોના ભયંકર સ્થળ પ્રતિ ગમન કરૂંછું અને તને આ આશ્રમનું રક્ષણ કરવાનું સૂચવુંછું."

"નહિ, હું આપની સાથે આવીશ અને એ પાપી પિશાચોને જમીન દોસ્ત કરી દગાનું વૈર લઈશ. માતા! મને અહિં રાખીને ન જશો. મને પણ સાથે લઈ જાઓ." શૈલેશે કહ્યું.

"વીર કુમાર! તારી ત્યાં જરૂર નથી. તારે તો આ આશ્રમની ગાયોનું તેમજ આ ભદ્રેશ–ભગવતિ અને મધુમુખી વગેરેનું દુષ્ટોના ભયથી રક્ષણ કરવાનું છે; વળી વધારામાં નાશી આવતા દુષ્મનોને વીરત્વ બતાવવાનું છે. માટે મારી આજ્ઞા માન્ય કરી તું અત્રેજ રહે." દેવીએ જણાવ્યું.

"માતા! આપની આજ્ઞા અંગિકાર કરૂંછું." શૈલેશે માથું નમાવી કહ્યું. તે પછી દેવીએ પાસે બેઠેલા વિશ્વેશ સામે જોઇ કહ્યુંઃ—કુમાર!

તારે અને નિરંજનીએ મારી સાથે આવવાનું છે. સરદાર સમરસિંહને પણ સો બહાદુરો સાથે આપણે લેવાના છે અને બાકીનાને આ આશ્રમનું રક્ષણ કરવાને શૈલેશ પાસે રાખવાના છે. સર્વે પોતપોતાની ફરજ બરાબર સમજે છે એટલે મારે વિશેષ કહેવાની જરૂર નથી. બોલો, મારો વિચાર સઘળાને માન્ય છે કે નહિ ?”

અમે આપની આજ્ઞાને શિરસાવંદ્ય સ્વિકારીએ છીએ અને બીજી આજ્ઞા થતાંજ આ પ્રાણ પણ આપવાને તૈયાર છીએ. આગ બોલતા વીર યોદ્ધાઓએ વીર નાદથી ગગન ગજાવી મૂક્યું. દેવીએ આંખ્યો બંધ કરી પ્રભુનું ધ્યાન ધર્યું. સમરસિંહે સઘળામાંથી સો બહાદુર યોદ્ધાઓને વિણી કાઢી શસ્ત્ર–અસ્ત્રથી સજ્જ કરી દૂર ઉભા રાખ્યા. વિશ્વેશે પણ શસ્ત્ર સજી લીધાં. આજે તેના ઉત્સાહનો પાર નહોતો. તેની આંખ્યોમાં વીર તેજ ચળકતું હતું. તેણે શૈલેશને સાવધ રહેવાનું સૂચવ્યું. બન્ને એક બીજાને ભેટી પોતપોતાનું કર્તવ્ય બજાવવાને તૈયાર થઈ ઉભા. દેવીએ પ્રભુના ધ્યાનથી મૂક્ત થઈ આંખ્યો ઉઘાડી અને શૈલેશને પાસે બોલાવી કહ્યું;—કુમાર ! પૂર્ણ સાવધતાથી અત્રેનું કાર્ય સંભાળજે ? કારણ કે દુશ્મનોને અદ્‌ભૂત ટેકરી તરફ જવાનો રસ્તો અહિં થઈનેજ છે. આ રસ્તા સિવાય ત્યાં જવાનો બીજો એક પણ રસ્તો નથી. માટે જો કદાચ દુશ્મનો આ તરફ આવે તો તેઓને અટકાવજે. તું અમારી ચિંતા કરીશ નહિ. પ્રભુ કૃપાએ અમે સંપૂર્ણ વિજય મેળવી તારી દિવ્યપ્રભાને લઈ જલ્દીથી પાછાં આવીશું. કુમાર ! આ ભદ્રેશ અને મધુમુખીની ધ્યાનપૂર્વક સંભાળ રાખજે; કારણ કે રખેને દુશ્મનો છેલ્લી ઘડીએ તેમને ફસાવી ન જાય.

“[illegible] ઓને યમરાજ

પણ ભય પમાડવાને શક્તિવાન થશે નહિ. માતા! નિશ્ચિંત મને પધારો. આ બાળક આપની આજ્ઞાનુસાર વર્તશે." શૈલેશે જણાવ્યું.

ત્યાર બાદ સર્વને સાવધ રહેવાની સૂચના કરી તપસ્વિની દેવી ચાલવા લાગ્યાં. વિશ્વેશ નિરંજની અને સરદાર સમરસિંહ સો બહાદુર યોદ્ધાઓ સાથે ત્યાંથી ગમન કરવા લાગ્યાં. મધ્યરાત્રિ થઇ હતી. નક્ષત્રો ઝગઝગી રહ્યાં હતાં. ઠંડો પવન વ્હાતો હતો. આવા સમયે એક નિર્દોષ પવિત્ર બાળાના રક્ષણાર્થે પુન્યાત્માઓ ઝડપથી ચાલ્યાં જતાં હતાં. મોટું પરોઢ થતામાંતો તેઓ પેલા ગયબી ખંડિએર આગળ આવી પહોંચ્યાં; કે જ્યાંથી વીર વિશ્વેશ સુરંગમાં ઉતરી રણધીર અને સુલોચનાને બચાવી બહાર નીકળ્યો હતો. તપસ્વિનીએ સઘળાંને ત્યાંજ અટકાવ્યાં. વિશ્વેશ દેવીના હૃદયનો વિચાર સમજી આગળ વધ્યો અને ગોખલામાં ગોઠવેલું ત્રીશુળ ફેરવી સુરંગમાં ઉતરવાનો માર્ગ ખુલ્લો કર્યો. તપસ્વિની તેના સામે જોઇ સ્હેજ હસ્યાં. તેમનું એ હાસ્ય જીંદગીમાં પ્રથમજ હતું. તે પછી દેવીએ મન સાથે કંઇક નિર્ણય કરી વિશ્વેશને કહ્યું:—કુમાર! તારે અને સરદાર સમરસિંહે આપણા સો યોદ્ધાઓ સાથે આ પડી ભાગેલા ખંડિએરમાં મધ્યાન્હકાળ સુધી છૂપાઇ રહેવાનું છે, હું અને નિરંજની સુરંગમાં ઉતરીએ છીએ. વીર કુમાર! આટલું ખાસ કરીને યાદ રાખજે કે જો અમે મધ્યાન્હકાળ સુધીમાં બહાર ના નિકળીએ તો તારે આ વીર યોદ્ધાઓ સાથે સુરંગમાં ઉતરી અંદર આવવું.

"હું બરાબર મધ્યાન્હ સુધી તમારી રાહ જોઇશ અને એ અરસામાં જો તમે બહાર નહિ આવો તો હું તરત અંદર આવીશ. માતા મારી તરફની કંઇ પણ ફીકર કરશો નહિ. આ વીર ખંડિએરના મુખ આગળ ઉભો છે; બહારથી અંદર આવનાર અને અંદરથી બહાર નીક

ળનાર દુષ્મનો હવે મારા પંજામાંથી છટકનાર નથી. આપ પધારો અને જલ્દીથી વિજય મેળવી પાછાં પધારો.” વિશ્વેશે જણાવ્યું.

“દેવી અને નિરંજની પ્રભુનું નામ દેઈ અંદર ઉતર્યાં. સાંકડી નેળમાં આગળ જતાં બે માર્ગ આવ્યા. દેવી ત્યાં ઉભાં રહી નિરંજની પ્રત્યે કહેવા લાગ્યાંઃ—નિરંજની! તારે અને મારે અહિંથી હવે થોડી-ક્વારને માટે જુદાં પડવાનું છે, તું આ રસ્તે થઇને જા. હું અલ્પસમ-યમાંજ તારી પાસે આવુંછું. બ્હેન! કદાચ જો પાપીનો મેળાપ થાય-તો ભય પામીશ નહિ.

“માતા! પ્રભુએ આ સમયે મારામાં ગયબી શક્તિ મૂકી હોય એમ સમજાય છે. હું પાપાત્માઓથી લેશ માત્ર ડરનાર નથી. હું જલ્દીથી આગળ જાઉંછું ને પાપીને પાપકર્મ કરતો અટકાવું છું.” કહી નિરંજ-નીએ માથાના વાળ ખુલ્લા કરી સાથે રાખેલો જભ્ભો શરીરપર ઓઢી લીધો; અને મુખપર કપડું ઢાંકી દીધું. તપસ્વિની દેવી ચાલ્યાં ગયાં. નિરંજની બેધડક આગળ વધવા લાગી. બહાર રહેલા વિશ્વેશે તેના યોદ્ધાઓને સુરંગના મુખને ઘેરી ત્યાં પડાવ નાખવાની આજ્ઞા કરી; અને પોતે સરદાર સમરસિંહ સાથે ત્યાં પડેલા એક પત્થરપર બેસી વાતો કરવા લાગ્યો.



# પ્રકરણ ૩૧ મું.

## "જુલ્મીનો જુલમ."

"મોજા પેઠે ચળીત્ત આયુપ નક્કી સો બ્હાર યુવાનીના,
ઝાઝા દિન ટકે નહિ વ્યર્થ છે સંકલ્પ જેવા બધા;
વિદ્યુતના ચમકાર સમાન સહુ છે ભોગ સંસારના;
માટે ત્યાગી વિષય સુખને શરણુ જા ભગવાનના."

સુરંગની સાંકડી ચાલમાં ચાલતી નિરંજની ભીંતે હાથ દેતી-દેતી આગળ ચાલી. સર્વત્ર ભિષણુ અંધકાર પથરાએલો હતો, નિરંજની ભૂતની માફક ભાસતી હતી. એ સાંકડી ચાલને પૂરી કરી આખરે તે એક ઓરડાના બારણા પાસે આવીને ઉભી રહી. તણે ઓરડામાં ડોકીયું કરી જોયું તો જણાયું કે આ તેજ ભયંકર ઓરડો છે કે જેની અંદર નિર્દોષ માણસોનાં ભયાનક રીતે મ્હોત થાય છે. આ વખતે એ ઓરડામાં એક નાનું ફાનસ સળગી રહ્યું છે. એ ફાનસની પાસે બેસી એક સુંદર છોકરો તેના હાથમાંના ખંજરપર એક સીસીમાંથી કંઇક દવા ચોપડી રહ્યો છે. તે સુંદર બાળક વચ્ચે-વચ્ચે ખંજરને ઉંચુ કરી ફાનસ નજીક ધરી તેની ધાર પર આંગળી ફેરવી તપાસે છે અને પછી જાણે તેને સંતોષ ન થયો એમ મનમાં હસે છે. રાત્રિના છેલ્લા પ્રહરે એ છોકરાને આવી રીતે વર્તતો જોઇ નિરંજનીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે તેને ઓળખ્યો. તે શાન્તુ હતો. નિરંજની ઓરડામાં પ્રવેશી અને ખંજર સામે જોઈ રહેલા શાન્તુ સામે આવીને ઉભી રહી. શાન્તુ તેને એકાએક ત્યાં ઉભેલી જોઈ ચમક્યો અને તેને ભૂત સમજી ગભરાટથી

ફાંનસ હાથમાં પકડી ઉભો થયો. નિરંજનીએ તેને ભયભીત થએલો જોઈ કહ્યું:–શાન્તુ! ડરીશ નહિ, એ તો હું છું.”

“અવાજ પરિચીત લાગ્યો; છતાં શાન્તુ પૂછવા લાગ્યો:—તમારૂં નામ?

“નિરંજની.” કહી તેણે મુખપર ઢાંકેલું કપડું દૂર કરી પૂછ્યું:–કેમ હવે મને ઓળખી?”

“હા, બ્હેન! અત્યારે એકાએક આવવું શા કારણથી થયું છે?” શાન્તુએ પૂછ્યું. નિરંજની પુનઃ મુખપર કપડું ઢાંકી બોલી:–તે પહેલાં તું જણાવ કે અત્યારે આ ખંજર સાથે ખેલ ખેલવાનું શું કારણ છે?”

“બ્હેન! મારી પ્રતિજ્ઞાનો આજે છેલ્લો દિવસ છે. આજે માના વૈરની વસુલાત થનાર છે. જો આજે મારી પ્રતિજ્ઞા પૂર્ણ ન થાય તો મારે મરવું પડે એમ છે. તે કારણથી હું આ ખંજરને અત્યારે સાફ કરી ઝેર પાઉં છું, હું આ ઝેરી ખંજરના ઘાથીજ પાપી ગિરિનંદ અને પિશાચ અજીતને રીબાવી–રીબાવી મારવાને ઇચ્છુ છું. બ્હેન! આ ઝેરમાં એવો ગુણ છે કે તેનો લગીર સ્પર્શ થતાંજ તે તરત લોહીમાં મળી જાય છે; અને વાગેલા ઘામાં અત્યંત વેદના ઉત્પન્ન કરે છે. તે ઘા કદી રૂઝાતો નથી. આઠ દિવસ સુધી મહા ભયાનક દુઃખ સહન કરવું પડે છે; અને અંતે આ ખંજરનો ભોગ થનાર માણસ બે દિવસ સુધી દિવાનો રહી દારૂણ વેદનાથી મરણ પામે છે. નિરંજની બ્હેન! આજે આ ઝેરી ખંજરનો ઉપયોગ થનાર છે; અને તેના ગિરિનંદ તથા અજીત શીકાર બનનાર છે. બસ આજનો દિવસ છેલ્લોજ છે; તેમાં હું કે પાપીઓનો છેવટનો ફેંસલો થનાર છે.” કહી શાન્તુ ખંજરને ઉચું કરી જોઈ રહ્યો.

“તેનું બોલવું સાંભળી નિરંજની સ્તબ્ધ થઈ ગઈ. તેણે થોડીક

વાર કંઇક વિચાર કરીને પૂછ્યું:–શાન્તુ! તારે અને ગિરિનંદને વૈર છે છતાં અજીતને મારવાનું કેમ કહે છે, તારે અને અજીતને શું વૈર છે?"

"અજીત ક્ષત્રિય કુળ કંટક છે. તેણે તેના ધર્મને તિલાંજલી આપી છે. તે એક દુષ્ટ સાધુના સહવાસથી નીચ વૃત્તિનો થયો છે. તે પ્રેત આજે સતી દિવ્યપ્રભાને ત્રાસ આપનાર છે; બસ એજ કારણથી આ ખંજર તેનો ભોગ લેનાર છે. નિરંજની બ્હેન! જુઓ તો ખરાં કે તે પાપીઓએ કેટલાએ નિર્દોષ જનોને હતા ન હતા કરી આ ભીંત સાથે જડેલા છે. કહી શાન્તુ નિરંજનીનો હાથ પકડી ભીંત સાથે જડેલાં મુડદાં દેખાડવા લાગ્યો. કીડાથી ખદબદી રહેલાં મુડદાં-માંથી દુર્ગંધ નીકળતી હતી. નિરંજનીએ કંપારી ખાઈ નાકે લુગડું ધર્યું. તે પછી શાન્તુ તેને બીજી બાજુએ લઈ ગયો; ત્યાં મૃત મનુષ્યોનાં અનેક હાડ પિંજરો લાઇનબંધ ગોઠવેલાં હતાં; અને નજીકમાં ઝેરી દવાઓના સીસા પડેલા હતા. શાન્તુના હાથમાંનું ફાનસ હાલતું હોવાથી હાડપિંજરો પણ હાલતાં હોય એમ જણાતું હતું. વિકાળ દેખાવનાં હાડપિંજરો જોઈ નિરંજની ધ્રૂજવા લાગી. તેના શરીરમાંથી ભયની કંપારીઓ નિકળવા લાગી. પવિત્ર બાળાનાં રૂંવે રૂંવાં ઉભાં થઈ ગયાં. તેને કંપતી જોઈ શાન્તુ બોલ્યો:–બ્હેન આવી રીતે શા માટે કંપો છો, તમે અત્યારે ભયાનક સ્થળે ઉભાં છો. આ વિશાળ ઓરડો નર્ક સમાન છે. અહિંની પૃથ્વી નિર્દોષ જનોના લોહી પી તૃપ્ત થઇ છે. આ ઓર-ડામાં આવનારના દેહમાંથી દયા દૂર નાશી જાય છે; માટે તમે પણ હવે દયાહીન થાઓ અને આ વખતે આ વિકટ સ્થળે આવવાનું કારણ જણાઓ?" કહી શાન્તુ તેના સામે જોઈ રહ્યો.

"નિરંજની તેને કહેવાને મુખ ઉંચું કરે એટલામાં તો કોઈનાં ચાલી આવવાનાં પગલાં સંભળાયાં. શાન્તુએ ચમકીને એ તરફ જોયું.

તે બોલી ઉઠયો:—બ્હેન! તમે આ સામેના ખૂણામાં છૂપાઇ જાઓ. ત્યાં તમને કોઇ જોઇ શકશે નહિ. જાઓ, જલ્દી કરો; પિશાચ અજીત આ ઓરડામાં આવે છે.” કહી શાન્તુએ ઓઢેલા જભ્ભામાં ખંજર છૂપાવી દીધું. નિરંજની ત્વરીત ગતીએ ખૂણામાં જઇને ઉભી રહી. શાન્તુ પણ ફાનસને નીચે મુકી જાણે કંઈ જાણતોજ નથી એવી રીતનો દેખાવ કરી નીચે બેઠો. અજીત વિચારમાં તલ્લિન થઈ ચાલ્યો આવતો હતો. તેની પાછળ બે કદરૂપા સેવકો નગ્ન તલવારે ચાલતા હતા. આજે અજીત પૂર્ણ ક્રોધમાં હતો તેના મુખપર કંઇક નિશ્ચયની છાયા જણાતી હતી. તેની ખૂની આંખ્યો ચળકતી હતી. તે ઓરડાના દ્વાર નજીક આવી ઉભો રહ્યો અને આસપાસ દૃષ્ટિ ફેંકી સ્વગત બોલ્યો કે:—બસ; આજ છેલ્લો દિવસ છે. આજે દિવ્યપ્રભાના સુખ–દુઃખનું ભાવિ નિર્માણ થએલું છે. બસ આજેજ ધારેલી ધારણાનું છેવટ આવશે. મારા ગુરૂજી સૈનિકોને તૈયાર કરે એટલા વખતમાં હું પણ દિવ્યપ્રભાનું કામ પૂરૂં કરી લઉં. હા, હઠિલી દિવ્યપ્રભા! તું આજે કોઇપણ ઉપાયે મારા પંજામાંથી છટકનાર નથી. હું તારૂં શીયળ તજાવીશ અને મારા બાહુ બળથી તને પલકમાં ભ્રષ્ટ કરીશ. હા, જ્યારે તે દિવ્ય દેવાંગના આ બાહુ પિંજરમાં દબાશે બસ ત્યારે જ મને શાન્તિ થશે અને પછી-થીજ મારા બીજા કામની પણ પૂર્ણાહુતી થશે. બસ તે સુંદરીનુ અભિમાન ઉતારી હું સૈન્ય સાથે કુચ કરીશ અને અદ્દભુતટેકરીપર પડેલા રાજા વીરભદ્રનો સંહાર કરી અમરાવતીમાં લોહીની નદીયો ચલાવી રાજ્ય સત્તા સ્વાધિનમાં લઇશ. હા, તેનું મંગળાચરણ પણ હવે ટુંકમાંજ થનાર છે. અરે કોઇ હાજર છે? કહી અજીતે ભયાનક બૂમ મારી. ઓરડો ધ્રુજી ઉઠયો. તેની પાછળ ઉભેલા સેવકો આગળ દોડી આવી બોલી ઉઠયાઃ—જી સરદાર! સેવકો હાજર છે.

"હાં, હું ભૂલી ગયો કે તમે મારી પાછળ ઉભા છો! વારૂ હવે તમે જાઓ અને પેલી પતિવ્રતાનું ગુમાન રાખનારી દિવ્યપ્રભાને તેના કોટડીમાંથી અહિં ઘસડી લાવો."

"સેવકો માથું નમાવી ચાલતા થયા. તે પછી અજીતે ઓરડામાં પ્રવેશ કર્યો. શાંન્તુ નીચું જોઇ બેઠો હતો. તેનીપર નજર પડતાંજ અજીત ચોંક્યો અને તેની પાસે જઈ પૂછવા લાગ્યોઃ—શાન્તુ! તું અત્યારમાં અહિં કેમ બેઠો છે?"

"જવાબમાં શાન્તુએ ગજવામાંથી એક નાની ચિઠ્ઠી કાઢી તેના હાથમાં મૂકી. તે ચિઠ્ઠી શાન્તુએજ લખેલી હતી; અને નીચે કૈલાસના સહી પણ પોતેજ કરી હતી. અજીત ફાનસના અજવાળે ચિઠ્ઠી વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કેઃ—ભાઈ અજીત!

ગુરૂજીનો છેલ્લો નિશ્ચય મ્હેં જાણ્યો છે; તેથી તારી સેવામાં મ્હેં શાન્તુને મોકલ્યો છે, તે વિશ્વાસુ છે. તને યોગ્ય લાગે તે કામ તેને બતાવજે. તે છોકરો ઘણો ચાલાક છે; અને વગર કહે તારી આજ્ઞા ઉઠાવવાને તત્પરતા બતાવશે.

"ચિઠ્ઠી વાંચી અજીતે શાન્તુ સામે જોયું. શાન્તુ ક્યારનોએ હાથ જોડીને દીન વદને તેની સામે જોઈ રહ્યો હતો. તેનું મુખ જોઈ અજીતને હસવું આવ્યું. તેણે સામેના ખૂણા તરફ આંગળી કરી તેને એક સીસો લાવવાનું સૂચવ્યું. શાન્તુ તત્કાળ સીસો લઈ આવી તેની પાસે ઉભો. અજીતે તે સીસામાં ભરેલા પ્રવાહીને નજીકમાં ગોઠવેલાં ચાર હાડ પિંજરોપર છાંટવાનું જણાવ્યું. શાન્તુએ સીસાને ખોલી અંદરનો પ્રવાહી હાડપિંજરપર છાંટયો અને પછી અજીતની આજ્ઞાથી ફાનસના દીવા વડે એ ચારે હાડ પિંજર સળગાવ્યાં. એ વિશાળ ઓરડામાં

પ્રકાશ પડી રહ્યો. હાડપિંજરો પ્રવાહીની અસરથી મીણબત્તીની માફક સળગવા લાગ્યાં. ખૂણામાં છૂપાઈ રહેલી નિરંજની પાપીનું આવું અદ્દ્ભૂત કામ જોઇ આશ્ચર્ય પામી. તેનો ખૂણો દૂર આવેલો હતો ત્યાં અજવાળું પડતું નહોતું. શાન્તુ આડી નજરે વારંવાર એ તરફ જોતો હતો. એ અરસ્સામાંજ દિવ્યપ્રભાને લેવા ગએલા સેવકો તેને લઈ ત્યાં આવતા જણાયા. શાન્તુ દૂર જઇને ઉભો રહ્યો. અજીતે ભયાનક ખોંખાર કર્યો. દિવ્યપ્રભા લથડતે પગે સિપાહીઓની સાથે ચાલી આવતી હતી, તે અત્યારે બંધન મૂક્ત હતી. તેનો ચ્હેરો ફિક્કો પડી ગયો હતો, શરીર દુર્બળ જણાતું હતું. તે પવિત્ર બાળાએ હવે મરવાનોજ સંકલ્પ કર્યો હતો. એ નિરાધાર બાળા ધ્રુજતે પગલે આગળ આવી અજીતના સમક્ષ નીચે વદને ઉભી રહી. તેને શાન્ત ઉભેલી જોઈ અજીત મૂછપર હાથ ફેરવી બોલ્યોઃ—કાં સુંદરી! હવે શું ધાર્યું છે? આજે હું દૃઢ નિશ્ચયથીજ તારો પ્રેમ યાચવા આવ્યો છું. હું આજે તને છોડનાર નથી; માટે મારૂં કહેવું માન્ય કરી મારી વૃત્તિને શરણ થઇ જા.

"જો શરણ થવાનો વિચાર હોત તો આજે મારી આવી દુર્દશા નહોત. પિશાચરાજ! વારંવાર શા માટે પૂછે છે? હું અનેક વખત તને કહી ચૂકી છું કે તારી આશા નકામી છે. હું મારા નિશ્ચયથી ડગનાર નથી. અજીત! આ દેહે અત્યંત દુઃખ સહન કર્યું છે; હવે કંઈ બાકી રહ્યું નથી. હું હવે મરણનેજ મળવા ઇચ્છું છું. હા, રાજપૂત કુલાંગાર તારાં નીચ આચરણોથી પ્રલયકાળ નજદીક આવતો જણાય છે. આ વસુંધરા ફાટવાની તૈયારી કરી રહી છે. આકાશ અવનીને દબાવવા નીચે ઉતરતું જણાય છે. સમજ, હજી સમજ! પાછળથી પૂર્ણ પસ્તાવું પડશે? દિવ્યપ્રભાએ ગદ્દગદ્દ કંઠે કહ્યું.

"પશ્ચાતાપ ફક્ત પામરોને માટે જ છે. સુંદરી! તારાં વચનો મને કંઈ પણ અસર કરી શકનાર નથી. હું તો તને જોઇ અંધ થયો છું. માટે હઠ જવાદો અને મારો સ્નેહ સંપાદન કરો. હું તને મારા પ્રાણથી પણ વિશેષ ચાહીશ." કહી અજીત તેની સામે જોઈ રહ્યો.

"તેના શબ્દો સાંભળી દિવ્યપ્રભા કંપી ઉઠી. તે રૂંધાતા કંઠે બોલી ઉઠી:—ઓ જગદીશ! હવે આ દેહનો અંત આણો; કે કાંતો આ પાપીયાને બોલતો બંધ કરો. ઓ દયાળુ દેવતાઓ! તમે અદ્દશ્ય રહ્યા છો છતાં આ પાપીયાને અપ શબ્દો બોલતો શા માટે અટકાવતા નથી? ઓ ભૂ માતા! તારે તો આ પિશાચને એકદમ ગળી જવો જોઇએ. ઓ પ્રભાકર! તમે સર્વ સૃષ્ટિનાં કર્મ જોવાને ભ્રમણ કરો છો; તો શું તમારાથી આ દુષ્ટનું પૈશાચિક કર્મ જોઈ શકાતું નથી? જો જોઈ શકતા હો અને દયાળુ કહેવાતા હો તો આ ક્ષણેજ આ પામરને બાળીને રાખ કરી નાખો. આમ બોલતી દિવ્યપ્રભા ઉન્મતની માફક બની આસપાસ જોવા લાગી. પુનઃ તે પવિત્ર બાળા અકળાઇને બોલી ઉઠી:—હા, આ કળી કાળમાં દેવ પણ અદ્દશ્ય થયા હોય એમ જણાય છે. ઓ પ્રભો! મારી આ શું દશા! હા, જે રાજકન્યા સદા સર્વદા વડીલોની શિતળ છાયામાં નિવાસ કરનારી અરે જેનાં દર્શનને માટે હજારે-હજારો અભિલાષી! હાય તેજ રાજકન્યા આજે અસાહ્ય બનેલી આ ભયંકર આવાસમાં એક કાળા હૃદયના શયતાન આગળ ધ્રુજતી ઉભી છે.

ઓ હઠિલી અબળા! તારાં નિષ્ઠુર વચનને એટલેથીજ અટકાવ. તારા બોલવા પ્રમાણે કંઇપણ થનાર નથી. હું હજી શાન્ત છું અને તેથીજ તને નમ્રતાથી કહું છું કે તું તારા વિચાર ફેરવી મારા અંતઃપુરની રાણી થા.

આ ઘોર ઘાતકી, સતીને સંતાપનાર પાતકી! તારા હૃદયની રાણી થવાને તો અત્યારે કોઈ ચળકતી ઝેરી કટાર જોઇએ; અને એજ આખરે તારા અંતઃપુરની રાજ્યરાણી થશે.

સત્ય છે, સતી શિરોમણિ દિવ્યપ્રભા! તારાં વચનો પ્રમાણેજ થશે, ને અલ્પ સમયમાંજ આ નિરંજનીની તિક્ષણ કટાર એ નરપિશાચના કલુષિત હૃદયમાં પેસી આરપાર નીકળી જશે. ખૂણામાં છૂપાઇ ઉભેલી નિરંજની સ્વગત બોલી ઉઠી.

દિવ્યપ્રભાના શબ્દો સાંભળી વિચારમાં પડેલો અજીત કંઇક નિર્ણય કરી બોલી ઉઠયોઃ—બસ, તારો આજ વિચાર? સમજ અહિં કોઇ નથી તને બચાવનાર!

કરૂણાળુ કિરતાર છે સર્વસ્થળે બચાવનાર અને તારા જેવા ઝેરી નાગનો અંત આણનાર. દિવ્યપ્રભા ગર્જી ઉઠી.

"સુંદરી સમજ! હઠમાં હાની થશે, તું ભયંકર રીતે મૃત્યુને શરણ થશે."

"હું રીબાઇશ—ખુંદાઇશ અને ભયાનક મૃત્યુને ખુશીથી શરણ થઇશ પણ તારી નિચ વૃત્તિને કદાપિ તાબે થનાર નથી તે નથીજ."

"ખરેખર મને તારા માટે ઘણુંજ લાગી આવે છે. સુંદરી! તું શા માટે મારો તિરસ્કાર કરે છે? અરે અંતરમાં વિચારતો કર કે આ બળવાન અજીત અત્યારે કેવો દીન બની તારો પ્યાર યાચે છે? મન મોહિની! આ પ્રેમ ભીખારીને શા માટે નિરાશ કરે છે? અનંગથી ભષ્મ થતાને શા માટે વધુ બાળે છે? દિવ્યસુંદરી! દયા કર, દયા કર અને આ બળતા હૃદયને આલિંગન અર્પી શિતળ કર." કહી અજીત વિકાળમય નેત્રે તેની સામે જોઇ રહ્યો.

વીરબાળા ક્રોધાક્રાન્ત બની બોલી ઉઠી:–પરનારીની ઈચ્છા રાખનાર મૂર્ખ! તારી આશા આકાશ કુસુમવત્ છે. હા, મને લાગે છે કે તારી પર દૈવજ રૂઠ્યો છે. જો એમ ના હોત તો તારી આવી વિપરિત બુદ્ધિ કદાપિ થાત નહિ. ઓ રાજપૂત કુલાંગાર! હજી કહું છું કે સમજ! પરનારીની ઈચ્છાથી બળવાન વીરો રણમાં રોળાઈ ગયા એ એ દૃષ્ટાંત તો વિચારી જો?

"પરનારીના મોહથી, સો કિચક પૂરા થયા,
પરનારીના મોહથી, ભડ વીરો ધુંદાઈ ગયા;
પરનારીના મોહથી, ભગ રોગ ઈંદ્રે સહ્યો,
પરનારીના મોહથી, શશી ક્ષય રોગી થયો;
એ દાખલા દિલમાં વિચારી, ભ્રાત ત્યાગ તું દુર્મતિ,
છે મમનાથ તુજ લઘુભ્રાત, નવ પાપમાં પલટા અતિ."

"મૃગલોચની! અનંગથી અંધ બનેલાને તારાં વચનો અત્યારે કંઈ પણ અસર કરી શકશે નહિ. મારા આખા શરીરમાં બસ તારા ચંદ્ર વદનની તાલાવેલી લાગેલી છે. મારી હૃદયેશ્વરી! શું તું નથી જાણતી કે:—

"મદન શરથી વિંધાએલો, ન જુએ અન્ય તો કાંઈ,
કોણ ભગિની, કોણ પુત્રી, બસ પ્રેમની છે સૌ સગાઇ."

સુંદરી! મારા ગુરૂજીના શાસ્ત્રાનુસાર સર્વ સગાઇઓ તો માણસેજ બનાવી છે. અમારા શાસ્ત્રમાં સગાઇનો અવરોધ આવતો નથી. ગુરૂ ગિરિનંદે જણાવ્યું છે કે આખું જગત્ બ્રહ્મમય છે. એ બ્રહ્મમય જગતમાં જે ઈચ્છા થાય એ પૂરી કરવીજ જોઇએ. માટે તું હવે માનીજા અને એકદમ દોડી આવી આ મારા બાહુ પિંજરમાં દબાઇ જા."

કહી અજીત પહોળા હાથ કરી તેની સામે દોડયો. તેને નજીક આવેલો જોઇ દિવ્યપ્રભા તેને ધક્કો મારી દૂર કરતાં બોલી ઉઠી:—દૂર, દૂર કામાંધ! દૂર ઉભો રહે, ઓ નર્કના કીડા! તું એક નરાધમ સાધુના ઉપદેશથી અવળે રસ્તે દોરાયો છે, પરંતુ યાદ રાખજે કે જ્યારે તારી આંખ્યો ઉઘડશે અને તને ખરા જ્ઞાનની સમજ પડશે બસ ત્યારેજ તું પોક મૂકીને રડશે. પાશ્ચાતાપનો અગ્નિ તને જીવન પર્યંત પ્રજાળ શે.

"હવે એતો જાણે સમજ્યા; મારે બીજું કાંઈ જાણવું નથી. હું હવે એકજવાર પૂછું છું કે તારે મારૂં વચન માનવું છે કે નહિ? જલ્દી બોલ, હું હવે અકળાઈ ગયો છું." અજીતે રક્ત નેત્રે પૂછયું.

દિવ્યપ્રભા:-"સાગર નીજ હદ તજી દઇ, બોળે જગતને જો કદી,
તુટે બ્રહ્માંડ ભૂમી પરે, વહે ઉલટી સૌ નદી.
વરસે ધારા બાણ, પાપી સત્યજ માનજે,
પણ દુ:ખીઆરી બાળ, શીયળને નહિ તજે તે નહિ તજે.

અજીત:—સુંદરી નેત્રમણિ! પ્રિયતમા આમ અકળાઇ શાને જાઓ છો આવો, આવો, મારી નજીક આવો. આ પ્રેમીને વધુવાર શા માટે ટળવળાવોછો? મારી મન મોહિની! તમે મને ધિક્કારશો-તિરસ્કારશો તો પણ હું તમારો પ્રેમ મેળવ્યા વિના અહિંથી ખસનારજ નથી. પ્રાણવલ્લભા આજે તો આ સેવક તમારા પ્રેમનો આશ્વાદ લેવા દ્રઢ નિશ્ચય કરીને જ આવ્યો છે; માટે મારી મધુરી મેના! હવે સમજી જાઓ. ક્રોધને દુર કાઢી મૂકો શીયળને સરિતામાં પધરાવી દ્યો અને મારી સાથે પ્રેમ બાંધી ભોગવાય એટલું સુખ ભોગવી લ્યો. દિલદાર! તું તો આ હૃદયમાં જડાઈ ગઈ છે; આ અજીતની પ્રાણ પ્યારી છે."

દિવ્યપ્રભા:—બસ ચૂપ થા. હા, જે નીચ છે તે અપશબ્દોજ

બોલી જાણે છે; તેને સારાસારનું ભાનજ હોતું નથી. આ પૃથ્વીના ભાર રૂપ પ્રેત!

"પ્યારી કહેતાં પાપીયા, વીજ પડો તુજ શિશ,
રટતી રસના પ્યારી જે, તુટી પડો આ દિશ.
કામાંધ કુકર્મ વિચારીને, તજી દે મારી આશ,
હઠ તજી દે મૂર્ખ નર આખર થાય વિનાશ."

"સુંદરી! મરવાનું હશે ત્યારે મરાશે પણ તારૂં સર્વાંગ અત્યારે તો મને સુંદર જણાય છે. તારૂં યૌવન મને અકળાવી રહ્યું છે. આ તારાં ચંચળ નેત્રો મને ઘાયલ કરી રહ્યાં છે. દિવ્યપ્રભા! તું અત્યારે મને સ્વર્ગની રંભા સમાન જણાય છે. મારી રસ સરિતા! દયા કર, તારા પ્રવાલ સમ અધરોષ્ટના ચુંબન વિના હું અકળાઉં છું-મુઝાઉં છું. સુંદરી! હું અત્યારે છતી આંખે અંધ થયો છું; તારા રૂપ-માધુર્યથી ગુલતાન બન્યો છું. આમ બોલતો તે પુનઃ તેની પાસે જવા લાગ્યો. સતી બાળા ગાભરી બની દૂર ખસી ઉભી રહી; અને રોષ યુક્ત વદને બોલી ઉઠી:—

"કામાંધ કુકર્મી દૂર રહે, મરણ ભમે તુજ શિશ,
પ્રલયકાળ તારો થશે, સમજ કોપ્યા જુગદિશ.
આકાશ જો ઉલટી રહ્યું, ચોદિશ છાય અંધકાર,
શૈલેશની આ સુંદરી, તુર્ત પ્રાણ તજનાર.

આમ બોલતાં-બોલતાં તેની આંખ્યોમાંથી અશ્રુ નીકળવા લાગ્યાં. પુનઃ પાપી પોકારી ઉઠયો:—મરણ સમીપ આવ્યું છે છતાં શૈલેશને યાદ કરવાનું શું કારણ છે? હું તેના નામથી ક્રોધને વશ થઇ જાઉં છું. શૈલેશને સદાકાળ ધિક્કારૂં છું.

"તું ભલેને તેને ધિક્કાર–તિરસ્કાર; પણ તેતો મારો શિરતાજ છે, મારો સૌભાગ્ય ચંદ્ર છે. હા, તું હજી આ પવિત્ર બાળાના પ્રેમથી તદ્દન અજાણ્યો છે.

"આ શરીર શૈલેશનું, મન પણ તેની પાસ,
રોમ–રોમ છે પીયુ પ્રેમ, પાપી તજ મમ આશ;
કામાંધ કુટિલ કાગડા, શીદ જન્મ્યો શુદ્ધ વંશ,
જગતમાં જીવતો ક્યમ રહ્યો, દીધો ન સર્પે દંશ."

"બસ, હવે બંધ કર તારી જીભાન. તારા પ્રત્યેના પ્રેમે હવે ક્રોધનું સ્વરૂપ ધારણ કર્યું છે. જણાવ, જણાવ, આ મરણને માગનારી અબળા! જણાવ કે તારે હવે મરવું છે કે જીવવું છે?" અજીતે ભયાનક અવાજે પૂછ્યું.

"મરણ–મરણ, બસ હું તેનોજ જાપ જપી રહી છું. અજીત! તું તો હજી મને થોડીવાર પછી મરણને શરણ કરીશ પણ તે પહેલાંજ હું સ્વહસ્તે મૃત્યુનું શરણ સ્વિકારૂં છું તે જોયા કર. કહી દિવ્યપ્રભાએ અશ્રુથી છલકાતાં નયને તેની સામે નજર કરી તત્કાળ પોતાના લાંબા વાળ છૂટા કર્યા અને તેની ગળામાં આંટી નાખવાની તૈયારી કરી. આવું જોતાંજ અજીત ચમક્યો અને તરત તેની પાસે દોડી જઇ ગર્જી ઉઠયો:–સબુર કર, તારા નશીબમાં આવી રીતે મરવાનું લખાએલું નથી. જ્યારે તું મરવાનેજ ઇચ્છે છે ત્યારે આ હૃદય તારા શૈલેશને તારી સમક્ષ ઘાતકી રીતે મારી તને ભ્રષ્ટ કરી ભીંત સાથે જડીને મારવાને ઇચ્છે છે. આમ બોલતો તે પાપી દિવ્યપ્રભાની લગોલગ જઇને ઉભો; પરંતુ તે પાપી એ સતી બાળાને સ્પર્શ કરવાનું હજી સાહસ કરી શક્યો નહિ. શૈલેશનું નામ શ્રવણ કરતાંજ દિવ્યપ્રભા ધ્રુજી ઉઠી. પ્રિયતમનું મ્હોત

સાંભળી તે જડ જેવી બની ઉભી રહી. અજીત ટગર-ટગર તેના મુખ સામે જોઇ રહ્યો. પેલી તરફ છૂપાઈ રહેલી નિરંજની હૃદય વેગ રોકી નહિ શકવાથી આત્મગત્ ગર્જી ઉઠીઃ-પાપી! ગર્જ લે, થોડીવાર મ્હાલી લે. હું પણ જોયા કરૂંછું કે તું કેટલું સાહસ કરી શકે છે? હા, દુષ્ટાત્મા! તું જે વખતે તે સતી બાળા પર અત્યાચાર ગુજારવા તત્પર થઇશ બસ-એજ ક્ષણે હું આ ખૂણામાંથી નીકળી આવી આ તિક્ષણ કટાર તારા પાપી હૃદયમાં ભોંકી દઇશ. આમ બોલતી પુનઃ તે શાન્ત થઇ જોવા લાગી. દૂર ઉભેલો શાન્તુ પણ વારંવાર ઉશ્કેરાઇને ખંજર બહાર કાઢતો અને વળી પાછો કંઇક વિચાર કરી પાછું મૂકી દેતો. પાપીની પિશાચ વૃત્તિ નિહાળી તે સુંદર છોકરાની આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. જ્યારે અજીતે શૈલેશને મારવાનું જાહેર કર્યું ત્યારે શાન્તુને અપાર ક્રોધ ચઢયો. તેના મનમાં થતું હતું કે લાવ હવે હું અહિંથી દોડી જઈ આ ખંજરથી પાપીને ભૂ પીતો કરી દઉં; પણ તેનો અંતરાત્મા કહે તો હતો કે હજી સબુર કર અને પાપી કેટલી હદ સુધી જાય છે એ જોયા કર. આથી શાન્તુ શાન્ત થઇ ત્યાં ઉભો રહેતો.

"સ્તબ્ધ બનેલી દિવ્યપ્રભા શૈલેશને મારવાનો પાપીનો વિચાર જાણી અંતે ગળગળી થઈ ગઈ અને બેહાથ જોડી અજીતને ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગીઃ-વીરા દયા કર, તારી ઇચ્છા મુજબ ભલે આ પ્રાણનો આ પળેજ નાશ કર પણ મારા નાથને મારી નાખવાના વિચારનો ત્યાગ કર. અરે એમણે તારૂં શું બગાડયું છે? દયાળુ! દયાવાન થા! પ્રભુ તારૂં ભલું કરશે."

"નહિ, નહી, હવે કદાપિ એમ થનાર નથી. શૈલેશ આ હાથથી જીવતો રહેનાર નથી. અરે ક્યાં ગયા સિપાહીઓ?" અજીતે બૂમ પાડી.

“ જી સરકાર.” કહી ત્યાં ઉભેલા સિપાહીઓએ બે હાથ જોડ્યા. તેમની સામે જોઈ અજીતે કહ્યું:–તમે બન્ને અહિંથી જાઓ અને કપટ તથા વરૂણને કહો કે શૈલેશનું માથું કાપી અહિં હાજર થાઓ.”

“ સરદાર ! તે તો...

“ બસ, જા.” સિપાહીને આગળ બોલતો અટકાવવાને તેણે આંખની ઈશારત કરી જવાનું સૂચન કર્યું. સિપાહીઓ ચાલ્યા ગયા અને ઓરડાની બહાર જઈ ઉભા રહ્યા.

વાચકો ! દિવ્યપ્રભાને હજી ખબર નથી કે શૈલેશ–વિશ્વેશ તો ક્યારનાએ પોબારા ગણી ગયા છે. પાપી અજીત પણ જાણે છે છતાં તે નિર્દોષ બાળાને ત્રાસ આપવાના હેતુથીજ આવો જુઠો પ્રપંચ રચે છે.

સિપાહીઓના ગયા પછી દિવ્યપ્રભાના દુ:ખનો પાર રહ્યો નહિ. સ્વામીનું મૃત્યુ અવશ્ય થશે ધારીને તે બેબાકળી બની ગઇ ને આર્તનાદે બોલી ઉઠી:–ઓ હિચકારા નામર્દ ! ઓ નિર્દોષના પ્રાણ લેવા ઇચ્છનારા પ્રેત ! ખરેખર તું એક ભયાનક ખૂની છે. અરે તું તેનો ભાઈ છે કે કસાઈ છે? ઓ પિશાચરાજ ! જો, જો, આમ ઉંચે જો. આ આકાશમાંથી ધગધગતા અંગારા વરસવાની તૈયારી થઈ રહી છે, પવન સુસવાટ કરતો તારાં પાપી કર્મોની ફરિયાદ ઇશ્વરના દરબારમાં દાખલ કરાવવા વેગથી જાય છે. પ્રલય કાળના જેવો સમુદ્રનો ભયાનક ઘુઘવાટ અત્યારે મારા કાને સંભળાય છે. તારા મ્હોતના ગગનભેદી ડંકા ચોદિશાએ વાગી રહ્યા છે. ભૂત–પ્રેતો તારા મલિન શરીરનું ભક્ષ કરવાને આતુર બની નાચી કુદી રહ્યાં છે. ચેત, ઓ મૂઢ ! હજી ચેત ! કાળ તારા શિરે ફેરા મારી રહ્યો છે.

“ કાળની દરકાર નથી; પ્રભુની પરવાહ નથી. આ અજીતથી

બળવાન અન્ય કોઈ નથી. તારા શૈલેશનું મ્હોત હવે આ હાથમાંજ છે. તું તેને મુએલોજ સમજજે." કહી અજીતે હાસ્ય કર્યું.

"શૈલેશનો સંહાર થશે તો આ પળેજ આ દિવ્યપ્રભા તેને સ્વર્ગમાં જઈને મળશે. પાપી! તું તેને મરેલો સમજીશ નહિ. મારો નાથ તો અમર છે. શું તે સાંભળ્યું નથી કેઃ—

"મર્યા ગણો ના એહને, જીવ્યા જાણો એહ,
સત્કીર્તિની નામના, જેની પાછળ રેહ,
ગત વસ્તુ શિક્ષક સમી, શીખવો તેથી સાર,
જમે કર્યું જાવા તણું, ઉગરવા ઉધાર."

ઓ પાપી! અમારૂં દુઃખ જોઈ તું આટલો શું ફુલાય છે? શું તું નથી જાણતો કેઃ—

"શશી સૂર્યનો અસ્ત થઈ, વળી ઉદય કાળ જયમ થાય,
સમજ તેમજ સર્વને સુખ દુઃખ આવે જાય.
સુખં પાછળ સંસારમાં, દુઃખનો છે દરિયાવ,
ટકી શકે નીજ બળ વડે, વીર પુરૂષની નાવ."

"દિવ્યપ્રભા! મને લાગે છે કે તું ઘડી પછી દિવાની બની જઈશ. શૈલેશનું લોહીમાં તરબોળ થએલું માથું જોઇ તું અવાચક બની જમીનપર ઢળી પડીશ. હા, તારા નશીબમાં આવા ભયાનક લેખ લખાએલા જોઇ હું આશ્ચર્ય પામું છું."

"આશ્ચર્ય ન પામ. અંતે તારે પણ એ નશીબનાં નખરાંથી નાચવું પડશે અને ભાવિના ભૂલાવાથી ભયંકર કષ્ટ સહન કરવું પડશે. અરે તારે દારૂણ વેદના સહન કરવી પડશે. ઓ ભયાનક ભૂત! ત્હેં હજી નશીબના રંગ જોયા નથી ત્યાં સુધીજ આટલો ફુલાય છે.

"નશીબનાં નખરાં થકી, રામ ગયા વનવાસ,
સતી તારા દાસી બની, હરીશ્ચંદ્ર નૃપ દાસ."

ઓ અભિમાની! ઓ કાળ ચક્રે ઘેરાએલા પાપી! આખરે શ્રી દીનદયાળ પ્રભુ તારો ગર્વ ઉતારશે એવી આ કકળતી આંતરડીની પ્રભુ પ્રત્યે વિનંતી છે. જા, જલ્દી મારા નાથનું લોહીમાં તરબોળ થએલું માથું લઇ આવ. હું તેને હૃદયપર લટકાવી મરવાને ચાહું છું. કહી દિવ્યપ્રભા વિકળ નેત્રે તેના સામે જોઈ રહી."

"પણ આટલું બધું તારે શા માટે સહન કરવું જોઇએ? તું તારી હઠીલાઇથીજ દુખના ડુંગરા તળે કચડાય છે. જો તું મારૂં કહેવું કબુલ કરે તો તારો શૈલેશ આ પળેજ બાચી જાય અને તું જીવન પર્યંત સુખી થાય." અજીતે બાજી બદલી નમ્ર વચને કહ્યું.

"તારી પશુવૃત્તિને તાબે થઇ જીવન વિષમય બનાવવા કરતાં હું મરણને વિશેષ પસંદ કરૂં છું. ઓ ઘોર ખૂની! નાના ભાઇની પત્નીપર કુદ્રષ્ટિ કરતાં તારી આંખ્યો સદાને માટે કેમ બંધ થઈ જતી નથી."

"સુંદરી! તારી સુંદરતા નિહાળવામાં તદ્રુપ બનેલી આ આંખ્યો કદાપિ બંધ થવાનીજ નથી."

ઓ પાપી! જે સુંદરતા જોઈ તું અંધ બન્યો છે એ સદા કાળ અચળ રહેવાની નથી.

"રૂપ નથી એ ઝેર છે, મહિં નર્કનો કુંડ,
મિથ્યા મોહથી અંધ થઈ, રાચ નહિ ઓ મુંઢ!"

ખરેખર વિષયાંધને ઉપદેશ દેવો નકામો છે. હા, નરાધમ તને પારાવાર ધિક્કાર છે."

"મને તારા ધિક્કારની દરકાર નથી. બસ હું તને આ ક્ષણેજ

ભ્રષ્ટ કરી તારૂં અભિમાન ઉતારૂં છું. તું હવે મારા સપાટામાંથી બચી શકનાર નથી."

"ચૂપ થા પિશાચ! નકામો લવારો શું કરે છે? જા, જા, તારૂં સ્યામ મુખ લઇ અહિંથી ચાલ્યો જા, નહિ તો ઝેર પીને મરી જા; કે જેથી આ પવિત્ર પૃથ્વીનો ભાર ઓછો થાય."

"બસ, સાવધ." કહી અજીત કૃતાંત કાળ સ્વરૂપ ધરી તે અનાથ અબળા પર ધસ્યો. ભયથી કંપતી દિવ્યપ્રભાને ઉપાડી તેણે જમીનપર પટકી. નીચે પડતાંજ તેણે કારમી ચીસ પાડી. પાપી તેના મુખપર હાથ દબાવવા લાગ્યો. પિશાચના પંજામાં સપડાએલી બાળા અપૂર્વ બળથી પાપીના હાથને દૂર કરવાના પ્રયત્ન કરતી તરફડીયાં મારવા લાગી. પાપી અજીત તેને વધારે ને વધારે જમીન સાથે દબાવતો ગયો; અંતે એ ગરીબ બાળાએ પાપીના હાથને દૂર કરી હૃદયભેદક પોકાર કર્યો:—અરે કોઈ બચાવો, ઓ દિનાનાથ! આવો અને આ ભ્રષ્ટ થતી બાળાને પાપીના પંજામાંથી છોડાવો. આમ બૂમ મારતી દિવ્યપ્રભા તેના સઘળા જોરથી અજીતના હાથ પકડી રહી. નરાધમ અજીત ભયાનક સ્વરે તેને ચૂપ રહેવાનું કહેવા લાગ્યો. તે વારંવાર તેને કહેતો હતો કે:—બોલાવ-બોલાવ તારા બચાવનારને, હું પણ જોઉં કે તે કોણ છે? કમ ભાગ્ય અબળા! યાદ રાખજે કે તું હાલ મારા પંજામાં છે. હું તને આ ક્ષણેજ ભ્રષ્ટ કરી ત્રાસ આપનાર છું. તું..." તે પાપી હજી કંઈ આગળ પગલું ભરે એ પહેલાંજ ખૂણામાં છૂપાઈ રહેલી નિરંજની ક્રોધથી કંપતી હાથમાં કટાર પકડી ત્યાં દોડી આવી અને ભયંકર નાદે ગર્જી ઉઠી:—પાપી ખબરદાર! સતીની લાજ લુંટતાં પહેલાં હું તારી છાતી ચીરવા હાજર થઈ છું. ઓ નરપિશાચ! ઉઠ, ઉભો

થા. કહી તેણે જોરથી અજીતની છાતીમાં લાત લગાવી. અજીત દિવ્ય પ્રભાથી દૂર ઉછળી પડ્યો. નિરંજની લાલચોળ નેત્રે તેના સામે જોઇ રહી. થરથર ધ્રુજતી દિવ્યપ્રભા તત્કાળ ઉભી થઇ તેની પાસે આવીને ઉભી રહી. પાપીના પિશાચી કર્મથી સ્તબ્ધ બનેલો શાન્તુ પણ નિરંજનીનું સાહસ જોઇ આશ્ચર્ય પામ્યો અને ત્યાં ઉભો-ઉભો વારા ફરતી દરેકના સામે જોવા લાગ્યો.

# પ્રકરણ ૩૨ મું.

:o:

## "અરે આશું! આતે શો ચમત્કાર?"

"દાવ પેચથી દુષ્ટને, વશ કરશે ગુણવાન,
ફંદ વિના ફંદી કદી, તજે ન નીજ તોફાન."

દુષ્ટ દાનવોને મારવા જાણે મહાકાળી વિકાળ સ્વરૂપે ત્યાં ન આવ્યાં હોય એવા દેખાવથી નિરંજની શૌર્યથી કંપતી પાપી અજીતની સામે રક્ત નેત્રે જોઈ રહી. તેના લાંબા વાળ વિખરાઈ ગરદનપર પથરાઇ ગયા હતા. તેના હાથમાંની કટાર પાપીનું લોહી પીવાને જાણે આતુર બની ના રહી હોય એવી રીતે ચળકાટ મારી હાલતી હતી. નિરંજનીનું આવું વિકાળ સ્વરૂપ અવલોકી દૂર ઉભેલો શાન્તુ પણ ભય પામવા લાગ્યો. પ્રાતઃકાળ થઈ ગયો હતો. બહાર સૂર્ય ભગવાનનાં સોનેરી કિરણો જગત્ પર પથરાયાં હતાં; પરંતુ આ ભયાનક ઓરડામાં તેમનું એક પણ કિરણ અંદર પ્રકાશ આપતું નહોતું. આ ઓરડામાંતો ફક્ત ઝાંખુ ઝાંખુ અજવાળુંજ જણાતું હતું.

"જમીનપર પછડાએલો અજીત એકદમ ઉભો થઈ ગયો અને

રૌદ્ર કોપથી નિરંજની સમીપ ધસી આવી બોલી ઉઠયો:–એક બળવાનને લાત મારનારી કમ ભાગ્ય અબળા! જવાબ દે કે તું કોણ છે; અને અહિં ક્યાંથી આવી છે–શું કામ છે?"

"હું કોણ છું તે શું તું જોઇ શકતો નથી? અધર્મી! હું તારી કાળ છું અને ગગનમાંથી તને સંહારવા અહિં આવીછું. બોલ, બીજું કાંઈ પૂછવું છે?" નિરંજનીએ વિકટ સ્વરે કહ્યું.

"ઓહ! શું તું કાળ! આ અજીતનો કાળ એક અબળા? છટ્–છટ્ હું તને કાળ માનતોજ નથી, છતાં જો તું મારા કાળનું સ્વરૂપ ધારીને અહિં આવી હોય તો સમજજે કે આ અજીત કાળનો પણ મહાકાળ છે!" અજીત ગર્જી ઉઠયો.

"નિરંજની ગંભીર હાસ્ય કરી કહેવા લાગી:–ઓ નિષ્ઠુર હૃદયના પાપાત્મા! તું ગમે તો મહાકાળ હો યાતો કાળ–કરાળ હો પણ હું તારાથી ડરનાર નથી. કારણ કે હું તારી માફક દુષ્કર્મ કરતી નથી. જે પાપી હોય, જે રાજ્યદ્રોહિ હોય; જે લોકોને લુંટી–ઝુંટી ખૂનામરકી ચલાવનાર હોય અને પરનારીને ભ્રષ્ટ કરવાની નીચ ઈચ્છા વાળો હોય; તે જો કદાચ કાળનો પણ કાળ હોય તો તેને પલકમાં કાળના ગ્રાસ થઈ જમીનપર પડી તરફડવું પડે છે. અરે તેને પણ તેના કાળથી કંપવું પડે છે. ઓ પ્રેત! ચાલ, જો તું મારો કાળ હોય તો મારો મુકાબલો કરવાની તૈયારી કર અને આ હાથમાં ચળકાટ મારતી કટારને હોંસથી અંગીકાર કર. કહી નિરંજનીએ વિકટ હાસ્ય કરી કટાર વાળો હાથ ઉંચો કર્યો. તેના હાસ્યથી બળવાન અજીત પણ ક્ષણભર કંપ્યો. હજી નિરંજનીએ મુખપર કપડું ઢાંકેલું હતું. આ કોણ હશે! આમ મનમાં ગડભાંગ કરતો અજીત તેની સામે જોઈ રહ્યો. નિરંજની અત્યારે ખરેખર ભૈરવી જેવી જણાતી

હતી. તે ક્રોધાક્રાન્ત બની આખા શરીરે શૌર્યથી કંપતી હતી. તેની પાછળ ઉભી રહેલી દિવ્યપ્રભા પણ આશ્ચર્ય પામી મનમાં વિચારતી હતી કે:-મને બચાવવા શું જગત અંબા તો નહિ પધાર્યાં હોય? જે હશે તે હમણાં જણાશે. આમ વિચારી તે શાન્તિથી જોઇ રહી; એ અરસ્સામાંજ અજીત મન સાથે કંઇક નિર્ણય કરી મ્યાનમાંથી સમશેર ખેંચી નિરંજની તરફ ધસ્યો. તેને ઘા ચૂકાવવા નિરંજની નીચે બેસી ગઇ. પાપીનો ઘા ખાલી ગયો કે તરત નિરંજની ઉભી થઇ અજીતના સામે દોડી અને ક્રોધથી તેના હૃદયમાં એક સખ્ત મૂક્કી લગાવી બોલી ઉઠી:-પામર પશુ! ચાલ, તૈયાર થઇ જા. હું તને આ પળેજ યમપૂરી તરફ પ્રયાણ કરાવી દઉંછું. કહી નિરંજનીએ ઘા કરવાને હાથ ઉંચો કર્યો. ચાલક અજીતે તેના એ ઘા વ્યર્થ કર્યો અને ભયાનક સ્વરે બોલી ઉઠયો:-કાળ રૂપ અબળા! આ બળવાનનું મરણ કાંઈ સ્હેલમાં નથી; માટે હજી કહું છું કે તું અહિંથી ચાલી જા.

"કોણ હું ચાલી જાઉં? તારો સંહાર કર્યા વિના હું મારા મુકામે જાઉં? ના, ના. એ ઘોર ખૂની!

"સમજ આ હાથમાં છે મ્હોત તારૂં,
ઉભો રહે ક્ષણવાર ગર્વ હું તુજ ઉતારૂં."

આમ બોલતી નિરંજની તેની સામે નિડર થઇ ઉભી રહી. તરત અજીત બોલી ઉઠયો:-મૂર્ખ અબળા! હજી કહું છું કે ચાલી જા. હાથે કરીને શા માટે મ્હોત માગી લે છે? શું તું નથી જાણતી કે તારી સામે એક વીર પુરૂષ ઉભો છે? એ વીર પુરૂષને તું એક અબળા શું કરી શકે એમ છે? મને તો તારો આ સઘળો બકવાટ નકામો લાગે છે!

"તું ભલેને ગમે એમ ધારતો હોય પણ આ અબળાનાં પ્રબળ

પરાક્રમ તને હમણાંજ જણાશે. હું એક પળવારમાંજ તને ભૂ પીતો કરી દઈશ. તું હજી સુધી જીવી શકે છે એનું કારણ એજ કે આ સમયે મારા મનમાં વિચાર થાય છે કે તને મારવો કે જીવાડવો. બસ આ વિચારનો હમણાંજ નિર્ણય થઈ જશે અને મારા ધારવા પ્રમાણે આ પળેજ તારો ફેંસલો પણ થઈ જશે. ઓ મૂર્ખના શિરોમણિ!

"તું ધારે નીજ મન વિષે, આ અબળાને નિર્બળા,
પણ ભૂલે ભાવીથી દુષ્ટ ન ધારીશ મને અબળા.
કહેવાતી અબળા સમય પર વીરનું તોડે માન,
અબળાથી પણ વશ થયા ત્રિલોકના ભગવાન."

"બસ ચૂપથા અને જણાવ કે તું રખડતી ભામટી કોણ છે?"

આમ બોલતા અજીતે તેની સામે ધસી જઈ તેનો હાથ પકડયો. નિરંજનીએ તરત એક આંચકો મારી તેના હાથમાંથી હાથ ખેંચી લીધો અને તેને ધક્કો મારી કોપ પૂર્ણ વચને કહ્યું:—

"કાળની પણ કાળ છું, સમજ આ વીરની બાળા,
પ્રેત રૂપે ભમતી હું, કાળ તુજ હું "નિર્મળા."

આમ કહેતાંજ તેણે એક ઝાટક મારીને મુખ પર ઢાંકેલું કપડું દૂર ફેંકી દીધું. અજીત તેનું મુખ જોતાંજ ચમકયો; અને બે ડગલાં પાછળ હઠયો. તેના પગ આગળ જેમ તોપનો ગોળો ન ફુટે એમ તેને થઈ આવ્યું. તે આભો બન્યો. તેના શરીરમાંથી ભયની કંપારી નીકળી ગઈ અને તેની સાથેજ નિર્મળાને પ્રેત સ્વરૂપે ઉભેલી જોઇ તેણે ચીસ પાડી. તે બેબાકળો બની આમ તેમ જેતો બોલી ઉઠયો:—આહ! આશું નિર્મળાનું પ્રેત? ઓહ! સર્વ નાશ. કહી અજીત કંઈક થઇ આવતાં

માથે હાથ દઇ નીચું જોઈ રહ્યો. તેનું સર્વાંગ નિર્બળ થએલું જણાયું.

"નિરંજનીએ અટ્ટહાસ્ય કર્યું અને એજ ક્ષણે તેણે ઝડપથી દોડી જઇ ધ્રુજતા અજીતનું કાંડુ પકડી કહ્યું:—મારા કાગ! ચાલ હવે તૈયાર થા. હું તને આ કટારથી પૂરો કરી તારા શરીરનું રૂધીર પાન કરૂં. કહી તે રક્ત નેત્રે તેના સામે જોઇ રહી. બળવાન અજીત આ સમયે થરથર કંપવા લાગ્યો. તેની તમામ શક્તિ હરાઈ ગઈ. તેના હાથમાંની તલવાર જમીનપર પડી. તે મનમાંજ બોલતો હતો કે અરે આ શું! આતે શો ચમત્કાર? હાય! આ નિર્મળાના પ્રેતેજ મારૂં બળ હરી લીધું છે. આમ શોચતા અજીતની બોલવાની શુદ્ધિ પણ ધીમે ધીમે હરાઇ ગઈ. તેને શાન્ત જોઇ પુનઃ નિરંજની ગર્જી ઉઠી:—કાં આમ શાન્ત થઇને ઉભો રહ્યો છે? અજીત! સાવધ થા અને જો આ રૂપાળી દિવ્ય-પ્રભા તારી સામે જોઈ રહી છે; તેને તાબે કરવાને તત્પર થા. અરે! તું હમણાં તો બળવાન બળવાનનાં બણગાં ફુંકતો હતો. તે તારૂં બળ હવે ક્યાં ગયું? શું પ્રભુના ગયબી ઝટકાથી તું મૂંગો થઇ ગયો? બોલ જવાબ દે? હું તારો જવાબ સાંભળવાને આતુર થઈ રહી છું. આમ કહી નિરંજનીએ જોરથી તેને ધક્કો મારી જમીન પર નાખી દીધો. નિરંજની આ સમયે ભાન ભૂલી હતી, તે ઉન્માદિની જેવી બની ગઈ હતી. તેની આંખ્યોમાંથી અગ્નિના તનખા ઝરતા હતા. તેનું તમામ અંગ ક્રોધને વશ થઇ ગયું હતું. અજીતે અવાચક બની દયાર્દ્ર નેત્રે દિવ્યપ્રભા સામે જોયું. મૃત્યુ નિકટ છે ધારી તે કંપવા લાગ્યો; એવામાંજ નિરંજનીએ તેની નજીક દોડી જઇ તેનો વધ કરવાને કટાર વાળો હાથ ઉંચો કર્યો. પાપીએ કારમી ચીસ નાખી. તેની કરૂણ ચીસથી દિવ્યપ્રભા દયાથી કંપી ઉઠી; અને પોતાના દુશ્મનને કાળના મુખથી બચાવવા તરત નિરંજની પાસે દોડી આવી તેના ઉંચા થયેલા હાથને પકડી નમ્ર વદને કહેવા

લાગીઃ—દેવી ! આપ તેજ નિર્મળ મનનાં સતી નિર્મળા છો. આપ જો પ્રેત રૂપે આવ્યાં હો તો આ તમારી બાળકીનાં વચન માની આ તમારા પહેલા જન્મના ભર્તારને બચાવો. તેની પર દયા દર્શાવો—તેને ન મારો."

"અપકાર પર ઉપકાર કરવા આવેલી દિવ્યપ્રભાને જોઇ નિરંજની આશ્ચર્ય પામી બોલી ઉઠીઃ—હેં! તું આ શું બોલે છે? તું મને કોને બચાવવાનું સૂચન કરે છે? શું આ કાળા નાગને? અરે આતો ઝેરી સાંપ છે! દિવ્યપ્રભા! જા, તેનાથી દૂર ખસીને ઉભી રહે. શું ત્હેં તેની દુષ્ટતા નિહાળી નથી? શું તું તેનાથી ત્રાસ પામી નથી? માટે જા, દૂર જા. હું તારૂં કહેલું માન્ય કરનાર નથી અને આ અધમાઅધમને હવે જીવતો છોડનાર નથી. પવિત્ર બાળા! શું તું નથી જાણતીકે આ દુષ્ટના પ્રતાપે કરીને જ મારી આ ગતી થઇ છે? હું એ વૈર નો બદલો લઇશ; આ રાજ્યદ્રોહિ પિશાચની છાતીમાં આ ઝેરી કટાર ભોંકી નિર્દોષ જનોને તેના ભયથી મૂક્ત કરી પૃથ્વીનો ભાર ઉતારીશ, બસ તે પછી હું પણ આ કટાર વડેજ મારા આત્માનું વિસર્જન કરી તેની સાથે સ્વર્ગમાં જઇશ. દિવ્યપ્રભા! તું હવે દૂર જા અને ઓ ઘોર વિશ્વાસઘાતી! તું સાવધ થા. કહી તેણે અજીતને ઢંઢોળી સાવધ કર્યો. અજીત ગભરાટથી નમૃ વચને બોલી ઉઠયોઃ—

"સતી નિર્મળા! મને બચાવ, મને ક્ષમા કર. હું તારો અપરાધી છું."

"શું આ વિચાર પ્રથમ નહોતો થયો? શું તને હવે હું બચાવું? એક કાળા નાગને જીવાડું? નહિ, નહિ. ઓ પિશાચરાજ! તારા દિવસો હવે ભરાઇ ચૂક્યા છે." નિરંજનીએ ક્રોધથી કહ્યું.

"દેવી દયા કરો અને આ કમભાગ્યને બચાવો." પુનઃ દિવ્યપ્રભા બોલી ઉઠી.

"નાદાન બાળકી! દૂર જા; નહિ તો તારી પર મારો ભયાનક ક્રોપ ઉતરશે." નિર્મળા ગર્જી ઉઠી.

"દિવ્યપ્રભા એ બાકળી બની બોલી ઉઠીઃ-હાય! દેવી! આ દુષ્ટની છેલ્લી સ્થિતિ જોતાં મારૂં હૃદય દયાથી દ્રવે છે. હાય તેનું શું થશે!"

"મારા હાથથી તે મૃત્યુ પામી સ્વર્ગમાં જશે." કહી પુનઃ નિર્મળાએ કટાર ઉંચી કરી; કે તરત પાછળથી ગંભીર અવાજ આવ્યોઃ- નહિ. હજી તેના મરણની ઘણી વાર છે. સતી નિર્મળા સબુર કર; અને ક્રોધને દૂર કર." આમ કહેતાં તપસ્વિની દેવી કૈલાસ સાથે ત્યાં દોડી આવી ઉભાં રહ્યાં."

વાચકો! તેમણે નિરંજનીથી છૂટાં પડી ગુરૂના ભોગ થનારા ચાર નિરપરાધિ સરદારોને કોટડીમાંથી મૂક્ત કર્યા. માર્ગમાં કૈલાસ મળી. તે પછી સર્વ સાથે દેવી ઉપરોક્ત શબ્દોથી મના કરતાં નિરંજની પાસે આવ્યાં.

"આવો ચમત્કાર જોઇ દિવ્યપ્રભાતો સ્તબ્ધજ બની ગઈ. અજીત ધામેથી એકો થઇ દયાની દષ્ટે જાણે પોતાને બચાવવાની તેમને વિનંતી કરતો હોય એવી રીતે તેમના સામે જોઈ રહ્યો. નિર્મળા પણ સંભ્રમમાં પડી, એ અરસ્સામાંજ દેવીએ તેની પાસે જઇ કટાર લઈ લેતાં કહ્યું:- પુત્રી! પ્રભુની આજ્ઞા છે કે તું તારા દુષ્ટ પતિને બચાવ.

નિરંજની તેમના સામે નિહાળી કહેવા લાગીઃ-માતા! તમે કોને બચાવવાની આજ્ઞા કરો છો? મા! આ દુષ્ટ તો સર્વને ઉપાધી રૂપ છે. તેના સ્વર્ગ ગમનથી સર્વને શાન્તિ થશે. આ પાપીએ અનેક નિર્દોષ જનોને હેરાન કર્યાં છે."

"તે હું જાણું છું અને તેથીજ તેને બચાવવાની ઇચ્છા રાખું છું. તેમ તને પણ આજે "અપકાર પર ઉપકાર" કરવાનો પાઠ શીખવું છું તે યાદ રાખજે."

"માતા આપની આજ્ઞાને આધિન છું." કહી નિરંજની દેવીના ચરણમાં પડી. તેનું હૃદય ભરાઈ આવવાથી તે રડી પડી. તપસ્વિનીએ તેને ઉભી કરી છાતી સરસી ચાંપી શાન્ત કરી અને અજીત સમજે નહિ એમ વેશ બદલી આવવાની સંજ્ઞા સમજાવી દેવીએ કહ્યું:–સતી નિર્મળા! હવે તારૂં વૈર પુરૂં થએલું સમજજે. માટે તું હવે અત્રેથી જા અને પ્રેતત્વમાંથી મૂક્ત થઈ દિવ્ય ધામમાં જા."

"જય પવિત્ર માતા આપનો જય થાઓ." કહી નિરંજની ત્યાંથી ચાલતી થઈ. તેના ગયા પછી તપસ્વિનીએ કૈલાસના કાનમાં ધીરેથી કહ્યું:—બેટા કૈલાસ! તું અહિંથી જા અને નિરંજનીને પુરૂષ પોશાક પહેરાવી અહિં લઈ આવ.

"બહુ સારૂં મા." કહી કૈલાસ ત્વરિત્ ગતિએ ત્યાંથી નીકળી ગઇ. અજીત તો આશ્ચર્ય ચકિત થઈ દેવીના પ્રભાવને જોઇ રહ્યો. દેવીએ મૂક્ત કરાવેલા ચાર સરદારો ત્યાં ઉભા–ઉભા અજીતની દશા જોઇ મનમાં હસવા લાગ્યા. દૂર ખૂણામાં ઉભેલો શાન્તુ પ્રભુની લીલાના વખાણ કરવા લાગ્યો.

વાંચકો! તમે પણ આશ્ચર્ય પામ્યા હશો? પરંતુ તમે શું ધાર્યું? બળવાન અજીતનો ગર્વ ઉતારનાર નિરંજની હશે કે નિર્મળા?

---

# પ્રકરણ ૩૩ મું.

## " સંકટના સપાટામાં. "

* + " પથારી પાપની ત્યાગી, પ્રભુજી! આજ જાગું છું,
ભ્રમણા મોહની ભાંગી, ચરણમાં સ્થાન માગું છું;
વિષયનાં ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદમાતો;
પડી છે દૈવની લાતો, હવે તો હારી જાગું છું. "

**આ**વી રીતે આત્મગત્ બોલતો અજીત તપસ્વિની દેવીના સામે જોઈ રહ્યો. તેણે કૈલાસને એ મંડળમાં મળેલી જોઈ ક્યારનુંએ જાણી લીધું કે હવે પાપના ઘડાને ફુટવાની બહુ વાર નથી. ગિરિનંદ કાળચક્રમાં સપડાયો છે અને તે હવે વધુવાર જીવતો રહેનાર નથી. આ સમયે તેની નજરે બનેલા બનાવ તરી આવવા લાગ્યા. તેની આંખ્યો આગળથી જેમ અંધકારનો પડદો દૂર થાય અને તેની જગાએ પ્રકાશ પડી કંઇક નવું દેખાય એ પ્રમાણે તેને જણાવા લાગ્યું. ધીમે ધીમે તેને સઘળાં કુકર્મો યાદ આવવા લાગ્યાં. તેનું મન ડંખવા લાગ્યું. એક બાજુ સઘળાં પાપ કર્મ જણાવા લાગ્યાં ત્યારે બીજી બાજુએ ક્રૂર ગિરિનંદ લાલચોળ નેત્રે તેને હિંમત આપતો છાયારૂપે દેખાવા લાગ્યો. અજીત મહાન્ શોકમાં ગરકાવ થઇ શું કરવું અને શું ન કરવું તેના તર્ક-વિતર્ક કરતો દેવીના સામે દૃષ્ટિ કરી રહ્યો. કૈલાસ અને નિરંજનીના ગયા પછી આ ભયાનક ઓરડામાં દેવી, દિવ્યપ્રભા-અજીત અને બંધન મૂક્ત થએલા સરદારો સિવાય અન્ય કોઈ હતું નહિ. શાન્તુ તો દૂરના ખૂણામાં ઉભેલો હતો એટલે તેને કોઇ જોઈ શકે એમ નહોતું. અજીતની

---

* બહારે વસંત. + કવ્વાલી.

સાથે આવેલા બે કદરૂપા સેવકો કે જેઓ ઓરડાની બહાર ઉભા રહ્યા હતા તેઓ તો ક્યારનાએ ભયભીત થઇ પલાયન કરી ગયા હતા. હજી પણ અજીત આ બધું શું બની ગયું તેના વિચાર કરતો હતો. ગરીબ દિવ્યપ્રભા શાન્ત તેજોમય દેવીના પડખામાં ઉભી રહી પાપીના સામે દયાની નજરે જોઈ રહી હતી. એવી રીતે થોડીવાર શાન્તિ ફેલાવા દઇ દેવી બોલ્યાં:- બેટા દિવ્યપ્રભા! તારીપર પ્રભુની પૂર્ણ કૃપા છે. ભયનું વાદળ હવે દૂર થયું છે.

"હા, તે આપનીજ કૃપાનું ફળ છે. પણ માતા"...દિવ્યપ્રભા આગળ બોલતાં અટકી.

"તેના મનનો ભાવાર્થ સમજી વરવ દેવીએ કહ્યું:—બેટા! તારો મનોભાવ હું જાણી ગઇછું. પાપી અજીતે તને અત્યાર સુધી ઠગી છે. શૈલેશ-વિશ્વેશ આજ કેટલાએ દિવસથી બંધન મૂક્ત થઇ ગયા છે."

"માતા! આપનો મોટો ઉપકાર થયો. આ બાળકીના આપના ચરણમાં પ્રણામ છે." કહી દિવ્યપ્રભાએ દેવીના ચરણમાં પ્રણામ કર્યા. તેને સ્વહસ્તે ઉઠાડી પોતાની પાસે ઉભી રાખી. બાદ કંઇક વિચાર ગોઠવી દેવીએ અજીતના સામે થોડીકવાર જોઈ રહી ગંભીર સ્વરે કહ્યું:—અજીત!

"માતા." અજીતે વિચારમાંથી જાગી જવાબ આપ્યો.

"અજીત! હાલ શું વિચાર ચાલે છે?" દેવીએ પૂછ્યું.

"વિચારમાં સઘળાં દુષ્કર્મો અત્યારે નજર સમિપે તરી આવે છે. જીવ ગભરાય છે—મન મુંઝાય છે. આહ! સતી નિર્મળા આ પાપીના અત્યાચારે શું પ્રેત સ્વરૂપે? બસ આ વિચારજ સમસ્ત શરીરને હચમચાવી મૂકે છે, હૃદયમાં અસહ્ય વેદના ઉત્પન્ન કરે છે. માતા! મારી

અંધ આંખ્યો હવે ઉઘડી છે. હું જગતનો અપરાધિ છું, મને ક્ષમા કરો." આમ બોલતો અજીત દેવીના પગમાં પડયો.

"દેવી તેને સ્વહસ્તે ઉભો કરી કહેવા લાગ્યાં:—અજીત! તારે આવાં દુષ્કર્મ કરવાં નહોતાં જોઇતાં. જો ત્હેં નીતિમય જીવન ગુજાર્યું હોત તો તારો સર્વત્ર વિજય થાત અને પવિત્ર નિર્મળાની કદાપિ અવદશા ન થાત. હા, દુષ્ટ ભાવિએ તને ભૂલાવી અવળા રસ્તે ચઢાવી દુનિયાંની પાર કર્યો છે; તારે હવે કોઇને મુખ દેખાડવા જેવું પણ રહ્યું નથી. અરે રે પાલન કર્તા મહારાજા વીરભદ્ર પ્રત્યે બેવફા થઇ તું રાજ્યદ્રોહિ થયો. અજીત! તારાં દુષ્કર્મો અથાગ છે. જો તારે હજી પણ જીવન સુખમય કરવું હોય તો સદાચરણથી વર્તવાના સોગનખા. હજી સમય છે; માટે સદાચરણી થઈ જીવનનું સાર્થક કર. બસ, મારો તને છેવટે આજ ઉપદેશ છે."

"માતા! મારા હૃદયમાં અત્યારે હજારો વિંછીના દંશની માફક વેદના થાય છે. ઇશ્વરના ગયબી ચમત્કારે મારી અંધ આંખ્યો ઉઘાડી છે. હા, આ અભાગી આપના પવિત્ર પ્રાણને પણ પરહરવાને તૈયાર થયો હતો. માતા ક્ષમા. દુષ્ટ ગિરિનંદે મને અવળા પંથે ચડાવ્યો છે. અરે તેણેજ મને દુનિયાની પાર કર્યો છે. હાય હું તેનાથી ઠગાયો છું અને અંતે સગાં—સ્નેહિઓથી વિમુખ થઈ આ અધમ દશાએ પાપના પશ્ચાતાપથી સળગતો આપની સમક્ષ ઉભો છું. હાય દુષ્ટ લોભે મને વફાદારીનો ધંધો ત્યજાવી છતી આંખ્યોએ અંધો બનાવ્યો. હા, અત્યારે અસહ્ય વેદના ઉત્પન્ન થઈ છે. આ સર્વાંગ નિષ્ઠુર કર્મો યાદ કરી પ્રચંડ આગથી સળગી રહ્યું છે. માતા! ઓ પવિત્ર માતા! મને બચાવો—તારો. હાય મને કાંઈ સુઝતું નથી." આમ બોલતા અજીતની આંખ્યોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો.

"તેને પશ્ચાતાપના પ્રચંડ અગ્નિથી પ્રજળતો જોઈ દેવી તેના દયા ખાઇ કહેવા લાગ્યાં:-પરમ પવિત્ર પરમાત્મા તને તારાં પાપ કર્મના ક્ષમા આપો. અજીત! તું હવે આજથી પ્રતિજ્ઞા કર કે હવેથી તે દુષ્ટ સાધુનો કદાપિ સંગ નહિ કરીશ અને સદા-સર્વદા સૃષ્ટિના કલ્યાણને અર્થે પ્રયત્ન કરતો રહીશ. અજીત! હવે ફક્ત એમાંજ તારૂં શ્રેય સમાએલું છે."

"માતા! આ આકાશ, અવનિ, પવન-પ્રકાશ વગેરેને સાક્ષી રાખી પરમ પવિત્ર પરમાત્માના સોગન લઇને કહું છું કે હું હવેથી દુષ્ટોનો સહવાસ તજી નિરંતર પરોપકારમાંજ આ અધુરા રહેલા જીવનને ઉજવળ કરીશ અને મને અવળે રસ્તે ચડાવી જીંદગીને બરબાદ કરનારા શયતાન સાધુ ગિરિનંદને તેનાં નીચ કર્મનાં ફળ ચખાડીશ. હા, અફસોસ! આ પુત્રી સમાન સતી દિવ્યપ્રભાને આ પાપીએ અત્યંત ત્રાસ આપ્યો છે. તે પવિત્ર બાળકીપર વિકારમય નજર થતાં આ દેહનો નાશ કેમ ન થઈ ગયો કે જેથી વધારે પાપનો ભોક્તા થવા હું જીવતો રહ્યો? હા, કહ્યું છે કે:—

"જે મતિ પાછળ ઉપજે, એ મતિ આગળ હોય,
મુંજ કહે મૃણાલવતિ, વિઘ્ન ન વેંડે કોય."

હા, હવે પશ્ચાતાપ શું કામનો? ઓ માતા અને ઓ પવિત્ર બ્હેન દિવ્યપ્રભા! તમે આ નિષ્ઠુર હૃદયના પાપાત્માને ક્ષમા આપો, હું તમારો ગુન્હેગાર છું." કહી બળવાન અજીત નમ્ર થઇ બન્નેના ચરણમાં પડયો.

"દિવ્યપ્રભા તેને પોતાના કોમળ કરથી ઉભો કરી મૃદુ સ્વરે કહેવા લાગી:-મોટાભાઈ! ગઇ ગુજરી ભૂલી જાઓ. ભાવિએ મોટા દેવ લોકને પણ ભૂલાવ્યા છે તો તમે કોણ માત્ર. હા, પ્રભુએ તમને હવે સુબુદ્ધિ આપી

દુષ્ટના સહવાસથી છોડાવ્યા છે તેથી હું આનંદ પામું છું અને નિરંતર આપની આવીજ શુદ્ધિ રહો એમ હું એ સર્વેશ્વર પાસે યાચું છું. વીરા મનમાં દુઃખી ન થશો હોં કે?"

"હા, પવિત્ર બ્હેન તારાં વખાણ હું કયા મુખે કરૂં? હા, જે પાપીએ તને સ્વર્ગ સુખ ત્યજાવી દારૂણ કષ્ટમાં ડુબાવી છે; હા તેજ નરાધમને ત્હેં નિર્મળાના પ્રેતના ભયંકર ક્રોધમાંથી ઉગાર્યો છે. ઓ મારી બ્હેન! ત્હેં "અપકાર પર ઉપકાર" કરી તારા જીવનને શ્રેષ્ટ બનાવ્યું છે. ત્હેં એ મહા મંત્રનું આ દુષ્ટને પણ ભાન કરાવ્યું છે. ધન્ય છે સતી દિવ્યપ્રભા તને હજારો ધન્યવાદ છે." કહી અજીતે પુનઃ તેને નમન કર્યું. ત્યાર બાદ તેને બીજો કેટલોક ઉપદેશ આપી તપસ્વિની દેવી કહેવા લાગ્યાં:–અજીત! હવે આપણે હરકોઈ ઉપાયે એ દુષ્ટ સાધુરામને પકડવો જોઇએ. પણ...હાં... હું તને એક વાત કહેવાં ભૂલી ગઇ, કે જે વાત સાંભળતાંજ તું એકદમ આશ્ચર્ય પામશે. તું જે સાધુના સંગથી કર્તવ્ય ભ્રષ્ટ થઇ અનેકાનેક નાચં કર્મોમાં તદ્રુપ બન્યો હતો અને જેને તું તારા પૂજ્ય ગુરૂ સ્વરૂપ માનતો હતો; તે દુષ્ટાત્મા કોણ છે તે તું જાણે છે?"

"ના. હુંતો આજદિન પર્યંત તેને પ્રભુ સ્વરૂપજ સમજતો હતો અને તેની સર્વ આજ્ઞાઓ પ્રાણના જોખમે પણ બજાવતો હતો." અજીતે જણાવ્યું.

"અજીત આમ મારી પાસે આવ અને તે દુષ્ટાત્મા કોણ છે તે સાંભળ." તત્કાળ અજીત દેવીની નજદીક ગયો. તપસ્વિનીએ તેના કાનમાં ધીમેથી કહ્યું કે:—"તે સાધુરામ ખરેખરો સાધુ નથી પણ સાધુના રૂપમાં છૂપાએલો...છે." દેવીએ છેલ્લા શબ્દો ઘણાજ ધીમેથી કહ્યા.

" માથાપર આઘાત થતાં જેમ માણસ ચમકીને માથે હાથ દેઇ નીચે બેસી જાય; એ પ્રમાણે વીર અજીત આહ્! શબ્દનો ઉચ્ચાર કરી બન્ને હાથે માથું પકડી નીચે બેસી ગયો. તેની આંખ્યો આગળ થોડો રહેલો અંધકાર દૂર થયો અને તેની જગાએ સંપૂર્ણ પ્રકાશ છવાયો. તે સર્વ વાત જાણી સ્તબ્ધ બન્યો અને ઘણીવાર સુધી જડ જેવો બની નીચે બેશી રહ્યો.

" અજીતની એવી સ્થિતિ નિહાળી દેવી તેની પાસે ગયાં અને તેને ગઇ ગૂજરી ભૂલી જવાનું કહી બોલ્યાં:—અજીત! સાધુ ગિરિનંદનો જે ભેદ મ્હેં તને જણાવ્યો છે તે ભેદ હજી જાહેર કરવાની વાર છે. તે પાપી તેનો ભેદ સ્વમુખેજ જાહેર કરે એવો પ્રયત્ન આપણે કરવાનો છે. તું...તપસ્વિની દેવી તેને આગળ કંઇ કહે એટલામાં તો કૈલાસ અને પુરૂષ સ્વાંગ ધારિણી નિરંજની શ્વાસભેર ત્યાં દોડી આવ્યાં ને ગભરાટથી બોલી ઉઠયાં:—માતા! સાવધ થાઓ. ગુરૂ ગિરિનંદ અત્યંત ક્રોધાતુર થઇ તેના સેવકો સાથે અહિં દોડી આવે છે. તેણે અહિંથી નાશી ગએલા પેલા બે કદરૂપા માણસો પાસેથી સઘળી વાત જાણી છે.

" તરત અજીત ઉભો થયો અને શરીર હલાવી સાવધ થઇ બોલી ઉઠયો:—તમે સર્વ નિર્ભય રહો. હું તે નરપિશાચથી સઘળાંનું રક્ષણ કરીશ. બસ આજનો સમય અમૂલ્ય છે. હું તેને પણ આજે ધારી ધારીને જોઇ લઇશ અને પછી આ રક્ત પિપાશી સમશેરને તેના મલિન શોણીતનું પાન કરાવી તૃપ્ત કરીશ."

" હેં! શું અજીતસિંહ તેના પૂજ્ય ગુરૂનો નાશ કરવાની હિમ્મત કરી શકશે?" કૈલાસે તેના સામે જોઇ કહ્યું.

" કૈલાસ બ્હેન! હું તો આજ સુધી અંધારામાં કુટાયોછું; પણ

તમારી વર્તણુંકથી તો હું અત્યંત આશ્ચર્ય પામ્યોછું. તમે અત્યાર સુધી એક બાજુની ઢોલકી બજાવી છે. અંતે અમારો વ્હેમ ખરો પડયો છે. અમારા મંડળમાં વિશ્વાસઘાતી કોણ છે તે આજ પ્રત્યક્ષ જણાઇ આવ્યું છે. બ્હેન ! ખરેખર તમે પણ દેવી સ્વરૂપજ છો. તમારા પ્રયાસથીજ અનેક નિર્દોષ જનોના જીવ બચી ગયા છે, અને અંતે હવે પાપીઓનું પણ આવી બન્યું છે. પણ બ્હેન ! આતો કંઇ ઠીક કહેવાય નહિ ? ઘરમાં રહી ઘરનુંજ મૂળ કાઢવું એ શું સારૂં કહેવાય ?" કહી અજીત કૈલાસની સામે જોઈ હસવા લાગ્યો. કૈલાસે સ્મિત્ હાષ્ય કરી નીચે જોયું. એ અરસ્સામાંજ ક્રોધાયમાન થએલો ગિરિનંદ જેમ ભયાનક નાગ ફૂંફવાડા મારતો ધસી આવે એ પ્રમાણે ત્યાં દોડી આવતો જણાયો. તેની પછવાડે અનેક સેવકો ખુલ્લી તરવારો ખભાપર મૂકી દોડી આવતા હતા. તેઓના ચાલવાના અવાજથી પૃથ્વી ધ્રુજી રહી. આંખ્યોમાંથી અગ્નિ વરસાવતો સાધુરામ વિકાળ વેશથી ત્યાં દોડી આવ્યો, અને તપસ્વિનીપર નજર પડતાંજ તે રૌદ્ર સ્વરે બરાડી ઉઠયોઃ— ઑફ ! દગો. મારા સેવકો ! આ તેજ અધમ તપસ્વિની છે કે જેણે આપણી મહાન્ ધારણાઓને ધૂળમાં મેળવી છે. બસ, આજે તે અનાયાસે આપણા ગયબી સ્થાનમાં સપડાઈ ગઈ છે. હા, તેણે ભયાનક કારસ્થાન રચેલું હોય એમ સમજાય છે. માટે જલ્દીથી આગળ વધો. તેને પકડો—બાંધો અને ઝપાટાબંધ ભીંત સાથે જડી તેનો જીવ લ્યો. ચાલો વાર ન કરો." કહી સાધુરામ રક્ત નેત્રે સેવકો સામે જોઇ રહ્યો. ગુરૂની આજ્ઞા સાંભળી સેવકો દેવીની તરફ ધસ્યા. દેવી તેઓનાથી લગીર પણ ભય પામ્યાં નહિ. તે ગંભીર દેખાવે શાન્તતાથી ઉભાં રહી સર્વ પ્રકાર અવલોકી રહ્યાં. પકડવાને દોડેલા માણસો દેવીને પકડે એ પહેલાંજ કેશરીવાઘ જેમ પિંજરામાંથી ઉછળી પડે

એ મુજબ વીર અજીત મ્યાનમાંથી લાંબી સમશેર ખેંચી છલંગ મારી આગળ આવ્યો અને ભયાનક નાદે ગર્જી ઉઠયો:—ખબરદાર! દૂર રહો. આ દેવીને એક આંગળીનો પણ સ્પર્શ કરનાર નરપશુ કોણ છે?"

"તેની કારમી ગર્જના સાંભળી સૈનિકો સ્તબ્ધ બની આગળ વધતા અટક્યા અને ગિરિનંદના સામે જોઈ રહ્યા. અજીતને તપસ્વિનીનો પક્ષ કરતો જોઇ ગિરિનંદ પણ આશ્ચર્ય પામ્યો. તેની દૃષ્ટિ હજી કૈલાસપર પડી નહોતી. કૈલાસ પણ સમય વર્તી ત્યાંથી ખસી એક નજીકના ખૂણામાં જઈ ઉભી હતી. પેલી તરફના ખૂણામાં છૂપાઈ ઉભેલો શાન્તુ પણ મામલો ભયાનક થએલો જોઈ સાવધ થયો અને ખંજર પકડી છેવટનો નિર્ણય કરવાની તૈયારી કરવા લાગ્યો.

"ગુરૂ ગિરિનંદે તિક્ષણ નજરે પેલા છૂટીને ઉભેલા સરદારો સામે નજર કરી અજીત સામે જોઈ કહ્યું:—વીર સરદાર! તું આ શું કરે છે? આમાં તારી મોટી ભૂલ થાય છે. મને લાગે છે કે આ નીચ તપસ્વિનીએ તને ભમાવ્યો હશે પણ આપણું વ્હાણ હવે કિનારે આવ્યું છે, અને એજ કારણથી આ પ્રપંચી સાધુડીએ કારસ્થાન આરંભ્યુંછે. માટે સાવધ થા ને આ દુષ્ટાનો વધ કરી અમરાવતીની રાજ્યગાદી ભોગવવા તૈયાર બની જા."

"તેનું કહેવું સાંભળી અજીતે વિકટ હાષ્ય કરીને કહ્યું:—ઓ ભયાનક દુષ્કર્મો કરાવી પાપનો ભાગીદાર બનાવનાર નીચ ગુરૂ! મારે હવે અમરાવતીની રાજ્યગાદી જોઇતી નથી. ઓ નીચ મહાત્મા! હું કોઇના ભમાવ્યાથી ભમ્યો નથી પણ ઇશ્વરની કૃપાથી નીતિને રસ્તે ચઢયોછું. મારી અંધ આંખ્યો ઉઘડી છે અને તેથીજ તમારી પ્રપંચજાળ પૂરેપૂરી સમજાઇ છે. ઓ વેશધારી સાધુ! ઓ નિર્દોષને પાપમાં લપટાવનાર

પાખંડી ! હું હવે તારો પ્રથમનો અજીત નથી; પરંતુ આજથી તારો કાળ બન્યો છું—વિકાળ વ્યાળ થયો છું. ઓ નરાધમ ! ઓ ઘોર ઘાતકી ! મારૂં સર્વસ્વ નાશ કરનાર પાતકી ! હું આજ પૂરેપૂરૂં સમજ્યો છું અને તેનું વૈર લેવા આતુર બની રહ્યો છું.

ઓ પ્રેત ! જેમ રાખમાં દબાએલો અંગારો રાખ દૂર થતાં તેનો પ્રભાવ જણાવે છે તેમ આ શુદ્ધ વંશના રાજપૂતની આંખ્યો આગળથી અંધકારનો કાળો પડદો દૂર થતાં સત્ય પ્રકાશ પડયો છે; અને હેં જેને ખરાબ ખસ્ત કર્યો છે તેજ વીર યોદ્ધો આજે તારૂં રૂધીર પાન કરવાને તત્પર બની રહ્યો છે. ઓ ચંડાળ ! હેં તારા સ્વાર્થને માટે મને જે જે મૃગજળ જેવી આશાઓ બતાવી અંધ બનાવ્યો હતો; હા; તે સઘળું અત્યારે યાદ કરી તને હું આ ક્ષણેજ કચરી નાખીશ—છુંદી નાખીશ અને એક વીર યોદ્ધાને કલંકિત કરવાનું ફળ ચખાડી ભયાનક પાપનું પ્રાયશ્ચિત કરીશ. બસ સાવધ ! ” કહી અજીતે ભયંકર બૂમ મારી. ગયબી સ્થાન ખળભળી ઉઠયું. સૈનિકો પણ વીરનો વીરનાદ સાંભળી ભયભીત થયા. વીર અજીત ક્રોધથી કંપવા લાગ્યો, તેની આંખ્યોમાં લોહી ઉપસી આવ્યું. સમશેર વાળો હાથ ઉંચો નીચો થવા લાગ્યો. સાધુ ગિરિનંદ પણ બાજી પલટાયલી જોઈ આભો બન્યો. તે મનમાં ગભરાવા લાગ્યો; પણ પાછી હિંમત ધરી મન સાથે કંઈક વિચાર કરી મુખપર કૃત્રિમ ક્રોધ લાવી તે પાખંડી સાધુ અજીતને કહેવા લાગ્યો:—અરે ! તું આજે આ શું બોલે છે ? અજીત ! તને કંઇ ભાન છે ? તું અત્યારે કોનું અપમાન કરે છે ?

“ તારૂં ! એક શયતાન સાધુનું. ઓ પ્રેત ! હું અત્યારે જે બોલું છું તે સત્ય સમજજે. આ વીર ! આજે એક પવિત્ર દેવીના પ્રતાપે નર્કમાંથી

બહાર નીકળી સત્ય પંથે ચઢયો છે અને પોતાની દુર્દશા કરનાર હરામી સાધુને શિક્ષા કરવા તત્પર થયો છે." અજીતે જણાવ્યું.

"અજીત ! હું ધારૂંછું કે તું ભૂલે છે ? અરે તું વિચાર તો કર કે હું કોણ ?" ગિરિનંદે પૂછ્યું.

"તું દુનિયાંનું નિકંદન કાઢનાર પિશાચ ! ભગવાં વેશમાં ઢંકાઈ નિર્દોષનાં રક્ત પીનાર રાક્ષસ ! પાપનો અવતાર અને ગરીબોની ગરદન પર છરીયો ચલાવનાર નીચ કર્મ ચંડાળ ! બોલ ! એજ કે તું કોઈ બીજો ?" અજીતે ક્રોધથી કંપતાં પૂછ્યું.

"ઓ મૂર્ખ ! હું તારો પૂજ્ય ગુરૂ થાઉં એનું ભાન છે ?" ગુરૂએ રોષથી પૂછ્યું.

"ભાન નહોતું તે હવે આવ્યું છે. સાધુરામ ! એ ભાનેજ તમારૂં પોકળ ફોડયું છે. બસ એ કારણથી તું હવે મારો ગુરૂ નથી, હું તારો સેવક નથી." ગિરિનંદ ! જો ત્હેં તારી ગુરૂ તરીકેની ફરજો બરાબર બજાવી મને સત્ય રસ્તે ચઢાવ્યો હોત તો આ વીર આજે તારો દાસાનુદાસ હોત; પણ ઉલટો ત્હેં તો મને ખરાબખસ્ત કર્યો છે, અરે શુદ્ધ ધર્મથી પણ વિમુખ કર્યો છે. હા, મારી પવિત્ર કીર્તિને કલંકિત કરી ત્હેં રાજદ્રોહિમાં ગણના કરાવી છે. હા, ગુરૂ ! ત્હેં ! ત્હેંજ ! અમરાવતીની રાજ્ય ગાદી મેળવવાની ઇચ્છાથીજ આ પ્રપંચ જાળ રચી છે અને તેમાં મને આડે રાખી અંતે મારોજ નાશ કરવાની બાજી ગોઠવી છે. હા, તે સઘળું રહસ્ય હું આજે પૂરેપૂરૂં સમજી ગયોછું અને એજ કારણથી તને દંશદેવા વિષધર નાગ બન્યો છું. સાધુ ! સાવધ. હવે તારૂં મ્હોત આ મુઠીમાં છે." કહી અજીતે ગર્વથી તેના સામે જોયું.

"અરે શું તું મને મારવાની ઇચ્છા રાખે છે ? શું તું તારા એક વખતના ગુરૂની ગરદન કાપવા ચાહે છે ?" ગિરિનંદે પુનઃ પૂછ્યું.

"કોણ ગુરૂ ? હું તને હવે ગુરૂ તરીકે ગણતોજ નથી; બસ તું તો હવે આ સમશેરનો શીકાર છે–મારો તાબેદાર છે." અજીતે જણાવ્યું.

"શું હું તારો તાબેદાર–શીકાર ?"

"હા, હા, હજારવાર મારો શીકાર ! બસ, હવે હું વધારેવાર તારૂં ટાયલું સાંભળવા નથી માગતો."

"ત્યારે તું શું માગે છે ?" ગુરૂએ ગંભીર નાદે પૂછ્યું.

"મ્હોત ! મને ખરાબ કરનારનું મ્હોત. એ ઢોંગી તારૂં મ્હોત." કહી અજીતે ક્રોધથી સમશેર ઉંચી કરી હલાવી.

"બસ ચૂપકર નાદાન, અસહ્ય શબ્દો સંભળાવતાં શરમાતો નથી શયતાન ? એ મૂર્ખ ! મને આજે તારૂં ભાવી વિપરિત ભાસે છે. તું ધીમે ધીમે કાળચક્રના સપાટામાં સપડાતો જાય છે." ગુરૂએ ભયાનક નાદે કહ્યું.

"કાળનો ગ્રાસ પ્રથમ કોણ થાય છે એ આ ક્ષણેજ જોઈ લે. ચાલ સાવધ. કહી અજીત ગુરૂપર ઉછળ્યો.

"ગિરિનંદ તેનું વિકાળ વદન જોઇ કંપ્યો અને હવે આ પ્રથમનો અજીત રહ્યો નથી ધારોને તે ત્યાંથી યુક્તિસર ખસી સૈનિકોને સંબોધી કહેવા લાગ્યોઃ–મારા વીર યોદ્ધાઓ ! મારા સુખ દુઃખના ભાગીદારો ! તમે સર્વ રંગ જોઈ લીધો હશે ! આ પાપી અજીતે નિમકહરામ થઈ આપણું કર્યું કારવ્યું ધૂળ મેળવ્યું છે. આપણને જે બેવફા થવાનો વ્હેમ હતો તે આજે જણાઈ આવ્યો છે. એ દુષ્ટ આજે પ્રત્યક્ષ થયો છે. તો હવે તમે શામાટે વાર કરો છો. બસ દોડો અને આ બેવફાને પકડો, તમારા ગુરૂનું અપમાન કરનારા પ્રેતને બંધનમાં જકડો અને અંતે તેને લાંબા ખીલા સાથે જડી ત્રાસદાયક વેદનાથી રીબાવીને આપણું વેર વાળો.

"ગુરૂની આજ્ઞા મળતાંજ સૈનિકો કારમી કિકીયારી કરી અજીત પર તૂટયા. અસંખ્ય સૈનિકોથી ઘેરાએલો વીર અજીત અપૂર્વ બળથી તેની સમશેરનું પાણી બતાવવા લાગ્યો. તેની સમશેરના સપાટામાં આવનારના એક ઘાથીજ બે કકડા થઈ જતા. દેવીએ બંધન મૂક્ત કરાવેલા સરદારો પણ તરવારો ખેંચી દુષ્મનોને કાપવા લાગ્યા. ભયાનક બૂમરાણ મચી રહ્યું. સાધુરામના બીજા સેવકો પણ શસ્ત્રબદ્ધ થઇ ત્યાં દોડી આવ્યા. ઓરડો દુષ્મનોથી ચિકાર ભરાઈ ગયો.

બીજા સૈનિકોની સરદારી કપટ અને વરૂણે લીધી હતી. તેમને જોતાંજ ગુરૂએ તપસ્વિની વગેરેને બાંધવાની આજ્ઞા આપી. દેવીએ તત્કાળ ભગવા અંચળામાંથી લાંબુ ખંજર બહાર ખેંચી કાઢયું. કૈલાસ પણ કટાર ખેંચી ત્યાં દોડી આવી. નિરંજની પણ સાવધ થઈ. હજી શાન્તુ ખૂણામાંથી દોડી નથી આવતો તેનું કારણ કળાતું નહોતું. તે અત્યારે ખૂણામાં પણ જણાતો નથી. તે ક્યાં અદૃશ્ય થયો હશે ? શું ખબર પડે! આટલા બધા બૂમરાણમાં મચી રહેલા ભયાનક યુદ્ધ રંગમાં તેની તરફ કોણ દૃષ્ટિ કરે ? અજીત અને બંધન મુક્ત થએલા ચારે સરદારો દુષ્મનોની સાથે ભયંકર ખેલ ખેલતા હતા. વિશાળ ઓરડો લોહીથી રંગાઈ ગયો. અજીત સર્વાંગે લોહીથી રંગાઈ વિકાળ ભાસવા લાગ્યો. દૂર ઉભેલો ગિરિનંદ ગર્જના કરી સેવકોને ઉશ્કેરતો હતો. એવામાંજ તેની દૃષ્ટિ **કૈલાસપર** પડી. તેના મોતીયાં મરી ગયાં. તે કંપ્યો. સઘળું રહષ્ય જાણી ગભરાયો અને હવે આવી બન્યું સમજી તેણે નિઃશ્વાસ નાખ્યો; છતાં પણ દગાખોરોને શિક્ષા કરવાના ઇરાદે તે ભયાનક સ્વરે તેના સેવકોને કહેવા લાગ્યોઃ—બહાદુરો! એક પણ દુષ્મનને જીવતો રાખશો નહિ. આપણી સાથે દગો રમવામાં આવ્યો છે; પણ આપણા સારા નશીબે દગાખોરોનો દગો જણાઇ આવ્યો છે.

માટે એકદમ આગળ વધી, અજીત અને તેના પક્ષકાર ચાર ચંડાળ સરદારોને રેંસી નાખો. ઓ કપટ-વરૂણ! તમે થોડાક માણસો સાથે આ તરફ આવો અને આ ઉભેલી પ્રપંચની પુતળી યોગિનીને પેલી નિમકહરામ કૈલાસ સાથે પકડો. તેમને દોરડાથી જકડો; અને ત્યાંને ત્યાંજ વધેરી નાખો."

"કપટ-વરૂણ તેમના સાગ્રિતો સાથે દેવીની તરફ દોડયા. દેવીએ તેમને નજદીક આવવા દઇ વિકટ સ્વર કર્યો. તત્કાળ કૈલાસે કટાર સાથે તેમની સામે ધસી આવી ઘોર અવાજે કહ્યું:-પાપના પુતળાઓ અમને પકડવા આવતાં શરમાતા નથી! જો આગળ વધી અમને કંઈ પણ ઇજા કરવાનો પ્રયત્ન કરશો તો યાદ રાખજો કે તમે કદાપિ જીવતા રહી શકશો નહિ. અમારો ભયંકર કોપ તમારી ઉપર ઉતર્યોજ સમજજો."

"કૈલાસના શબ્દોથી કપટ-વરૂણ વિચારમાં પડયા; પણ એટલામાંજ ગિરિનંદે કહ્યું:-ન ડરશો-તે કારસ્થાની અબળાઓથી ન ગભરાશો. મારા બહાદુરો! એ દુષ્ટાઓ તમને ઠગવાનો પ્રપંચ કરે છે. માટે એકદમ આગળ વધો અને તેમને પકડો યાતો કાપી નાખો."

"તેઓ આગળ વધે એવામાંજ સામેની સુરંગમાંથી અસંખ્ય માણસો દોડી આવતા જણાયા અને એ સાથેજ "તપસ્વિની માતાનો વિજય" એવો ઘોર ગંભીર અવાજ સંભળાયો. દુસ્મનો સ્તબ્ધ બની એ તરફ જોઈ રહ્યા. એ તકનો લાભ લઇ અજીત અને ચાર સરદારો દુસ્મનોને ઝપાટા બંધ ઝબ્બે કરી જમીન પર સૂવાડવા લાગ્યા. ગુરૂ ગિરિનંદ પણ આભો બની ફાટી આંખે એ તરફ જોઈ રહ્યો.

# પ્રકરણ ૩૪ મું.

———:o:———

## "પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી."

"જગત કિરતારની લીલા, સકળ વિશ્વે છવાઈ છે,
સકળ જીવ જંત પ્રાણીની, અચિર કાયા બનાવી છે.
જગતની રંગ ભૂમીમાં, સ્થિતિ લય નાટયના અંકો;
ભજવતા નાટય પાત્રોને, પ્રવેશોની સગાઈ છે.
વગાડી હાક ધાકેથી, ધ્રુજાવે ધર્ણી એવાની;
દટાઈ દેહ માટીમાં, ઉપર કબરો ચણાઇ છે."

મધ્યાન્હ સમય થયો. સૂર્ય બરાબર માથે આવ્યો. લાવ દેવીની આજ્ઞા મુજબ હવે અંદર જાઉં. આમ વિચારી બહાર ઉભેલો વીર વિશ્વેશ સમરસિંહ સરદારની પાસે પચીસેક માણસો બહાર રાખી બાકીના સાથે અંદર ઉતર્યો. તેણે સૈનિકોને ઝડપથી ચાલવાની આજ્ઞા કરી. બરાબર અણીના વખતેજ દેવીની જય ગર્જના પોકારી બળવાન વીર મદદે આવી પહોંચ્યો. દુષ્મનોનાં ગાત્રો શિથિલ થઈ ગયાં. પાપીઓ થરથર કંપવા લાગ્યા; અને હવે શું થશે એના વિચારમાં પડયા. એવામાંજ વાઘની માફક દોડી આવતા વિશ્વેશપર સાધુની નજર પડી. તે ધ્રુજયો અને તેને ઓળખી ભયાનક ચીસ પાડી બોલી ઉઠયોઃ–ઓહ્ ! આતો વિશ્વેશ !

"હા, તારો નાશ કરવા ઇચ્છિનાર આ વિશ્વેશ. કેમ હવે બરાબર ઓળખાણુ પડી ?" વિશ્વેશે તેની સામે ઉભા રહી પૂછ્યું.

"છોકરા ! તું બહુ બહેકયો હોય એમ જણાય છે, પણ ફિકર

નહિ. તું હવે મારા સપાટામાંથી છટકનાર નથી; ઝાઝો સમય જીવ-નાર નથી."

"આ વિશ્વેશને તારા જેવા કર્મ ચંડાળથી કંઈ પણ કરી શકાવાનું નથી. ઓ હરામી! હું તને હમણાંજ આ પૃથ્વીપર પછાડી યમપુરી તરફ મોકલી દઉં છું. હા, ઘણા દિવસના પ્રજ્વલિત વૈરાગ્નિને આજે તારૂં બળિદાન આપી સંતોષ પમાડું છું. ચાલ, ઓ હરામખોર! જો બળનું ગુમાન હોય તો સામે થઇ જા. હું અને તું આપણા બળની અજમાયશ કરી જોઇએ. બોલ શું વિચાર છે?"

"એક નાદાન છોકરા સાથે મલ્લયુદ્ધ કરવું તે મારા જેવા સાધુને અપમાન કારક છે. શયતાન છોકરા! તું હજી મારા બળથી છેકજ અજ્ઞાત છે. તારો ક્રોધ મારા ક્રોધની આગળ કંઇ વિસાતમાં નથી. ત્હેં હજી આ ગિરિનંદનાં પરાક્રમ સાંભળ્યાં નથી; બસ તેથીજ તું આવી રીતે મારી સામે બોલવાની હિંમત કરી શકે છે."

"સાંભળ્યાં છે; બળનાં મિથ્યા બણગાં ફુંકનાર બાયલા! તારાં નીચ પરાક્રમો મ્હેં નજરોનજર જોયાં છે. ઓ રાક્ષસ! તું એમ સમ-જતો હોઇશકે આ વિશ્વેશ કંઇ પણ જાણતો નથી એટલે ડરી જશે, પણ, ના. ના. હું તારાં સઘળાં કારસ્થાનો જાણુંછું અને એથીજ તને લોહીમાં તરબોળ કરવા તારી સામે નિડર થઇને ઉભોછું. ચાલ, ઓ કસાઈ! મરણને મળવા તૈયાર થઇ જા." કહી વિશ્વેશે સિંહનાદ કર્યો. તેનો પડઘો ચારે તરફ પડી રહ્યો. યુદ્ધમાં મચેલા સિપાહીઓ પણ સ્તબ્ધ બની ઉભા રહ્યા. અજીત અને ચાર સરદારો પણ વિશ્વેશની ભયાનક મુખમુદ્રા નિહાળી તેને ગુરૂનો કાળસ્વરૂપ સમજી ટગર-ટગર જોઇ રહ્યા. તપસ્વિની દેવી પ્રભુનું સ્મરણ કરવા લાગ્યાં. કૈલાસ વિશ્વે-

શને પડખે આવીને ઉભી રહી. વિશ્વેશનો વીરનાદ સાંભળી સાધુ ભયાનક સ્વરે ગર્જી ઉઠયો:—છોકરા! મને મારતાં તું ક્યાંક કાળનો કોળીયો ના થઈ જાય તે વિચારજે. આ ગિરિનંદ વિકાળ વાઘ છે—ઝેરી ભુજંગ છે. તે તને પળમાં હતો નહતો કરી દેશે; માટે હજી પણ સંભાળ."

"એ ઝેરી નાગ! હું હમણાંજ તારૂં ઝેર ચુસી તારો ગર્વ ઉતારૂંછું. એ નીચ! હું આ પળેજ તારૂં કાળું હૃદય આ તિક્ષણ કટારથી ચીરૂંછું. હા, તારાં ત્રાસદાયક નીચ કર્મોથી આ હૃદયમાં ભડભડાટ અગ્નિ સળગી રહ્યો છે. બસ એ આગને હું તારા લોહીથીજ શાન્ત કરનારછું."

"બહાદુરો બોલી બતાવતા નથી પણ કરી બતાવે છે. વિશ્વેશ! તું મારી આગળ નિર્માલ્ય જેવો જણાય છે. સિંહની આગળ શિયાળવા જેવો સમજાય છે."

"બસ એજ તારી ભૂલ થાય છે. તું આ વીરને નિર્માલ્ય શિયાળવું સમજીશ નહિ. હા, પણ તેનું તને કયાંથી ભાન હોય! એતો જ્યારે આ વીર તારા લોહીનો પ્રવાહ વહેવરાવશે બસ ત્યારેજ એ નીચ! તને મારા બળનો ચમત્કાર સમજાશે. ચાલ હોંશીયાર અને બની જા આ કટારનો શીકાર." આમ બોલતા વિશ્વેશે કમ્મરમાંથી કટાર કાઢી સાધુની સામે છલંગ મારી. ગિરિનંદ પણ તેની ભેટ લેવાને તૈયાર હતો. તેણે રૌદ્ર સ્વરે સૈનિકોને આજ્ઞા આપી કે હવે દુશ્મનો પર સઘળા બળથી તૂટી પડો અને દરેકના કાપીને કટકે કટકા કરી નાખો. સ્વામીભક્ત સેવકો ગુરૂપર કાળચક્ર ઘેરાએલું જોઈ કારમી કીકીયારી કરી તૂટી પડ્યા. પુન: તુમુલ યુદ્ધ મચી રહ્યું.

વિશ્વેશના સૈનિકો પર્વતની માફક અડગ થઈ દુશ્મનોને વગ-

ગવા લાગ્યા અને તેમની છુરી સમશેરોને પાપીઓના લોહીથી રંગવા લાગ્યા. ગયબી સ્થાનમાં દારૂણ યુદ્ધ મચી રહ્યું. તલવારના ખડખડાટ અને સૈનિકોના ગુમરાણથી સર્વ સ્થળ ગાજી રહ્યું. વિશાળ ઓરડામાં લોહીની નદી વહેવા લાગી. બન્ને પક્ષો અપૂર્વ બળથી યુદ્ધ કરતા હતા. વીર અજીત મહાન્ પરાક્રમથી દુશ્મનોને ઘાસની માફક કાપવા લાગ્યો. ધીમે ધીમે દુસ્મન પક્ષનું બળ નરમ પડવા લાગ્યું. પાપીઓ વીર યોદ્ધાઓની સમશેરોના શીકાર થઈ ટપોટપ જમીન પર સૂવા લાગ્યા. ગિરિનંદ અને વિશ્વેશનું ભયંકર યુદ્ધ મચી રહ્યું હતું. તપસ્વિની અને નિરંજની દૂર ઉભાં-ઉભાં સર્વ પ્રકાર અવલોકી રહ્યાં હતાં. એવામાં એકાએક દેવીની નજર પાછળ ગઇ તો તેમણે કૈલાસને દૂર ઉભે-ઉભે દુસ્મનો પર તીર ફેંકતી જોઈ. તેના તીરથી દુસ્મન સૈનિકો ઘાયલ થઇ જમીન પર તૂટી પડતા. કૈલાસ આ સમયે સાક્ષાત જગત્ અંબા સ્વરૂપ ભાસતી હતી. તેનું ગૌર મુખ લાલચોળ બની ગયું હતું. દેવી અને નિરંજની આશ્ચર્ય ચકિત્ થઈ તેની તરફ જોઈ રહ્યાં. કૈલાસને યુદ્ધમાં ભાગ લેતી જોઈ વિશ્વેશના આનંદનો પાર રહ્યો નહિ. તે વિકટ હાસ્ય કરતો સાધુને જમીનપર સૂવાડવાનો પ્રયત્ન કરતો હતો. ગિરિનંદના ઘણા ખરા સૈનિકો મરી ગયા. બાકીના મ્હોત-જીવતની દરકાર કર્યા વિના લડતા હતા. ગિરિનંદ ગુરૂ રાક્ષસ સ્વરૂપ ધરી મરવું કે મારવાના નિશ્ચયથી યુદ્ધનો ભયાનક ખેલ ખેલતો હતો બન્નેનાં વસ્ત્રો લોહીથી રંગાઇ ગયાં હતાં. બન્નેનો નિશ્ચય પણ એકજ હતો. અરસ્પરસમાં દ્વંદ્વ યુદ્ધ મચી રહ્યું હતું. એ અરસ્સામાંજ દૂર ઉભી રહી તીર ફેંકતી કૈલાસ કંઇક વિચાર કરી તેની જગાએથી દોડી અને જોત જોતામાં સાધુરામની પાછળ આવી ઉભી. સાધુને તેના આવવાની ખબર પડી નહિ. કૈલાસે સમય સાધી હાથમાંના ધનુષ્યની દોરી યુક્તિ-

સર સાધુરામના ગળામાં નાખી સખ્ત આંચકો માર્યો. પૂર્ણ પરાક્રમ દર્શાવતો ગિરિનંદ "દગો" શબ્દનો ઉચ્ચાર કરી જમીન પર પડયો. તેને નીચે પડેલો જોતાંજ જેની આંખ્યોમાં ખૂન-ખૂન વરસી રહ્યું છે, સર્વાંગ લોહીથી રંગાઇ ગયું છે એવો વિશ્વેશ ભયાનક કીકીયારી કરી પોતાના જુના વૈરીના પાષાણ હૃદયપર ચઢી બેઠો. ગિરિનંદને પડેલો જોતાંજ વીર યોદ્ધાઓ કાનને ફાડી નાખે એવા અવાજથી બોલી ઉઠયા કે—વિજય, વિજય, તપસ્વિની માતાનો વિજય." વિજય ગર્જના સાંભળી ગુરૂના જીવતા રહેલા થોડાક સૈનિકો જીવ લઇને નાસવા લાગ્યા. તેઓને નાશી જતા જોઇ અજીત ઉગ્ર કોપથી તેમની પાછળ પડી કત્લ ચલાવવા લાગ્યો. આવું જોઈ તપસ્વિનીએ તેની પાસે દોડી જઇ તેને એમ કરતો અટકાવ્યો. ગુરૂના અસંખ્ય સેવકોમાંથી ફક્ત દસ માણસો અને આપણા પૂર્વ પરિચીત વરૂણ-કપટ જીવતા નાશી છૂટયા. તપસ્વિનીએ તેમને સુખરૂપે જવા દીધા.

" ગિરિનંદની છાતીપરં ચઢી બેઠેલા વિશ્વેશે મૂકીઓના પ્રહારથી તેને અધમુઓ બનાવી દીધો. વીરના પ્રચંડ હાથની મુક્કીઓના સપાટાથી સાધુના મુખમાંથી રૂધીર નીકળવા લાગ્યું. સાધુ મહારાજ અવાચક બની ગયા. વિશ્વેશ તેને ઢંઢોળી ઉગ્ર અવાજે કહેવા લાગ્યો:—ઓ નીચ સાધુ! તને હવે સમજ પડી હશે કે આ શિયાળવાએ તને જમીનપર પટકી તારો ગર્વ ઉતાર્યો છે. બોલ, ઓ નર્કના કીડા! બોલ. હું તને હવે કેવી રીતે યમપૂરી તરફ મોકલી આપું ? ઓ પાપાત્મા ! તને પાતાળમાં ચાંપું કે તારી છાતી ચીરી તારા લોહીમાં સ્નાન કરૂં ? બોલ, હું શું કરૂં ? " આમ બોલતા વિશ્વેશે અત્યંત ક્રોધને વશ થઇ તેની છાતીમાં માથું પછાડયું. સાધુના મુખમાંથી ઉંહ

શબ્દનો અવાજ નીકળ્યો. અજીત વિશ્વેશની પાસે દોડી આવ્યો અને સમશેર ઉંચી કરી બોલી ઉઠયોઃ–બસ, આ નારકી સાધુ આજે નર્કમાં જાય છે. આ પૃથ્વીનો એક પ્રેત સદાને માટે અદૃશ્ય થાય છે. કહી તેણે સમશેર નીચે ઉતારી, કે તરત વિશ્વેશે તેને અટકાવી કહ્યુંઃ—સરદાર! આ દુષ્ટ એકજ ઝટકે મરવાને યોગ્ય નથી. તેને તો હજી દારૂણ દુઃખ ભોગવવાનું છે. વીર સરદાર! તમે આ દુષ્ટના સહવાસમાંથી નીકળી સત્ય પંથે ચઢયા છો તેને માટે હું આનંદ પામુંછું અને તમને ખરાબ કરનાર દુષ્ટને ઘણોજ ઘાતકી રીતે મારી નાખુંછું." કહી વિશ્વેશ સાધુને હલાવી પુનઃ કહેવા લાગ્યોઃ–કાં મહાત્મા નીચ દાસજી! આમ મુંગા થઇને કેમ પડયા રહ્યા છો? જાગૃત થાઓ અને કાળ-પાસમાં બંધાવા તત્પર થાઓ. ઓ દુનિયાને ઠગનાર ભગવાં ધારી! જો તારે તારાં અનેક પાપમાંથી લગાર બચવું હોય તો હજી પણ શ્રી હરિની પ્રાર્થના કરી લે; હું તને એક પળનો વખત આપુંછું.

"મરણને નજદીક આવેલું જોઈ ગિરિનંદ કંપવા લાગ્યો. તે મુખથી એક અક્ષરનો પણ ઉચ્ચાર કરી શક્યો નહિ; તે ટગર–ટગર વિશ્વેશના મુખ સામે જોઇ રહ્યો. તેને એવી રીતે જોઇ રહેલો જોઇ નજીક ઉભેલો અજીત બોલી ઉઠયોઃ– તે પાપીનાં નશીબમાં ભગવાનનું નામ લેવાનું લખાએલું નથી. માટે તેને સત્વર વધેરી નાખો, શામાટે હવે વાર કરો છો? એ પાપીના વધુ જીવવાથી આ પૃથ્વી કંપી રહી છે. તે નર પશુએ આખી દુનિયાંને ડોલાવી છે. જો આપને તેની સ્હેજ પણ દયા આવતી હોય તો લાવો હું તેનો આ પળેજ વધ કરી નાખું." કહી પુનઃ અજીતે સમશેર ઉંચી કરી. દેવી–કૈલાસ વગેરે નજદીક આવ્યાં. અજીતે નીચે પડેલા સાધુને લાત મારી કહ્યુંઃ—ચાલ સાવધ! હું તને નર્કમાં મોકલી આપુંછું. કહી તેણે તલવાર નીચે ઉતારી. પણ તેની

તલવાર સાધુપર પડે એ પહેલાંજ એક કૌતક થયું. અત્યાર સુધી ગુમ થએલો શાન્તુ વિકાળ વેશથી હાથમાં ખંજર પકડી ત્યાં દોડી આવ્યો. તેનો વિચિત્ર વેશ જોઇ સઘળાં સ્તબ્ધ બન્યાં. એવામાંજ શાન્તુએ બૂમ મારી કહ્યું:—ખસી જાઓ, સઘળાં આઘા ખસી જાઓ અને મને આ સાધુનો નાશ કરી મારી પ્રતિજ્ઞાની પૂર્ણાહુતી કરવા દયો. તેને અને મારે જુનું વેર છે. મ્હેં આ ખંજર તેને માટેજ તૈયાર કર્યું છે. બસ તેની ઘડી હવે આવી પહોંચી છે અને અંતે આ ખંજરથીજ મારા વૈરની વસુલાત થઇ છે. આમ બોલતા શાન્તુએ કોઇની દરકાર રાખ્યા વિના સાધુ પાસે ધસી જઈ ખંજરનો ઘા કર્યો. વિશ્વેશે ઘા અટકાવવાને હાથ આડો ધર્યો પણ ઘા ખાલી ગયો નહિ. ઝેરી ખંજરનો ઘા સાધુના ખભાપર થયો. પુનઃ શાન્તુએ બીજો ઘા કરવાને હાથ ઉંચો કર્યો; કે તરત કૈલાસે તેની પાસે દોડી જઈ તેને પકડી લીધો. શાન્તુ વિકળ વદને બોલી ઉઠયો:—બ્હેન! મને શામાટે અટકાવે છે? શું તેણે અમને ઓછું દુઃખ દીધું છે?”

“વીરા શાન્ત થા. તે દુષ્ટને તેના કર્મનું ફળ મળ્યુંછે.” કહી કૈલાસે તેને સમજાવ્યો. સાધુને વાગેલા ઘામાંથી લોહીની ધારા વહેવા લાગી. તેણે ઝીણી ચીસ પાડી. તેની ચીસ સાંભળી શાન્તુ ખડખડાટ હસી પડયો અને જોર કરી કૈલાસની બાથમાંથી નીકળી સાધુરામ પાસે આવી ઉભો. સાધુએ તેના સામે જોઈ “આહ” શબ્દનો ઉચ્ચાર કર્યો. તેનો એવો અવાજ સાંભળી શાન્તુ તેના સામે જોઇ ધિક્કારની નજર ફેંકી કહેવા લાગ્યો:—સાધુ મહારાજ! આ નીચેની સુખ શૈય્યામાં મઝા પડેછે ને? હાં. પણ ત્હેં મને ઓળખ્યો કે? જો હજી ના ઓળખ્યો હોયતો મરવાં પહેલાં ઓળખી લેજે કે ત્હેં જે મા, દિકરાને વર્ષોનાં વર્ષો સુધી ભયંકર

ભોંયરામાં પૂરી રાખ્યાં હતાં; અરે જેમને ત્હેં જીવનથી બરબાદ કર્યાં હતાં તેજ રાણી સુલોચનાના પુત્ર રણધીરે આજે તેના વૈરની વસુલાત કરી છે; અને શાન્તુના વેશમાં રહી તારી પ્રપંચ જાળ ચીરી તારી અવદશા કરી છે.” કહી રણધીર હસવા લાગ્યો. હવેજ સઘળાંને શાન્તુના ભેદની ખબર પડી કે આતો મણીપુરનો રાજકુમાર રણધીર છે. દિવ્યપ્રભાએ ભાઇને ઓળખી છાતી સરસો ચાંપ્યો. સઘળાંએ તેને આશીષ દીધી. એવામાંજ પુનઃ રણધીર વિશ્વેશને કહેવા લાગ્યોઃ–મોટા ભાઈ! હવે શા માટે વિલંબ કરો છો? પાપીને ઝટ પૂરો કરી નાખોને કે જેથી ધરતી માતા ભારે મરતાં રહે!

“વિશ્વેશે દેવીની સંમત્તિ લેવા તેમના સામે જોયું. દયામયી દેવીએ તેનો વધ કરવાની મના કરી. આથી તુર્ત વિશ્વેશ સાધુરામના હૃદયપરથી ઉભો થયો. અજીત અને શાન્તુના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આ સમયે તપસ્વિની દેવી ગંભીર વિચારમાં પડયાં હતાં. સૌ કોઈ તેમના મુખ સામે જોઈ રહ્યાં.

લોહિમાં તરબોળ થઈ પડેલા સાધુને વાગેલા ઘામાં અપાર વેદના થતી હતી. તેમાંથી હજી લોહી વહેતું હતું, આવું જોઇ દેવી વિચારનો ત્યાગ કરી તેની નજીક ગયાં. તેમણે પાસે ઉભેલા બે સરદારોને સાધુના ઘા પર પાટો બાંધવાને કહ્યું. દેવીની આજ્ઞાથી ઘા ઉપર પાટો બાંધવામાં આવ્યો. પવન અટકવાથી કળતર સ્હેજ ઓછી થઈ. ગિરિનંદ ધીમે રહી બેઠો થયો અને નીચે જોઇ રહી અશ્રુ વરસાવવા લાગ્યો; એવામાંજ તપસ્વિનીએ તેની સામે જોઇ પૂછ્યુંઃ–કાં ગિરિનંદ મહાત્મા! હાલ શું ખબર છે? આપના જેવા સાધુ–સન્યાસીને આવી રીતે લોહીમાં તરબોળ થઇ નીચે પડવું યોગ્ય છે કે? બોલો, જવાબ

દયો? આમ મુગા થઇને કેમ બેસી રહ્યા છો?" કહી દેવી તેના સામે જોઈ રહ્યાં "ગિરિનંદ એક પણ શબ્દનો ઉચ્ચાર કરી શક્યો નહિ." આથી દેવી પુનઃ તેને કહેવા લાગ્યાંઃ—મહાત્મા! સાધુનો સ્વાંગ ધરી સૃષ્ટિના કલ્યાણને અર્થે કંઇપણ નહિ કરવાં લોકોને પીડવાં, ઇસ્લામનાં ધન ધૂળી નિર્દોષ જનોનાં ખૂન કરવાં અને પવિત્ર બાળાઓનાં બળાત્કારથી સતીત્વ નષ્ટ કરવાં એજ શું તમારો ધર્મ હતો કે? બોલો ગુરૂજી બોલો! એ તમારા ધર્મનું રહસ્ય તો મને સમજાવો?"

"બળવાન વીરોને ત્રાસ પમાડનારો ગિરિનંદ ચડતી–પડતીના ચમત્કાર જોઈ દિઙ્મુઢ બની ગયો. તે હજી પણ કંઈ બોલ્યા ચાલ્યા વિના અશ્રુ વિસર્જન કર્યા કરે છે. તેને એવી રીતે શાન્ત બેસી રહેલો જોઈ અજીત ગુસ્સાથી તપી બોલી ઉઠયોઃ—માતા! મને લાગે છે કે આ સાધુના દેહમાંથી પ્રાણપંખી ઉડી ગયો હશે; અને તેજ કારણથી તે જવાબ દઈ શકતો નથી. માટે જો આપની આજ્ઞા હોય તો હું તેને લગાર પુષ્પાંજલી આપી ખાત્રી કરી જોઉં કે તે જીવે છે કે મરી ગયો છે?"

"બાપ! મરેલાને મારવાની હવે જરૂર નથી." કહી દેવી ગિરિનંદના છેક નજીક જઈ તેને હાથથી હલાવી ગુસ્સાથી કહેવા લાગ્યાંઃ—ગિરિનંદ! કેમ આમ શાન્ત થઇને બેઠા છો? થોડીકવાર પરતો તમારા મુખમાંથી ભયંકર ગર્જનાઓ સંભળાતી હતી, તે ગર્જનાઓ અત્યારે ક્યાં અદૃશ્ય થઈ ગઈ? હા, કુદરતના કોપથી તમારા હાથ હવે હેઠા પડયા છે. સાધુ રૂપ ધારણ કરી તમે ઘણાંજ કુકર્મો કર્યાં છે. મહાત્મા! શું તમને ખબર નહોતી કે આ કરેલાં કર્મનો મારે એક દિન જવાબ આપવો પડશે? હા, જાણતા હતા પણ અભિમાનમાં અંધ થયા હતા.

ગિરિનંદ! બોલો, હવે મુંગા ન રહો; અને જણાવો કે તમે મનુષ્યાવતાર ધારણ કરી શું સાર્થક કર્યું છે? હા, સાર્થકમાં નિર્દોષનાં ખૂન કર્યાં છે, હરામનાં ધન મેળવવાને ભયાનક આગો સળગાવી છે અને પવિત્ર જનોના ગળાપર ઝેરી છરીઓ ફેરવી છે. અરે અનેક ગરીબ જીવોને વિના અપરાધે જીવતાંજ ભીંત સાથે જડયાં છે. હા, કેટલા અક્ષમ્ય અપરાધ! શું આટલા બધા અપરાધમાંથી મૂક્ત થઈ શકાશે કે? ના, ના. તમારે તો ભયાનક શિક્ષાઓ સહન કરવી પડશે અને અંતે અગ્નિ કુંડની પ્રચંડ જ્વાળાઓમાં ભષ્મ થવું પડશે. સ્વામી! હજી પણ કંઈ વિચાર થાયછે કે? જો વિચાર થતા હોયતો જણાવો કે તમે હવે એક પળવાર પણ જીવવાને લાયકના રહ્યા છો?" આમ કહેતાં તપસ્વિની તેને ઢંઢોળી પ્રત્યુત્તર માગવા લાગ્યાં. ગિરિનંદ અવાચક બની ગયો. તે હજી પણ મુખથી કંઇ બોલી શકતો નથી; તે તો નીચું જોઈ અશ્રુ વિસર્જન કર્યા કરે છે. આવું જોઈ વિશ્વેશ ગુસ્સે થઇ બોલી ઉઠયોઃ—માતા! તે દુષ્ટ હવે નહિ બોલે, આપ આજ્ઞા આપો કે ઝટ હું તેને નર્ક કુંડમાં મોકલી આપું."

"વત્સ! શાન્ત થા." કહી તપસ્વિની ફરીથી સાધુને પૂછવા લાગ્યાંઃ—કાં મહારાજ હવે મરવું છે કે જીવવું છે?

" બસ આ પ્રશ્નની સાથેજ તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. તે પાપાત્મા અત્યારે પૂર્ણ પશ્ચાતાપથી પ્રજળતો હતો. તે એક પછી એક તેનાં પાપ કર્મને યાદ કરતો હતો. અથાગ પાપથી ભયાનક શિક્ષા થશે ધારીને તે ભયથી વિહ્વળ થતો હતો અને એથીજ તે અવાચક બની જતો. તેમજ તેના ઘામાં પણ અત્યંત વેદના થતી હતી. દુઃખના દર્દથી તેનો શ્વાસ રૂંધાતો હતો. તે બોલવાની ઇચ્છા છતાં બોલી શકતો નહોતો. તેનું હૃદય ધડક—ધડક થતું હતું. તે સર્વાંગે કાંપતો હતો. એવામાંજ

પુનઃ તપસ્વિનીએ કહ્યું:—આટલું આટલું પૂછવા છતાં પણ તમે જવાબ આપતા નથી એથી સમજાય છે કે તમે કંઇક મહાન્ વિચારમાં પડયા છો. મહાત્મા ! તમારો વિચાર તો જણાવો ? શું અમરાવતીની રાજ્ય-ગાદી મેળવવાની ગોઠવણ કરો છો કે રાજા વીરભદ્રનો નાશ કરવાની પ્રપંચજાળ પાથરો છો ? અહા, શું તમે રાજા થશો ! શું તમે રાજ્ય-ગાદી શોભાવશો ? ના, ના. તમારા નશીબમાં તો નર્ક કુંડજ શોભા-વવાનો છે. હા, દુષ્ટ સાધુ ! રાજા થવાને કેવા થવું જોઇએ તેનું ભાન છે ? જો રાજા થવાની ઇચ્છા હતી તો તમારે સકળ ગુણ સંપન્ન થવું જોઇતું હતું પણ તેને બદલે તમે તો ખૂના મરકી ચલાવવાના અને વિષયાંધ બની પવિત્ર બાળાઓને ત્રાસ આપવાના મહાન્ ગુણ ધારણ કરેલા છે. તમે રાજા થવાને તદ્દન ના લાયક છો ? તમે તો આ પૃથ્વીના ભાર રૂપ નર રાક્ષસ છો. હા, ગિરિનંદ ! તમને એક નેક અબળાને મધ્યરાત્રે ગંગામાં વહેતી મૂકતાં તમને લગાર પણ દયા ન આવી તો તમે રાજા થઇ બીજાની પર કેવી રીતે દયા દર્શાવી શકો ? સાધુ મહારાજ ! તે નિર્દોષ અબળાને પુષ્પભદ્રામાં પધરાવતા સમયની કાળી રાત્રિ યાદ છે કે ? આટલું કહી દેવી તેની સામે જોઇ રહ્યાં.

"આ છેલ્લી વાત સાંભળી સાધુ ચોંક્યો અને એકાએક આર્ત-નાદે બોલી ઉઠયો:—બસ કરો, દેવી બસ કરો. તે વાતને અત્યારે યાદ ન કરાવો. હાય ! તે વાત યાદ થતાં આ હૃદય ચિરાઇ જાય છે. તે પવિત્ર પ્રેમ-દાનું પ્રેત અત્યારે મારી નજરે ફરતું જણાય છે. ઓ. આહ, મધ્યરાત્રિ—પુષ્પભદ્રા ! હા તે સઘળુ અત્યારે પ્રત્યક્ષ દેખાય છે. હા, હું હવે મરવા-નેજ ઇચ્છું છું. મ્હેં આખી જીંદગીમાં એક પણ શુભ કર્મ કર્યું નથી. ઓ પવિત્ર દેવી ! મરતાં અગાઉ આ દુષ્ટને જણાવો કે આપ કોણ છો અને

બની ગયેલી વાતને યાદ કરાવવાનું શું કારણ છે?" કહી ગિરિનંદ સમસ્ત શરીરે ધ્રુજતો દેવીના સામે નિહાળી રહ્યો. તેને એવી રીતે બોલતો સાંભળી અજીત ખડખડાટ હસી પડી બોલી ઉઠયોઃ—હા, હવેજ મુડદામાં પ્રાણનો પ્રવેશ થયો હોય એમ લાગે છે."

"ગિરિનંદનું બોલવું સાંભળી દેવી વિચારમાં પડયાં; પરંતુ તરત કૈલાસ આગળ આવી કહેવા લાગીઃ—મહાત્મા! તમારી ચર્મચક્ષુ પરથી અંધકારનો પડદો દૂર થતાં તમે તમારી મેળેજ અપરિચીત જનને પણ ઓળખી શકશો. આ દેવીથી અમે પણ આજ પર્યંત અજ્ઞાત છીએ. ગુરૂ! જુઓ, તમારા સેવકો કેટલા બધા હતા? તેઓ સુખદ્ અવસ્થામાં તમારા માટે પ્રાણ આપવાને કેવા આતુર હતા? પણ અત્યારે દુષ્કર્મોને લીધે થએલી તમારી અવદશાના વખતે તેઓ સર્વ તમારો ત્યાગ કરીને ચાલ્યા ગયા છે. ગુરૂજી! હું ધારૂંછું કે હવે તમને ઇશ્વરના ગયબી ઇન્સાફનું પૂરેપૂરૂં જ્ઞાન થયું હશે?"

"હા, તે કિરતારના ગયબી ફટકાથી મારી ચર્મચક્ષુઓ હવે ઉઘડી ગઇ છે. બ્હેન! તારૂં કથન સત્ય છે. હા, કૈલાસ તું પવિત્ર છે. તારૂં કલ્યાણ થાઓ અને ઓ નિર્દોષના પ્રાણ બચાવનારી દેવી તારો વિજય થાઓ. આમ બોલતો તે સાધુ કંઇક થઇ આવતાં ચીસ નાખી અસ્ફુટ સ્વરે બોલી ઉઠયોઃ—હા. ભયંકર અપરાધ...અક્ષમ્ય ગુન્હો...મધ્યરાત્રિ... સતી...નારી....

"અંતિમ શબ્દ તેના મુખમાંજ રહ્યો. તે દિલના દર્દથી અવાચક બની જમીનપર ઢળી પડયો. અજીત, શાન્તુ તેની તરફ જોઇ રહ્યા. વિશ્વેશ તેના સંભ્રમ યુક્ત શબ્દોથી વિચારમાં પડયો. પુરૂષ વેષ ધારિણી નિરંજની કૈલાસની સામે જોઇ રહી. દેવીના

આંખ્યોમાંથી આ સમયે ખળ-ખળ આંસુ વહેતાં હતાં. દિવ્યપ્રભા દયાથી કંપતી દેવીની પાસે આવી ગળગળા અવાજે કહેવા લાગી:—
માતા! પાપીને તેના પાપ કર્મની ક્ષમા આપો. તે ઘણો દુઃખી થાય છે. આપણે તેને આ સમયે શાન્તિ નહિ આપીએ તો ક્યારે આપીશું?"

"હા, તારી ઇચ્છાનુસાર કરૂંછું." કહી દેવીએ તેને બહાર ઉપાડી જવાની ચાર સરદારોને આજ્ઞા કરી. એ ચારે સરદારો શબ્તુલ્ય પડેલા સાધુને ઉપાડી બહાર નીકળી સમરસિંહને મળ્યા. દેવીના વિજયથી બહાર બેઠેલો વૃદ્ધ સરદાર આનંદ પામી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. બાદ દેવી સર્વ સાથે અંદરનાં છૂપાં રહેઠાણોમાં ફર્યાં, શાન્તુ સર્વ સ્થળનો ભોમીયો હતો. તેણે સાધુનો ભંડાર દેખાડયો. ભંડારમાં અનગળ દ્રવ્ય ભરેલું હતું. દેવીની આજ્ઞાથી સર્વ દ્રવ્ય લઈ લેવામાં આવ્યું. તે પછી સર્વ સ્થળે ફરી તપસ્વિની સઘળાંની સાથે બહાર નીકળ્યાં. બહાર નીકળતાંજ સર્વેએ દેવીની જય ગર્જના પોકારી ગગન ગજાવી મૂક્યું. તે પછી દેવીએ થોડીકવાર સુધી વિચાર કરી અંતે ગયબી સ્થળનો નાશ કરવાની સૈનિકોને આજ્ઞા આપી. સૈનિકોએ જોતજોતામાં ગિરિનંદનું ભયાનક ગયબી ખંડેર માટી-ઢેખાળા પત્થરા વગેરેથી પૂરી નાખ્યું. ત્રીશુળ વાળા ચોતરાને પણ તોડી નાખવામાં આવ્યો. જે ભયાનક સ્થળમાં ગિરિનંદ વર્ષોનાં વર્ષો રહી જાલીમ જુલ્મ વર્તાવતો અને ધારેલા કામમાં ફતેહ મેળવતો તે તેનું વ્હાલું સ્થાન જમીનના પેટામાં દટાઈ ગયું. સદાને માટે ઢંકાઇ ગયું. તેની ઉપર કંઈ પણ નામ નિશાન ન રહ્યું. સર્વ કાર્યથી પરવારી દેવીએ સર્વને ત્યાંથી ચાલવાને જણાવ્યું. ચાર બળવાન સરદારો બેશુદ્ધ સાધુને ઉપાડી સાવચેતીથી આગળ ચાલવા લાગ્યા તેમની પાછળ દેવી સર્વની સાથે કૈલાસ ટેકરી તરફ ગમન કરવા લાગ્યાં.

# પ્રકરણ ૩૫ મું.

—:o:—

"જેવી કરણી તેવી પાર ઉતરણી,

મિથ્યા મદે અંધા થૈ, બહુ પાપીઓ ફુલાય છે,
કુદરત તણા ફટકા થકી, જન નીચ ના ડર ખાય છે;
પણ પછડતા પૃથ્વીએ જ્યારે, કપાળે કર દઈ રડવા,
કરેલાં કર્મના બદલા ખરેખર આ ભવે મળતા.

**સાંજ** પડવા આવી. તપસ્વિની દેવીને આવવાનો સમય થઈ ગયો, હજી સુધી તેઓ કેમ નહિ આવ્યાં હોય ? શું તેઓ ભયમાં તો નહિ આવી પડ્યાં હોય ? આવી રીતના સંકલ્પ-વિકલ્પ કરતો શૈલેશ દેવીના આશ્રમમાં શિવાલયના ઓટલાપર બેસી દેવીની રાહ જોઈ રહ્યો હતો. તેની નજીકમાં ભદ્રેશ-ભગવતિ-રાણી સુલોચના અને અન્ય આશ્રમવાશીઓ બેઠાં હતાં. સર્વ આતુરતાથી દેવીના આગમનની માર્ગ પ્રતિક્ષા કરી રહ્યાં હતાં. દેવીએ જણાવેલો સમય થઈ ગયો હતો; આથી તેમને માટે સૌને ચિંતા થયા કરતી હતી. એવામાંજ દૂરથી બે માણુસો શ્વાસભર દોડી આવતા જણાયા. તેમની પર નજર પડતાં શૈલેશ ઉભો થયો. તે દોડી આવતા બે માણુસો આખા શરીરે લોહીથી રંગાએલા હતા. તેઓ ગભરાટથી ચારે દિશાઓ તરફ જોઈ દોડતા હતા. શૈલેશ વગેરેને જોઈ તેઓ ગભરાયા અને બીજા રસ્તા તરફ ફંટાયા. શૈલેશને વ્હેમ પડ્યો. તત્કાળ તે તેમની તરફ દોડ્યો. ભદ્રેશ પણ થોડાંક માણુસો સાથે તેની પાછળ દોડ્યો. સઘળાએ નાસી જતા માણુસોને પકડી પાડ્યા. તે બન્ને જણા વ્યાકુળ ચિત્તે આસપાસ નજર

ફેરવવા લાગ્યા. એટલામાં તો ભદ્રેશની દ્રષ્ટિ તેમની પર પડી. તે એકાએક ચોંક્યો. તેના મુખપર તિરસ્કાર પ્રકટ્યો; અને ગુસ્સાથી બોલી ઉઠ્યો:—અરે આતો પાપનાં પુતળાં વરૂણ તથા કપટ! હા, હું ધારતો હતો કે તમારી અંતે અવદશાજ થવાની.

"ભદ્રેશરાય! આ નરાધમોને હું સારી રીતે ઓળખું છું. તેમણે અનેક જનોને પાયમાલ કર્યા છે. એ તેમનાં નીચ કર્મોનો બદલો તેમને આ પળેજ મળશે. તેઓ આ હાથથી હવે કદાપિ જીવતા રહી શકનાર નથી." શૈલેશે જણાવ્યું.

"તે દુષ્ટો ગભરાયા; અને હવે જીવવું મુશ્કેલ છે જાણીને વિચારમાં પડ્યા. બાદ થોડીવારે કંઈક નિર્ણય કરી કપટે વરૂણને કંઈક ઈસારત કરી. તત્કાળ વરૂણે કમ્મરમાંથી કટાર ખેંચી કાઢી. કપટે પણ તેનું અનુકરણ કર્યું. જોતજોતામાં તો તેઓએ એક બીજાના પેટમાં કટારો હુલાવી દીધી. કારમી ચીસ પાડી બન્ને જણા ઢગલો થઈ જમીન પર પડ્યા. લોહીનો ધોધ. નીકળ્યો. પાપીઓ તરફડવા લાગ્યા અને મરણને મળવા હાથ પગ પછાડતા દારૂણ કષ્ટ સહન કરવા લાગ્યા. આ બધું એક પળવારમાં બની ગયું. ભગવતિ—સુલોચના વગેરે ત્યાં દોડી આવ્યાં. સર્વે જણાં તેમના આત્મત્યાગથી સ્તબ્ધ બની તેમની સામે જોઈ રહ્યાં. તેમની અંતિમ દશા નિહાળી ભદ્રેશની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તે દયાર્દ્ર નેત્રે લોહીમાં તરબોળ થઈ તરફડતા પાપીઓની સામે જોઈ રહ્યો. તેને એવી રીતે જોઈ રહેલો જોઇ કપટ વિકળ વદને લથડતી જીભે તુટક અવાજે કહેવા લાગ્યો:—ભદ્રેશ! અમે...દુષ્ટ...છીએ...તમને...અનીતિના...માર્ગે ચઢાવી પાયમાલ... કરનાર...અમેજ...છીએ. હા,...એ...નીચ...કૃત્યોથી...અમે...મહા... દુ:ખી થઇને...મરીએ છીએ. ભદ્રેશરાય અમને માફ કરો...પ્રભુ...ત-

મારૂં...કલ્યાણ...કરશે. હા...ભયંકર...દેખાવ દેખાય છે, અસહ્ય...વેદના ...થાય છે...ક્ષમા...ભદ્રેશરાય...અમને...ક્ષમા......આપો...હા...ર ...અ...આ...મ...મ." બસ થઇ ચૂક્યું. તેના રામ રમી ગયા. બાદ થોડીવારે વરૂણે પણ પ્રાણ ત્યાગ્યા. દુનિયાના ભાર રૂપ પ્રેતો, ભોળા મિત્રોને ખરાબખસ્ત કરનાર દોસ્તો આખરે ભયાનક વેદનાથી મૂઆ. યમરાજના દૂતો તેમના ગળામાં કાળપાસ ભરાવી નર્ક કુંડ તરફ ખેંચી ગયા. "તેમનું દુખદ મૃત્યુ નિહાળી ભદ્રેશ રડી પડ્યો. તે આત્મગત બોલતો હતો કેઃ—ખરેખર પાપીઓ પાપથીજ મુઆ. હા, કરેલાં કર્મનો બદલો આ ભવમાંજ મળે છે. હા, ઇશ્વર તેમને તેમનાં પાપની ક્ષમા આપો." આમ બોલતો ભદ્રેશ તેમના આત્માની શાન્તિને અર્થે પ્રભુની પ્રાથના કરવા લાગ્યો. એવામાંજ ચાર સરદારો સાથે કૈલાસ ત્યાં દોડી આવી; અને સર્વની સામે નિહાળી શૈલેશને કહેવા લાગીઃ—કુમાર ! આશ્રમમાં ચાલો. આપણો વિજય થયો છે. પાપી સાધુ ઘાયલ થઈ આપણા પંજામાં સપડાયો છે; અને અજીત અંતે પસ્તાયો છે. દેવી દિવ્યપ્રભાને લઈ સર્વ સાથે આવી પહોંચ્યાં છે.

"શૈલેશ સાનંદાશ્ચર્યથી કૈલાસની સામે જોઈ રહ્યો. સર્વેએ જય ઘોષ કર્યો. સઘળાં આશ્રમમાં આવ્યાં. તપસ્વિની માતાની જય ગર્જનાઓથી પહાડી પ્રદેશ ગાજી ઉઠ્યો. વિશ્વેશ, શૈલેશ, ભદ્રેશ વગેરે એક બીજાને મળી આનંદ પામ્યા. શૈલેશ કુમારે દેવીને નમન કર્યું. દેવીએ તેને આશીષ આપી હસ્તે વદને કહ્યુંઃ—કુમાર! પ્રભુ કૃપાથી ગિરિનંદ ઘાયલ થઈ પર્ણકુટીમાં સૂતો છે. શૈલેશ! પ્રભુનો ઉપકારમાન અને આ તારી દિવ્યપ્રભાને મળી સુખી થા." કહી દેવીએ પાસે ઉભી રહેલી બાળાને કહ્યુંઃ—બેટા દિવ્યપ્રભા!

" માતા." દિવ્યપ્રભાએ સજળ નયને જવાબ આપ્યો.

" જા, તારા સ્વામીની સેવામાં ઉપસ્થિત થા." કહી દેવી ત્યાંથી બીજી બાજુએ ચાલ્યાં ગયાં. દિવ્યપ્રભા શૈલેશની નજીક ગઇ. દંપતિ હર્ષાશ્રુ વર્ષાવતાં ઘણા દિવસે એક બીજાને મળ્યાં. સઘળાએ જયનાદ કર્યો. દેવી પુનઃ પાછાં આવી પ્રેમી દંપતિનું મિલન જોઇ સ્હેજ હસ્યાં. શૈલેશ તેમની પાસે ગયો અને બે હાથ જોડી કહેવા લાગ્યોઃ–માતા ! આ બાળકને માટે આપે અત્યંત સંકટ સહન કર્યું છે. આપના મારી પ્રત્યે અનહદ્ ઉપકાર થયા છે. માતા! આપના પ્રયત્નોને લીધેજ હું આ મારા પ્રિય રત્નને મળવા અત્યારે ભાગ્યવાન થયો છું."

" કુમાર પ્રભુની કળા ન્યારી છે. મને મદદ કરવાનું સઘળું માન આ તારા ગુણીયલ મિત્રને આપ; કારણ કે તેણેજ મનેખરા સમયે મદદ કરી હતી." દેવીએ જણાવ્યું. પુનઃ શૈલેશે પૂછ્યુંઃ–માતા ! અજીત-સિંહ ક્યાં છે ?"

અજીત ત્વરત પાછળથી નીકળી આવી બોલ્યોઃ–આ રહ્યો, આ પાપી પ્રપંચી રાજ્યદ્રોહિ આ રહ્યો." કહી તે શૈલેશના પગ પાસે બેસી ગયો."

" શૈલેશ તેના બોલવાથી સ્તબ્ધ બન્યો; અને આખરે ક્ષત્રિય ધર્મને યાદ કરી તેને સ્વહસ્તે ઉભો કરી ભેટયો. અજીત શોકાર્ત હૃદયે કહેવા લાગ્યોઃ–બંધુ મને ક્ષમા કર. મ્હેં તમને અત્યંત દુઃખી કર્યાં છે.

તેના પશ્ચાતાપ પૂર્ણ શબ્દો સાંભળી શૈલેશનું હૃદય ભરાઇ આવ્યું. તે અજીતને નજીક ખેંચી કહેવા લાગ્યોઃ–વીરા ! ભાવિના ભૂલાવાથી સર્વ કાર્ય થયા કરે છે. તું હવે ગત કર્મો ભૂલી જા અને પ્રથમનો વફાદાર થા."

"અજીતે તેની પાસેથી ખસી દિવ્યપ્રભા પાસે જઈ કહ્યું:–બ્હેન! મારા અપરાધ વિસરી જા. મ્હેં તને ત્રાસ આપવામાં કંઇ પણ બાકી રાખ્યું નથી.

"મોટાભાઇ! તમે અનીતિનો ત્યાગ કરી નીતિના પંથે ચઢ્યા તેથી હું અતિ પ્રસન્ન થઇછું. મારા મનમાં તમારી પ્રત્યેનો હવે લગાર પણ દ્વેશ રહ્યો નથી."

"બસ, હવે આ અશાન્તિ પૂર્ણ હૃદયમાં શાન્તિની સ્થાપના થઈ; પણ ફક્ત વ્હાલી નિર્મળાની સ્મૃતિ તાજી રહી. હા, તે સતી સુંદરી અકાળે મરણને શરણ થઈ પ્રેત રૂપે અવતરી. હા, નિર્મળા! ઓ નિર્મળ મનની દિવ્યબાળા! હું હવે જલ્દીથી તારો ઉદ્ધાર કરી તને આવી મળું છું. સુંદરી! તારા વિના આ જીવન હવે ઝેર જેવું સમજું છું." આમ બોલતા અજીતની આંખ્યોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. તપસ્વિનીએ તેને શાન્ત કર્યો. એવામાં એકાએક કોઇની ઝીણી ચીસ સંભળાઇ. સઘળાં ચમકીને આસપાસ જોવા લાગ્યાં. ચીસનો અવાજ શિવાલયમાંથી આવતો હતો. કૈલાસ પૂર ઝડપથી એ તરફ દોડી ગઈ અને શિવાલયમાં પ્રવેશી જુએ છે તો ત્યાં મધુમુખી ચત્તીપાટ પડી છે. તેના પગના અંગુઠે એક મોટો વિષધર ઉપરા સાપરી દંશ મારી રહ્યો છે. મધુમુખી ચીસેચીસ પાડી રહી છે. આવું જોતાંજ કૈલાસે જોરથી બૂમ મારી. તેની બૂમથી સઘળાં ત્યાં દોડી આવ્યાં. કૈલાસની બૂમ સાથેજ કાળો નાગ પાણીના રેલાની માફક ચાલતો થયો. મધુમુખીના સર્વાંગે ઝેર વ્યાપી ગયું હતું. તે અવાચક બની ગઈ. દેવી તેની પાસે દોડી આવ્યાં અને તે અભાગણી અબળાનું માથું ખોળામાં લઈ તેની સારવાર કરવા લાગ્યાં. મધુમુખી જોકે ભાન ભૂલી હતી પરંતુ એકાગ્ર

નેત્રે દેવીના સામે જોઈ રહી હતી. તેની જીભે કાંટા પડતા હતા. તેની દશા નિહાળી દેવીની આંખ્યોમાં આંસુ આવ્યાં. તે મોટે અવાજે તેના કાનમાં કહેવા લાગ્યાં;–મધુમુખી! હવે ઇશ્વરને યાદ કર. પાપથી છૂટવાને તે દયાળુનું ધ્યાન ધર. તારો મૃત્યુકાળ હવે નજીક આવી પહોંચ્યો છે. કહી દેવીએ તેના મુખમાં જળ રેડયું. દેવીનું કહેવું જાણે તેણે સાંભળ્યું હોય એમ જણાયું. તેણે તરત આંખ્યો નીચે ઢાળી દીધી. મધુમુખીથી અજાણ રહેલાઓને પણ હવે ખબર પડી કે આંતો મધુમુખી છે. "હા, જેવી કરણી એવી પાર ઉતરણી." દુષ્ટાત્માઓનું મૃત્યુ પણ દુષ્ટતાથીજ થાય છે. કપટ અને વરૂણ એક બીજાને કટાર ભોંકી આત્મહત્યા કરી મરી ગયા અને મધુમુખીના પ્રાણ સર્પે લીધા. અજીત અને ભદ્રેશ એક બીજાની સામે જોઈ રહ્યા. ભદ્રેશને તેના મરણથી ઘણું લાગી આવ્યું; પણ અજીતને કંઈ લાગ્યું નહિ. તે તો તેના મનમાં બોલતો હતો કે આ ઠીક થયું. દુનિયામાંથી એક પાપ વિદાય થયું. અજીત સિવાયનાં તમામ જનો પ્રભું સ્મરણ કરી તેનું મૃત્યુ સુધારવા લાગ્યાં. પર્ણકુટીમાં પડેલો ઘાયલ ગિરિનંદ શુદ્ધિમાં આવ્યો હતો; તેણે બહાર થતા કોલાહલનું કારણ પાસે બેઠેલા સેવકોને પૂછ્યું. સેવકો જવાબ આપે એ પહેલાં અજીત ત્યાં આવ્યો. ગુરૂએ તેના સામે જોયું. અજીતે મધુમુખીનું ભયાનક મૃત્યુ તેને જણાવ્યું. તેનું મૃત્યુ સાંભળી ગુરૂએ નિઃશ્વાસ નાખ્યો અને આત્મગત બોલી ઉઠયો;–હા, પાપીઓને તેમના કર્મની શિક્ષા આ જન્મમાંજ થાય છે. મધુમુખી ગઇ, હું બાકી રહ્યો. મારી પણ હવે ઘડીયો ગણાય છે. ઝેરી ખંજરનું ઝેર મારી રગે રગમાં વ્યાપતું જાય છે. ઘામાં અસહ્ય વેદના થાય છે; હા, ફક્ત જીવનના હવે થોડા દિવસજ બાકી રહ્યા છે. હા, રામ. આ પાપીને તારા દરબારમાં જલ્દી બોલાવી લે. આમ બોલતો સાધુ પુનઃ બેભાન થઇ નીચે પડયો.

સેવકો પવન નાખવા લાગ્યા. અજીત ત્યાંથી નીકળી શિવાલયમાં આવ્યો. મધુમુખીનો પ્રાણ દેહ મૂકી ચાલ્યો ગયો. કૈલેશે કપટ અને વરૂણના મૃત્યુ સમાચાર દેવીને જણાવ્યા. તત્કાળ દેવીએ તેમનાં શબ પણ ત્યાં મંગાવ્યાં. શિવાલયની પાછળ દૂરના મયદાનમાં ત્રણ ચિતાઓ તૈયાર કરવામાં આવી. દેવીના સેવકો ત્રણેનાં શબને ગંગામાં સ્નાન કરાવી આવ્યા અને પછી ચિતામાં સૂવારી અગ્નિ સંસ્કાર કર્યો. ત્રણે ચિતાઓ ભડભડાટ સળગવા લાગી. અગ્નિની પ્રચંડ જ્વાળાઓ પાપી દેહને ચારે તરફ વિંટળાઈ વળી. વિશ્વેશ આ સમયે મહાન વિચારમાં ગરકાવ થઈ પ્રભુની લીલા અવલોકતો હતો. તેની પાછળ કૈલાસ ઉભી રહી ભડભડાટ સળગતી ચિતાઓને અવલોકી રહી હતી. વિશ્વેશ મનમાં બોલતો હતો કેઃ-ખરેખર! ઇશ્વિર ન્યાયી છે. પાપીને પાપનો અને પુન્યવાનને પૂન્યનો બદલો આ જન્મમાંજ આપે છે. હરી-હરી! તમારી કળા અગમ્ય છે." આમ બોલી તેણે પાછળ દૃષ્ટિ કરી તો કૈલાસને ઉભેલી જોઈ. તેણે તેને નીચે બેસવાનું કહ્યું. બન્ને જણાં ઇશ્વિરની લીલાની વાતો કરવા લાગ્યાં. થોડીવારમાં તો અગ્નિ દેવે પાપીઓના દેહને બાળીને ભષ્મ કરી નાખ્યા. બાદ સૌ ગંગામાં સ્નાન કરી આવ્યાં.

રાત્રિ પડી હતી. આકાશમાં નક્ષત્રો ઝગઝગી રહ્યાં હતાં. એવામાં દૂરથી મસાલોનું અજવાળું જણાયું. તેના પ્રકાશમાં અસંખ્ય ઘોડેસ્વારો મારતે ઘોડે દોડી આવતા જણાયા. આ વળી શું નવી આફત આવી! કહી વિશ્વેશ ત્યાંના માણસોને સજ્જ કરી તૈયાર થઈ ઉભો. સર્વે આતુરતાથી એ તરફ જોઈ રહ્યાં. જોત જોતામાં તો અસંખ્ય ઘોડે સ્વારો ત્યાં આવી પહોંચ્યા. વિશ્વેશે સિંહનાદ કરી તેઓને આગળ વધતા અટકાવ્યા. ઘોડેસ્વારોએ તલવારો ખેંચી. વિશ્વેશના માણસો પણ

તેમને જવાબ આપવાને તૈયાર હતા. બન્ને પક્ષમાં યુદ્ધ મચે એ પહેલાં તો એ ઘોડેસ્વારોના સરદારે આગળ આવી તેનાં માણસોને યુદ્ધ કરવાની મના કરી. તપસ્વિની પણ આગળ દોડી આવ્યાં. એવામાંજ શૈલેશની નજર એ ઘોડેસ્વાર સરદાર પર પડી. તે તેને ઓળખી સાનંદાશ્ચર્યથી બોલી ઉઠયોઃ–"અરે! આતો મારા પિતા!" કહી તે પિતાને મળવા દોડયો. ખરેખર તે મહારાજા વીરભદ્ર હતા અને શૈલેશની શોધમાં નિષ્ફળ જવાથી દેવીના આશ્રમમાં થઇને અમરાવતી તરફ જતા હતા. પ્રભુની લીલા ન્યારી છે. જેને માટે તેમણે અત્યંત પરિશ્રમ વેઠયો હતો, તે પુત્રને આવી રીતે અચાનક મળેલો જોઇ તેમના આનંદનો પાર રહ્યો નહિ. તે તરત ઘોડેથી ઉતરી પુત્રને ગાઢ આલિંગન આપી હર્ષાશ્રુ વરસાવવા લાગ્યા. જેમ અંધને ચક્ષુ પ્રાપ્ત થાય એ પ્રમાણે મહારાજાને થયું. બાદ તેમણે પૂછ્યું:–શૈલેશ! વિશ્વેશના કંઇ સમાચાર છે?

"હા, વિશ્વેશ પણ અહિં હાજર છે." કહી તે આગળ આવ્યો. મહારાજાએ બન્નેને છાતી સરસા ચાંપ્યા. તે પછી મહારાજાએ દિવ્યપ્રભાને પાસે બોલાવી ખબર પૂછી. સતી બાળાએ સસરાને નમન કર્યું. મહારાજાએ પોતાના સૈનિકોને ત્યાં પડાવ નાખવાની આજ્ઞા કરી. વિશ્વેશે મહારાજાને સઘળાંની ઓળખાણ કરાવી. રાજાએ તપસ્વિની દેવીને પ્રણામ કર્યા. સઘળું મંડળ નીચે બેઠું. મશાલોના પ્રકાશમાં આશ્રમનું મયદાન માણસોથી ચિકાર ભરાયેલું જણાયું. વિશ્વેશે મહારાજાને સઘળી વિતક વાર્તા કહી સંભળાવી; અને છેવટમાં કહ્યું કે:–અમે જીવતા રહ્યા છીએ તે આ દેવીની કૃપાથીજ. દયાળુ દેવીએ અમારા માટે અત્યંત સંકટ સહન કર્યું છે. તેમના પ્રયત્નોથી પાપી અજીત પણ નિર્મળ થયો છે."

" હેં ! ક્યાં છે તે કર્મ ચંડાળ ?" મહારાજા બોલી ઉઠયા.

" આ રહ્યો તમારો પાપી પુત્ર અજીત." આમ બોલતા અજીતે ત્યાં દોડી આવી મહારાજાના ચરણમાં પડતું નાખ્યું. રાજાએ તેને કેટલોક ઠપકો આપી ત્યાં નજીકમાં બેસાર્યો. દેવીએ તેની અને ગિરિનંદની કર્મ કથા કહી સંભળાવી. દુષ્ટોનાં પૈશાચિક કર્મો સાંભળી મહારાજા કંપી ઉઠયા અને અંતે બે હાથ જોડી દેવીને કહેવા લાગ્યાઃ— પવિત્ર દેવી ! આપની કૃપાથી મારો વેરાન થઈ ગએલો બગીચો આજે ખીલી રહ્યો છે. હા ! તમારી કૃપાથીજ હું મારા પુત્રને દિવ્યપ્રભા સાથે જોવાને ભાગ્યશાળી થયો છું."

"તે સઘળી પ્રભુની કૃપા છે. રાજન્ ! મ્હેં એમાં કાંઇએ કર્યું નથી. આમાં અધિક શ્રમ ઉઠાવનાર અને જીવ સટોસટના ખેલ ખેલી પાપીઓનો પરાજય કરનાર ફક્ત પ્રભુનાં બે બાળકોજ છે." દેવીએ જણાવ્યું.

" દેવી ! મારાં રત્નોને બચાવનાર તે વીર બાળકો હાલ ક્યાં છે ? " રાજાએ પૂછ્યું.

" આ રહ્યાં. જુઓ, તેમાં એક તો તમારો વિશ્વેશ છે અને બીજી આ તેની નજદીક બેઠેલી બાળા કે જે કૈલાસના નામથી ઓળખાય છે. રાજન્ ! તેમના પ્રયત્નથીજ પાપીઓનું ખેદાન-મેદાન થઈ ગયું છે. પાપી સાધુ ઘાયલ થઈ પકડાયો છે. આ અજીત પસ્તાયો છે; અને મણિપૂરનાં રાણી સુલોચના તેમના પુત્ર સાથે જીવતાં છૂટયાં છે." દેવીએ જણાવ્યું.

" ધન્ય છે, વીર બાળકો તમને અત્યંત ધન્યવાદ છે. પ્રભુ તમને દિર્ઘાયુ રાખો. અહા ! જ્યારે મારો મિત્ર વીરબાહુ તેમનાં રાણી-પુત્રની હયાતી સાંભળશે ત્યારે તેને કેટલો આનંદ થશે !" આમ બોલતા

મહારાજાએ રાણી સુલોચનાને મળી રણધીર કુમારને છાતી સરસો ચાંપ્યો. કૈલાસ શિખર પર આનંદ આનંદ વર્તાઇ રહ્યો. મહારાજા વીરભદ્રે તેજ વખતે પાંચ સરદારોને મણિપૂરના મહારાજા વીરબાહુને અમરાવતીમાં તેડી લાવવા રવાને કર્યા, અને બીજા દશેક સરદારોને મ્યાના વગેરે સાધનો લઈ આવવાને અમરાવતી તરફ મોકલ્યા. બાદ ગઇ ગુજરી વાતો કરી સઘળાં મોડી રાત્રે નિદ્રાવશ થયાં.

## પ્રકરણ ૩૬ મું.

### પવિત્ર પ્રેમનો વિજય.

"પ્રેમના જુદા જુદા છે પ્રકાર, ( ૨ )
પ્રેમમાં વશી રહી પ્રભુતા સાર—પ્રેમ.
એક પ્રેમ સાચો શ્રી હરી પ્રતિનો છે,
માત તાત ભ્રાત મિત્ર સતી પતિનો છે.
સાચો કહેવાય એજ પ્રેમ ધર્મ શુભ નેમ,
જેથી તરી જવાય આ સંસાર—પ્રેમ.

મધ્ય નિશા ઝગઝગી રહી હતી. પાછલી રાત્રિએ પ્રકાશ આપવાને ચંદ્રદેવે આકાશમાં દર્શન દીધું હતું. સર્વત્ર શાન્તતા માલૂમ પડતી હતી. દુષ્ટોનો પરાજય થવાથી કૈલાસ શિખરનાં પવિત્ર જનોએ આજે નિદ્રાનું શાન્ત શરણુ સ્વિકાર્યું હતું. આવા શાન્ત સમયે તપસ્વિની દેવીની પર્ણકુટીમાં એક ઝાંખો દિપક સળગી રહ્યો છે. તેના પ્રકાશમાં દેવી ભગવતિ–નિરંજની અને કૈલાસ હજી જાગતાં જણાય છે. દેવી કંઇક

ચિત્રકાર.

મહાન્ વિચારમાં ગરકાવ થએલાં છે. તેમની સામે ત્રણે બાળાઓ શાન્ત-તાથી બેસી રહી છે. બાદ થોડો સમય વિતતાં દેવીએ વિચારનો ત્યાગ કરી કહ્યું:–મારી પવિત્ર પુત્રીયો! તમારે હવે તમારા સ્વામીની સેવામાં ઉપસ્થિત થવાનો સમય આવી પહોંચ્યો છે. તેમાં પ્રભુની આજ્ઞા પણ મળી ચૂકી છે; માટે હવે ઉઠો અને તમારા સ્વામીને યુક્તિપૂર્વક જઇ મળો. પુત્રીયો! જાઓ તમારા પવિત્ર પ્રેમનો વિજય છે. તમારા વિયોગા-ગ્નિથી ઝુરતા સ્વામીને મળી તેમને આનંદ કરાવો. બેટા નિરંજની! તું પ્રથમ જા. આ સામેની ગુફામાંજ અજીત સૂતો હશે. મને લાગે છે કે તે હજી જાગતો હશે, કારણ કે પશ્ચાતાપથી પીડાતા માણસને કદાપિ નિદ્રા આવતી નથી.

"દેવીની આજ્ઞા સાંભળી નિરંજની પર્ણકુટીની બહાર નીકળી. તેના ગયા પછી દેવીએ ભગવતિને ભદ્રેશરાયની ગુફા તરફ મોકલી અને કૈલાસને વિશ્વેશની ખબર કાઢવા મોકલી. પવિત્ર બાળાઓના ગમન પછી દેવી પણ પ્રભુનું ધ્યાન ધરી પર્ણકુટીમાંથી બહાર નીકળ્યાં."

"અજીતની પાસે જવા નીકળેલી નિરંજની શરીરપર કાળો જબ્બો ઓઢી ગુફા નજીક આવી; પણ એટલામાંજ તે ગુફા આગળ તેને કોઇક ફરતું હોય એમ જણાયું. નિરંજની આગળ નહિ વધતાં ત્યાંજ ઉભી રહી જોવા લાગી. તે અજીત હતો. તેને નિદ્રા આવી નથી. તે ગત્ કર્મોનો પશ્ચાતાપ કરી આમ તેમ ફર્યા કરે છે અને વચ્ચે વચ્ચે નિઃશ્વાસ નાખે છે. તે મનમાં ઘણો દુઃખી થતો હોય એમ જણાય છે. તે મનમાં નિર્મળાને પોકાર પાડતો હતો. તે બોલતો હતો કેઃ—હા! પ્રાણ વલ્લભા! તું મને સન્માર્ગે ચઢાવવા જતાં આ પાપીના હાથેજ મરણને શરણ થઇ. ઓ દેવી! તારા જેવી ગુણીયલ પ્રેમદા મને હવે કદાપિ મળનાર નથી. હા! પવિત્ર

બાળા ! આ તારા પતિને ક્ષમા કરજે, તેના અપરાધ ભૂલી જજે. હાય! અત્યારે મારા દિલમાં અપાર દર્દ થાય છે. તે થતું દર્દ હું તને કેવી રીતે બતાવું? હા! કરેલાં કર્મથી હવે પસ્તાઉં છું. અને જીવતાંજ પ્રચંડ અગ્નિથી ભષ્મ થાઉં છું. ઓ મારી નેત્રમણિ નિર્મળા! તું હાલ ક્યાં છે? જો તું સ્વર્ગમાં હોય તો હું હવે થોડા દિવસમાંજ તારી ક્ષમા યાચવાને ત્યાં આવીશ. તું પવિત્ર છે એથીજ હું સ્વર્ગમાં આવી શકીશ, બાકી આ દુષ્ટને તો સ્વર્ગના દ્વારમાં પણ પગ મૂકવાનો અધિકાર નથી. ઓ દયાની દેવી! હું આ સંસારમાં હવે જીવવાને ખુશી નથો. આ સંસાર મને હવે ઝેર સમાન સમજાય છે. હાય! હું ભૂલ્યો છું અને એક પિશાચ વૃત્તિના પાપીથી ઠગાઈ અત્યારે ચોધાર અશ્રુએ રડું છું. હું...અજીત આગળ બોલવા જાય એ પહેલાંજ દૂર ઉભેલી નિરંજની તેના કોમળ કંઠથી ગાવા લાગી. કોમળ કંઠમાંથી નીકળતું સંગીત્ સાંભળી અજીત ચમક્યો અને આ કોણ ગાતું હશે એમ તર્ક–વિતર્ક કરતો ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો. નિરંજનીનું ગાન આ પ્રમાણે હતું.

+ "ધુળમાં મળેરે ધાર્યું ધુળમાં મળે,
ભાવી જ્યાં ભૂલવે ધાર્યું ધુળમાં મળે;
વિનાશ કાળે મતી વિપરીત થાતી,
મરનારી ગાયો જાતી કસાઈ ઘરેઃ ભાવી જ્યાં...
કમીના હતી શી સીતા સતિ સાધવીને?
માયાવી મૃગ પરે ચિતડું ચળે. ભાવી જ્યાં...
ધર્મ ત્યજીને ધર્મ–નળ રમ્યા જુગટુ
ભાવીને બ્રહ્મા પણ નમન કરે. ભાવી જ્યાં...

---

+ સ્વ. મુળજીભાઈ કાસરવાળા.

સંગીતની સમાપ્તિ થતાંજ પુનઃ અજીત બોલી ઉઠયોઃ-હા! દુષ્ટ ભાવિએજ મને ભૂલાવ્યો છે. તેણેજ મને દુઃખ દરિયામાં ડુબાવ્યો છે. ખરેખર આ સંગીત્ મારા માટેજ કોઇએ ગાયું હોય એમ સમજાય છે. બસ હવે આ ભાવિનો ભૂલાવો હું આ પળેજ સુધારૂં છું અને આ કટારથી આત્મહત્યા કરી મારી નિર્મળ મનની નિર્મળાને સ્વર્ગમાં જઇને મળું છું. આમ બોલી અજીત ગુફામાં જઈ કટાર લઈ આવ્યો અને તેને હૃદયમાં સ્થાન આપવાને ઉત્સુક થયો. દૂર ઉભેલી નિરંજનીએ એ દશ્ય જોયું. તે વિધુત વેગે તેની પાસે દોડી આવી કટારવાળો હાથ પકડી બોલી ઉઠીઃ-અરે હાં, હાં, આ શું કરો છો?

"હેં! તમે કોણ છો અને મને શા માટે અટકાવો છો?" અજીતે ચમકીને પૂછ્યું.

"આ પવિત્ર પ્રદેશમાં આત્મહત્યા કરવાની સખ્ત મનાઈ છે. સરદાર! એ દુષ્ટ વિચારનો ત્યાગ કરી શાન્ત થાઓ અને મારી સામે ધ્યાનપૂર્વક જુઓ." નિરંજનીએ તેના હાંથમાંથી કટાર લઈ લેતાં કહ્યું.

"અજીતે તેના સામે જોયું. તે ચોંક્યો અને ચીસ પાડી બે ડગલાં પાછળ હઠી બોલી ઉઠયોઃ-ઓહ્! આ તો નિર્મળાનું પ્રેત! અરે! શું હજી તારી મૂક્તી નથી થઈ? હા પવિત્ર બાળા! તારી આ કેવી અધોગતી! કહી અજીતે કપાળ પર કર પ્રહાર કર્યો. નિરંજની તેને વાંસે હાથ ફેરવી કહેવા લાગીઃ-પ્રભુ! જ્યારથી આપની સદ્‌બુદ્ધિ થઈ છે ત્યારથીજ મારી મૂક્તી થઈ ગઈ છે. હું પ્રેત નથી પણ નિર્મળા છું.

"શું તું નિર્મળા છે? ના, ના. તું તો તેનું પ્રેત છે. તું મને ઠગે છે. પ્રેતમાં બીજાને દુઃખી કરવાના ગુણ હોય છે એ પ્રમાણે તું પણ પ્રેત સ્વરૂપે મને દર્શન દઈ દુઃખી કરવા ચાહે છે. નિર્મળા! હું આ

સંસારથી કંટાળ્યો છું. જો તારી મરજી મારા પ્રાણ પરહરવાની હોય તો લે આ પ્રાણ તૈયાર છે? પણ તે પહેલાં મને જણાવ કે તું પ્રેતત્વમાંથી મૂક્ત થઈ શકીશ કે નહિ?

"નાથ! શાન્ત થાઓ. પવિત્ર દેવીની કૃપાથી હું પૂર્ણ સુખી છું. હું મરી ગઈ નથી; તેમ પ્રેત પણ થઈ નથી. પરંતુ તમને નીતિને પંથે ચઢાવવાને અર્થેજ સૌ કાંઈ કરવું પડ્યું છે. મારા સૌભાગ્યચંદ્ર! પ્રભુએ આપને સુબુદ્ધિ આપી છે અને આ નિર્મળા પણ પુનઃ આપની સેવામાં ઉપસ્થિત થઈ છે. કહી નિરંજનીએ તેના ચરણમાં નમન કર્યું. અજીત આભો બન્યો. તે મહાન્ વિચારમાં પડી અંતે બોલી ઉઠયોઃ–નિર્મળા! મારી પવિત્ર નિર્મળા! આ હતાશ થએલા હૃદયને હજી ખાત્રી થતી નથી. કહે. દેવી કહે કે હવે હું શું કરૂં?

"નિરંજની તેને જવાબ આપે તે પહેલાંજ પાછળથા શબ્દ થયો. વીર અજીત! સંશયને દૂર કર. તારી સમિપ ઉભેલી નિરંજની ખરેખર નિર્મળાજ છે, તેનો તું સ્વિકાર કર." આમ બોલતી કૈલાસ ત્યાં દોડી આવી. તેને ત્યાં આવેલી જોઈ અજીત ગળગળે સાદે બોલી ઉઠયોઃ–પવિત્ર બ્હેન! તમે આ શું કહો છો? શું મારી નિર્મળા હજી જીવતી છે?

"હા, આ તારી સામે ઉભેલી નિરંજની એજ નિર્મળા છે." અજીત! મારૂં કહેવું સત્ય માનજે. કૈલાસે જણાવ્યું.

"હા! મારી હૃદયેશ્વરી! મને ક્ષમા કર. આ ઘોર પાપીએ તને ઘણીજ દુઃખી કરી છે. દેવી! હું તને મુખ દેખાડવાને પણ લાયક રહ્યો નથી. મારી પવિત્ર પ્રેમદા! આ અક્ષમ્ય અપરાધીના અપરાધ વિસરી જા." કહી અજીતે બે હાથ જોડ્યા. તેના હાથને હૃદય સાથે દાબી નિર્મળા તેને શાન્તિ આપવા લાગી. અંતે પતિ–પત્નીનું મિલન

થયું. બન્નેનાં હૃદય આનંદથી ઉભરાયાં. કૈલાસ તેમને આશીષ આપી ત્યાંથી ચાલતી થઈ. અજીત અને નિર્મળા ચંદ્રની નિર્મળ ચંદ્રિકામાં એક મોટી શીલા પર બેસી ઘણા દિવસથી ભરાએલા હૃદયને વાતો કરી હલકું કરવા લાગ્યાં.

"બન્નેના મિલનથી આનંદ પામેલી કૈલાસ વિશ્વેશની ગુફા તરફ જવા લાગી. વિશ્વેશની ગુફા ત્યાંથી દૂર આવેલી હતી. ત્યાં જવાનો રસ્તો ભદ્રેશની ગુફા આગળ થઇને હતો. ત્યાં થઇને જતાં તેને ભગવતિ સામેથી ચાલી આવતી જણાઇ. કૈલાસ તેને જોઈ છૂપાઈ ગઈ અને હવે ભગવતિ શું કરે છે એ જોવા લાગી. મંદમંદ પગલાં ભરતી ભગવતિ ભદ્રેશની ગુફામાં જવા તત્પર થઇ પણ એટલામાં તો જેને નિદ્રાએ ત્યાગ્યો છે—જેનું ચિત્ત અસ્વસ્થ થયું છે એવો ભદ્રેશ વ્યાકુળ ચિત્તે બહાર નીકળતો જણાયો ભગવતિ દૂર ખસી ઉભી રહી. ભદ્રેશ બહાર નીકળી એબાકળો બની બોલી ઉઠયોઃ—અહા! કેવું મીઠું સ્વપ્ન! હા! એ સ્વપ્નમાં જાણે મને મારી ભારતી મળી. તે મને જોઈ આનંદ પામી અને મને કેટલોક ઉપદેશ આપી અંતે અદૃશ્ય થઈ. હા! પવિત્ર ભારતી! તારે સ્વપ્નમાં તો લગાર વધારે રહેવું હતું? હું સ્પપ્નમાં પણ તારા સમાગમથી કેટલું સુખ ભોગવતો હતો! હા! તારા એકાએક અદૃશ્ય થવાથી હું ઝબકી ઉઠયો છું અને તારી ભ્રમણાએ વ્યાકુળ બન્યો છું. હૃદયદેવી! શું તારો અને મારો મેળાપ હવે નહિ થાય?

"થશે, ધીરજનાં ફળ મીઠાં છે." છૂપાએલી કૈલાસ બોલી ઉઠી.

ભદ્રેશ અને ભગવતિ ચમકયાં. ભદ્રેશ આસપાસ જોવા લાગ્યો. એવામાંજ તેની દૃષ્ટિ ભગવતિ પર પડી. આથી તેણે ચમકી બૂમ મારીઃ—ત્યાં કોણ ઉભું છે?"

"હું ભગવતિ. શું તમે હજી જાગો છો?" ભગવતિએ તેની પાસે આવી પૂછ્યું.

"હા, આજે આ હૃદય અશ્રાન્ત બન્યું છે." ભદ્રેશે જણાવ્યું.

"તેનું કારણ?" ભગવતિએ પૂછ્યું.

"મારી ભારતીએ આજે મને સ્વપ્નમાં દર્શન દીધું છે. દેવી! અમે બન્નેએ ઘણીવાર સુધી વાતો કરી છે અને અંતે ભારતી કેટલોક ઉપદેશ આપીને અદૃશ્ય થઈ ગઈ છે. આથી હું તત્કાળ જાગી ઉઠયો અને વ્યાકુળ બની બહાર નીકળ્યો. પણ વારૂં તમે અત્યારે અહિં ક્યાંથી?"

"હું તમારી સેવા કરવાને આવી છું." ભગવતિએ ગંભીર સ્હેરે કહ્યું.

"શું મારી સેવા! અરે તમે આ શું બોલો છો? તમારી સેવા તો મારે કરવી જોઇએ. દેવી! એવું બોલી મને શામાટે પાપી બનાવો છો?"

"હું સત્ય વદું છું. તમે તમારી ભારતીને યાદ કરી રોજ ઝુરો છો એ મારાથી હવે જોઈ શકાતું નથી. આથી મ્હેં આજે પૂર્ણ વિચાર કરી નિશ્ચય કર્યો છે કે મારે ભદ્રેશરાયને પતિ તરીકે સ્વિકારી તેમની સેવા કરવી."

"ઓહ્! તમે આ શું બોલો છો? અરે તમે તો સાક્ષાત દેવી સ્વરૂપ છો."

"શું હું તમારી ભારતી જેવી નથી?" પુનઃ ભગવતિએ પૂછ્યું.

"શું એક મુખાકૃતિના માણસ ક્યાંઇએ જોવામાં આવતાં નથી? દેવી! મને પાપનો ભોક્તા ના બનાવો. તમે તો મને ઉપદેશ આપી તાર્યો છે. જીંદગી સુધી હું તમારો ઉપકાર ભૂલી જનાર નથી." ભદ્રેશે કહ્યું.

"વારૂં, જો તમારી ભારતી કદાચ જીવતી થઇને આવે તો તમે તેને કેવી રીતે ઓળખી શકો?" ભગવતિએ પૂછ્યું.

"શું હું મારી પ્રિયતમાને ન ઓળખું? અરે શું હું તેને ભૂલી જાઉં? ના, ના. તે પવિત્ર પ્રેમદા તો આ હૃદયમાં જડાઈ ગઈ છે. હું તેને હમ્મેશાં મારી આગળ છાયા રૂપે ફરતી જોઉં છું." ભદ્રેશે કહ્યું.

"ત્યારે તમે મને કેમ ઓળખી શકતા નથી? મારામાં અને તમારી ભારતીમાં શું ફેર છે એતો ધ્યાન દઈને જુઓ? કહી ભગવતિએ ધારણ કરેલી કફની દૂર ફેંકી દીધી. તેણે અંદર સંસારી વસ્ત્રો પહેર્યાં હતાં. ભદ્રેશ દિઙ્મૂઢ બની તેની સામે જોઈ રહ્યો. તે ભ્રમણામાં પડ્યો અને આતે ભારતી કે ભગવતિ એમ વિચારવા લાગ્યો. એવામાંજ પાછળથી શબ્દ થયો:–ભદ્રેશ! જેને તું મરી ગએલી માને છે એ તારી ભારતી જીવે છે; અને જેને તુ અત્યારે દેવી સ્વરૂપ માને છે, "એ ભગવતી પોતેજ તારી ભારતી છે."

"શું આ મારી ભારતી?! ના, ના. એ કેમ માની શકાય! ભદ્રેશ વ્યાકુળ બની જોઈ રહ્યો.

"શું તું મારૂં બોલવું અસત્ય સમજે છે?" આમ કહેતાં તપસ્વિની દેવી ત્યાં આવીને ઉભાં રહ્યાં. તેમને જોતાંજ ભદ્રેશ બોલી ઉઠ્યો:—માતા! શું આ સત્ય વાત છે?

"હા, આ ભગવતિ એજ તારી ભારતી છે." દેવીએ કહ્યું.

"ઓ મારી માતા! તમે મને જીવતાંજ સ્વર્ગ સુખ આપ્યું છે?" કહી ભદ્રેશે દેવીને નમન કર્યું. દેવી દંપતિને આશિર્વાદ દેઈ તત્કાળ ત્યાંથી ચાલ્યાં ગયાં. ભદ્રેશ ગળગળો થઈ ભારતીની પાસે દોડી ગયો અને દીન વદને તેની ક્ષમા યાચવા લાગ્યો. ભારતીએ તેને હૃદયદાન દેઈ શાન્ત કર્યો. દૂર ઉભેલી કૈલાસે અગાઉથી સાથે રાખેલાં પુષ્પોમાંથી થોડાંક પુષ્પોની તેમની પર વૃષ્ટિ કરી ત્યાંથી ગમન કર્યું. તે પછી ભારતી ભદ્રેશનો હાથ પકડી ગુફામાં લઈ

ગઈ. બન્ને દંપતિ વાર્તા-વિનોદ કરતાં સ્વર્ગીય સુખ અનુભવવા લાગ્યાં. "પેલી તરફ કૈલાસ ત્યાંથી ચાલી વિશ્વેશની ગુફા આગળ આવી. આ વખતે વીર વિશ્વેશ ગુફાની બહાર એક લાંબી પહોળી શીલા પર ભર નિદ્રામાં પડેલો હતો. શશીની ચંદ્રિકા તેના ગૌર મુખને દિપાવી રહી હતી. તેના વાંકડીયા વાળ પવનથી આમ તેમ ઉડી રહ્યા હતા. તેણે પગથી તે ગળા સુધી વસ્ત્ર ઓઢેલું હતું. નજીકમાં તેની વ્હાલી તરવાર પડેલી હતી. કૈલાસ ઘણીવાર સુધી તેના મુખ સામે જોઈ રહી. બાદ તેને કંઈક વિચાર આવતાં નીચે બેઠી અને તેના કોમળ કંઠથી મધુરૂં ગાન ગાવા લાગી. રૂપાની નાનકડી ઘંટડીમાંથી નીકળતા સુમિષ્ટ સૂરની માફક તેનો મધુરો સૂર ચારે તરફ પથરાઈ રહ્યો. ઝાડ-પહાડ અને પવન પણ જાણે શાન્ત થઈ તે મધુર બાળાનું ગાન સાંભળતાં હોય એમ જણાવા લાગ્યું. ગાન આ પ્રમાણે હતું.

કવ્વાલી.

+ ગળા સુધી ભરેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો,
હૃદય રંગે રસેલો આ, લીઓ કોઈ પ્રેમનો પ્યાલો !
અમી ઝરણાં ઝરે જેમાં, રસો મીઠા ઠરે તેમાં;
પ્રભુએ પીરસેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો !

સાખી.

વિકસ્યાં કમનિય કાળજે, પ્રેમ બીજ અંકૂર !
હૃદય યંત્રમાં પીલતાં, પ્રકટયો અર્ક - કપૂર.
કમળ નેત્રે ઝીલેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો !
કનક ક્યારે ખિલેલો આ, લીઓ કોઈ પ્રેમનો પ્યાલો !

---

+ બહારેવસંત.

કોમળ કમળ કળી ખિલી, હસી રસીને મલકાય;
ભ્રમિત ભ્રમર મોહાંધને, મર્મ નહિ સમજાય.
અજબ મસ્તી ભરેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો!
હૃદય ભાવે રસેલો આ, લીઓ કોઈ પ્રેમનો પ્યાલો!
તું યોગી હું યોગિની, પ્રેમ કુંજમાં આજ,
અજબ યોગને સાધીએ, સજી સ્વર્ગનાં સાજ.
વિરહ ટીંપે ભરેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો!
બરફ જેવો ઠરેલો આ, લીઓ કોઈ પ્રેમનો પ્યાલો!
ભૂલાવે સંસારને, ભૂલાવે વ્યવહાર,
આપે ભૂલી આપને, થવું આજ એક તાર.
અધરથી ઉતરેલો આ, પીઓ કોઈ પ્રેમનો પ્યાલો,
જીગર રસથી ઝરેલો આ, લીઓ કોઈ પ્રેમનો પ્યાલો!

ગાન સમાપ્ત થયું. કૈલાસે વાંકા વળી વિશ્વેશના મુખ સામે જોયું. વિશ્વેશ ગાનની અસરથી જાગૃત થયો હતો પણ પુનઃ ગાનારના કોમળ કંઠની મિઠાશથી અર્ધ જાગૃતીમાં પડ્યો રહી ગાન સાંભળતો હતો. કૈલાસે ધીમે રહીને ખોળામાંના ગુલાબ પુષ્પોને તેના શરીરપર વેરવા માંડ્યા. એમ કરવા જતાં તેના હાથનો એકાએક વિશ્વેશના મુખ પર સ્પર્શ થયો. તે એકાએક જાગૃત થયો અને એકદમ બેઠો થઇ ગયો. શરીરપર પાથરેલાં પુષ્પોનો નીચે ઢગલો થયો. તેણે આશ્ચર્ય પામીને પાછળ જોયું તો કૈલાસ તેની નજરે પડી. તેને પોતાની સામે જોઈ રહેલો જોઈ કૈલાસે કહ્યુંઃ—વિશ્વેશ! આજ તો ખૂબ ઉંઘ્યા હો એમ જણાય છે; પણ માફ કરજો કે મ્હેં અહિં આવીને તમારી નિદ્રામાં ભંગ પાડ્યો છે.

“એ તો જાણે સમજ્યા, પણ તમારૂં અત્યારે અહિં આવવું શા કારણથી થયું છે?” વિશ્વેશે ગંભીર સ્હેરે પૂછ્યું.

"આજે મારા પ્રેમ યજ્ઞની પૂર્ણાહૂતી છે. તે જણાવવાના ઇરાદે હું અહિં આવી હતી, પણ તમને ઉંઘમાં પડેલા જોઈ તમે જાગો ત્યાંસુધી તમારા ઉશીકે બેશી રહી પ્રેમ મંત્રનું ગાન ગાતી હતી. કેમ હવે સમજ્યા." કહી કૈલાસ હસવા લાગી. વિશ્વેશ વિચારમાં પડ્યો અને અંતે બોલ્યોઃ–કૈલાસ! એ તો તમે જાણે ઠીક કર્યું; પણ તમે પ્રેમ યજ્ઞનો આરંભ ક્યારનો કર્યો છે?

"એ યજ્ઞની દિક્ષા લીધે આજે ઘણાં વર્ષો વહી ગયાં છે. તેનું ફળ મળવાનો આજે સંભવ છે; પછી તો કર્તા–હર્તા નારાયણ છે."

"શું ફળ મેળવવાની ઇચ્છા રાખો છો?" વિશ્વેશે પૂછ્યું.

"એ હું તમને જણાવીશ તો તમે ચમકશો–તમે મારી હાંશી કરશો!"

"ના, ના? એવું નહિ બને. તમે તમારા ફળની ઇચ્છા જણાવો."

"મારી ઇચ્છા એજ કે મારે હવે તમને પરણવું છે. કહી કૈલાસ હસવા લાગી. વિશ્વેશ આભો બન્યો અને તેની સામે જોઈ બોલ્યોઃ–હું ધારતો હતો કે તમે નક્કી મારી મશ્કરી કરશો. કૈલાસ! તમે હજી એવાંને એવાંજ રહ્યાં. શું મારી મશ્કરી કરવી તમને ઘટે છે?"

"શું એક મિત્ર તેના મિત્રની ગમ્મત નથી કરતો? વિશ્વેશ! હું તો તમારા મિત્રથી પણ વધારે થઈ છું કારણ કે હું તો હવે તમનેજ પરણવાની છું. બોલો તમે મને પરણવાને ખુશી છો કે નહિ?" કહી કૈલાસે તેનો હાથ પકડ્યો. વિશ્વેશના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેને કૈલાસની આજની વર્તણુંકમાં ફેર જણાવા લાગ્યો. તેણે તેના હાથમાંથી હાથ ખેંચી લેતાં કહ્યું:—કૈલાસ! તમારી મશ્કરીનું કારણ હું સમજી ગયો છું. હું મારી વિશ્વપ્રભાને વારંવાર યાદ કરૂં છું તે સાંભળીનેજ તમે મને પરણવાનું નામ દેઈ અત્યારે બનાવો છો. બોલો એજ કે કાંઇ બીજું?

"ના, ના. હું તમને બનાવતી નથી પણ ખરૂં કહું છું. હું વિશ્વપ્રભાની જગા લેવા ધારૂં છું. માટે હવે તમે તેને ભૂલી જાઓ અને આ કૈલાસના શિરતાજ બની જાઓ, કારણ કે હું હવે તમને છોડવાનીજ નથી." કહી પુનઃ કૈલાસે તેનો હાથ પકડ્યો. તેના કોમળ કર સ્પર્શથી વિશ્વેશનું અંગ ધ્રુજવા લાગ્યું. તેને એક જાતનો અનુકંપ શરૂ થયો. તે ગભરાઇને બોલી ઉઠ્યોઃ—દેવી કૈલાસ! તમે આજે આ શું કરો છો? મને લાગે છે કે તમે ભ્રમિત થયાં છો. માટે શાન્ત થાઓ અને આમ ઉંચે જુઓ, આ ચંદ્રિકા કેવી ખીલી રહી છે?

"એ તો બધું પછી, પણ પ્રથમ મારા પ્રશ્નનો ઉત્તર આપો; કારણ કે મારે મારા પ્રેમયજ્ઞની પૂર્ણાહૂતી આજેજ કરવી છે." કૈલાસે કહ્યું.

"આ હૃદય એકવાર વ્હાલી વિશ્વપ્રભાને અપાઇ ગયું છે; તે હવે અન્યનું નહિ થાય." વિશ્વેશે જણાવ્યું.

"ત્યારે શું તમે મારો તિરસ્કાર કરશો? વિશ્વેશ! હું તો તમને જોઈ ગાંડી ઘેલી બની ગઈ છું અને મનથી પણ તમને વરી ચૂકી છું. કહી કૈલાસ પુનઃ હસવા લાગી. વિશ્વેશ તેના બોલવાને હજી પણ મશ્કરી સમજવા લાગ્યો. તે કંટાળીને બોલ્યોઃ—દેવી! તમે પવિત્ર છો. તમારો તિરસ્કાર કરનાર મહાન્ પાપી છે. હું તમારા અનહદ્ ઉપકારો વડે દબાએલો છું. હા! પવિત્ર કૈલાસ! તમે આજે શા માટે મને બનાવી રહ્યાં છો? શું તમે મારી પરિક્ષા જુઓ છો?"

"ના, હું પરિક્ષા જોતી નથી પણ સત્ય કહું છું. મારે તમને પરાણે પરણવું છે. વિશ્વેશ! તમારે મારૂં કહેવું કબુલ કર્યા વિના ચાલવાનું નથી. મને અવસ્ય તમારા હૃદયમાં સ્થાન આપવુંજ પડશે; માટે પ્રથમથીજ સમજી જાઓને?" કૈલાસે જણાવ્યું.

"મને તમારા બોલવામાં કંઈ સમજ પડતી નથી. કૈલાસ! જાઓ, જો દેવી જાગશે ને કદાચ અહિં આવી આપણો સંવાદ સાંભળશે તો આપણે માટે તેમના મનમાં કેવો વિચાર ઉત્પન્ન થશે ?"

"હું તેમની આજ્ઞા લઈનેજ અહિં આવી છું. વિશ્વેશ! આ હૃદયે દ્રઢ સંકલ્પ કર્યો છે કે કૈલાસનો પ્રિયતમ હવે વિશ્વેશ છે. બસ આથી હવે તુંજ મારો સૌભાગ્યચંદ્ર છે. વ્હાલા! હું...

"બસ કરો, કૈલાસ બસ કરો. આ હૃદયમાં તમારા માટે જગા નથી."

"જગા નહિ હોય તો કરવી પડશે. ઉપકારના બદલા આ ક્ષણેજ વાળી આપવા પડશે." કૈલાસે કૃત્રિમ ક્રોધ કરીને કહ્યું.

"આ પ્રાણ જશે પણ વિશ્વપ્રભાની જગા બીજાને નહિ અપાશે."

"તો આ ક્ષણેજ સ્ત્રી હત્યા શિરપર ધારણ કરવી પડશે."

"ઑફ! આ કેવું ધર્મ સંકટ ? કહી વિશ્વેશ નીચે બેશી ગયો.

"આ ધર્મ સંકટ નથી પણ આપણા પવિત્ર પ્રેમનો વિજય છે. વિશ્વેશ! આજથીજ આપણા સૌભાગ્ય સૂર્યનો ઉદય થાય છે." કૈલાસે જણાવ્યું.

"પણ આ હૃદયમાં રમી રહેલી મારી પ્રેમમૂર્તિ વિશ્વપ્રભા પ્રત્યેના પ્રેમનું છેદન થાય છે. કૈલાસ! કૈલાસ! આ પ્રેમ ફક્ત તેનેજ આપ્યો છે. તે સુંદરી મને અવશ્ય મળશે એવું મારા ગુરૂજીનું વચન છે. દેવી! હજી મને થોડાક દિવસ તેની રાહ જોવા દ્યો. હું તમારા પગે પડું છું." કહી વિશ્વેશ તેના પગમાં પડવા ગયો કે તરત કૈલાસે તેને અટકાવી કહ્યું:- અરે હાં-હાં, આ શું કરોછો ? વિશ્વેશ સાવધ થાઓ અને જુઓ આ વિંટીને તમે ઓળખો છો ? કહી કૈલાસે ભગવા અંચળામાંથી એક વિંટી કાઢીને તેને બતાવી.

વિશ્વેશ વિંટીને ધારી ધારી જોવા લાગ્યો અને અંતે તેને ઓ‧ળખી એક આનંદની બૂમ પાડી ઉઠયોઃ—અરે આતો મારી વિંટી ? મારા ગુરૂજીએ તે મને આપી હતી અને મ્હેં મારી વિશ્વપ્રભાને આપી હતી. કૈલાસ! આ વિંટી તમારી પાસે ક્યાંથી ? શું તમે મારી પ્રિયત‧માને મળ્યાં છો ? ”

“ તે તમેજ વિચારી જુઓ. તમેજ પ્રથમ મને કહેતા હતા કે તારૂં મુખ મારી વિશ્વપ્રભાને મળતું આવે છે, તો કદાચ હું તેજ વિશ્વપ્રભા હોઉં તો તમે શું કહી શકો ? શું આ વિંટી તમે તેને પ્રેમની નિશાની તરીકે નહોતી આપી ? શું તે લેનાર હું પોતેજ નહોતી ? શું તમે તેની ના પાડી શકશો ? બોલો બળવાન વીર ! તમારી સાથે પરણવાનો મારો હક્ક હવે સાબિત થયો કે નહિ ? તમારો ધર્મ છે કે જેને પ્રેમની નિશાની તરીકે વિંટી આપી હોય તેને ધર્મપત્ની તરીકે સ્વિકા‧રવી; તો આ વિંટી તમેજ મને આપી છે તો હું પણ તમને વરી ચૂકી. બોલો આમાં મારૂં કહેવું શું ખોટું છે ? ” કહી કૈલાસ તેની સામે જોઈ મૃદુ મૃદુ હસવા લાગી. વિશ્વેશ શોક સમૂહમાં ડુબી ગયો. તે એક પણ નિર્ણય કરી શક્યો નહિ. આથી કંટાળી તે ગદ્દગદ્દ કંઠે કહેવા લાગ્યોઃ—દેવી કૈલાસ ! હું અત્યારે ઘણોજ મુંઝાયેલ્છું. તમે મારી મસ્કરી કરોછો યાતો સત્ય વદોછો તેનો પણ મારાથી નિર્ણય કરી શકાતો નથી. દેવી ! આ વિંટી જોઈ મને પૂર્વની સ્મૃતિ યાદ આવે છે. કૈલાસ ! વિશ્વપ્રભાના વિયોગને વર્ષોનાં વર્ષો વિતી ગયાં છે. તો જો આપ તેજ પ્રેમમૂર્તિ હો તો સત્ય વાર્તા જાહેર કરી પ્રગટ થાઓ; અને જો તેને કંઇ છૂપાવી મારી પરિક્ષા કરવા આવ્યાં હો તો હવે મારી પરિક્ષા પૂરી થઇ ચૂકી છે. મારો તેની પરનો પ્રેમ અચળ છે. તો હવે કૃપા કરી તે

દિવ્ય સુંદરીના દેદારનાં દર્શન કરાવો. હું તેના વિયોગાગ્નિથી ભષ્મ થાઉં છું અને તેને યાદ કરી નિશદિન હૃદયમાં ઝુરૂંછું. દેવી! દયા કરો, તમે દયાનાં દેવી કહેવાઓછો. તમે અનેક સંકટોમાંથી મને બચાવ્યો છે તો હવે આ મહાન્ સંકટમાંથી પણ ઉગારો, હું તમારે શરણે છું. કહી વિશ્વેશ દીન વદને તેના સામે જોઈ રહ્યો. તેના શબ્દો સાંભળી હસમુખી કૈલાસ વિચારમાં પડી. તેના મુખપર ગંભીરતા પથરાઈ. અંતે તેણે આકાશ સામે જોઈ પુનઃ વિશ્વેશ સામે જોઇ કહ્યું:—હા! વિશ્વેશ! આજે મારા પ્રેમયજ્ઞની પૂર્ણાહુતી કરૂંછું; અને ઘણા સમયે મારા દિલના વિસામાને મળુંછું. કુમાર! હું વીરસેન નામ ધારણ કરેલા વૈરીસિંહની પુત્રી છું અને અંતે મારા સાચા પ્રેમથી તને મળવા પામીછું. વ્હાલા! હુંજ તારી વિશ્વપ્રભાછું. કહી કૈલાસ દોડીને તેના કંઠે વળગી પડી. વિશ્વેશ દિઙ્મુઢ બની ગયો; અને એકાએક અકળાઇને બોલી ઉઠયોઃ—શું દેવી કૈલાસ પોતેજ મારી મનોરમા વિશ્વપ્રભા છે?! હા! આ હૃદય હજી માની શકતું નથી. હું અત્યારે...તે આગળ બોલે એવામાંજ નજીક આવેલા એક શિખરપરથી કોઇક ગંભીર નાદે બોલી ઉઠયું:—વીર કુમાર! તારા સૌભાગ્યનો ઉદય થયો છે. કૈલાસ નામ ધારણ કરેલી બાળા તારી પ્રેમ પ્રતિમા વિશ્વપ્રભા પોતેજ છે અને તારા પ્રેમના પરીબળે તે ગુપ્ત રહી પાપીઓનો વિધ્વંશ કરવામાં ફતેહમંદ થઈ છે; તેનો તું હવે સ્વિકાર કર. અવાજ પૂર્ણ થવાંની સાથેજ ત્યાંથી પ્રકાશ આવ્યો અને આશ્ચર્ય ચકિત થઈ ઉભેલાં બન્નેના મુખપર પડયો. બન્ને એ તરફ જોવા લાગ્યાં તો તેમને અત્યંત અજાયબીની અંદર જણાયું કે એક દિવ્ય તેજોમય મહાત્મા હાથમાં લાલ ફાનસ પકડીને તેનો પ્રકાશ ફેંકી શાન્ત વદને જોઇ રહ્યા છે. બન્નેએ તેમને પ્રણામ કર્યા. ઉભા રહેલા યોગેન્દ્રે હાથ લાંબો કરી આશિર્વાદ દઇ નીચે ઉતરવા માંડયું. વિશ્વેશની

આંખ્યોમાં હર્ષાશ્રુ આવી ગયાં. તે ગળગળે સાદે બોલ્યો:–વિશ્વપ્રભા ! મારી હૃદય દેવી ! તું મને ઘણા દિવસે મળી હોં ! હા ! મ્હેં તને બહુ દુઃખી કરી.

"વ્હાલા ! થનાર વસ્તુ હમ્મેશાં થયા કરે છે. ખરૂં કહેવરાવો તો તમેજ મારા લીધે ઘણા દુઃખી થયા છો. મારૂં મન તમને જોયા ત્યારથીજ પ્રત્યક્ષ થવાને અકળાતું હતું પણ પાપીઓની પ્રપંચ જાળને ચીરવાની ભિષ્મ પ્રતિજ્ઞાને લીધેજ તેને બળાત્કારે અટકાવવું પડયું હતું."

"પ્રિયતમા ! તારો પ્રેમ અજબ છે. તું મનુષ્ય રૂપે દેવી છે. હા ! તેં મને કેવા ભયાનક સંકટોમાંથી બચાવ્યો છે ! ધન્ય છે, વીર બાળા તને ધન્ય છે. હા ! આજેજ આ અશાન્તિ પૂર્ણ હૃદયમાં શાન્તિની સ્થાપના થઇ છે. વિશ્વપ્રભા ! આપણા પ્રેમમાં વિક્ષેપ પાડનાર તારા પિતાના કંઈ સમાચાર છે ?"

"ના. મને લાગે છે કે તે અઘોર પાપના પરીબળે કયાંક રઝળી રખડીને મરી ગયા હશે. વ્હાલા ! હું પણ તમારી શોધમાં વનેવન રખડી હતી અને અંતે મૃતઃપ્રાય સ્થિતિમાં એક સ્થળે પડેલી દેવીને મળી આવી હતી. તેમણેજ મારૂં અત્યાર સુધી પાલન કર્યું છે. હા ! તેમણેજ મારી ખરી માતાની ગરજ સારી છે." કૈલાસે જણાવ્યું.

"કૈલાસ ! અરે વિશ્વપ્રભા ! હું તો તારૂં નામ પણ ભૂલી જાઉં છું. હુંતો હવે તને કૈલાસ કહીનેજ બોલાવીશ. વારૂં આ પવિત્ર દેવી કોણ છે તે તું જાણે છે ?" વિશ્વેશે પૂછયું.

"ના; હું તો...કૈલાસ આગળ બોલવા જાય એ પહેલાં તો તપસ્વિની દેવી એકાએક ત્યાં આવીને ઉભાં રહ્યાં; અને બન્નેનું મિલન જોઈ આનંદ પામ્યાં. બન્નેએ તેમને નમન કર્યું. દેવીએ હસ્તે વદને પૂછયું:–કાં બાળકો ! આનંદમાં તો છોને ?"

"માતા! આપની કૃપાવડે અમે અત્યારે સ્વર્ગ ભુવનમાં છીએ." વિશ્વેશે જણાવ્યું.

"અરે સ્વર્ગ કરતાં પણ હજી તમારે વધારે સુખ ભોગવવાનું છે. બાળકો! આજથી તમારો સૌભાગ્ય સૂર્ય દિન પ્રતિદિન ચઢતી કળાએ પ્રકાસશે અને સત્યનો વિજય કેવા રીતે થાય છે એ તમને આપોઆપ સમજાશે." આમ બોલતા દિવ્ય યોગેન્દ્ર ત્યાં આવીને ઉભા રહ્યા. વિશ્વેશ તેમને ઓળખી ચરણમાં નમી પડયો. વિશ્વપ્રભાએ પણ બે હાથ જોડીને પ્રણામ કર્યા. બાદ તપસ્વિની દેવીએ અશ્રુથી છલકાતાં નયને પ્રણામ કરતાં કહ્યું:—ધર્મ પિતા! મારા આપને પ્રણામ છે. હા! આપનાં દર્શન આજે ઘણા દિવસે થયાં!

"પુત્રી! તારૂં કલ્યાણ થાઓ. મારો નિર્ણીત સમય હવે તારા પ્રયાસથી નજીક આવી પહોંચ્યો છે અને એથીજ મારૂં અત્રે આવવું થયું છે. વારૂં ગિરિનંદના શું સમાચાર છે?" યોગેન્દ્રે પૂછ્યું.

"તે પાપથી પૂર્ણ પસ્તાય છે અને હાલ ઘાયલ થઈ મૃત્યુ શૈય્યા પર પડયો છે. પ્રભુ! તેના જીવન દિપકને અદ્રશ્ય થવાને હવે થોડા દિવસની જ વાર છે." દેવીએ જણાવ્યું.

"તે હાલમાં સાવધાનતાથી બોલી શકે છે કે નહિ?" પુનઃ યોગેન્દ્રે પૂછ્યું.

"હા, તે પૂર્ણ શુદ્ધિમાં વાતચીત કરી શકે છે અને જે તેની પાસે જાય છે તેની તે ક્ષમા યાચે છે."

આવી રીતની વાતો કરતા યોગેન્દ્ર સર્વની સાથે આશ્રમમાં આવ્યા. મોટું મળસકું થયું હતું. આથી આશ્રમના એક સેવકે જાગૃત થઈ સઘળાંને જગાડવાના ઇરાદે શંખનાદ કર્યો. શંખનાદના ઘોર શબ્દથી

નિદ્રાધિન જનો નિદ્રાને પરહરી જાગૃત થયાં અને પ્હો ફાટવાં પહેલાં તો સ્નાન વગેરેથી પરવારી શિવાલય સમિપ એકઠાં થયાં. સવાર થતાં જ સર્વ સ્નેહિ જનો એક બીજાની વાત જાણી આનંદ પામ્યાં. દિવ્યપ્રભા, નિર્મળા, ભારતી વગેરે એક બીજાંને મળી વાતો કરવા લાગ્યાં. શૈલેશ તો કૈલાસને વિશ્વપ્રભા તરીકે જાહેર થએલી સાંભળી આશ્ચર્ય પામ્યો અને મન સાથે તેને ધન્યવાદ દઈ વિશ્વેશના ભાગ્યને વખાણવા લાગ્યો. વિશ્વેશે–વિશ્વપ્રભા સાથે મહારાજાની પાસે જઇ નમન કર્યું. શૈલેશે પિતાને સઘળી વાત જણાવી. મહારાજાએ બન્નેના માથે હાથ મૂકી આશીષ દીધી. બાદ મહારાજા વીરભદ્ર નિર્મળાને મળી દેવી અને યોગેન્દ્રની પાસે જઈ વંદન કરી આવ્યા. તે પછી શંકરની મહા પૂજા કરવામાં આવી. સઘળાં સજોડે ભગવી કંથાઓ ધારણ કરી ઉભાં ઉભાં પ્રભુની સ્તુતી ગાવાં લાગ્યાં. આરતી વગેરે ઉતારી દેવીએ સઘળાંને ભગવી કફનીઓ ઉતારી સંસારી વસ્ત્રો ધારણ કરવાની આજ્ઞા આપી. વિશ્વેશ–શૈલેશ–ભદ્રેશ–ભારતી–નિરંજનીએ કંથાઓ ઉતારી વસ્ત્ર બદલ્યાં. હજી કૈલાશ તેની કંથા ઉતારતી નથી. દેવીએ તેના સામે જોયું. કૈલાસની આંખ્યોમાં અશ્રુ ઉભરાયાં. તે ગદ્‌ગદ્‌ કંઠે બોલીઃ—માતા! મારી ઇચ્છા લગ્ન વિધી થતાં સુધી આ કફની ધારણ કરવાની છે. આ કફની વડેજ મ્હેં મારા પ્રેમ યજ્ઞની સમાપ્તિ કરી છે." દેવીએ તેને તેની ઇચ્છા મુજબ કરવાનું કહ્યું. તે પછી યોગેન્દ્ર અને રાજા વીરભદ્ર ગિરિનંદની પાસે ગયા. આ વખતે તે બેભાન હતો. આથી તેઓ પાછા આવ્યા અને અમરાવતી જવાની તૈયારી કરવા લાગ્યા. એ અરસ્સામાંજ અમરાવતી ગએલા સરદારો મ્યાના, પાલખી, ઘોડા વગેરે સાધનો લઈ હાજર થયા. દેવીએ શંકરને પ્રણામ કરી એક સુખપાલમાં સ્થાન લીધું. તેમની જોડે કૈલાસ –નિર્મળા અને ભારતી બેઠાં બીજા મ્યાનામાં રાણી સુલોચના–દિવ્ય

પ્રભાને લઈ બેઠાં. પુરૂષ વર્ગે ઘોડાપર સ્વારી કરી. ઘાયલ ગિરિનંદને એક સુખપાલમાં સુવાડયો. યોગેન્દ્ર મહાત્મા ઘણુંએ કહેવા છતાં સુખપાલમાં બેઠા નહિ. તેમણે પગે ચાલવાનીજ ઈચ્છા જણાવી. વિશ્વેશ અને રણધીર પણ ઘોડાપર નહિ બેસતાં તેમની સાથે વાતો કરવા આગળ ચાલવા લાગ્યા.

" તપસ્વિની દેવીની જય ગર્જના પોકારી સર્વ મંડળ કૈલાસ શિખરપરથી ઉતરી અમરાવતી તરફ ચાલવા લાગ્યું. બરાબર મધ્યાન્હકાળે સર્વે અમરાવતીમાં આવી પહોંચ્યા. સઘળે જય જયકાર થઈ રહ્યો. નરનારી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યાં. અંતે સઘળું મંડળ રાજ્યમહેલ સમિપે આવી પહોંચ્યું. સઘળાંને ઉતરવાની વ્યવસ્થા અગાઉથી કરવામાં આવી હતી. સઘળા સરદારો અને સૈનિકો પોતપોતાના મુકામે ચાલ્યા ગયા. મહારાજા વીરભદ્ર, દેવી, યોગેન્દ્ર અને પોતાનાં આપ્ત જનો સાથે રાજ્ય મહેલમાં ગયા. સાધુ ગિરિનંદને સમરસિંહ સરદારના તાબામાં સોંપી એક એકાન્ત ઓરડામાં રાખ્યો. શૈલેશ તેની માતા વીરમતીને મળ્યો. માતા પુત્રને જોતાંજ આનંદ પામી. બાદ ભોજન સમય હોવાથી સઘળાં એ કાર્યમાં રોકાયાં.

---

## પ્રકરણ ૩૭ મું.

—:o:—

## પાપનો પશ્ચાતાપ અને ગિરિનંદની ઓળખાણ.

" હા, પસ્તાવો છે વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે !
પાપી તેમાં ડૂબકી દઇને પુણ્યશાળી બને છે !

---

કલાપિ.

અહો કેવું સ્મરણ મધુરૂં પાપનું એ ધરે છે!
માફી માગ્યું કુદરત કને એમ માની ગળેછે!

પ્રાતઃકાળ થયો. પૂર્વ દિશામાં કુસુંબી રંગ છવાયો. અમરાવતીમાં આજે સુવર્ણ સૂર્યનો પ્રકાશ પથરાયો. આમ્ર કુન્જમાં કોયલો મધુરા ટહુકારથી પ્રભાકર દેવને અભિવંદન આપવા લાગી. દેવમંદિરોમાં ઘંટના નાદ સંભળાવા લાગ્યા. ઉદ્યમી લોકો સ્નાન પૂજાથી નિવૃત્ત થઈ સ્વચ્છ વસ્ત્રો પરિધાન કરી તૈયાર થવા લાગ્યા. નગરના મોટા રસ્તાઓપર પાણીના છંટકાવ થવા લાગ્યા. ધીમે-ધીમે ઘોડેસ્વારોની દોડાદોડી પણ વધવા લાગી. દુષ્ટોનો ઉપદ્રવ શાન્ત થવાથી અને રાજ્યકુટુંબ પર આવી પડેલી વિપત્તિઓનું વિદારણ થવાથી પ્રજાજનોને અત્યાનંદ થયો હતો. આજે મોટો દરબાર ભરાવાનો હતો. નગરજનો સારાં વસ્ત્રાભુષણો સજી દેવ દર્શન કરી રાજદરબાર તરફ જવા લાગ્યા. દરબારના વિશાળ મયદાનમાં ઘોડેસ્વારો લાઈન બંધ ઉભા રહ્યા હતા અને અંદર પ્રવેશ કરનાર પ્રતિષ્ઠિત જનોને નમન કરતા હતા. સભાગૃહમાં અસંખ્ય આસનો ગોઠવી દીધાં હતાં. દ્વાર રક્ષકો દ્વાર પાસે ઉભા રહી સભામાં આવનારને તેમનાં આસન દેખાડતા હતા. સભાના મધ્ય ભાગે મહારાજાને માટે એકવીસ પગથીયાંનું સુવર્ણ સિંહાસન ગોઠવેલું હતું. તે આસનની જમણી તથા ડાબી બાજુએ બીજાં અનેક નાના-મોટાં આસનો હારબંધ ગોઠવેલાં હતાં. આજે સભા મંડપને પૂર્ણ ઠાઠમાઠથી શણગારવામાં આવ્યો હતો. પ્રતિપળે બંદુકોના બ્હાર થતા હતા. સમય થતાં સરદારો-પટાવતો અને અન્ય નાગરીકો સભામાં આવી પોતપોતાનાં આસનોપર વિરાજમાન થવા લાગ્યા. એવામાંજ પ્રતિહારે નેકી પોકારી મહારાજાના આગમનનું સર્વને સૂચન કર્યું. શૈલેશ-વિશ્વે-

રણી વચમાં ચાલતા મહારાજા સભામાં આવી સિંહાસનપર વિરાજમાન થયા. દરબારી મંડળે ઘુંટણીએ પડી તેમને નમન કર્યું. વિશ્વેશ–શૈલેશે મહારાજાની જમણી બાજુએ આવેલાં આસનોપર સ્થાન લીધું. તે પછી થોડીવારે સરદાર અજીતસિંહ રાજકુમાર રણધીર સાથે સભામાં આવી મહારાજાની ડાબી બાજુએ આવેલા આસનપર બેઠો. રણધીર વિશ્વેશની જોડે જઇને બેઠો. બાદ થોડોક સમય વિતવાં બહાર એકા-એક જય ગર્જના થઇ. આથી સૌને ખબર પડી કે યોગેન્દ્રની સાથે તપસ્વિની દેવી પધારે છે. મહારાજા તેમને લેવાને આસનપરથી નીચે ઉતરી દ્વાર તરફ ગયા. સર્વ મંડળ ઉભું થઇ ગયું. સૌની આગળ તેજસ્વિ યોગેન્દ્ર વૃદ્ધ સરદાર સમરસિંહની સાથે વાતો કરતા સભાગૃહમાં પ્રવેશ્યા. તેમની પાછળ તપસ્વિની દેવી કૈલાસનો હાથ પકડી અંદર દાખલ થયાં. તેમની જોડે રાણી સુલોચના–દિવ્યપ્રભા–ભારતી–નિરંજની વગેરે સભા મંડપમાં આવ્યાં. સર્વ મંડળે દેવીને બે હાથ જોડીને વંદન કર્યું. દયાળુ દેવીએ તેમને આશીષ આપી બેસી જવાનું સૂચન કર્યું. દેવી અને યોગેન્દ્ર પોતાને માટે ગોઠવેલાં આસનપર નહિ બેસતાં જમી-નપર મૃગચર્મ પાથરી બેઠાં. દિવ્યપ્રભા, રાણી વગેરે સ્ત્રી મંડળ તેમની પાછળ બેઠું. એ અરસ્સામાં બાકી રહેલો ભદ્રેશ પણ ભગવી કંથા ધારણ કરી દેવીના પાંચ સરદારો સાથે અંદર આવી યોગેન્દ્રની નજી-કમાં બેઠો. મહારાજા સર્વને પ્રણામ કરી આસનપર બેઠા. સભામાં શાન્તિ પથરાઇ રહી હતી.. એવામાંજ બહાર બંદુકોના અવાજો થયા. સર્વ દ્વાર તરફ જોવા લાગ્યા. એ સમયેજ દ્વાર રક્ષકે અંદર આવી જણાવ્યું કે મણિપૂર રાજન્ વીરબાહુ પધારે છે. તત્કાળ મહારાજા પોતાના મિત્રને લેવા નીચે ઉતર્યા; અને દ્વાર આગળજ બન્ને મિત્રો એક બીજાને ગાઢ આલિંગન આપી ભેટયા. બાદ મહારાજા વીરબાહુ

તેમને માટે તૈયાર રાખેલા આસનપર વિરાજ્યા. પતિથી ઘણા દિવસ વિમુખ રહેલી રાણી સુલોચના તેમને જોતાંજ હર્ષઘેલી બની ગઇ અને ભાન ભૂલી તેમની પાસે જવાને ઉભી થઇ, કે તરત દેવીએ તેનો હાથ પકડી નીચે બેસાડતાં ધીમેથી કહ્યું:—બ્હેન ! ધિરજ ધરો. તમને તમારા સ્વામીની સેવાનો લાભ હવે અલ્પ સમયમાંજ મળશે. દેવીનાં વચનથી રાણી નીચે બેઠી. બાદ દેવીએ દિવ્યપ્રભાને તેના પિતાની પાસે જવાનું કહ્યું. પવિત્ર બાળા ઉભી થઇ અને પિતાના સિંહાસન સમિપ આવી બે હાથ જોડી નમન કર્યું. મહારાજા પોતાની પ્રિય પુત્રીને ઘણા દિવસે જોઈ આનંદ પામ્યા અને તેને પાસે બોલાવી તેના માથે હાથ મૂકી તેનું કુશળ પૂછ્યું. દિવ્યપ્રભા પિતાને મળી પુનઃ દેવીની પાસે જઇ બેઠી. તે પછી મહારાજાએ સેનાપતિ જયમલસિંહને ઘાયલ ગિરિનંદને સભામાં લઇ આવવાની આજ્ઞા કરી. જયમલ ચાર સેવકોને લઈ ચાલતો થયો અને થોડીવારે ઘાયલ સાધુરામને એક ખાટલામાં સૂવારી સભામાં લઇ આવ્યો. સભાની વચ્ચો વચ્ચ સાધુના ખાટલાને મૂકી જયમલ તેના આસને બેઠો. સાધુના ખાટલાની આસપાસ ચાર સિપાહીઓ ઉભા રહ્યા. ગિરિનંદ આ વખતે પૂર્ણ શુદ્ધિમાં હતો. તેના ઘામાં અસહ્ય વેદના થતી હતી. તેનાથી બેશી શકાતું નહોતું. તે સૂતે-સૂતે સભાનું નિરીક્ષણ કરવા લાગ્યો. જે સાધુરામથી ભલભલા વીરો ભયથી કાંપતા હતા, અરે જે સાધુરામ ભયાનક વનરાજને પણ એકજ મુષ્ટી પ્રહારથી જમીન દોસ્ત કરી નાખતો તેજ સાધુરામ અત્યારે કુદરતના કોપથી દીન જેવો દેખાય છે. તેની આંખ્યોમાં અશ્રુ જણાય છે. તે આત્મગત બોલતો હતો કે:—

"અતિશય પાપ કર્મોથી, અંતે ફજેતી થાય છે;
આ દેહ દુર્લભ માનવિનો ક્ષણમાં નષ્ટજ થાય છે.

મમ જીવન સ્વપ્ના સમ થયું, હવે પ્રાણ પંખી જાયછે,
હા! પુણ્ય બદલે પાપનો સંગાથ મારે થાય છે.

હા! આ ભવાટવિમાં હું ભૂલ્યો છું અને મિથ્યા મદે અંધ થઈ અંતે આ દશાએ પહોંચ્યો છું. આ, ઓહ્ ! આ સંસાર હવે મને ઝેર સમાન જણાય છે.

હા! હવે રોવું નકામું છે. કહ્યું છે કે;—

"સદા દૌર દૌરાં દિખાતા નહી,
ગયા વખ્ત ફિર હાથ આતા નહી."

માટે હવે તો પ્રભુનું ધ્યાનજ થોડાંક પાપથી બચાવનાર છે.

આમ શોક કરતો સાધુરામ ખાટલામાં પડયો રહી પ્રભુને પોકાર કરવા લાગ્યો. અમરાવતીમાં ભયાનક ઉથલપાથલ કરનાર સાધુરામને ઓળખી સર્વ સભા જનો તેની તરફ ધિક્કારની નજરે જોઇ રહ્યા. એવામાંજ વિશ્વેશકુમાર ઉભો થઈ મહારાજાને કહેવા લાગ્યો:—મહારાજ! આ ગિરિનંદ સ્વામીએ ભગવાં ધરી આજ પર્યંત અનેક દુષ્કર્મો કરેલાં છે. ખૂન—ચોરી—લુંટ ફાટ વગેરે કરનાર અને અજીતને ભોળવી રાજ્ય કુટુંબ પર આફત લાવનાર પણ એજ દુષ્ટ છે.

આ ઝેરી સાપનો વિચાર સઘળા રાજ્ય કુટુંબને ઠાર કરી અમરાવતીનું રાજ્ય લેવાનો હતો; પણ તે તેનો અધમ વિચાર તેના મનમાંજ સમાયો છે. રાજન્! શ્રી પ્રભુની પૂર્ણ કૃપાથી અને આ સામે બેઠેલાં ભગવતી સ્વરૂપ તપસ્વિની દેવી તથા તેમની નજીક બેઠેલી પવિત્ર બાળા કે જે અત્યારે કૈલાસના નામથી ઓળખાય છે તેમના અથાગ પ્રયત્નોથી આ દુષ્ટને વશ કરી અત્યારે આ સભામાં હાજર કરવામાં આવ્યો છે. આ નીચ સાધુ ઘોર કાર્યનો કર્તા છે. માટે હવે તેનું શું

કરવું તે આપ મહારાજાના હાથમાં છે. આટલું કહી વિશ્વેશ તેના આસનપર બેસી ગયો. સભામાં શાન્તિ છવાઇ ગઇ. વિશ્વેશનાં વાક્યો શ્રવણ કરી મહારાજા બોલ્યાઃ—આ નીચ સાધુરામના સર્વ દુષ્કર્મની વાત મને તપસ્વિની દેવીએ જણાવી છે. વિશ્વેશ! તારા અને કૈલાસના સુપ્રયત્નો વડેજ હું મારાં પ્રિય સંતાનોને ફરીથી જોવાને ભાગ્યવાન થયો છું. તમે બન્ને દેવ સ્વરૂપ છો. કહી મહારાજા તપસ્વિની સામે જોઇ કહેવા લાગ્યાઃ—પવિત્ર દેવી! આજે જે આ આનંદનો દરબાર ભરાયો છે, તે સઘળો આપનોજ પ્રતાપ છે. હું આપનો અત્યંત ઉપકારી છું. આમ કહી મહારાજા અજીત સામે જોઇ બોલ્યાઃ—અજીત! હું તને મારા પોતાના પુત્રની સમાન ગણતો હતો; છતાં શામાટે તારે આ નીચ સાધુનો સંગ કરી કર્તવ્ય ભ્રષ્ટ થવું પડયું! હા! ત્હેં તારી બુદ્ધિનો અવળો ઉપયોગ કર્યો છે. જે શૈલેશ તારો ભાઈ થાય અને જે દિવ્યપ્રભા તારી ભગિની યાતો પુત્રી સમાન ગણાય તેમને ત્રાસ આપતાં તું પોતે મરી ગયો હોત તો ઘણું સારૂં થાત. અજીત! તું બળવાન કહેવાય છે. દુશ્મનો તારૂં નામ સાંભળી થરથરે છે; પણ ત્હેં નિર્દોષોને ત્રાસ આપવામાંજ તારા સઘળા બળનો ઉપયોગ કર્યો છે. ત્હેં રજપૂત નામને લાંચ્છન લગાડયું છે. હા, અફસોસ! ત્હેં એક ગરીબ ગાય જેવી સુકન્યા નિર્મળાને દુખના ડુંગરા તળે દાબી જુલ્મ ગુજાર્યો છે. પાપી! મને તારીપર અત્યંત ક્રોધ ચઢે છે. બોલ, તું તારા પાપ કર્મોનો હવે શું જવાબ આપે છે? કહી મહારાજા તેની સામે જોઈ રહ્યા.

"અજીત આસન પરથી નીચે ઉતરી ગળગળે સાદે કહેવા લાગ્યોઃ—પિતાશ્રી! આપનાં વચનો અક્ષરે અક્ષર સત્ય છે. હું શુદ્ધ વંશમાં કુલાંગાર કપુત પાક્યો. દયાળુ પિતા! આપે કહેલા તમામ અપરાધ હું કબુલ

કરૂં છું અને તેને માટે હું હવે અત્યંત પસ્તાઉં છું. હા! મારા સર્વ ગુન્હાના બદલામાં મને રીબાવી–રીબાવીને મારશો તો પણ તે ઓછું છે, કારણ કે આ પાપીનાં કાળાં કર્મો અથાગ છે. બાપુ! હું હવે મરવાનેજ ચાહું છું. આમ બોલતા અજીતે બે હાથ જોડયા.

"તેનું બોલવું સાંભળી મહારાજાએ તપસ્વિની દેવીના સામે જોઇ કહ્યું:–મહાદેવી! આ કુલાંગારના અપરાધ આપ જાણો છો અને તેથી તેને શું શિક્ષા કરવી કે જેથી આવા ભયંકર અપરાધ કરતાં અન્ય જનો પણ વિચારે. માટે પાપી અજીતને શિક્ષા કરવાનું કાર્ય હું આપને સોંપું છું અને આપ તેને યોગ્યજ શિક્ષા આપશો એમ ઇચ્છું છું."

"તત્કાળ તપસ્વિની દેવી ઉભાં થઈ અજીત પ્રત્યે કહેવા લાગ્યાં:– અજીત! અહિં મારી પાસે આવ."

"અજીત લડથડતે પગે દેવીની પાસે આવી માંથુ નીચે નમાવી ઊભો રહ્યો. તેના શિર પર હાથ ફેરવી દેવીએ બોલવા માંડયું:–મહારાજા અને અન્ય સભા જનો! આપ સર્વે જાણી ચૂક્યા છો કે આ અજીત રાજ્યદ્રોહિ સાથે મહાન્ અપરાધી છે. તે તેનાં કાળાં કર્મોમાં નિષ્ફળ જવાથી અને તેની આંખ્યો આગળથી અજ્ઞાનનો કાળો પડદો દૂર થવાથી અત્યારે અત્યંત પસ્તાય છે. હા! ભાવિના ભૂલાવાથી માણસ યુવાનીના મદમાં અંધ થઈ ન કરવાનાં કાર્યો કરે છે. "**યુવાની દિવાની છે, જેણે યુવાની સંભાળી તેણે સ્વર્ગની ગાદી મેળવી. યુવાની સંભાળનાર ખરેખર કોઇ વિરલજ હોય છે.**" આ અજીત એવીજ રીતે ખરાબ થયો છે, પરંતું તેને હવે સખ્ત ઠોકર વાગી છે. તેને સારા સારનું સંપૂર્ણ જ્ઞાન થયું છે અને તેથીજ તે આ ક્ષણ ભંગુર જીંદગીનો મોહ નહિ ધરતાં મરણ–મરણનો પોકાર પાડી રહ્યો છે. તે

તેનાં ક્રૂર કૃત્યોથી હૃદયમાં ઘણોજ દુઃખી થાય છે ને હવે સાચું શરણ શ્રીભગવાનનું યાચે છે. આથી દયાળુ ભગવાન તેનાં પાપની ક્ષમા આપશે અને આ દુષ્ટ અજીત પશ્ચાતાપના અગ્નિથી ભષ્મ થઇ પુનઃ શુદ્ધ થશે. મહારાજા! જો કે તેના અક્ષમ્ય અપરાધોને લીધે તેને ભયંકરમાં ભયંકર શિક્ષા થવી જોઇએ; અરે તેને જીવતાંજ ભડભડાટ સળગતા અગ્નિ કુંડમાં હોમી દેવો જોઇએ તો પણ તેની શિક્ષા ઓછી છે. સભા જનો! જ્યારે મહારાજાએ તેને શિક્ષા કરવાનો ભાર મારે માથે નાખ્યો છે તો હું ધારૂં છું કે તમે સર્વ મારૂં કહેવું કબુલ રાખશો? કહી દેવી સભાજનો પ્રતિ જોઈ રહ્યાં. તરત સઘળા સભાજનો બોલી ઉઠયાઃ—અમે આપનાં વચનો સ્વિકારીશું.

"ધન્ય છે. હવે આ અજીત કે જે ભયંકર શિક્ષા સહન કરવાને લાયક છે; તેને તેવી બીજી કોઇપણ શિક્ષા નહિ કરતાં હું તેને સર્વ અપરાધમાંથી મૂક્ત કરી જીવતદાન દેવા ચાહું છું." દેવીએ જણાવ્યું.

"આશ્ચર્ય!" સર્વ સભાજનોના મુખમાંથી ફક્ત આવી રીતે એકજ શબ્દ નીકળ્યો. અજીત સ્તબ્ધ બન્યો. મહારાજા વિચારમાં પડયા. એવામાં પુનઃ દેવીએ રાજા સામે જોઈ પૂછ્યુંઃ—કાં રાજન્! અજીતને ક્ષમા આપી શકશો કે નહિ?"

"ભગવતી! જ્યારે આપે તેને ક્ષમા આપી છે; ત્યારે હું શા માટે તેને ક્ષમા નહિ આપુ? તે પણ મારો પુત્ર છે. એક વખત ક્ષમા આપી નીતિને રસ્તે ચઢાવવો એ મારી ફરજ છે. દેવી! હું આપની ઇચ્છાનુસાર તેને ક્ષમા આપી દોષ મૂક્ત કરૂં છું." રાજાએ કહ્યું.

"તે પછી દેવીએ અજીતને કહ્યુંઃ—વીર! જા, મહારાજાને પગે લાગ. તારે મરવાની બહુ વાર છે, તારૂં હજી દુનિયાંને ઘણું કામ છે."

"અજીત સજળ નયને સિંહાસન સમિપ જઈ બે હાથ જોડી કહેવા લાગ્યોઃ–દયાળુ પિતા! મારા અપરાધ વિસરી જાઓ. બાળકના અપરાધ માતા પિતાએ લક્ષમાં રાખવા જોઇએ નહિ. પિતા! ભાઈ શૈલેશ-વિશ્વેશ અને દયાળુ દિવ્યપ્રભા! આપ સર્વ આ ઘોર પાતકીને તમારા ખરા અંતઃકરણથી ક્ષમા આપો."

"અજીત! આ દેવીના કહેવાથી તને ક્ષમા છે. હું હવે તને પ્રથમની માફક ચાહીશ અને આશા રાખું છું કે તું પણ હવે પ્રથમની માફક રાજ્ય ભક્ત રહી સતી નિર્મળાને સુખી કરી તારો સંસાર સ્વર્ગ સમાન્ શોભાવીશ." મહારાજાએ કહ્યું.

તે પછી શૈલેશ વિશ્વેશ અને દિવ્યપ્રભાએ તેને ખરા અંતઃકરણથી ક્ષમા આપી. અજીત સર્વને નમન કરી પુનઃ આસન પર બેઠો. તે પછી રાજાએ ભદ્રેશ સામે જોઈ બોલવા માંડયું:–ભદ્રેશ! હેં પણ ઉત્તમ કુળમાં અવતાર લઈ ન કરવાનાં કામ કર્યા છે. હેં દુષ્ટોના સહવાસમાં રહી એક નિર્દોષ અને પતિ પરાયણ પવિત્ર પ્રેમદાનું ખૂન કરી મહાન્ પાપ માથે લીધું છે. આને માટે તને ઘણી ભારે શિક્ષા થવી જોઇએ. તું પણ અત્યારે તારાં પાપ કર્મોથી પૂર્ણ પસ્તાય છે એ હું સારી પેઠે જાણું છું. હેં નરેન્દ્રનાથની અક્ષય લક્ષ્મીને દુષ્ટોની સોબતને લીધે ગુમાવી છે. તારી પાસે દ્રવ્ય થઈ રહેવાથી તારા મિત્રોએ તારો જીવ લેવાનો વિચાર કરી તને કોટડીમાં પૂર્યો હતો અને ત્યાંથી તું દયાળુ કૈલાસની કૃપાથી જીવતો છુટી આત્મ હત્યા કરવાને પાણીના કુંડમાં પડયો હતો; પરંતુ ત્યાંથી પણ ભગવતિ સ્વરૂપ તારી ભારતીએ તારો ઉદ્ધાર કર્યો હતો. કહે ભદ્રેશ! એ સતી સન્નારીએ તારા માટે સંકટ સહન કરવામાં કાંઈ બાકી રાખ્યું છે કે? ભદ્રેશ! તારાં પાપની તને

શિક્ષા થઈ ચૂકી છે; એ કારણથી હું તને હવે કંઈ પણ શિક્ષા નહિ કરતાં માફી આપું છું અને હવેથી સદાચારી થઈ સંસાર સુવર્ણ સમાન બનાવીશ એમ આશા રાખું છું.

"પિતા તુલ્ય મહારાજા! આપે આ બાળકને ક્ષમા આપી મહાન ઉપકારી કર્યો છે. હું દુષ્ટ મિત્રોની સોબતથી દ્રવ્યહીન થઈ પાયમાલ થયો છું. મારી સંપત્તિમાં હવે આ ભગવી કફની સિવાય બીજું કાંઈ રહ્યું નથી. હાય! હું મિત્રોની પરિક્ષા કરી શક્યો નહિ." કહી ભદ્રેશ અત્યંત પશ્ચાતાપ કરવા લાગ્યો.

"ભદ્રેશ! થવા કાળે સૌ કાંઈ થવા કરે છે. તું જ્ઞાનવાન થયો છે એટલે લક્ષ્મી તને આપો આપ આવી મળશે. દ્રવ્યને માટે ચિંતા કરીશ નહિ. દયાળુ પ્રભુ નીતિવાનને અવશ્ય સ્હાય કરે છે.

"અન્ન વસ્ત્રની લેશ પણ કરીશ ન ચિંતા ભ્રાત,
ચૌદ ભુવનનો તુજ શિરે સમર્થ બેઠો તાત."

માટે મનને સ્વસ્થ કરી તેની અકળ કળા જોયા કર. દેવીએ જણાવ્યું.

"હા, હવે એમજ થશે. આ ભદ્રેશ આપ સર્વના શરણમાં છે." કહી ભદ્રેશે હાથ જોડીને સર્વને પ્રણામ કર્યા. પુનઃ સભામાં શાન્તિ છવાઈ ગઇ. તે પછી થોડીવારે મહારાજા વીરભદ્રે ખાટલામાં પડેલા સાધુરામને મોટા અવાજથી પૂછ્યું:—કાં ગિરિનંદ મહાત્મા! હાલ શું વિચાર ચાલે છે?

"રાજાનું બોલવું સાંભળી સાધુએ બેઠા થવાનો પ્રયત્ન કર્યો. આથી તેની પીઠ પાછળ એક તકીયો ગોઠવવામાં આવ્યો અને બે સિપાહીઓએ તેને ઝાલીને બેઠો કર્યો. સાધુરામ તકીયાને અઢેલી ક્ષીણ

સ્વરે કહેવા લાગ્યો:—મહારાજ! વિચારમાં હવે વિમાસું છું. આકાશમાં ભયંકર અંધકાર અવલોકું છું અને તેમાં વિકરાળ યમરાજના દૂતોને દાંત કકડાવતા ઉભેલા જોઉં છું. હા! જે કૃત્યો પ્રથમ સુખકારક લાગતાં હતાં; હાય તેજ નીચ કર્મો અત્યારે અસહ્ય ત્રાસ આપી મને જીવતાંજ બાળીને ભષ્મ કરે છે. હા, અફસોસ! હું આ પવિત્ર ભગવાં વસ્ત્ર પહેરી વિશ્વાસઘાતી—સ્ત્રી ઘાતી અને ભયાનક ખૂની થયો. મારે આ વસ્ત્રમાં રહી સૌને સત્ય માર્ગે સમજાવી નીતિને રસ્તે દોરવાં જોઇએ. હાય તેને બદલે મ્હેં સ્વાર્થવશ થઈ સૌને અનીતિ આદરવાનો ઉપદેશ કર્યો છે. મ્હેં ઘણા જનોને અવળા પંથે દોરી પાયમાલ કર્યા છે, અનેકનાં ખૂન કરી લોહીની નદીઓ વહાવી છે. નિર્દોષ માણસોને જીવતાંજ ભીંત સાથે ખીલાથી જડયાં છે; અરે જેનું રક્ષણ કરવું ઘટે તેનું ભક્ષણ કર્યું છે. મહારાજા અને અન્ય સભા જનો! મારા પાપનો સુમાર નથી. હું આ પૃથ્વીપર અવતરેલો એક પ્રેત છું. હું એક પળવાર પણ જીવતો રહેવાને લાયક નથી. મારાં નીચ કર્મોથી આ પૃથ્વી કાંપી રહી છે; આકાશ ધીમે ધીમે કાળું થતું જાય છે. ભયાનક દૂતો મારા ગળામાં કાળપાસ નાખી મને લઈ જવાને મુખ વિકાસી દોડી આવતા જણાય છે. આ પાપી પિશાચ હવે સુખની ઇચ્છા રાખતો નથી; મારે મરવુંજ જોઇએ; મારે મરીને ભયાનક શિક્ષા સહન કરવીજ જોઇએ. હું અવશ્ય મરીશ. આ વાગેલા ઘામાં અત્યારે જીવલેણ દર્દ થાય છે અને હવે જે સમજાય છે તેમાંજ મારી ઘડીયો ગણાય છે. આટલું કહી ગિરિનંદ શ્વાસ ચઢવાથી બોલતો બંધ રહ્યો.

વીરભદ્ર:—ગિરિનંદ! જો તું પ્રથમથીજ આવું સમજ્યો હોત તો આજે તારી આવી દશા ન થાત. આ થયેલી દુર્દશા એ તારાં અત્યંત દુષ્કર્મોનુંજ પરિણામ છે.

ગિરિનંદઃ—હા, એ મારાંજ કુકર્મોનું પરિણામ છે. ચળકતો કુહાડો હાથે કરીને પગપર મારનાર હુંજછું. હાય! વિનાકાળે વિપરીત્ બુદ્ધિનુસાર ક્ષણીક સુખને વશ થઇ મોટી-મોટી આશાઓના મહેલ બાંધી હું ભાવિના ભુલાવ્યાથી અંતે આ દશાએ પહોંચ્યોછું.

વીરભદ્રઃ—સાધુરામ! અત્યારે તારા મુખમાંથી નીકળતાં વચનો સાંભળી હું આશ્ચર્ય પામુંછું. સાધુ! ત્હેં તારી ફરજ વિસારી નીચ કર્મો કરી ઘણાંને દુઃખી કર્યા છે. મનમાં વિચારી જો કે તું પોતેજ ભગવાં ધરી સત્ય માર્ગનું ઉલ્લંઘન કરી દુષ્કર્મોમાં તદ્રુપ બને તો તારા સમાગમમાં આવનાર અન્ય દુષ્કર્મમાં કેમ ના પ્રવર્તે? તને ગુરૂ સ્વરૂપ સમજનાર આ અજીત તારા સંગ દોષથીજ કર્તવ્ય ભ્રષ્ટ થઈ નીચ આચરણો આચરતાં શીખ્યો; આ ભદ્રેશ પણ તારા પ્રતાપેજ તેના કુળને કાળું કલંક લગાડી દુષ્ટ થયો. ઓ ભગવાં વેશમાં ઢંકાએલા રાક્ષસ! ત્હેં એક મહાત્મા તરીકે ઓળખાઇ અત્યંત દુષ્કર્મો કર્યાં છે, અને મારાં પ્રિય સંતાનોને તારી કપટજાળમાં ફસાવી ઘણાંજ દુઃખી કર્યા છે. હા! તારી પર મને અત્યંત ક્રોધ ચઢે છે. આ સૌ સભાજનો પણ તને ધિક્કારની નજરે જોઇ રહ્યા છે. તારા અપરાધ જોતાં તને જીવતોજ સિંહની પાસે ફાડી ખવરાવવો જોઇએ; પણ તારૂં મૃત્યુ નિકટ છે એમ ધારીને હું તને કંઈ પણ શિક્ષા કરી શકતો નથી. ઓ પિશાચ વૃત્તિના પાપી! મરવાં અગાઉ જણાવ કે તું પૂર્વાશ્રમમાં કોણ મૂઓ હતો?

ગિરિનંદઃ—હું ભયંકર શિક્ષા સહન કરવાને લાયકજ છું. ઓ દયાળુ રાજન્! હું મરણ અગાઉ મારો ભેદ ખોલું છું અને તેથી સમસ્ત શરીરે થરથર ધ્રુજું છું. ઓ પવિત્ર પિતા! આપના આશ્રયે દિવ્ય

સ્થાને ચઢી ઘાતકી-પાતકી કર્મ કરનાર; તથા પવિત્ર દિવાન નરેન્દ્રનાથનું ખૂન કરાવ્યા પછી સેનાપતિ ભૂપતસિંહને આ ભૂમીપરથી સદાને માટે વિદાય કરનાર અને અજીતની મદદથી કારાગ્રહમાંથી નીકળી ભગવાં ધારણ કરનાર, હું મહાન્ વિશ્વાસઘાતી-નિમકહરામ અને રાજદ્રોહી કુલાંગાર "**વૈરીસિંહ**" છું.

"હેં! તું કોણ વૈરીસિંહ!!" ભયંકર ધરતી કંપ થતાં જેમ સૌ ચોંકે એમ સર્વ સભાજનો ઉપર પ્રમાણે બોલી સ્તબ્ધ બની તેની પર ધિક્કારનો વર્ષાદ વરસાવવા લાગ્યાં."

"ક્ષમા! ઓ પવિત્ર સભાજનો! આ નરાધમ વૈરીસિંહને ક્ષમા આપો. હું આપ સર્વની ક્ષમાનો ઉમેદવાર છું. હું પાપથી પૂર્ણ પસ્તાઉ છું." કહી વૈરીસિંહે સર્વની સમક્ષ હાથ જોડયા.

"ઓ દુષ્ટ ચંડાળ! બોલ, સતી વિમળા ક્યાં છે?" મહારાજા ગર્જી ઉઠયા.

"હા! પ્રભો! વિમળા! ઓ મારી પવિત્ર વિમળા! તું આ અભાગીના હાથેજ પુષ્પભદ્રાના અગાધ જળમાં સદાકાળને માટે અદ્દસ્ય થઈ છે." કહી વૈરીસિંહે કપાળ કુટયું.

"શું વિમળાને ત્હેં પુષ્પભદ્રાના પ્રવાહમાં ડુબાવી દીધી છે? ઓફ! ઓ ઘોર ઘાતકી! ઓ કાળા ભુજંગ! તું આવું દુષ્ટ કાર્ય કરતાં પોતેજ કેમ મરી ના ગયો? હાય! તે ગુણીયલ બાળાને બદલે તુંજ પુષ્પભદ્રામાં કેમ ડુબી ના મૂઓ?"

"એવી પાપમય બુદ્ધિ થતાં જો આ પ્રાણનો નાશ થયો હોત તો ઘણુંજ સારૂં થાત; કે જેથી આટલી બધી ઉથલ પાથલ ન થાત. ઓ મહારાજા! હવે ગઈ ગુજરી ભૂલી જાઓ. આ દુષ્ટનો અંતકાળ

હવે પાસે આવતો જણાય છે. મારા કંઠે કાંટા પડે છે. મરણ અગાઉ આ નર પિશાચ આપની ક્ષમા યાચે છે." આમ બોલતો વૈરીસિંહ તપસ્વિની દેવી સામે જોઈ ગદ્‌ગદ્ કંઠે બોલવા લાગ્યોઃ-ભગવતિ! તમારાં પરોપકારી કાર્યો અપરંપાર છે. તમારા અપાર પરિશ્રમે જ આ નારકી જીવ વધારે ભયાનક કૃત્યો કરતાં અટકયો છે. દયાળુ દેવી! દયા કરો અને મારા મરણ અગાઉં તમારા પવિત્ર મુખથી ક્ષમા શબ્દ સંભળાવી મને પાવન કરો."

"તેના શબ્દો સાંભળી મહારાજાને અત્યંત ક્રોધ ચઢયો. તેઓ એકાએક આસનપરથી નીચે ઉતરી આવી બોલી ઉઠયાઃ-ઓ કર્મચંડાળ! તને કદાપિ ક્ષમા મળવાનીજ નથી. મારા સરદારો! આ દુષ્ટને અહિંથી લઈ જાઓ અને તેને શૂળીપર ચઢાવી દયો."

"મહારાજાની આવી ભયંકર આજ્ઞા થતાંજ ચાર સરદારો તેની પાસે જવા લાગ્યા. વૈરીસિંહ પણ જાણે મરવાને તૈયાર ના થયો હોય એમ જણાવા લાગ્યો. તેના મુખ પર શોકની બિલકુલ છાયા જણાતી નહોતી. એવામાંજ સરદારોએ તેના ખાટલાને ઉપાડવાની તૈયારી કરી. વૈરીસિંહે તપસ્વિની દેવી સામે દયાર્દ્ર નેત્રે જોયું. તેની કંઇક ઇચ્છા છે જાણીને દેવીએ સરદારોને સબુર કરવાનું કહી તેને પૂછયુંઃ-હું ધારૂંછું કે તમે મને કંઇક કહેવાને ઇચ્છોછો? તમારા મનમાં જે કાંઈ હોય તે સુખે જણાવો?"

"મહાદેવી! આ અભાગીને હવે આ સંસારમાંની કોઇપણ વસ્તુની અપેક્ષા નથી. હું મરણને માટે બિલકુલ ભય પામતો નથી; તેમ મહારાજાની દયાની પણ દરકાર રાખતો નથી. પરંતુ મારા મનની ઇચ્છામાં ફક્ત એજ છે કે આપ પરોપકારી દેવી પ્રાણના જોખમે નિર્દોષ જનોનું રક્ષણ કરતાં હતાં તેનું શું કારણ? તેમજ આ આપની પાસે બેઠેલા દિવ્ય

યોગેન્દ્ર કોણ છે? કારણ કે તેમને હું ઘણી વખત સ્વપ્નમાં પણ જોતો હતો; અને અત્યારે પણ એમ થઈ આવે છે કે મ્હેં તેમને ક્યાંક જોએલા છે."

"તેનું બોલવું સાંભળી તત્કાળ મહારાજા બોલી ઉઠયાઃ–દેવી! આપનો અને દિવ્ય યોગેન્દ્રનો પૂર્વાશ્રમ સંબંધી ઇતિહાસ જાણવાને હું પણ અત્યંત આતુરછું. તેમજ આપની સાથેની આ ત્રણ સુકુમાર બાળાઓનો પણ આ સર્વ સભાજનોને પરિચય કરાવો. આવી રીતે દેવીને કહી મહારાજા વૈરીસિંહ સામે જોઈ બોલ્યાઃ–વૈરીસિંહ! આ દેવીની કથા પૂર્ણ થયા પછી તને શૂળીએ ચઢાવવામાં આવશે. ત્યાં સુધી તારે ભગવત્ ભજન કરવું હોય તો કરી લેજે."

"વૈરીસિંહ કંઇ બોલ્યો નહિ. તે તો ટગર–ટગર દેવી અને યોગેન્દ્રના સામે જોઈ રહ્યો. તે પછી તપસ્વિની દેવીએ કંઇક વિચાર કરી કહ્યુંઃ–રાજન્! અમારો પૂર્વાશ્રમ જાણવામાં ઘણાંને દુઃખ ઉત્પન્ન થવાનો સંભવ છે. તેમાં વિશેષે કરી આ વૈરીસિંહને તો ઘણુંજ લાગી આવશે."

"તરત વૈરીસિંહ બોલી ઉઠયોઃ—આ હૃદય હવે પાષાણમય બની ગયું છે. હું લાખો બલકે કરોડો કષ્ટો સહન કરીનેજ મરવાને ઇચ્છું છું. દેવી! આપ સુખેથી આપનું કથન સંભળાવો અને ત્યાં સુધી આ પાપી પલીતને પશ્ચાતાપમાં ભષ્મ થઈ થોડાંક પાપનું પ્રાયશ્ચિત કરવા દ્યો."

"તે પછી દેવીએ યોગેન્દ્ર સામે જોઈ કહ્યુંઃ–ધર્મ પિતા! આપ સર્વ હકીકત જાણો છો; તો કૃપા કરી આપ પોતેજ સર્વ વાર્તા જણાવો. મારા સ્વમુખે સઘળી હકીકત સંભળાવતાં મને ક્ષોભ ઉત્પન્ન થાય છે; મારો અંતરાત્મા ના પાડે છે."

"પુત્રી! હું તારી ઈચ્છાને માન્ય રાખી આપણી સર્વ હકીકત આ સર્વ સભાજનો સમક્ષ કહી સંભળાવું છું. કહી યોગેન્દ્ર ઉભા થયા અને મહારાજા સામે જોઈ બોલ્યા:–રાજન્! પૂર્ણ શાન્તિથી અમારી વાર્તા શ્રવણ કરજો; અને કદાચ જો સંભ્રમમાં પડાય તો સુખેથી મને પ્રશ્ન પૂછજો કે જેથી હું ખુલાસો કરીશ. અમારી વાર્તા આ દુષ્ટ વૈરીસિંહ આપની કૃપાથી પવિત્ર વિમળા સાથે લગ્નથી જોડાઇ દરબારમાં નાયબ દિવાન થયો ત્યાંથી શરૂ થાય છે. તે પાપીની વાર્તામાંજ અમારો ભેદ સમાએલો છે. આમ બોલતા યોગેન્દ્રે પ્રભુનું નામ લઇ કથાની શરૂઆત કરી."

## પ્રકરણ ૩૮ મું.

### પૂર્વકથા.

"હજારોના ગળા ઉપર ખૂની ખંજર ચલાવ્યું છે,
સતીની લાજ લુંટવાથી કહો શું હાથ આવ્યું છે?
વહાવી લોહીની નદીયો, ધરા તો આ ધ્રુજાવી છે,
હવે પસ્તાઈ ક્ષમા માટે નીચે દ્રષ્ટિ નમાવી છે!"

મહારાજા અને સર્વ સભાજનો! આપ સર્વને સારી રીતે વિદીત તો હશેકે માણસનું જ્યારે સર્વ નાશ થવાનું હોય છે ત્યારે તેની બુદ્ધિ બ્હેર મારી જાય છે અને તે ન કરવાનાં કૃત્યો કરવાને તત્પર થાય છે? એ પ્રમાણે કર્તવ્યથી ભ્રષ્ટ થઇ નીચ કર્મો કરનાર આ વૈરીસિંહ અત્યારે ઘાયલ થઇ મરણની છેક નિકટ પહોંચી ચૂકયો છે. પ્રતાપી મહારાજા વીરભદ્રની કૃપાથી તે ઉચ્ચ પાયરીએ ચઢી સુખી થયો હતો છતાં તેણે સંતોષનો ત્યાગ કરી અનેક નીચ કર્મો કર્યા છે.

આ દુષ્ટ વૈરીસિંહ નાયબ દિવાન થયા પછી રાજા થવાની ઇચ્છા કરવા લાગ્યો અને તેને માટે અનેક પ્રપંચો રચવા લાગ્યો. તેની આવી દુષ્ટ વૃત્તિની વાત વિમળાના જાણવામાં આવતાં તે ઘણી દુઃખી થઈ અને તે સતી સન્નારીએ તેને સદુપદેશ દેવામાં કાંઈ કસર રાખી નહિ; છતાં એ દુષ્ટને કાંઈ પણ અસર થઈ નહિ. પત્થર પર પાણી. એ પ્રમાણે એ પાપીને સતીનો ઉપદેશ મિથ્યા લાગ્યો. તેણે અમરાવતીની રાજ્ય ગાદી મેળવવાને પ્રથમ પ્રધાન નરેન્દ્રનાથને ભોળવવાનો પ્રયત્ન કરવા માંડયો; પરંતુ તે પ્રધાને તેની પ્રપંચ જાળમાં નહિ ફસાતાં તેનો તિરસ્કાર કરી સખ્ત ઠપકો આપ્યો. આમ વાત બની રહી હતી એવામાં એક દક્ષિણ તરફની મધુમુખી નામક ગણિકા અમરાવતીમાં રહેવા આવી અને તે થોડા દિવસમાં વૈરીસિંહની પ્રીતિપાત્ર થઈ પડી. વૈરીસિંહે તેને સારો દરમાયો બાંધી આપ્યો અને હમ્મેશાં તેને ત્યાં જઇ કારસ્થાન રચવા લાગ્યો. સ્વામીનાં દુષ્ટ આચરણની વિમળાને જાણ થતાં તે મનમાં ઘણી દુખી થવા લાગી. તે તેને શુભ શિખામણ આપવા જતાં વારંવાર તે દુષ્ટના ક્રોધની ભોગ થઈ પડતી; છતાં પણ એ પતિ પરાયણ પ્રેમદા તેના ક્રોધની દરકાર નહી કરતાં તે દુષ્ટને નીતિને પંથે ચઢાવવા અનેક પ્રયત્ન કરતી, પણ તે રાક્ષસનાં કારસ્થાન આગળ તે સતી બાળા તેના પ્રયત્નમાં નિષ્ફળ નિવડતી. વિમળા સતી સન્નારી હતી. બાલ્યાવસ્થાથીજ તેને તેનાં માતા–પિતા તરફથી શુભ કેળવણી મળેલી હતી. તેણે માતૃ ભાષા ઉપરાંત સંસ્કૃતનું સારૂં જ્ઞાન મેળવેલું હતું; આથી તે ધર્મના ગ્રંથો વાંચી સદાચરણી બની હતી. તે તેના સ્વામીને હમ્મેશાં સુખી જોવાને ઇચ્છતી. પતિનાં દુષ્ટ આચરણોથી વિમળા મનમાં ઘણી દુઃખી થતી હતી. તે તેને અત્યંત સમજાવતી પણ તે મદાંધ થએલાને તેના ઉપદેશની કંઇપણ અસર થતી નહિ; ઉલટી તે પવિત્ર પ્રેમદા તે

દુષ્ટના ક્રોધની ભોગ થઇ પડતી. તે પછી વિમળા ઇશ્વરપર શ્રદ્ધા રાખી બેશી રહી. વૈરીસિંહ મધુમુખીના પ્યારમાં મસ્તાન થઇ તેને ત્યાંજ ઘણો ખરો સમય પડી રહેવા લાગ્યો. તે ધીમે ધીમે રાજ્યના નાના મોટા અમલદારોને મધુમુખીને ત્યાં બોલાવી નાચ-ગાન સંભળાવતો, આથી અંતે રાજ્યના કેટલાક સરદારો અને અમલદારો તેને વશ વર્તી તેની સાથે આનંદ ઉડાવવા લાગ્યા. વૈરીસિંહની આંખ્યમાં ફક્ત બે જણા કંટક-ની માફક ખુંચતા હતા. તે બે જણા બીજા કોઈ નહિ પણ એક તો દિવાન નરેન્દ્રનાથ અને બીજા સેનાપતિ ભુપતસિંહ હતા. પોતાના કાર્યમાં નડતા એ બન્ને દુષ્મનોને તેણે સંસારમાંથી વિદાય કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો. તેણે તેની પાસે રહેતા કપટ અને વરૂણસિંહ નામક બે દુષ્ટ માણસોને દિવાન પુત્ર ભદ્રેશને પોતાના સમાગમમાં લાવવાને સૂચવ્યું; કારણકે તે બન્ને જણા ભદ્રેશના ખાસ મિત્રો હતા. તેમણે છેવટે ભદ્રેશને પણ મધુમુખીને ત્યાં આવતો જતો કરી તેની પત્ની સાથે ક્લેશ કરાવ્યો. ભોળો ભદ્રેશ દુષ્ટોની કપટ જાળમાં પૂરે પૂરો જકડાયો અને ધીમે ધીમે તેનું સર્વસ્વ નાશ કરવા લાગ્યો. તે આખો દિવસ મધુમુખીને ત્યાંજ પડયો પાથર્યો રહેવા લાગ્યો. બાદ એક દિવસ વૈરીસિંહે તેને નીશામાં ચક્ચુર કરી તેના મકાનની માહિતી મેળવી લીધી. તે દિવસે ભદ્રેશથી મકાને જઇ શકાયું નહિ, એ તકનો લાભ લઇ પાપી વૈરી-સિંહ મધ્યરાત્રે તેના બે સાગ્રિતોને લઇ દિવાનના મકાન તરફ ચાલ્યો. મધ્યરાત્રિના શાન્ત સમયે વૈરીસિંહ તેના માણસો સાથે મકાનની પાછલી બારીએથી દિવાન ભુવનમાં દાખલ થયો; અને અંતે કોઈ જાણે નહિ એવી રીતે નરેન્દ્રનાથના શયનાલયમાં આવી એકદમ ઉંઘતા દિવાનની છાતી પર ચઢી બેઠો. નરેન્દ્રનાથ બુમ પાડવાને મુખ ઉંચુ કરે એ પહેલાંતો એ દુષ્ટે તેમના મુખમાં ડુચો મારી દીધો. તે પછી તેમને દોરડાથી મજ-

ભૂત બાંધી તેણે તેના માણસોને તેમને ઉંચકી બહાર નીકળવાનું જણાવ્યું. તે કર્મ ચંડાળો એવી રીતે દિવાનને લઇ આવેલા રસ્તે થઇને બહાર નીકળ્યા. વૈરીસિંહ તેના મકાને આવી દિવાનને પોતાના પક્ષમાં મળી જવાનું સમજાવવા લાગ્યો. તેણે અનેક લાલચો બતાવી તેમને ભ્રષ્ટ કરવાનો પ્રયત્ન આરંભ્યો; પણ દિવાન નરેન્દ્રનાથ એકના બે થયા નહિ. તેમણે તેને ધિક્કારી કાઢ્યો. આથી તે પાપીએ ક્રોધાંધ થઈ તેમને મારી નાખવાને બે સિપાહીઓ સાથે તેજ વખતે જંગલમાં મોકલાવી દીધા. સતી વિમળાએ દિવાનના પ્રાણ બચાવવાને માટે તેની અત્યંત પ્રાર્થના કરી; પણ તે પાપીએ તેની પ્રાર્થનાને તુચ્છકારી કાઢી. આટલી વાત કહી યોગેન્દ્રે એક નિઃશ્વાસ નાખ્યો.

"હાય અફસોસ! મારા પવિત્ર દિવાનનું ખૂન પણ આ કર્મ ચંડાળેજ કર્યું છે. હા! તેણે મને ખોટું સમજાવ્યું હતું કે દિવાનનું મૃત્યુ જંગલી પ્રાણીથી થયું છે. ઓ દુષ્ટ! તને હું શું કરૂં?" કહી મહારાજા દાંત પીસવા લાગ્યા.

"ભદ્રેશ પણ તેના પિતાનું આવી રીતે મૃત્યુ થએલું સાંભળી દિલગીર થયો અને વૈરીસિંહ સામે ધિક્કારની નજરે જોઇ રહ્યો."

"પ્રભુ! તે પછી દિવાનનું શું થયું? શું ખૂનીયોએ તેમનું ખૂન કર્યું? શૈલેશે પૂછ્યું.

"યોગેન્દ્ર બોલ્યાઃ— દુષ્ટ ખૂનીયો દિવાનને જંગલમાં લઈ જઇને મારી નાખવા તત્પર થયા. નરેન્દ્રનાથે તેમના અત્યંત કાલાવાલા કરી પોતાને બચાવવાની વિનંતી કરી. રાજન્! પ્રભુની લીલા ન્યારીછે. દિવાનના અત્યંત કાલાવાલાથી તે સિપાહીઓને દયા ઉત્પન્ન થઈ અને તેથી તેઓ દિવાનની પાસેથી પાંચ વર્ષ સુધી નગરમાં નહિ આવવાનું વચન લઇ ત્યાંથી ચાલતા થયા. પ્રભુપર શ્રદ્ધા રાખનાર દિવાન બચી ગયા; અને

ત્યારથીજ યોગી વેશ ધારણ કરી જંગલમાં ઝુંપડી બાંધી નિવાસ કરવા લાગ્યા. તેઓ જંગલમાં નિવાસ કરનાર ચારેક ભીલોને પોતાના સેવકો બનાવી તેમને સર્વ વાત સમજાવી અમરાવતીમાં મોકલતા અને વૈરીસિંહના દરેક કાર્યની છૂપી બાતમી મેળવતા. નરેન્દ્રનાથને જંગલમાં જીવતા મૂકી બન્ને સિપાહીઓએ વૈરીસિંહ પાસે આવી દિવાનના મૃત્યુના જુઠા સમાચાર જણાવ્યા. તે પછી દિવાનના ખાલી પડેલા પદ પર વૈરીસિંહની નિમણુંક થઇ. આથી તેના કેટલાક રસ્તા ખુલ્લા થયા. તે બાકીના સરદારોને મોટી મોટી લાલચો આપી તેના સ્વાધિનમાં લેવા લાગ્યો. તેણે જોત જોતામાં ભદ્રેશને પાયમાલ કર્યો. તેની પાસે દ્રવ્ય ખૂટતાં તે દુષ્ટે તેને તેની પત્ની ભારતીનું ખૂન કરી તેનું સ્ત્રી ધન લઈ લેવાને લલચાવ્યો. મૂર્ખ ભદ્રેશ પૈસા ખુટવાથી પવિત્ર પત્નીનું ખૂન કરવાને કબુલ થયો. તેના માટે એક દિવસ મુકરર કરવામાં આવ્યો. એવી રીતે તેમનો કાર્યક્રમ ચાલવા લાગ્યો. વૈરીસિંહ અને તેના મળતીયા સરદારો ખાનગી રીતે પ્રજાને પીડવા લાગ્યા. તે દુષ્ટના માર્ગમાં વિઘ્ન કર્તા હવે ફક્ત સેનાપતિ ભૂપતસિંહ રહ્યો હતો. તે બારીક નજરે તેની હિલચાલ તપાસતો હતો. દુષ્ટ વૈરીસિંહ તેનાથી ઘણો ડરતો હતો. આખરે તે દુષ્ટે તે ભલા સેનાપતિનું પણ ખૂન કરવાનો નિશ્ચય કર્યો. તેણે સેનાપતિના પુત્ર અજીતને તેની કૃત્રિમ જાળમાં સપડાવી સમજાવ્યું કે આ બધું હું તારે માટેજ કરૂં છું. તે પાપીએ અજીતને પણ રાજ્ય લોભ બતાવી અંતે રાજ્યદ્રોહી બનાવ્યો. આ સઘળાં કાવત્રાં મધુમુખીના મકાનમાં રચાતાં હતાં. છેવટે અજીત વચમાં નડતી પિતાની ફાંસને દૂર કરવા વૈરીસિંહના વિચારને મળતો થયો. બાદ એક રાત્રે વૈરીસિંહ અજીતની સાથે સેનાપતિના મકાને ગયો અને અજીતને તેના પિતાને વાતોમાં ભોળવવાની સલાહ આપી પોતે એક ખૂણામાં ખુલ્લી સમશેર

રાખી છૂપાઈ ઉભો. વૃદ્ધ સેનાપતિ ભોજન કરી પુત્રની સાથે વાર્તા વિનોદ કરવા લાગ્યો. પિતાને વાર્તામાં તલ્લિન બનેલા જોઈ પિતૃ હત્યારા પુત્રે ખૂણામાં છૂપાઇ ઉભેલા વૈરીસિંહને નેત્રનો સંકેત કર્યો; કે જેથી તરત પાપી વૈરીસિંહે ખૂણામાંથી ધસી આવી ભૂપતસિંહની પીઠપર સમશેરનો ઘા કર્યો. કારમી ચીસ નાખી ભૂપતસિંહ જમીનપર ટૂટી પડયો. તેના ધોળા વાળ લોહીથી રંગાઈ ગયા અને થોડીવારમાંજ તેનો પ્રાણ પરલોક પ્રયાણ કરી ગયો. અજીત ઢોંગ કરી રડવા લાગ્યો. એ અરસ્સામાંજ આપ મહારાજા એકાએક ત્યાં દોડી આવ્યા અને અંદરનો બનાવ ફાટી આંખે જોઇ રહ્યા. પાપીયો આપને જોતાંજ થરથર ધ્રુજવા લાગ્યા, તેમનાં મુખ કાળાં મેંશ જેવાં થઈ ગયાં. અજીતે આપને જોઇ વિશેષ કલ્પાંત કરવાનો આરંભ કર્યો. પાપી વૈરીસિંહ રક્તથી રંગાએલી સમશેર સાથે ત્યાં ઉભો હતો. મહારાજા સઘળું કામ કળી ગયા. છેવટે અજીતે મરણની બીકે પિતાનું ખૂન વૈરીસિંહ પર ઢોળી પાડયું. આપ મહારાજાએ તરત એ પાપીને પકડી કોટડીમાં પૂરાવી દીધો, અને પછી મૃત સેનાપતિના શબની વ્યવસ્થા કરાવી આપ મહેલે પધાર્યા. તે પછી પાપી અજીત તરત વૈરીસિંહને પૂરવામાં આવ્યો હતો તે કોટડી તરફ દોડયો અને ત્યાંના પહેરેગીરોને ઘણું દ્રવ્ય આપી વૈરીસિંહને મૂક્ત કરાવ્યો. તેણે અજીતનો ઉપકાર માની જણાવ્યું કે મારાથી હવે એક ઘડી પણ અહિં રહી શકાશે નહિ. હું હાલને હાલ મણિપૂર જઇશ અને ત્યાંજ નામ બદલીને નિવાસ કરીશ. તારે મારૂં કંઈ કામ પડેતો તુરત બોલાવજે અને અહિંના સમાચાર દરરોજ કપટ અને વરૂણની મારફતે ત્યાં મોકલાવજે. આ ઉપરાંત બીજી કેટલીક ખાનગી સૂચના આપી વૈરીસિંહ તેના મકાને ગયો. તેણે આડું અવળું સમજાવી વિમળાને પોતાની સાથે મણિપૂર આવવાને જણાવ્યું. એ

સમયે વિમળા સગર્ભા હતી. તેને છેલ્લા દિવસો જતા હતા. પતિવ્રતા પ્રેમદા તેની સાથે જવાને તૈયાર થઈ. વૈરીસિંહે મોતી જવાહિરની ગાંસડી બાંધી લીધી. સાથે લઈ જવાનું સઘળું તૈયાર કરી તે દુષ્ટ મધુસુખીને મળવા ગયો અને તેને પણ કેટલીક ખાનગી સૂચના આપી પાછો આવ્યો. તે પછી મોટે પરોઢીએ ત્યાંથી નીકળી મણિપૂરમાં આવ્યો અને ત્યાં એક મકાન ભાડે લઈ વીરસેન નામ ધારણ કરી વિમળા સાથે રહેવા લાગ્યો. બાદ ચાર–પાંચ મહિના વિતતાં એક દિવસે વરૂણસિંહ એકાએક તેની પાસે આવ્યો અને અજીતનો એક ખાનગી કાગળ તેના હાથમાં મૂક્યો. તે પત્રમાં અજીતે લખ્યું હતું કે અહિં ગાદી વારસનો જન્મ થયો છે. તેને ૭ માસ થવા આવ્યા છે, માટે તમે તાબડતોબ અહિં આવી ગમે એ યુક્તિએ તેનો નાશ કરી નાખો. બસ આટલાજ શબ્દો તેમાં લખેલા હતા. પાપી વૈરીસિંહ વિમળાને પાસેના ગામમાં જવાનું કહી વેશ બદલી વરૂણસિંહ સાથે રાત્રિના સમયે અમરાવતીમાં આવી અજીત તથા તેના મળતીયા સરદારોને મળી પાછલી રાત્રે રાજ્યમહેલની પછીતે આવી ભીંતપર ઘો નાખી ઉપર ચઢયો અને રાણીના શયનાલયમાં દાખલ થયો. આ સમયે રાણી બાળકુમારને સોડીયામાં સૂવાડી ભર નિદ્રામાં પડેલાં હતાં. પાપીએ ધીમે રહીને બાળ રાજાને પલંગમાંથી ઉપાડી લીધો અને તાબડતોબ બારી વાટે નીચે ઉતરી ગયો. નીચે અજીત અને બીજા સરદારો ઉભા હતા. તેમને મળી વૈરીસિંહ બાળકુમારને લઈ સવારના પ્હોરમાંજ મણિપૂરમાં તેના મકાને આવી પહોંચ્યો. જે રાત્રે તે પાપીએ બાળરાજાનું હરણ કર્યું તેજ રાત્રે તેને ત્યાં સતી વિમળાએ એક કન્યા રત્નને જન્મ આપ્યો. મકાને આવતાંજ વૈરીસિંહને પુત્રીના જન્મની ખબર પડી. તેણે વરત બાળરાજાને એક સિપાહીને સ્વાધિન કરી વિમળાની સારવારમાં ધ્યાન આપવા

માંડયું. સિપાહી કુંવરને લઈ ચાલ્યો ગયો. હા! કેવું મધુર મુખડું! આટલી વાત કહી યોગેન્દ્ર થાક ખાવાને શાન્ત રહ્યા.

"મહારાજા ક્યારનાએ આકળ વિકળ થઈ ગયા હતા. યોગેન્દ્રને શાન્ત રહેલા જોતાંજ તેઓ ક્રોધાક્રાન્ત બની વૈરીસિંહના ખાટલા નજીક ધસી આવી તેને એક સખ્ત મૂક્કો લગાવી બોલી ઉઠયા:—ઓ કાળ મૂખા સર્પ! બોલ, જવાબ આપ કે તે મારા કોમળ પુષ્પનું પછી શું થયું?"

"વૈરીસિંહ કપાળપર હાથ અફાળી બોલ્યો:—જે દુષ્ટ છે તે દુષ્ટ કર્મજ કરી જાણે છે. દયાળુ રાજન્! એ નિર્દોષ બાળરાજાનું ખૂનીયોના હાથે ખૂન થયું છે." કહી તે પાપીએ ધાઢ નિઃશ્વાસ મૂક્યો.

"હાય! ગજબ થયો. ઓ પાપી તારી પણ અંતે બુરી દશા થવાની એ નક્કી સમજજે." કહી મહારાજા પુનઃ આસનપર બેસી શોક કરવા લાગ્યા. રાજાને શોક કરતા જોઈ યોગેન્દ્ર કહેવા લાગ્યા:— રાજન્! શાન્ત થાઓ. તમારો એ બાળકુમાર પ્રભુ કૃપાએ બચી ગયો છે."

"હેં! શું કહો છો! શું તે મારો પ્રિય પુત્ર ખૂનીયોના હાથથી બચી ગયો છે? અરે તેને કોણે બચાવ્યો? પુનઃ મહારાજા બોલી ઉઠયા. વૈરીસિંહ પણ આભો બની આંખ્યો ફાડી યોગેન્દ્રના સામે જોઈ રહ્યો.

"યોગેન્દ્ર વાતને આગળ કહેવા લાગ્યા:—બાળરાજાને લઈ ખૂની સિપાહી વિકટ અરણ્યમાં આવી પહોંચ્યો અને ત્યાં એક ખાડો ખોદી કુમારને અંદર દાટવાને તત્પર થયો; પણ રામ રાખનાર તેને કોણ મારનાર?" દિવાન નરેન્દ્રનાથ એકાએક ત્યાં આવી ચઢયા. તેઓ ફળ શોધવાને નીકળ્યા હતા. :સિપાહી તેમને જોતાંજ બાળરાજાને નાખી દઈ નાશી ગયો. દિવાન જમીનપર પડેલા કુમારને ઉપાડી ઝુંપડીમાં

આવ્યા. તેમણે કુંવરના હાથે માદળીયું જોઈ જાણી લીધું કે આ અમરાવતીનો રાજકુમાર છે. તેમણે ભીલ લોકોની પાસે હમ્મેશાં દૂધ મંગાવી કુંવરને ઉછેરવા માંડયો. તે પછી કુમાર ત્યાં રહી દિન પ્રતિદિન મોટો થવા લાગ્યો.

"શું તે કુમાર હજી જીવે છે?" રાજાએ વચમાં પ્રશ્ન પૂછયો.

"જે હશે તે આગળ જણાશે; હાલતો શાન્તિથી મારી વાર્તા શ્રવણ કરો. ફરી યોગેન્દ્રે આગળ ચલાવ્યું. પેલી તરફ મણિપુરમાં રહેલો વૈરીસિંહ રાજા થવાનીજ ચિંતા નિશદિન કર્યા કરતો. તેણે અનેક માણસો એકઠાં કરી અમરાવતીમાં ઉપદ્રવ મચાવવાનું શરૂ કર્યું હતું. તેની પાસે રહેલું દ્રવ્ય પણ વખત જતાં ખૂટી ગયું. અજીત અમરાવતીનો સેનાપતિ થયો હતો, તે વૈરીસિંહને કેટલુંક દ્રવ્ય મોકલતો પણ તે તેના ખર્ચમાંજ વપરાઇ જતું, આથી તે દ્રવ્ય વિના હેરાન થવા લાગ્યો. દ્રવ્યની ચિંતાથી વ્યાકુળ બનેલો વૈરીસિંહ હમ્મેશાં વિંધ્યાચળના પ્હાડી પ્રદેશમાં ફરવા જતો અને ત્યાં બેશી દ્રવ્ય મેળવવાના વિચાર કરતો. એવી રીતે ઘણા દિવસ ફરતાં તેને એક દિવસે દૈવવશાત્ એક ગયબી ખંડેર જણાઇ આવ્યું. તેણે પોતાના માણસો પાસે તેને સાફ કરાવી અંદર કોતરી તેની રચના જોઇ. તે ગયબી ખંડીયેર જોઈ આનંદ પામ્યો અને આ વડેજ મારાં કાર્યો સિદ્ધ થશે એમ માનવા લાગ્યો. એક દિવસના સમાયોગે તે તેના કેટલાક સેવકો સાથે મણિપૂરથી બે માઇલ દૂર આવેલા એક શિવાલયના ચોગાનમાં બેસી તેનાં માણસોને કેટલીક સૂચનાઓ આપતો હતો. એવામાં એક અદ્દ્ભુત બનાવ બન્યો. મણિપૂરનાં મહારાણી તેમના નાના પુત્ર રણધીર સાથે દર્શનાર્થે ત્યાં આવ્યાં. તેમના અંગ પર હિરા, માણેક જડિત્ર સુવર્ણના મૂલ્યવાન અલંકારો ચળકી રહ્યા હતા. એ જોઇ દુષ્ટ બુદ્ધિ વૈરીસિંહની ધાનત ભ્રષ્ટ થઈ. તેણે તેના

માણસોને નેત્રનાં સંકેતથી સમજાવી રાણી તથા કુમારને ઉપાડી જવાનું સૂચન કર્યું. રાણીના સેવકો બહાર ઉભા હતા. તે પછી શ્રી શંકરનું ધ્યાન ધરતાં રાણીને એકદમ ઉપાડી લેવામાં આવ્યાં. તે બૂમો પાડે નહિ એ માટે તેમના મુખમાં ડુચો માર્યો; અને એક માણસે રાજકુમારને પણ એવી રીતે ઉપાડી શિવાલયની બીજી બાજુએ થઇને ચાલવા માંડયું. વૈરીસિંહ તેમની પાછળ ગયો; અને મળી આવેલા ગયબી ખંડીએરના એક ઓરડામાં તે મા દિકરાને પૂરી તેમના શરીરપરથી દાગીના ઉતારી લઇ તે દુષ્ટ તેના મકાને આવ્યો.

"યોગેન્દ્ર આગળ બોલે એ પહેલાંજ અત્યાર સુધી શાન્ત બેસી રહેલા મહારાજા વીરબાહુ ક્રોધાયમાન થઇ આસનપરથી નીચે ઉતર્યા અને મ્યાનમાંથી તલવાર ખેંચી વૈરીસિંહ તરફ ધસી જઇ રૌદ્ર સ્વરે બોલ્યાઃ–ઓ નરપિશાચ! હું હવે સઘળું રહષ્ય જાણી ગયો છું. પાપી! મરતાં પહેલાં જણાવ કે તે મારાં હૃદય પુષ્પો હાલ ક્યાં છે? જો જુઠું બોલ્યો તો આ પળેજ મૂઓ સમજજે?"

"આ વખતે વૈરીસિંહની આંખ્યોમાંથી અશ્રુધારા વહેતી હતી. ધીમે ધીમે તેની બોલવાની શુદ્ધિ પણ નાશ પામતી હતી. તે રાજાની સામે જોઇ ક્ષીણ અવાજે બોલ્યોઃ–રાજન્! આપનાં રાણી અને કુમાર શ્રી ઇશ્વર કૃપાથી જીવતાં છે. તેમને જીવન આપનાર આ સામે બેઠેલો વીર વિશ્વેશ છે. તેને પૂછવાથી સઘળી હકીકત જણાશે." કહી તેણે તકીયાપર માથું નાખી દીધું. આથી મહારાજા વિશ્વેશની પાસે જઇ પૂછવા લાગ્યા–વીર સેનાપતિ! તેં મને વચન આપ્યું હતું કે તું અવશ્ય મારાં રાણી અને કુમારને મેળવી આપીશ! તે તારા વચનને યાદ કરીને તે મારાં જીવનાત્માઓ સાથે મને મેળવી આ ભષ્મ થતા હૃદયને શાન્ત કર."

"મહારાજ! શાન્ત થાઓ. હું આ પળેજ તેમની સાથે તમારો મેળાપ કરાવુંછું." કહી વિશ્વેશે દેવીના સામે જોયું. તત્કાળ દેવી ઉભાં થઈ રાજા વીરબાહુને કહેવા લાગ્યાં:—રાજન્! કૃપાળુ કિરતારનો ઉપ· કાર માનો કે જેથી આ વીર વિશ્વેશના પ્રતાપથી આપનાં રાણી અને કુમાર અદ્યાપિ પર્યંત જીવતાં છે." આટલું કહી દેવી પાછળ ઉભેલાં રાણી સામે જોઈ બોલ્યાં:—દેવી! જાઓ ઇશ્વિરની ઈચ્છા છે કે હવે આપ આપના સ્વામીને મળો.

"તે પછી રાણી સુલોચના તેમના પતિને મળ્યાં. વીરબાહુને અપાર આનંદ થયો. તેમણે હર્ષાવેશથી પૂછ્યું:–મારો કુમાર ક્યાં છે?"

"આ રહ્યો તમારો રણધીર કુમાર!" કહી વિશ્વેશ કુમારને લઈ તેમની પાસે આવ્યો. કુમારે પિતાને પ્રણામ કર્યાં. રાજાએ પુત્રને છાતી સરસો ચાંપી પોતાની જોડે બેસાર્યો; અને તપસ્વિની દેવીનો ઉપકાર માની પોતાના ગળામાંથી એક હિરાનો હાર કાઢી વિશ્વેશના ગળામાં પહેરાવ્યો. દિવ્યપ્રભા માતાને મળી. બાદ બન્ને પોતાની જગાએ જઈ બેઠાં. પુનઃ યોગેન્દ્ર આગળ કહેવા લાગ્યા.

# પ્રકરણ ૩૯ મું.

## "પૂર્વ કથાની પૂર્ણાહુતી અને વૈરીસિંહના જીવનની સમાપ્તિ."

"રેંટ માળ સમ ઘટ ગોઠવણી પ્રભુ કારીગર કરે–કરે,
જે જન્મ્યું તે જ્યારે ત્યારે મરે અને અવતાર ધરે.
કારણસર ઘટ પડે કુવામાં, ભરાયને ઠલવાય જળે,
એક પછી બીજાનો વારો, સમજુ શોક ન કરે–કરે.

જળ બુદ બુદ્દ જળમાંથી થાએ, જળમાં પાછાં મળે—મળે,
થાય જાય એ કુદરત ચેષ્ટા, સમજુ શોક ન કરે—કરે.

યોગેન્દ્રઃ—રાણી તથા કુમારને ગયબી ખંડીએરમાં કેદ કરી વૈરસિંહ તેના મકાને આવ્યો અને અમૂલ્ય દાગીના વિમળાને દેખાડવા લાગ્યો. સતી વિમળાએ તરત એ દાગીના ઓળખ્યા; અને આ કયાંથી મેળવ્યા એમ પૂછવા લાગી. પાપીએ તેને જુઠું સમજાવવા માંડયું; પણ વિમળાએ માન્યું નહિ. તે મનમાં વિચારવા લાગી કે નક્કી મારા પતિએ તે પવિત્ર રાણીનું ખૂન કરેલું હોવું જોઇએ. આમ ધારીને તે રોષયુક્ત વદને તેની સામે જોઇ કહેવા લાગીઃ—મને લાગે છે કે તમે આ દાગીનાને માટે મણિપુરની મહારાણીનું ખૂન કર્યું છે. હું આ દાગીના સારી રીતે ઓળખી ગઈ છું. હું સવારમાંજ રાજદરબારમાં જઇશ અને તમારાં પાપ કર્મ મહારાજાને જાહેર કરીશ.

" તેનાં વચનોથી પાપી ધ્રુજવા લાગ્યો. તેના મુખપર કાળાશ છવાઇ ગઈ. જે વખતે બન્નેમાં આ પ્રમાણે વાત ચાલતી હતી તે સમયે મધ્ય રાત્રિ થઈ હતી. " વિમળા મારો નાશ કરાવશે. " આવો એક પળવારમાં વિચાર કરી પાપી વૈરીસિંહ બોલ્યા ચાલ્યા વિનાં મકાનના ઓરડામાં ચાલ્યો ગયો, અને અંદરથી કંઇક વસ્તુ છૂપાવી બહાર નીકળી વિમળાની પાસે પાછો આવ્યો. પાપીના પાપ કર્મોનો વિચાર કરતી સતી સન્નારી તેની પુત્રીને પાસામાં લઇને સૂતી—સૂતી રડતી હતી. એવામાંજ પાપીએ એકદમ તેની નજીક ધસી આવી તેને કંઇક દવા સુંઘાડી બેશુદ્ધ કરી દીધી. બાદ તે પાપીએ તેને ચાદરમાં ગાંસડીની માફક બાંધી; અને એજ વખતે બહાર નીકળી તેણે તે સતી બાળાને પુષ્પભદ્રાના પ્રવાહમાં ફેંકી દીધી....કહી પુનઃ યોગેન્દ્ર શાન્ત રહ્યા.

" એ સમયેજ વૈરસિંહ ચીસ પાડી કપાળ કુટવા લાગ્યો. સર્વ સભાજનો તેનીપર ધિક્કાર–ધિક્કારનો વર્ષાદ વરસાવી રહ્યાં."

તે પાપી બેશુદ્ધ બની પડયો. તેનો શ્વાસ જોરથી ચાલવા લાગ્યો. હૃદય ઉછળવા લાગ્યું. પુનઃ પાછો તે સાવધ થઇ સાંભળવા લાગ્યો.

યોગેન્દ્ર આગળ કહેવા લાગ્યાઃ—" જે સદાચરણી છે; અને પ્રભુમાં દૃઢ શ્રદ્ધા ધરાવે છે; તેને દયાળુ ભગવાન ભયંકર સંકટમાંથી પણ ઉગારે છે." વૈરસિંહ જે વખતે વિમળાને નદીમાં નાખી ચાલ્યો ગયો. તે વખતે દિવાન નિરેન્દ્રનાથ કિનારાપર ફરતા હતા. તેમણે તેમના બે સેવકોને છુપી બાતમી લેવાને નગરમાં મોકલ્યા હતા. તેમણે તે સેવકોને મળવાનું ઠેકાણું પુષ્પભદ્રાના કિનારે જણાવ્યું હતું એ કારણથી તેઓ મધ્યરાત્રે નદી કિનારે આવ્યા હતા. પાણીમાં કંઇ ચીજ પડવાનો ધબાકો સાંભળી તે ચમક્યા. એવામાંજ તેમની નજરે વૈરીસિંહ નાશી જતો જણાયો. અંધકારને લીધે તે તેને ઓળખી શકયા નહિ. પરોપકારી દિવાન ભેદ ધારી તરત વસ્ત્ર ઉતારી નદીમાં કુદી પડયા અને અપાર પરિશ્રમે વિમળાની ગાંસડીને બહાર કાઢવાના પ્રયત્નમાં ફાવ્યા. તેમણે કિનારે આવી વસ્ત્ર બદલી ગાંસડી છોડી જોયું તો તેમને કોઇનું શબ જણાયું. તે આશ્ચર્ય પામ્યા. એવામાંજ તેમનાં માણસો આવી પહોંચ્યા ને ખાનગી સમાચાર જણાવ્યા. તે પછી ત્યાં ચકમકથી અગ્નિ પ્રકટ કરી દિવાને શબના મુખનું અવલોકન કર્યું. તે વિમળાને ઓળખી ચીસ પાડી ઉઠયા ને વૈરસિંહને ફિટકાર આપવા લાગ્યા. બાદ ત્યાં વધારે વાર નહિ રોકતાં વિમળાને માણસો પાસે ઉંચકાવી તે આશ્રમમાં આવ્યા. તેમની સરભરાથી વિમળા ચોથા દિવસે શુદ્ધિમાં આવી. દિવાને તેને સઘળી વાત જણાવી પોતાની ઓળખાણ કરાવી. વિમળા પતિના એ નીચ કૃત્યથી રડવા લાગી; દિવાને તેને આશ્વા-

સન આપ્યું. વિમળા ત્યાં રહી બાળ કુમારને ઉછેરવા લાગી. તે પોતાની પુત્રીને યાદ કરી કોઈ કોઇ દિવસે રડી પડતી. દિવાન હમ્મેશાં એક માણસને મોકલી તેની પુત્રીની ખબર કઢાવતા. આવી રીતે વર્ષોનાં વર્ષો વિતવા લાગ્યાં. વિમળાએ પણ તેના પતિના પંજામાં ફસાતાં નિર્દોષ-જનોના ઉદ્ધારને અર્થે યોગિનીનો સ્વાંગ ધારણ કર્યો. દિવાને પર્વત પ્રદેશના અનેક ભીલ વીરોને ઉપદેશ આપી સુધાર્યા. તેઓ સઘળા એક નિષ્ઠાથી તેમની સેવા કરવા લાગ્યા. દિવાને વિમળાને તેમની દેવી તરીકે ઓળખાવી તેની સેવા કરવાનું સૂચવ્યું. વફાદાર વીરો દેવીની આજ્ઞા વિના વિલંબે ઉઠાવવા લાગ્યા. પવિત્ર દિવાને ધીમે ધીમે વિમળાને જ્ઞાનમાર્ગનો ઉપદેશ કર્યો; એ ઉપદેશની અસરથી આખરે વિમળાનું ચિત્ત સંસારપરથી ઉઠી ગયું અને તેણે સૂર્ય સમક્ષ પ્રતિજ્ઞા લીધી કે હું જીવનપર્યંત હવે યોગિની વૃત્ત પાળી પરોપકારમાંજ જીવન પૂરૂં કરીશ. તે પછી વિમળા દિવાનને પગે લાગી ત્યાંથી ચાલી નીકળી અને તેના સેવકો સાથે કૈલાસ ટેકરી પર આવી શિવાલય સમિપ પર્ણકુટી બાંધી રહેવા લાગી. તેને ત્યાં રહે થોડાક દિવસ થતામાં તો આસપાસના ગામડાના અને પર્વત પ્રદેશના અસંખ્ય માણસો ત્યાં આવી તેને દેવી માની તેની સેવાને માટે ત્યાંજ નિવાસ કરવા લાગ્યા. વિમળાએ વફાદાર માણસોની માર્ફતે તેના પતિની અને પુત્રીની ખબર કાઢાવતી. તેણે અનેક માણસોને જુદા–જુદા વેશમાં અમરાવતીમાં મોકલ્યા હતા અને તેમને વૈરીસિંહની દરેક હિલચાલ પર બારીક નજર રાખવાનું સૂચવ્યું હતું. તે પવિત્ર બાળા થોડા સમયમાંતો આખા પ્રદેશમાં દેવી તરીકે પૂજાવા લાગી; અને તે તપસ્વિની દેવીના ઉપનામથી ઓળખાવા લાગી. મહારાજા! જે તપસ્વિનીના પ્રતાપથી પાપીઓનો પરાજય થયો છે તથા આ બારતી–નિર્મળા–અદ્યાપિ પર્યંત

જીવતાં રહ્યાં છે અને નિર્દોષ જનોનો ઉદ્ધાર થયો છે; તે પોતેજ સતી "**વિમળાદેવી**" છે. આટલું કહી યોગેન્દ્ર શાંન્ત રહ્યા.

"મહારાજા આસન પરથી ઉતરી દેવીની નજીક દોડી આવી બોલી ઉઠયાઃ—હા! પવિત્ર પુત્રી! શું તારી આ દશા? કહી મહારાજા સજળ નયને તેની સામે જોઈ રહ્યા.

"દેવીની આંખ્યોમાં અશ્રુ ઉભરાઈ આવ્યાં. તેમણે ગદ્‌ગદ્ કંઠે કપાળપર હાથ મૂકી જણાવ્યું કેઃ—જે ભાવિમાં હોય છે તેજ થયા કરે છે, લખ્યા લેખ મિથ્યા થતા નથી."

"વૈરીસિંહ તો વિમળાને ઓળખતાંજ બેશુદ્ધ થઈ ગયો. મહારાજા તેની પાસે ગયા. સેવકોએ તેને જળ છાંટી સાવધ કર્યો. તેણે વિમળાને મળવાની ઇચ્છા જણાવી. વિમળા તેની નજીક આવી ઉભી રહી. આંખ્યોમાંથી અશ્રુ વરસાવતા વૈરીસિંહે તેની સામે જોઈ બે હાથ જોડી તુટતા અવાજે બોલવા માંડયુઃ—દેવી! ત્હેં અસહ્ય દુઃખ ખમ્યું છે. તું આ પાપીને ક્ષમા આપ. હું...તે આગળ બોલી શકયો નહિ. વિમળાએ તેના માથે હાથ મૂકી શાન્તિ આપી. પાપી અત્યંત પશ્ચાતાપ કરવા લાગ્યો. વિમળા તેના ખાટલા પાસે નીચે બેઠી. વૈરીસિંહ પુનઃ સજળ નેત્રે તેની સામે જોઈ બોલ્યોઃ—દેવી! પુત્રી વિશ્વપ્રભા કયાં છે? હા! તેને પણ મ્હેં બહુ દુઃખી કરી છે. તેનું મને એક વખત દર્શન કરાવ કે જેથી મારો જીવ સુખેથી જાય.

"તરત દેવી વિમળાએ કૈલાસને પાસે બોલાવી સઘળી ઓળખાણ કરાવી. માતાને ઓળખી તેણે "આ મારી માતા! કહી દેવીના પગ પાસે પડતું નાખ્યું. દેવીએ તેને શાન્ત કરી તેનો હાથ વૈરીસિંહના હાથમાં મૂકતાં કહ્યુંઃ—જુઓ! આ તમારી પુત્રી તમારી પાસેજ ઉભી છે."

"ક્યાંછે તે મારી પવિત્ર પુત્રી?" કહી તેણે આંખ્યો ઉઘાડી તેના સામે જોયું, અને તેને ઓળખી તે એકાએક આશ્ચર્ય પામી બોલી ઉઠયોઃ– અરે! આતો કૈલાસ?

"ના, એજ તમારી પુત્રી "**વિશ્વપ્રભા!**" વિમળાએ જણાવ્યું."

"પુત્રી સુખી રહે." કહી તેણે તેના માથે હાથ મૂકયો. વિશ્વપ્રભા રડવા લાગી. વૈરીસિંહે તેને રડીશ નહિ એમ ક્ષીણ અવાજે કહ્યું. વિશ્વપ્રભા માતા પિતાને મળી ત્યાંજ ખાટલા પાસે બેઠી.

"વૈરીસિંહે નજીક બેઠેલી પુત્રીને પૂછયુંઃ–બેટા! તને ધન્ય છે. ત્હેં કૈલાસ નામ ધારણ કરી અપૂર્વ સાહસ કર્યું છે. દિકરા! તું તારી માતાને કેવી રીતે મળી હતી?

"બાપુ! ઘરમાં આગ લાગ્યા પછી તમે મને મુએલી સમજી ચાલી નીકળ્યા. તે પછી હું પણ મણીપૂરનો ત્યાગ કરી જંગલે જંગલ રખડવા લાગી; અને અંતે એક સ્થળેથી ભૂખ તરસના દુઃખથી પીડાતી મારી માતાના જોવામાં આવી. તે મને આશ્રમમાં લઈ ગયાં. તેમણે મારૂં નામ કૈલાસ પાડયું. તેમણે પણ અત્યાર સુધી મને જણાવ્યું નહિ કે હું તારી માતા છું. હું ત્યાં સુખ રૂપે રહેવા લાગી અને તે પછી એક દિવસે તમને જંગલમાં ડંશ દેવા તૈયાર થએલા વિષધરથી બચાવી તમારી પ્રીતિપાત્ર થઇ તમારા મંડળમાં આવ જાવ કરવા લાગી. હું ત્યાંની સઘળી હકીકત દેવીને જણાવતી. તે પછી અમે બન્નેએ મળી તમારા પંજામાં ફસાઇ વિના કારણે મૃત્યુ પામતાં જનોનો ઉદ્ધાર કર્યો.

"હા! બેટા! ત્હેં અને તારી માતાએ મને મહાન્ પાપમાંથી બચાવ્યો છે. પ્રભુ તમારૂં કલ્યાણ કરો." કહી તેણે આંખ્યો બંધ કરી પ્રભુનું સ્મરણ કર્યું.

પણ એવામાંજ તેને વળી પાછો કંઈક વિચાર આવતાં વિમળાને પૂછ્યું:—દેવી! યોગેન્દ્રને પૂછો કે જે રાજકુમારને આપે બચાવ્યો હતો તેનું શું થયું ?

"હા, તેનું પૂછવું સત્ય છે. યોગેન્દ્ર મહાત્મા ! જણાવો કે દિવાને બચાવેલા રાજકુમારનું શું થયું ? વીરબાહુએ પૂછ્યું.

"યોગેન્દ્ર વૈરીસિંહની નજીક આવી સૌ સાંભળે એમ કહેવા લાગ્યા:— વૈરીસિંહ ! જે તારે ત્યાં નોકર થઈ રહ્યો હતો અને તારી વિશ્વપ્રભા સાથે પ્રેમ બંધાવાથી તારા કોપને પાત્ર થઈ ખૂનીયોને આધિન થયો હતો; તેજ એ રાજકુમાર હતો."

"શું એ અમરાવતીનો રાજકુમાર હતો ? હાય! અફસોસ ! તેને અને મારી પવિત્ર પુત્રીને આ પાપીએ ઘણુંજ દુઃખ દીધું છે." કહી તેણે કપાળપર હાથ પછાડ્યો.

વૈરીસિંહ! થયું તે ન થયું થનાર નથી; તેનો શોક કરવો હવે નકામો છે. માટે હવે અંતની વખતે ભગવાનનું નામ લે કે જેથી તારી મુક્તી થઈ જાય." યોગેન્દ્રે જણાવ્યું.

"પ્રભુ! હું હવે એમજ ઇચ્છુંછું; પણ તે પહેલાં એ રાજકુમારની સાથે મારી વિશ્વપ્રભાને મેળવી સુખી કરવાને ઇચ્છુંછું; કારણ કે તેમના પવિત્ર પ્રેમમાં વિક્ષેપ પાડનાર પાપી હુંજ હતો. મ્હેં તેમનો વિયોગ કરાવ્યો હતો; તેથી હવે પુનઃ તેમનો સંયોગ કરવા ઇચ્છુંછું." વૈરીસિંહે જણાવ્યું.

"સર્વ સભાજનો આશ્ચર્યમાં ગરકાવ થઇ હવે શું થાય છે એ જોઇ રહ્યા. મહારાજા વીરભદ્ર પણ સ્તબ્ધ બની સર્વ પ્રકાર અવલોકવાને આતુર થઈ રહ્યાં. એ અરસ્સામાંજ યોગેન્દ્ર વિશ્વેશની પાસે જઈ તેને કહેવા લાગ્યા:—કુમાર! ઉભો થા અને મારી સાથે ચાલ્યો આવ.

"અત્યાર સુધી અનેક પ્રકારનાં તર્ક—વિતર્કમાં મશગુલ થએલો વિશ્વેશ યંત્રના પુતળાની માફક ચાલી યોગેન્દ્રની સાથે વૈરીસિંહના ખાટલા પાસે આવ્યો. યોગેન્દ્રે મોટેથી બુમ મારી સર્વ સાંભળે એમ કહ્યું:—

"વૈરીસિંહ! જેને ત્હેં બએ વખત મારી નાખવાને મોકલ્યો હતો તે કુમારને જો. તે હાલ તારી પાસે ઉભો છે. તેનું નામ વિશ્વેશ છે અને તે અમરાવતીનો સેનાપતિ નહિ પણ "**રાજ્ય વારસ**" છે. તારી પુત્રી ભવિષ્યની મહારાણી થઈ છે, અને તેથી આજે ભવિષ્ય વેત્તાઓનું કથન સત્ય થાય છે."

"હેં! આ શું? શું સેનાપતિ વિશ્વેશ પાટવી કુમાર છે? સર્વ સભામાંથી એકજ પ્રશ્ન થયો. વૈરીસિંહ ફાટી આંખે તેની સામે જોઈ રહ્યો. મહારાજા વીરભદ્ર—શૈલેશ વગેરે ત્યાં દોડી આવ્યા. શૈલેશ તો મારા મોટાભાઇ કહી વિશ્વેશના કંઠે વળગી પડયો. સંભ્રમમાં પડેલા મહારાજાએ યોગેન્દ્રને પૂછ્યું:—આ ભેદનો ખુલાસો કરો. વિશ્વેશ મારો કુમાર છે એ કેમ માની શકાય?

"કુમાર! તારા હાથે બાંધેલું માદળીયું મહારાજાને છોડી આપ, કે જેથી તેમની ખાત્રી થાય." યોગેન્દ્રે વિશ્વેશને કહ્યું. તત્કાળ વિશ્વેશે હાથે બાંધેલું માદળીયું છોડી મહારાજાના હાથમાં મૂક્યું. મહારાજા માદળીયું ઓળખી વિશ્વેશની નજીક દોડી ગયા અને તેને છાતી સરસો ચાંપી હર્ષાશ્રુ વરસાવવા લાગ્યા. વિશ્વપ્રભા તો વિશ્વેશ રાજકુમાર છે જાણી અતિ આનંદ પામી. તેણે વિશ્વેશ સામે જોઈ સ્મિત હાષ્ય કર્યું. તે પછી વૈરીસિંહે સર્વની સમક્ષ વિશ્વપ્રભાનો હાથ તેના હાથમાં સોંપી આશીર્વાદ દીધો. સઘળે જયજયકાર થઇ રહ્યો. વિશ્વેશે વૈરીસિંહને શાન્તિ આપી પ્રભુ સ્મરણ કરવાને સૂચવ્યું. તેની મરણ ઘડી હવે નજીક આવી પહોંચી હતી. તેનાથી બરાબર બોલી શકાતું નહોતું. ધબકતું

હૃદય ઘડી–ઘડીમાં બંધ પડી જતું હતું. તેની નાડીયો તૂટતી હતી. તેના આખા શરીરમાં અસહ્ય વેદના થતી હતી. તેણે છેવટની વખતે યોગેન્દ્ર સામે જોયું. યોગેન્દ્રે તેની નજીક આવી પૂછ્યું:—તારી કંઇ ઇચ્છા બાકી રહી જાય છે ?

" વૈરીસિંહે તૂટતા અવાજે કહ્યું:—હા, ત..ત...મે...ક...ક... કો...ણ છો ? "

"હા ! પ્રભુ ! આપનો પણ ખુલાસો હવે જણાવો." સર્વ બોલી ઉઠયા.

" હું દિવાન " **નરેન્દ્રનાથ** છું." તેમણે શાન્તિથી કહ્યું.

" ઓહ ! આશ્ચર્ય ? સર્વ સ્તબ્ધ બની બોલી ઉઠયાં.

" આ મારા પિતા." આમ બોલી ભદ્રેશ ત્યાં દોડી આવી તેમના ચરણમાં પડયો. સતી ભારતીએ પણ તેમની પાસે આવી સસરાને નમન કર્યું. નરેન્દ્રનાથે બન્નેના માથે હાથ મૂકી આશીષ આપી. રાજાએ દિવાનને ગાઢ આલિંગન આપ્યું. બાદ સર્વેએ તેને નમન કર્યું. વૈરીસિંહે બે હાથ જોડી તેને પ્રણામ કર્યાં અને અંતે વિમળાની સામે જોઇ રહી તેણે પ્રાણ મૂકયો. ભયાનક કાર્યનો કર્તા વૈરીસિંહ અંતે મરણને શરણ થયો. તેને આ જન્મમાંજ પાપનો બદલો મળ્યો. સઘળાએ તેના આત્માની શાન્તિને અર્થે પ્રભુની પ્રાર્થના કરી. બાદ તેના શબને બહાર કાઢી પૂર્ણ માનથી પુષ્પભદ્રાને કિનારે લઇ જઈ ભષ્મ કરવામાં આવ્યું. તે આખો દિવસ અને રાત્રિ વિમળાએ સૌ સાથે ભગવત ભજન કર્યું. વાંચકો ! ભયાનક કર્મનો કરનારો વૈરીસિંહ કાળને વશ થયો. અગ્નિએ તેના દેહને ક્ષણમાં બાળીને ભષ્મ કરી નાખ્યો. આથી સમજવાનું છે કે આ શરીર ક્ષણભંગુર છે, માટે તેનો મોહ નકામો છે. કાળની લીલા ન્યારી છે.

# પ્રકરણ ૪૦ મું.

## રાજ્યાભિષેક.

"તગદીર આડું પાંદડું પળમાં પલટાઈ જાય,
પ્રભુ ઇચ્છાથી રંક પણ રાય પદે પૂજાય."

ઈશ્વરની ઘટમાળ ન્યારી છે. જે વિશ્વેશ જંગલમાં મોટો થઈ અમરાવતીનો સેનાપતિ થયો હતો તેજ વિશ્વેશ હવે પ્રારબ્ધ યોગે મોટો મહારાજા થવાનો છે. વૈરીસિંહના મૃત્યુને એક માસ થઈ ગયો છે. મહારાજા વીરભદ્રે યોગેન્દ્ર નરેન્દ્રનાથ અને દેવી વગેરેની સલાહ લઇ વિશ્વેશને રાજ્યાભિષેક કરવાનો ઠરાવ કર્યો છે. આ વાત વિશ્વેશના જાણવામાં આવતાં તેણે રાજ્ય લેવાની ના પાડી અને જણાવ્યું કે રાજ્યનો ખરો હક્કદાર મારો ભાઈ શૈલેશ છે. હું તેની પાસે રહી સેનાપતિનું કામ બજાવીશ, પરંતુ શૈલેશે રાંજ્યગાદીને માટે ના પાડી તેનેજ રાજ્યાભિષેક કરવાની ઇચ્છા જણાવી. આથી નિરૂપાયે વિશ્વેશને સર્વના મતને મળતા થવું પડયું. શુભ મૂહુર્ત જોવરાવી વિશ્વેશ અને વિશ્વપ્રભાના લગ્ન અને રાજ્યાભિષેકને માટે એ દિવસ નિર્માણ કર્યા. આખા અમરાવતીમાં ધામધૂમ થવા લાગી. રાજ્ય મહેલ પર ધ્વજા તોરણ વગેરે બંધાવા લાગ્યાં. દેશ પરદેશથી રાજા મહારાજાઓ અમરાવતીમાં આવવા લાગ્યા. નગર જનોનો આનંદ અવર્ણિય હતો. આખરે એ શુભ દિવસ આવી પહોંચ્યા. આજે વિશ્વેશ અને વિશ્વપ્રભાનું લગ્ન થનાર છે.

"રાજમહેલમાં વિશ્વેશ તૈયાર થવા લાગ્યો. શૈલેશે તેને કિંમતી વસ્ત્રાભુષણ પહેરાવી શણગાર્યો. તૈયાર થયા પછી મહારાણી વીરમતીએ

તેને ચાંલ્લો કરી આશીષ આપી. બીજા ખંડમાં દિવ્યપ્રભા કૈલાસને શૃંગાર પહેરાવતી હતી. થોડીકવારમાં તો દિવ્યપ્રભાએ તેને અપૂર્વ શૃંગાર પહેરાવી સુસ્વરૂપા બનાવી દીધી અને પછી ભીંતે જડેલા તક્તા પાસે ખેંચી જઈ કહેવા લાગીઃ—વિશ્વપ્રભા બ્હેન! જુઓ હવે તમે કેવાં સુંદર દેખાવ છો?

"વિશ્વપ્રભા કંઈ પણ બોલ્યા વિના હસી પડી."

"તે પછી સમય થતાં અપૂર્વ ધામધૂમથી બન્નેનાં લગ્ન થયાં. તે દિવસે ઘણીજ ધામધૂમ થઈ. આખું નગર રંગબેરંગી દીપકોથી ઝળહળી રહ્યું. સ્નેહિ મંડળે વરકન્યાને અમૂલ્ય ભેટો આપી. વિમળાએ દંપતિને આશિર્વાદ દઈ ગુપ્ત ખંડીએરમાંથી નીકળેલું દ્રવ્ય કન્યાદાનમાં આપ્યું. બાદ નવલ વર વધુ વડિલ જનોને પગે લાગ્યાં. સર્વેએ આશિષ આપી. તે પછી શૈલેશ એ બન્ને જણાંને યોગેન્દ્ર નરેન્દ્રનાથની પાસે લઈ ગયો. બન્નેએ યોગેન્દ્રને ચરણમાં પડી પ્રણામ કર્યા. નરેન્દ્રનાથે બન્નેને માથે હાથ મૂકી કહ્યુંઃ-તમે બન્ને દીર્ઘાયુ રહો અને નિરંતર દેશ સેવાનાં કાર્ય કરી તમારી કીર્તિ ઉજ્વળ કરો. હે પ્રભો!

×"આપો આ પળવાર સુખ અતિશે, દીર્ઘાયુ આરોગ્યતા<br>
પામો સંતતી દ્રવ્ય આદિ અદકાં, સન્માનને યોગ્યતા;<br>
વામો દંપતિ ક્લેશ દુઃખ સઘળાં, ના કષ્ટ પામો કદા,<br>
દો આશીષ કરો પ્રભુ સમય આ, કલ્યાણકારી સદા.

તે પછી તેમણે આકાશ સામે જોઈ બોલવા માંડ્યુંઃ—

મોરારી મન વાંછિતાં ફળ દઈ, ઇચ્છા પૂરો એમની,<br>
માંગલ્યે સહુ કાર્ય મંગળ કરો, રક્ષા કરી દેહની,

× શાર્દૂલવિક્રીડીત.

આ કન્યા પરમાર્થે અર્થ રાજન્ને, આ સ્વામી સાથે વરી,
દો આશીષ કરો પ્રભુ સમંય આ, કલ્યાણ એનું કરી.

આમ આશિર્વાદ દઈ તેમણે એ નવલ દંપતિને તૈયાર રાખેલા પુષ્પના હાર પહેરાવ્યા. તે પછી બન્ને જણાં મ્હેલમાં આવી માતા પિતાને પગે પડ્યાં. દેવી વિમળા ત્યાં હતી. તેણે હર્ષાશ્રુ વરસાવતાં બન્નેનું શુભ ઇચ્છ્યું.

"બાદ બીજે દિવસે વિશ્વેશને રાજ્યાભિષેક કરવામાં આવ્યો. વિશ્વપ્રભા સ્વામીની સાથે બેઠી. બન્નેના માથે મણીમય રાજ્ય મુકુટ મૂકવામાં આવ્યા. વિશ્વેશના હાથમાં રાજ્યદંડ આપવામાં આવ્યો. સર્વત્ર જય જયકાર થઇ રહ્યો. સભામંડપમાં એકત્ર થએલા રાજા–મહારાજા અને સરદારોએ નજરાણાં કર્યાં. મહારાજા વીરભદ્રે સઘળાને યોગ્ય શિરપાવ આપી સંતોષ્યા. ભાટચારણો વગેરેને પૂષ્કળ દ્રવ્ય આપી આનંદ પમાડ્યા. બ્રાહ્મણ કુમારીકાઓએ સહર્ષે સભામાં આવી નવાં રાજા રાણીને મધુરા સંગીતથી આશીષ આપી. તે બાળાઓનું સંગીત નીચે પ્રમાણે હતું.

*"ધન્ય ભદ્ર દિવ્ય રમ્ય દિન આજનો,
રાજ્યા રોહણ થાય, આજ રામ રાજ્યનો;
શ્વેત રશ્મિનાથ, શાન્ત સીંચતો સુધા,
વ્હાલ ભર્યો મંદ વાયુ વાયે વસુધા.
છલાય હર્ષ ભાવથી રસાળ ઉદધિ,
ભળાય રાજ્ય રોહણે પ્રજા ખુશી બધી.
સુયશ રાજ્ય રાણીનો પ્રસારતાં બધે,
ચીરાયુ થા'ય રાયનો પ્રજા પ્રભુ પદે."

* કાસરવાળા.

સંગીત સંભાસ કરી બ્રહ્મ કન્યાઓએ બન્નેના ઉપર અક્ષત પુષ્પની વૃષ્ટિ કરી. શૈલેશે તે સુશીલ કન્યાઓને આભુષણ આપી વિદાય કરી. તે પછી રાજ્યનીતિ વિષે મહારાજા વીરભદ્રે ભાષણ કરી શૈલેશને સેના-પતિનો પોશાક આપી વડિલ બંધુની આજ્ઞા પાળવાની શુભ શીખામણ દીધી. સઘળા રાજા–મહારાજાઓ શૈલેશના બંધુ પ્રેમથી ખુશી થઈ ગયા. વીર અજીતને દંડનાયક નીમવામાં આવ્યો; અને ભદ્રેશને દિવાન પદપર સ્થાપિત કર્યો. ભદ્રેશે નરેન્દ્રનાથની પાસે જઇ તેમના ચરણમાં માથુ નમાવ્યું. પુત્ર વત્સલ પિતાએ તેને રાજ્ય પ્રત્યે વફાદાર રહેવાની શિખામણ આપી. મહારાજાએ તેને એક મહેલ રહેવાને કાઢી આપ્યો. બાદ જયમલ–કનકસેન વગેરે સરદારોને પણ યોગ્ય પારિતોષક આપી સંતોષ પમાડ્યા. બાદ નાચ–ગાન શરૂ થયાં. દારૂખાનું ફુટવા લાગ્યું. લોકો નવીન મહારાજાની જય ગર્જના પોકારવા લાગ્યા.

" ત્રીજે દિવસે પાછો પૂર્ણ ઠાઠથી દરબાર ભરવામાં આવ્યો. અજીત–ભદ્રેશ–શૈલેશ વગેરે સુવસ્ત્રો ધારણ કરી પોતપોતાનાં આસનો પર બેઠા. સભામાં શાન્તિ છવાઈ ગઈ. એવામાંજ યોગેન્દ્ર નરેન્દ્રનાથે ઉભા થઈ કહેવા માંડયું:–વિશ્વેશ અને વિશ્વપ્રભા ! તમે હવે મોટા રાજ્યનાં માલીક થયાં છો. તમારી ફરજો શું છે એ તમે સારી રીતે સમજો છો. રાજાએ પ્રજાને પોતાની સંતતિ સમાન ગણી તેનું પાલન પોષણ કરી સંભાળ રાખવાની છે. તેને પડતી અડચણો અળગી કરી તેને સુખના માર્ગે લઇ જવાની છે–" **પ્રજાની ઉન્નતિમાંજ રાજાની ઉન્નતિ સમાએલી છે. પ્રથમ પ્રજા અને પછી રાજા. રાજાને માટે પ્રજા નથી પણ પ્રજાને માટે રાજા છે;** રાજા એ પ્રજાનો રક્ષક છે. તેને નિરંતર પ્રજાના કલ્યાણને અર્થેજ ધ્યાન આપવાનું છે. કેટલાક રાજા

પ્રજાની દાદ નહિ સાંભળતાં કેવળ મોટા અમલદારો પરજ વિશ્વાસ રાખી પ્રજાને ન્યાય આપે છે આથી કરીને તે અમલદારો પોતાને મળેલી સત્તાનો ગેર ઉપયોગ કરી નિર્દોષ પ્રજાને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી તેઓના પૈસાથી તાગડધીન્ના ઉડાવે છે. માટે રાજાએ જાતેજ ખરા ખોટાની તપાસ કરી તેવા અમલદારોને યોગ્ય શિક્ષા કરવી જોઇએ કે જેથી કોઇપણ ન્યાયાધીશ તેવાં નીચ કર્મ કરતાં અચકાય. જે રાજ્યમાં અમલદારો પ્રજાને દુઃખ દેછે તથા રાજા તેઓની દાદ કાનપર ધરતો નથી અને આખો દિવસ મોજ શોખ અને એશ આરામમાં દિવસ નિર્ગમન કરે છે, તે રાજા આખરે પ્રજાના બંડનો દંડ થઈ અવશ્ય નાશ પામે છે. માટે રાજાને કોઇની પર પૂરતો વિશ્વાસ મૂકતાં વિચારવાનું છે અને પ્રજાની દાદ ફરિયાદ જાતેજ જાણવામાં લક્ષ આપવાની જરૂર છે. રાજાએ અને પ્રજાએ માતૃ ભૂમીનું સન્માન જાળવવું જોઇએ. જેને માતૃ ભૂમીનું અભિમાન નથી અને જે માતૃ ભૂમીને માટે કંઇ પણ કરતો નથી તે ભલે રાજા હો ંયા પ્રજા હો પણ તે મનુષ્ય રૂપે આ સંસારમાં પાષાણ રૂપે નિવાસ કરે છે. માટે સઘળાએ સત્ય માર્ગે ચાલી સ્વદેશના ઉદ્ધારને અર્થે પ્રાણ આપતાં પણ વિલંબ કરવો નહિ. વિશ્વેશ! તારા મનને અનીતિને રસ્તે કદાપિ જવા દઇશ નહિ. જેનો સહવાસ થાય એની પ્રથમથી પરિક્ષા કરજે. કોઇની પર વૃથા વ્હેમાઇને ક્રોધ કરીશ નહિ; તેમ સંતોષ રૂપી વૃક્ષનું છેદન કરી તૃષ્ણા તરંગોને સ્થાન આપીશ નહિ. નિરંતર દુઃખીનાં દુઃખ હરવામાં ધ્યાન આપજે. દુઃખીનો કદી પણ તિરસ્કાર કરીશ નહિ. કારણ કેઃ—

બુરી હાય ગરિબની, કબી ન ખાલી જાય,<br>
મુઆ ઢોરકા ચર્મસે, લોહા ભષ્મ હોજાય.

વિશ્વેશ! આ અસાર સંસારમાં રાત અને દિવસ ઈશ્વર સ્મરણ કરવામાં થોડાક સમયનો ભોગ આપજે. તેમ કરવાથી એ કૃપાળુ તારો જ્ઞાન રૂપ ભંડાર ભરપૂર કરશે; કારણકે ગયો સમય ફરીને પ્રાપ્ત થતો નથી.

ચાલી જતી આ જીંદગી, ધાર્યું ધણીનું થાય છે,
નથી ખબર પડતી કોઇને, આ જીવ ક્યારે જાય છે;
માયા રૂપી દાવાનળે, જેમ પતંગીયું પકડાય છે,
સમય વૃથા જે જાણતા, તે કાળ હાથે ઝલાય છે.

માટે એક પળવાર પણ પ્રભુના ધ્યાનમાં વિતાવજે. બીજું! કોઇ પણ વ્યસનને આધિન થઇશ નહિ. "વ્યસન સર્વનું સર્વસ્વ નાશ કરનાર છે." વ્યસનથીજ આ પવિત્ર દેશની પાયમાલી થઇ છે; વ્યસનને વળગી રહેવાથી કેટલું કષ્ટ સહન કરવું પડે છે તે તારો દિવાન ભદ્રેશ બરાબર જાણે છે અને એથીજ હું ધારૂં છું કે તે પણ હવે નીતિને રસ્તે ચાલી રાજા-પ્રજા ઉભયનું શ્રેય કરશે. અંતમાં મારે જણાવવાનું એટલુંજ છે કેઃ-

પૃથ્વી વીશે પરમાર્થને ધરનાર પુરૂષો પાકશે,
સતીયો અને સન્મીત્રનો શુભ ધર્મ મનમાં રાખશે;
નીજ ધર્મમાં વર્તી વિવેકે સત્ય વાણી ભાખશે,
ત્યારે જશે દુઃખ ભ્રાન્તીને સુખ શાંતિનાં ફળ ચાખશે.

આટલો ઉપદેશ કરી નરેન્દ્રનાથ સર્વને આશીષ આપી આસન પર બેસી ગયા. તે પછી સમય જતાં દરબારની પૂર્ણાહુતી કરી સઘળાં રાજ્યમહેલમાં આવ્યાં. રાજ્યાભિષેકની ક્રિયામાં ભાગ લેવાને આવેલા રાજા મહારાજાઓ મહારાજા વીરભદ્રને મળી પોતપોતાના નગર તરફ ગમન કરી ગયા. મહારાજા વીરબાહુ પણ પાંચ-છ દિવસ ત્યાં રહી

રાણી અને રણધીર સાથે મણિપૂર જવાને તૈયાર થયા. દિવ્યપ્રભાએ માતા–પિતાને નમન કર્યું. તેમણે તેને શુભ શિખામણ આપી. તે પછી દિવ્યપ્રભા ભાઇને મળી છૂટી પડી. મહારાજા વીરભદ્ર–શૈલેશ–વિશ્વેશ વગેરે તેમને ઘણે સૂધી જઇને વળાવી આવ્યા. બાદ થોડા દિવસ પછી યોગેન્દ્ર અને વિમળા પણ કૈલાસ શિખરપર જવાને તૈયાર થયાં. મહારાજાએ પોતાની પણ તેમની સાથે જવાની ઇચ્છા જણાવી. યોગેન્દ્રે હા પાડી. મહારાજા વીરભદ્ર રાણી વીરમતીને લઇ તેમની સાથે જવાને તત્પર થયા અને સર્વને હળીમળી કૈલાસ શિખર પર જવા નીકળ્યા. વિશ્વેશ–શૈલેશ–અજીત–ભદ્રેશ–ભારતી–નિર્મળા–દિવ્યપ્રભા અને વિશ્વપ્રભા વગેરે બેએક દિવસને માટે ત્યાં જવાને નીકળ્યાં. સઘળું મંડળ પુનઃ કૈલાસ શિખર પર આવી પહોંચ્યું. દેવી વિના નિસ્તેજ થએલું શિખર પુનઃ આનંદમય જણાવા લાગ્યું. ભીલનાં ટોળેટોળાં ત્યાં આવી દેવીને પગે પડવા લાગ્યાં. મહારાજા વીરભદ્રે ત્યાંની રમણીયતા નિહાળી ત્યાંજ સદાને માટે રહી 'પ્રભુ ભજન' કરવાની ઇચ્છા જણાવી; અને આથી વિશ્વેશે ત્યાં એક મકાન બાંધવાનો ઠરાવ કર્યો. વિશ્વેશ–શૈલેશ વગેરે એ ત્રણ દિવસ ત્યાં રહી દેવીને અને યોગેન્દ્રને મળી અમરાવતીમાં પાછાં આવ્યાં. કૈલાસ શિખર પર વિશ્વેશની આજ્ઞાથી મકાન બંધાવા માંડયું અને તેને પૂર્ણ રીતે તૈયાર થયા પછી વિશ્વેશે પોતાના બંધુના નામ પરથી તેનું નામ "શૈલભુવન" પાડયું. તેમાં રહી મહારાજા વીરભદ્ર અને રાણી વીરમતી સાધુ જનો સાથે પ્રભુ ભજન કરી દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. દેવી વિમળા અને યોગેન્દ્ર હવે પૂર્ણ શાન્તિથી પ્રભુના ધ્યાનમાં ધ્યાનસ્થ રહેવા લાગ્યાં.

# ઉપસંહાર.

—:o:—

આજે પૂર્ણીમાની રાત્રિ છે. વિશ્વેશને રાજ્યાભિષેક થયાને એક વર્ષ વહી ગયું છે. એક પ્રહર રાત્રિ વિતી છે. હજી વિશ્વેશ આવ્યો નથી. વિશ્વપ્રભા પુષ્પનો હાર તેયાર કરી સ્વામીનું સ્વાગત કરવાને આતુર હૃદયે તેની રાહ જોઇ રહી છે. હજી સ્વામી આવ્યા નહિ, લાવ લગીર ચંદ્રિકામાં બેસી આનંદ કરૂં. કહી વિશ્વપ્રભા હાથમાં સિતાર લઇને ખુલ્લા જરૂખામાં ગઈ; અને સિતારના તાર પર કમળ સમાન નાનકડી આંગળીયો ફેરવી સૂર મેળવવા લાગી. સૂર મળતાં એ આનંદી બાળાએ એક મધુરૂં સંગીત ઉપાડયું. શાન્ત રાત્રિની ઉજ્વળ ચંદ્રિકામાં એ ગૌરાંગના ગાવામાં લીન બની ગઇ. એ અરસ્સામાંજ વિશ્વેશે ત્યાં પ્રવેશ કર્યો. ગાનમાં ગુલતાન બનેલી બાળાને જોઇ તે મોહ મુગ્ધ બની પાછળ ઉભો રહી શાન્ત ચિત્તે તેનું ગાન સાંભળવા લાગ્યો. ગાન આ પ્રમાણે હતું.

*મૂરખ મન પ્રેમ પ્રેમ કહી મરે, પ્રેમ એક પ્રેમી હૃદયે ઠરે,
વાત જ્યાં લોચન મનડાં કરે ભાવ શશી અંતર ભરતી ભરે–
પંચ ભૂતની પ્રેમ ભાવના પંચ ભૂતે સમાય,
સ્થુલ વાસના ખાખ થાય જ્યાં સૂક્ષ્મ દેહમાં જાય–
અજબ તત્વ અમર અવનીમાં પ્રેમ તણું કહેવાય
અજબ પ્રેમી અંતરમાં આવી અમર કરી દે કાય–પ્રેમ૦
વિવિધ રંગને વિવિધ રૂપમાં પ્રેમ તત્વ પલટાય,
દારા ભગિની માતૃ ભાવમાં જુદુ જુદુ વરતાય–પ્રેમ૦

---

* શકુન્તલા.

રાગે વાયુ રાગે વન્હી રાગે વિભુ વશ થાય,
રસિક રાગથી હૃદય રસિકડાં છટકીને ક્યાં જાય–પ્રેમ૦

ગાન પૂરૂં થતાંજ પાછળ ઉભેલા વિશ્વેશે તેની આંખ્યો દબાવી ચતુર ચપળા ચેતી ગઈ અને મને મૂકી દયો–મૂકી દયો, આવી ચોરી કરતાં ક્યાંથી શીખ્યા છો? કહી તે હાથ ખસેડવાનો પ્રયત્ન કરવા લાગી, પણ વિશ્વેશના હાથને તે ખસેડી શકી નહિ. આથી પુનઃ તેણે કહ્યું:—હાથ લઈ લ્યો.

"એક બીજું ગાયન ગાવાની હા કહે તો આ પળેજ હાથ લઈ લઉં." વિશ્વેશે કહ્યું.

"અને હું નહિ ગાઉં તો?" વિશ્વપ્રભાએ પૂછ્યું.

"તો હું આવી રીતે ઉભો રહીશ." વિશ્વેશે જણાવ્યું.

"ભલે ત્યારે, હું તો ગાવાનીજ નથી."

"ત્યારે હું પણ હાથ ઉપાડી લેવાનોજ નથી. જોઉં છું કે આમાં કોની જીત થાય છે? મારી પણ રાજ હઠ છે હાં?

"અને મારી પણ સ્ત્રી હઠ છે તે જાણો છો?"

"ઠીક છે." આમ કહી વિશ્વેશ ઉભો રહ્યો. બન્નેમાં ઘણીવાર સુધી મૌન પથરાયું. એવામાંજ વિશ્વપ્રભાએ એકાએક ચીસ પાડી. વિશ્વેશે ગભરાઈને હાથ ઉપાડી પૂછ્યું:—કેમ શું છે?

"કાંઈ નહિ; એ તો સ્ત્રી હઠનો વિજય થયો છે." કહી તે હસી પડી.

"અરે વાહરે! ત્હેં તો સ્ત્રી ચરિત્ર કરી મને બનાવ્યો! શું આ પ્રેમી પ્રિયાની રીત કહેવાય?"

ત્યારે શું પ્રેમી પ્રિયાને તલસાવવી એ પ્રિયતમની પણ રીત કહેવાય કે?

"પ્રિયા! રાજ્ય ખટપટના કામમાં સમય જાય એમાં આટલો ગુસ્સો કરવો ન જોઇએ, મારે સૌની સંભાળ રાખવાની છે."

"તેની સાથે મહારાણીની પણ વિશેષ સંભાળ રાખવાની જરૂર છે. જાણતા નહોતા કે મોડા જવાથી મહારાણીના કોપને પાત્ર થવું પડશે?" કહી વિશ્વપ્રભાએ તેના ગાલ પર આંગળીનો સ્પર્શ કર્યો.

"વિશ્વેશ હસી પડી બોલ્યો:—લ્યો ચાલો હવે એમ નહિ કરીએ. હવે એકાદ ગાયન સંભળાવવાની કૃપા કરો.

"હાજી; પણ પ્રથમ આ સુવાસિક પુષ્પોનો હાર પરિધાન કરો. કહી તેણે તૈયાર કરેલો હાર તેના કંઠમાં પહેરાવ્યો. પછી બન્ને ત્યાં પડેલા એક સોફાપર બેઠાં. વિશ્વપ્રભાએ સિતાર સાથે સૂર મેળવી એક મનહર ગાન ગાઇ પતિદેવને પ્રસન્ન કરી તેની સામે જોયું. વિશ્વેશે તેના હાથમાંથી સિતાર લઇ તેના કપોલ પ્રદેશ પર ચુંબન લીધું. બાદ એ પ્રેમી યુગલ વાર્તા વિનોદ કરવા લાગ્યું. આવી રીતે આનંદમાં કાળક્રમ જવા લાગ્યો. બન્ને જણાં પ્રજાની પૂર્ણ કાળજી રાખી રાજ્ય સંભાળવા લાગ્યાં. થોડા વર્ષમાં તો વિશ્વેશનાં ચારે તરફ યશોગાન ગવાવા લાગ્યાં.

"શૈલેશ અને દિવ્યપ્રભા સર્વની સાથે હળીમળી રહેવા લાગ્યાં. દિવ્યપ્રભા વિશ્વપ્રભાને અને શૈલેશ વિશ્વેશને દરેક કાર્યમાં મદદ રૂપ થઇ પડતાં. સઘળાં સ્વર્ગીય સુખનો આસ્વાદ લેવા લાગ્યાં."

"વીર અજીત પ્રથમની માફક રાજ્યભક્ત થઇ તેની કીર્તિ ચારે તરફ ફેલાવવા લાગ્યો અને બાકી રહેલા રાજ્યોને અમરાવતીનાં ખંડીયાં બનાવવા લાગ્યો. ટુંક મુદતમાં તો તેણે અમરાવતીના રાજ્યમાં બીજાં

ઘણાં રાજ્યો મેળવી દીધાં. તે જ્યારે જ્યારે યુદ્ધે ચઢતો ત્યારે શૈલેશને સાથે લઇ જતો. તે શૈલેશ અને વિશ્વેશને ગાઢ પ્રેમથી ચાહતો. અંતે વીર અજીતે પણ નિર્મળાના સહવાસથી તેનો સંસાર ઉજ્વળ કર્યો. બન્ને દંપતિનું જીવન આનંદમાં વ્યતિત થવા લાગ્યું."

"ભદ્રેશ અમરાવતીના દિવાનપદે ચઢી રાજા અને પ્રજા ઉભયને ખુશી રાખવા લાગ્યો. તેણે રૈયતના કરમાં ઘટાડો કર્યો. તે પ્રજાને ઉન્નતિના શિખરે ચઢાવવામાં વિશેષ લક્ષ આપવા લાગ્યો. આથી તે પ્રજાને અત્યંત પ્રીતિપાત્ર થઈ પડયો. તેણે પડતર જમીનોને ફળદ્રુપ બનાવી રાજ્યની આવક વધારી. તે હમ્મેશાં દીર્ઘ દ્રષ્ટિએ કાર્ય કરતો હતો. સતી ભારતી તેના દરેક કાર્યમાં મદદ રૂપ થઇ પડતી. સર્વત્ર ભદ્રેશના ગુણ ગવાતા. રાજા રજવાડામાં પણ તેની કુશળતાનાં વખાણ થતાં. આવી રીતના કાર્યક્રમથી ભદ્રેશ સતી ભારતી સાથે આનંદ કરી તેના સંસારને સ્વર્ગ સમાન શોભાવવા લાગ્યો."

દિવસના કાર્યથી મૂક્ત થઈ શૈલેશ–વિશ્વેશ–અજીત અને ભદ્રેશ હમ્મેશાં રાજમહેલના દિવાનખાનામાં એકઠા થઇ વાર્તાવિનોદ કરતા. વિશ્વપ્રભા–દિવ્યપ્રભા–નિર્મળા અને ભારતી તેમની ચર્ચામાં રસ ભર્યો ભાગ લેતાં. દર અઠવાડીએ તેઓ કૈલાસ શિખરપર જતાં અને ત્યાં નિવાસ કરતાં પવિત્ર જનોને મળી તેમનો શુભ ઉપદેશ શ્રવણ કરતાં. તે પછી શંકરની પૂજા થતી. તે વખતે તેઓ સઘળાં ભગવી કફનીઓ પહેરી પ્રભુની સ્તુતિ ગાતાં. તે દિવસે ગરીબ ગરબાંને પુષ્કળ દ્રવ્ય આપી સંતોષ પમાડવામાં આવતાં અને તે રાત્રિ ત્યાં ગુજારી પ્રાતઃકાળમાં પૂજ્ય જનોને વંદન કરી સઘળાં અમરાવતીમાં જતાં.

આવી રીતે સદાચરણી જનો પ્રભુ કૃપાથી સુખી થઈ આનંદમય જીવન ગુજારવા લાગ્યાં.

પ્રિય પાઠકો! અત્રે આપણી કથાની પૂર્ણાહુતી થાય છે. આપ સારી રીતે સમજ્યા હશો કે સદાચરણી જનોનો અંતે વિજય થાય છે અને અનીતિ આચરનાર દુષ્ટો મહાન્ દુઃખી થઇ મરે છે. "સત્યનોજ વિજય છે." એ ખાસ યાદ રાખવું અને પ્રત્યેક મનુષ્યે પરોપકાર કરી સઘળાંની સાથે હળીમળીને ચાલવું. "જ્યાં સંપ છે ત્યાંજ સુખ છે અને જ્યાં ક્લેશ છે ત્યાં હમ્મેશ દુઃખ છે." પ્રભુપર વિશ્વાસ રાખી નીતિમય જીવન ગુજારનારનું આખરે શ્રેય થાય છે. મારા વાચક બંધુઓ ! સાંભળો ગગનમાંથી સંભળાતો દિવ્યનાદઃ—

"ભારત વિશે સ્વદેશ ભક્તિ પૂર્ણ રીતે જાગશે,
નિતી અને વળી સત્યવાણી, હૃદય માંહી સ્થાપશે;
કુસંપ અને વૈરભાવ મુકી, ભ્રાતૃ ભાવ વધારશે,
ત્યારે થશે સૌ સુખ શાન્તિ વિજય ભારત પામશે."

॥ ॐ શાન્તિઃ શાન્તિઃ ॥

# ગ્રાહક ગ્રહસ્થોનાં નામ.

## અમદાવાદ.

* રા. રા. નગરશેઠ કસ્તુરભાઈ મણીભાઈ.
* રા. રા. શેઠ ચીમનભાઈ મયાભાઈ.
* રા. રા. જગાભાઈ દલપતભાઈ.
* રા. રા. શેઠ બાલાભાઈ દામોદરદાસ.
* રા. રા. શેઠ લાલભાઈ ત્રીકમલાલ.
* રા. રા. શેઠ ઉમાભાઇ કાળીદાસ.
* રા. રા. શેઠ બકુભાઈ મનસુખભાઈ,
૨ રા. રા. મોતીલાલ અમરતલાલ ગાંધી.
૨ રા. રા. દામોદરદાસ સાંકળેશ્વર રાવળ.
૨ રા. રા. કીશોરભાઈ મુળજીભાઇ મુખી.
૨ રા. રા. મોહનલાલ છોટાલાલ ગાંધી.
૨ રા. રા. જટાશંકર એચ. ત્રીવેદી.
૨ રા. રા. મંગળદાસ ચુનીલાલ શાહ.
૧ રા. રા. પોપટલાલ નાહનચંદ શાહ.
૨ રા. રા. ચીમનલાલ ગોવીંદલાલ ડોકટર.
૧ રા. રા. પટેલ. નારણદાસ કાળીદાસ.
૧ રા. રા. શેઠ જહાંગીરજી પેસ્તનજી કંટ્રાકટર.
૧ રા. રા. સોરાબજી એજનજી દલાલ.
૧ રા. રા. શેઠ ધનજીશા અરદેશર કાટપીટીયા.
૧ રા. રા. માણેકલાલ ગંગારામ ગાંધી.
૧ રા. રા. મણીલાલ માધવદાસ પટેલ.
૧ રા. રા. ચીમનલાલ સોમનાથ ગાંધી.
૧ રા. રા. શકરાભાઈ હરગોવનદાસ પટેલ.
૧ રા. રા. શંભુભાઇ દોલતરામ પટેલ.
૧ રા. રા. મગનલાલ જમનાદાસ પટેલ.
૧ રા. રા. રણછોડલાલ જેઠાલાલ શાહ.
૧ રા. રા. ચુનીલાલ હવશા પટેલ.
૧ રા. રા. ભીમજીભાઈ કલ્યાણજીભાઈ પંડયા.
૧ રા. રા. પીરમહમદ ફાજલભાઇ. મોમીન.
૧ રા. રા. જેશીંગભાઈ હરીલાલ શાહ.
૧ રા. રા. બલાખીદાસ હાથીભાઇ શાહ.
૧ રા. રા. જેશીંગભાઇ નથુભાઈ શાહ.

૧ રા. રા. જેશીંગભાઇ ત્રીકમલાલ શાહ.
૧ રા. રા. ચીમનલાલ ડાહ્યાભાઈ શાહ.
૧ રા. રા. પોટલાલ કાળીદાસ શાહ.
૧ રા. રા. હીરાલાલ દામોદરદાસ શાહ.
૧ રા. રા. નકરાભાઇ કસ્તુરચંદ શાહ.
૧ રા. રા. વીઠ્ઠલદાસ મણીલાલ પટેલ દેત્રોજવાળા
૧ રા. રા. ચુનીલાલ ત્રીભોવનદાસ ખમાર.
૧ રા. રા. ઘાંચી મુલચંદ કુબેરદાસ.
૧ રા. રા. કેશવલાલ છોટાલાલ ઝવેરી.
૧ રા. રા. સાંકલચંદ દલસુખરામ પટેલ.
૧ રા. રા. ચીમનલાલ સાંકલચંદ શાહ.
૧ રા. રા. મણીલાલ છગનલાલ શાહ
૧ રા. રા. મંગળદાસ વાડીલાલ શાહ.
૧ રા. રા. ગોરધનદાસ પરસોતમદાસ શાહ.
૧ રા. રા. પ્રેમચંદ પુંજાભાઈ શાહ.
૧ રા. રા. સાંકળચંદ નગીનદાસ શાહ.
૧ રા. રા. હરીલાલ દોલતરામ શાહ.
૧ રા. રા. મણીલાલ ડાહ્યાભાઈ શાહ બી. એ.
૧ રા. રા. બારોટ છત્રસીંગ હાલજી.

૧ રા. રા. અંબાલાલ બેચરદાસ ટેઇલર.
૧ રા. રા. અંબાલાલ દલપતરામ.
૧ રા. રા. બારોટ મોહનલાલ પ્રતાપભાઈ.
૧ રા. રા. બારોટ મણીલાલ માનસીંગ.
૧ રા. રા. રણછોડલાલ છગનલાલ પાધ્યાય.
૧ રા. રા. બારોટ ગાંડાભાઇ કલ્યાણજી.
૧ રા. રા. ભાવસાર નાનશા માનચંદ.
૧ રા. રા. માધવલાલ હરીલાલ માધેવીયા.
૧ રા. રા. સોમનાથ જોઇતારામ પટેલ.
૧ રા. રા. મોદી નગીનદાસ બાપાલાલ.
૧ રા. રા. તંબોળી હરીલાલ હરગોવનદાસ.
૧ રા. રા. ગુલામનબી ઇસમાઇલભાઇ.
૧ રા. રા. અહેમદહુસેન અબદુલરહેમાન કરાળીયા.
૧ રા. રા. નનુભાઇ અહમદહુસેન. પાનવાળા
૧ રા. રા. વ્યાસ ઉમીયાશંકર રૂપરામ.
૧ રા. રા. ડાહ્યાભાઇ રણછોડદાસ સ્પીનીંગરીટર.
૧ રા. રા. પંચાળ દલસુખરામ જીવરામ.
૧ રા. રા. મોહનભાઇ ખોડાભાઇ પંચાળ.
૧ રા. રા. શંભુભાઇ કુબેરભાઇ પંચાળ.

૧ રા. રા. મગનલાલ કુંવરજી શાહ.
૧ રા. રા. ડાહ્યાભાઇ શંકરભાઇ પટેલ.
૧ રા. રા. મણીલાલ ગગલદાસ પટેલ.
૧ રા. રા. મણીલાલ છગનલાલ પટેલ.
૧ રા. રા. છગનલાલ કેવળદાસ પંચાળ.
૧ રા. રા. જેશીંગભાઇ એલ શાહ.
૧ રા. રા. પ્રેમચંદ વાડીલાલ પટેલ.
૧ રા. રા. ચુનીલાલ મનસુખરામ નાયક.
૧ રા. રા. મુલચંદભાઇ વલભરામ નાયક.
૧ રા. રા. ગાંધી મુલજીભાઇ હરીભાઇ.
૧ રા. રા. પટેલ ગીરધરદાસ મયાચંદ.
૧ રા. રા. રતનચંદ બી. પ્રેસવાળા.
૧ રા. રા. ડાહ્યાભાઇ રતનચંદ. શાહ.
૧ રા. રા. મીસ્ત્રી ઇશ્વરભાઇ બેચરભાઇ પંચાળ.
૧ રા. રા. બીસમીલ્લાંખાં ગુલાબખાં.
૧ રા. રા. જીવણલાલ વીશાભાઇ પંચાળ.
૧ રા. રા. શેઠ રણછોડલાલ કેશવલાલ,
૧ રા. રા. શંકરલાલ બેચરદાસ પંચાળ.
૧ રા. રા. મણીલાલ શોભારામ શાહ,
૧ રા. રા. નારણરાવ ગોવીંદરાવ.

૧ રા. રા. બળવંતરાવ ભીકુંભા જાદવ.
૧ રા. રા. ઇશ્વરલાલ કેશવલાલ.
૧ રા. રા. માસ્તર ત્ર્યંબકલાલ અંબાલાલ.
૧ મીસ્ત્રી. ચીમનલાલ મણીલાલ ગજ્જર.
૧ રા. રા. સોની ચુનીલાલ છગનલાલ.
૧ રા. રા. કચરાભાઈ છોટાભાઈ.
૧ રા. રા. છોટાલાલ બકોરદાસ પટેલ.
૧ રા. રા. ઇંદુરાવ નારણરાવ.
૧ રા. રા. જાદવરાય હરપ્રસાદ.
૧ રા. રા. મોહનલાલ ચુનીલાલ.
૧ રા. રા. શાહ જગમોહનદાસ.
૧ રા. રા. સોની બાલુભાઇ મગનલાલ.
૧ રા. રા. અંબાલાલ મટુલાલ.
૧ રા. રા પટેલ મગનલાલ હરીભાઈ ક્રેમહેડબ્જોબર.
૧ રા. રા. મથુરભાઈ જેશીંગભાઈ પટેલ.
૧ રા. રા. લવાર ધુળાભાઈ વનમાળીદાસ.
૧ રા. રા. હીરાલાલ સાંકળચંદ પીક માસ્તર.
૧ રા. રા. છનાભાઈ મંગળદાસ
૧ રા. રા. બેચરદાસ મંછારામ કારપેન્ટર

## બહાર ગામના ગ્રાહકોનાં નામ.

૧ રા. રા. શેઠ કસ્તુરભાઇ મનસુખભાઈ.
૧ રા. રા. નાથાલાલ જોઇતારામ શાહ.
૧ રા. રા. ચુનીલાલ મગનલાલ પંડ્યા.
૧ રા. રા. ત્રીવેદી ચુનીલાલ રેવાશંકર
૧ રા. રા. રેવાશંકર ભવાનીશંકર
૧ રા. રા. બુકસેલર શીવશંકર મુળજીભાઈ દવે
૧ રા. રા. દાકતર છગનલાલ હરીભાઈ
૧ રા. રા. નાગજીભાઇ મોતીલાલ ગોળવાળા
૧ રા. રા. જોષી ત્રીકમજી મેઘજી
૧ રા. રા. જેઠાભાઈ ગીરધરભાઈ
૧ રા. રા. રતીલાલ કેશવલાલ સીતવાળા
૧ રા. રા. ભીખાભાઈ રતનચંદ શાહ.
૧ રા. રા. શેઠ ચીમનલાલ પરમાનંદદાસ મુનીમ.
૧ રા. રા. છોટાલાલ ચતુરદાસ શાહ.
૧ રા. રા. ચંદુલાલ જમનાદાશ શાહ.
૧ રા. રા. લલુભાઇ ઝવેરદાસ એન્જીનીયર.
૧ રા. રા. પંડ્યા મણીશંકર ગંગાશંકર.
૧ રા. રા. લાલશંકર બાપુજી ભટ્ટ.
૧ રા. રા. રજનીકાન્ત. આર. જાની.
૧ રા. રા. શાહ. ઉત્તમચંદ મોહનલાલ.
૧ રા. રા. છોટાલાલ હીરાચંદ ભાવશાર
૧ રા. રા. એફ. વી. ડોકટર (નડીયાદ વાળા)
૧ રા. રા. મોહનલાલ જેઠારામ શાહ.
૧ રા. રા. ખોજા માહમદભાઈ રજબઅલી.
૧ રા. રા. ભલાભાઈ પુંજીરામ શાહ
૧ રા રા શાસ્ત્રી જયકૃષ્ણ હરીકૃષ્ણ

# વલ્લભદાસની ત્રીજોરીઓ.

## સૌથી પહેલ વહેલા ફાયરપ્રુફ ત્રીજોરીઓ બનાવનાર.

જાણીતા અને જાતી અનુભવથી પ્રખ્યાતી પામેલા વલ્લભદાસ હીરાચંદ એન્ડસન્સની તીજોરીઓ ઘણી મજબુત ને આગની સામે ટક્કર ઝીલી શકે તેવી અખંડ પ્લેટમાંથી મશીનથી વાળીને બનાવવામાં આવે છે. અમારી બનાવટની કળો વગેરેનું કામ એવું તો સરસ હોય છે કે ત્રીજોરીઓ જોતાંજ વીલાયતની સરસાઈ જેવીજ દેખાય છે ફાયરપ્રુફની મજબુતાઇ વીશેના કેટલાક ચાંદ તથા સર્ટીફીકેટો મળેલાં છે.

## પેટન્ટ અજાયબ ગુપ્ત ભંડારની ત્રીજોરીઓ.

અજાયબ ગુપ્ત ભંડારની પેટન્ટ તીજોરીઓમાં મુકેલો અસબાબ હરામી ચોર લોકોથી ઉઘાડવાની રીત જાણ્યા સીવાય લેઈ શકાતો નથી ને અસબાબ કાયમ રહે છે, તેમજ જલદી તુટી શકતી નથી. ત્રીજોરી જોતાં ગુપ્ત બંડાર કોઇ જાણી શકતું નથી, અજાયબ રીતે ખુલે છે ત્યારે અજાયબી પમાડે છે.

# ફાયરપ્રુફનો તાજો પુરાવો.

અમદાવાદમાં લાલાવસાની પોળમાં સંઘવીને ત્યાં અચાનક મોટી આગે ભયંકર રૂપ ધારણ કરી મકાન વીગેરેની પાયમાલી કરી હતી, તેની અંદર તેમણે ઝવેરાત, શેર, નોટ, જડીત દાગીના વગેરે મુકેલી ત્રીજોરીઓ પણ ભયંકર આગમાં આવેલી હતી. ત્રીજે દીવસે મોટા અમલદારો, પંચ અને સંઘવીના માણસોની રૂબરૂ તીજોરી ખોલતાં અંદર મુકેલો માલ જેવીને તેવી સહિસલામત હાલતમાં નીકળ્યો હતો.

# પ્રથમ ફાયરપ્રુફનો અખતરો.

સરદાર શેઠ લાલભાઈ દલપતભાઇએ અખતરા સાથે ત્રીજોરી જેવા મુંબાઇવાળાને પુછેલ હતું, તો તે વખતે ચોખ્ખી ના લખી હતી તેથી શેઠ સાહેબે વલ્લભરામને બોલાવ્યા ને આગમા ટકે તેવી ત્રીજોરી ફાયરપ્રુફની માગણી કરી તે વખતેજ અમોએ ત્રીજોરી આગમાં મુકાવી અખતરો જોતાં ફાયરપ્રુફ તીજોરી બનાવનાર મી૦ વલ્લભદાસને પહેલે નંબરે ગણેલા છે.

તીજોરીઓના દરવાજા એકજ જાડી પલેટના બનાવીએ છીએ. તેમજ ઇસ્ટાફર વથા સ્ટીલ પલેટના વાપરીએ છીએ. તીજોરીમાં અમારી બનાવટનીજ માસ્તર કી કળો બેસારીએ છીએ. કામ ઘણુંજ મજબુત, મંગાવી ખાત્રી કરો તીજોરી એકજ પલેટમાંથી મશીનમાં વાળીને બનાવીએ છીએ.

## કયાં કયાં વપરાય છે.

મોટા નાના રાજા રજવાડાઓમાં, બેંકોમાં ઇન્જીનીએર ઓફી-સોમાં, મ્યુનીસિપાલીટીઓમાં, શેઠ શાહુકારોમાં, મોટી નાની મીલોમાં વિગેરે.

**મી. વલ્લભદાસ હીરાચંદ એન્ડસન્સ.**

પાનકોરને નાકે—અમદાવાદ.